# નિવેદન

શ્રી કરસનદાસ નરસિંહદાસ માણેકને સાઠ વર્ષ ૧૯૬૨માં પૂર્ણ થવાનાં હોઈને આ વર્ષે જ એમની ષષ્ટિપૂર્તિનો અભિનંદન સમારંભ મુંબઈ, અમદાવાદ આદિ સ્થળોએ યોજવાનો નિર્ણય થયો. એ માટે મુંબઈમાં શ્રી કરસનદાસ માણેક ષષ્ટિપૂર્તિ સમ્માનસમારંભ-સમિતિ રચવામાં આવી. આ સમિતિની આયોજન સમિતિ નીમવામાં આવી, અને આયોજન સમિતિએ આ અવસરે એક અભિનંદન ગ્રંથ પ્રકટ કરવાની યોજના કરીને સાહિત્યકારોની બનેલી ગ્રંથસંપાદન સમિતિની નિયુક્તિ કરી. એ આયોજન સમિતિના સભ્યોની તથા ગ્રંથસંપાદન સમિતિના સભ્યોની નામાવલિ અન્ય પૃષ્ઠ પર આપવામાં આવી છે.

ગ્રંથસંપાદન સમિતિએ, આયોજન સમિતિ સાથે મંત્રણા કરીને, નિર્ણય કર્યો કે અભિનંદન ગ્રંથમાં શ્રી કરસનદાસ માણેકની સ્વરચિત સાહિત્યકૃતિઓમાંથી ચૂંટેલી પ્રતિનિધિભૂત કૃતિઓનો સંચય કરવો. એ સંચય-સંપાદનનું કાર્ય સંપાદન સમિતિએ શ્રી રામપ્રસાદ બક્ષી, શ્રી અનંતરાય રાવળ તથા શ્રી અમૃતલાલ યાજ્ઞિક એ ત્રણ સભ્યોને સોંપ્યું.

તદનુસાર આ અભિનંદન ગ્રંથ તૈયાર થયો છે. શ્રી માણેક પોતાના યોગક્ષેમની બહુ ચિંતા કર્યા વિના સતત અક્ષરની જ આરાધનામાં પ્રવૃત્ત રહ્યા છે એ હકીકતને લક્ષમાં રાખીને ગ્રંથને 'અક્ષર-આરાધના' એવું નામ આપ્યું છે.

શ્રી માણેકના સાહિત્યસર્જનમાં સાહિત્યનાં અનેક સ્વરૂપોનો સમાવેશ થાય છે. એમાં અધિકતર પ્રમાણ કાવ્યોનું છે, અને એ ઉપરાંત કીર્તનો છે, પદ્યનાટિકાઓ છે, એકાંકીઓ અને રેડિયો નાટિકાઓ છે, નવલિકાઓ અને નવલકથાઓ છે, રેખાચિત્રો અને અભ્યાસપૂર્ણ તથા હળવી શૈલીના નિબંધો છે. અને વિશિષ્ટ શૈલીની 'વૈશંપાયનની વાણી' પણ છે. આ સંગ્રહમાં શ્રી માણેકના આવા અનેકવિધ સાહિત્યસર્જનનું યથોચિત પ્રતિનિધિત્વ રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે. આવાં વિવિધ સર્જનક્ષેત્રોને ખેડતી અને સમૃદ્ધ કરતી શ્રી માણેકની પ્રતિભાનો પરિચય કરાવતો નાનો લેખ પણ આ ગ્રંથમાં પ્રસંગોચિત અંજલિ લેખે મૂક્યો છે.

શ્રી કરસનદાસ માણેક ષષ્ટિપૂર્તિ સમ્માનસમારંભ માટે દિન નિયત થયો; એનું પ્રમુખપદ સ્વીકારવાની પૂ. કાકાસાહેબ કાલેલકરે કૃપા કરી એટલે એ શુભ અવસરે, કાકાસાહેબનાં મંગલ કરકમલોથી, આ 'અક્ષર-આરાધના'નું પ્રકાશન થાય એવો સંકલ્પ કરી તે પૂરો કરવા યત્ન કર્યો છે.

એ સમયમર્યાદા જળવાઈ તેમાં સવિશેષ ધન્યવાદના અધિકારી છે સસ્તું સાહિત્ય-વર્ધક કાર્યાલયના તથા એના મુદ્રણાલયના અધિકારીઓ અને કાર્યકરો. અમે એમનો હૃદયથી આભાર માનીએ છીએ.

આશા છે કે, આ સંચય સાહિત્યરસિક જનતાને શ્રી માણેકની સાહિત્યસેવાનો ઘટતો પરિચય કરાવશે.

રામપ્રસાદ પ્રે. બક્ષી
અનંતરાય મ. રાવળ
અમૃતલાલ ભ. યાજ્ઞિક

## શ્રી કરસનદાસ માણેક ષષ્ટિપૂર્તિ સમ્માનસમારંભ સમિતિ નિયુક્ત

### આયોજન સમિતિ

શ્રી હરિલાલ મ. ડૂેસવાળા—પ્રમુખ
,, હરિલાલ રઘુનાથ રાવળ—મંત્રી
,, રામપ્રસાદ પ્રે. બક્ષી
,, અમૃતલાલ ભ. યાજ્ઞિક
,, હીરાલાલ નારાયણજી ગણાત્રા
,, રવજી કે. ગણાત્રા

### ગ્રંથસંપાદન સમિતિ

શ્રી રામપ્રસાદ પ્રે. બક્ષી
,, ઢોલરરાય રં. માંકડ
,, અનંતરાય રાવળ
,, મોહનલાલ મહેતા (સોપાન)
,, ધનસુખલાલ મહેતા
,, અમૃતલાલ યાજ્ઞિક
,, હરિવલ્લભ ભાયાણી
,, ગુલાબદાસ બ્રોકર
,, પ્રેમશંકર ભટ્ટ
,, જયાનંદ દવે
,, આચાર્ય આડતિયા
,, ભવાનીશંકર વ્યાસ
,, જયંત આચાર્ય
,, ચંદ્રકાંત મહેતા
,, હિંમત ઝવેરી (મંત્રી)

# શ્રી કરસનદાસ ન. માણેક : જીવનદર્શન

('હવે તો હું, દેવા!
નકામા સુકાને ડગમગ થતો હાથ મૂકીને
મૂંઝ'તો બેઠો છું,
તુંમાં નાખી છેલ્લાં નયનયુગનાં લંગર, પ્રભો!'
'છેલ્લાં લંગર', આલબેલ

શ્રી કરસનદાસ માણેકની આ પંક્તિમાં વ્યક્ત થતી એમની વિશ્વવિધાતામાં અથવા વિશ્વવિધાનમાં શ્રદ્ધા એમના જીવનક્રમમાં પણ દેખાય છે. આ શ્રદ્ધાએ જ એમને જીવનમાં અનેક સાહસો કરવાનું મનોબળ આપ્યું છે. અન્ય કાવ્યમાં એમણે પ્રશ્ન પૂછ્યો છે:'મારા જીવનની પૂર્ણાહુતિ કેવી નિરમી હશે? ક્રમફળે કે સહસા?' એમના જીવનની પૂર્ણાહુતિ તો મંગલમય જ થવાને નિર્માઈ છે, અને એમને પણ એવી શ્રદ્ધા રહી છે, તેથી તેઓએ કહ્યું છે:

'અધૈર્ય ઉર આક્રમે ક્ષણક્ષણે છતાં પાર્શ્વમાં
સદોદ્યત તું સૂત્રધાર પ્રિય ભાળી આગે બઢું!'

અને એ રીતે પોતાના પાર્શ્વમાં પ્રિય સૂત્રધાર સદોદ્યત ખડો છે એવી હૃદય-પ્રતીતિથી તેઓ આગે બઢ્યા કર્યા છે.

આ શ્રદ્ધા અને સાહસવૃત્તિએ એમના જીવનને, એમની અક્ષર-આરાધનામાં, -એમની સાહિત્યઉપાસનામાં જે વિવિધતા છે તેવી જ વિવિધતા અર્પી છે.

એમનો જન્મ કરાચીમાં ૨૮મી નવેમ્બર ૧૯૦૨ને દિવસે થયો-બહુ શ્રીમંત નહિ તોપણ સુખી, વેપારમાં જ જેનો નિવાસ છે એવી લક્ષ્મીની ઉપાસના કરનારા કુટુંબમાં. પણ શ્રી માણેકે પોતાની જીવનનૌકાનું સુકાન સાગરસુતા લક્ષ્મીના ઉપાસનાધામમાંથી સરસ્વતીના ક્ષેત્રની દિશામાં ફેરવ્યું.

૧૯૧૯માં મૅટ્રિકની પરીક્ષા યશસ્વી રીતે પસાર કરીને કરાચીની ડી. જે. સિંધ કૉલેજમાં જોડાયા. ૧૯૨૦માં પ્રીવિયસની પરીક્ષામાં પાસ થયા, ત્યાં તો દેશમાં સ્વાતંત્ર્યયુદ્ધના શંખ ફુંકાયા, અસહકારની હાકલ પડી, અને માણેકે અભ્યાસ છોડ્યો; રાષ્ટ્રના મુક્તિસંગ્રામનો ગામડાંઓમાં પ્રચાર કરવાને ઝંપલાવ્યું. પણ વિદ્યાનો પ્રેમ વિસરાયો નહિ; વાચન-કવન ચાલુ રહ્યું અને ગુજરાત વિદ્યાપીઠ-ની મધ્યમા-ઈન્ટર આર્ટ્સ પરીક્ષામાં દ્વિતીય શ્રેણીમાં ઉત્તીર્ણ થઈને અમદાવાદમાં, ગાંધીજી-સ્થાપિત ગૂજરાત મહાવિદ્યાલયમાં અભ્યાસ ચાલુ કર્યો. પછી ૧૯૨૭માં, અંગ્રેજી અને સંસ્કૃત વિષયો સાથે મુંબઈ યુનિવર્સિટીના બી. એ. થયા. ૧૯૨૮માં હિન્દીમાં 'વિશારદ'ની પદવી મેળવી. અને એ વિદ્યાપ્રાપ્તિને, વિદ્યાલયોના શિક્ષક અને આચાર્યને પદે રહીને, વિદ્યાદાન દ્વારા સફળ કરી-કરાચીમાં, કૃષ્ણ વિનયમંદિરમાં, મારવાડી વિદ્યાલયમાં, ગુજરાત વિદ્યાલયમાં. કરાચીના કેળવણીક્ષેત્રમાં માણેકે આપેલો ફાળો સુસ્મરણીય બન્યો.

પણ માણેક એટલે સાહસ અને વિવિધતા. ૧૯૨૬માં એમણે કરાચીમાં, 'ક્ષાત્રતેજ' નામનું સાપ્તાહિક શરૂ કર્યું. એમનો આ પત્રકારત્વનો શોખ એમના જીવનમાં વારંવાર પ્રકટ થયા કર્યો છે. રાણપુરથી પ્રકટ થતા સાપ્તાહિક 'સૌરાષ્ટ્ર'માં (૧૯૨૪), મુંબઈમાં 'જન્મભૂમિ'ના તંત્રીમંડળમાં (૧૯૪૦ થી ૧૯૪૮) 'નૂતન ગુજરાત'ને તંત્રીપદે (૧૯૪૮–૪૯) એમ અનેક સ્થળે એમનો પત્રકારત્વ-શોખ એમને ખેંચી ગયો. પરિષદપ્રચારપત્રિકા તરીકે ૧૯૩૭માં શરૂ થયેલ અને પછી ચાલુ રહેલ 'સુહિણી', ઉપરાંત ૧૯૩૯માં અંગ્રેજી પત્ર Daily Mirrorના પણ તંત્રીપદે રહીને એક વર્ષ તેમણે ચલાવ્યું હતું. 'સારથિ' એ એમનું ૧૯૫૧–૫૨નું અદીર્ઘજીવી સ્વતંત્ર સાહસ હતું. અને 'નચિકેતા'–એના નામ પ્રમાણે યમસદન જઈને પાછું આવેલું–માસિક 'નચિકેતા'–હજી ચાલે છે, સારું ચાલે છે.

પત્રકારત્વ તો સ્વાતંત્ર્યાર્થે લડતા ભારતમાં અને ભારતીય જનમાં રાષ્ટ્રસેવા તથા સરસ્વતીસેવાનું સંગમતીર્થ બન્યું હતું. માણેકના જીવનમાં પણ આ બે પ્રધાન પ્રવૃત્તિક્ષેત્રો, પ્રધાન પ્રેરણાબળો હતાં. એમની રાષ્ટ્રસેવા ૧૯૨૦માં કૉલેજત્યાગથી શરૂ થઈ હતી. ૧૯૩૦–૩૧માં અને ૧૯૩૧–૩૨માં સ્વાતંત્ર્યની લડતના એ સૈનિક હતા, અને પ્રથમ વાર એક વર્ષની અને બીજી વાર ત્રણ વર્ષની જેલયાત્રા પણ એમણે કરી હતી.

કારાગારનિવાસ એટલે, ભલે પત્રકારત્વની અને રાષ્ટ્રલડતમાં સક્રિય કાર્યની અમુક મુદતની વિરતિ–પણ સાહિત્યસેવામાં તો અધિકતર પ્રવૃત્તિ. માણેકને પણ તુરંગવાસે સાહિત્યસેવા માટે અનુકૂળતા આપી. પ્રથમ પત્નીના મરણના શોકમાંથી જન્મેલું 'ખાખનાં પોયણાં' તેમ જ 'સ્મૃતિપરાગ' અને 'આલબેલ' નામથી પ્રગટ થયેલ તેમના પ્રથમ કાવ્યસંગ્રહનાં બીજાં અનેક કાવ્યો જેલમાં સરજાયાં. આ સંગ્રહ પોતાનું નામકરણ કારાગારનિવાસથી પામ્યો છે એની પ્રતીતિ આ પંક્તિઓ કરાવે છે :

> અંધારાનાં પૂર ઊછળ્યાં,
> વીશ સંતરીસૂર ઊછળ્યા
> તુરંગની ને મુજ આતમની
> 'આલબેલ' દેતા !

વિવિધતાના રસિયા માણેકની વિવિધતામાં એક સૂર કાયમનો છે : ભારત-ની સંસ્કારસેવા. એમની રાષ્ટ્રસેવા તે સંસ્કારસેવા છે; એમનું સાહિત્યસર્જન સંસ્કારસેવા છે; અને એમનાં કીર્તનો, એમની 'વૈશંપાયનની વાણી' એ પણ સંસ્કારસેવા છે. એ સેવામાં શ્રદ્ધા અને સાહસ–આપણે પ્રથમ નોંધેલાં બે સ્વભાવતત્ત્વ–પ્રકટ થયા જ કર્યાં છે. એ વાર ગેરકાયદેસર ગણાયેલો, પૌરુષની પ્રેરણા આપનાર તરીકે આજે પણ માણેકના શિષ્યો જેને સંભારે છે એ, કરાચીનો 'ગુજરાત કુમાર સંઘ' માણેકના આ સ્વભાવતત્ત્વનું સંતાન હતો. માણેક એના

સ્થાપક હતા, સંચાલક હતા. પૂજ્ય કાકાસાહેબ કાલેલકરને વરદ હસ્તે એનું ઉદ્ઘાટન થયું હતું. સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ, રાષ્ટ્રસેવાનાં રચનાત્મક કાર્યો, એવો એનો ઉદ્દેશ હતો. 'Question, Destroy, Rebuild'–એ એનો મુદ્રાલેખ હતો.

આ સંસ્કારસેવકની કરાચીએ મ્યુનિસિપાલિટીના કાઉન્સિલર તરીકે, ૧૯૩૧માં બિનહરીફ ચૂંટણી કરી હતી.

અને કરાચીની ગુજરાતી જનતાએ 'ગુર્જર સાહિત્યકલા મહોત્સવ' કવિ ન્હાનાલાલના અધ્યક્ષપદે યોજ્યો તેમાં ભાઈ શ્રી ડોલરરાય માંકડ અને ભાઈ શ્રી માણેક માનાર્હ મંત્રીઓ હતા તથા 'ગુજરાતી સાહિત્ય પરિષદ'ને અધિવેશન માટે નિમંત્રી ત્યારે માંકડ અને માણેક એની સ્વાગત–સમિતિના સહમંત્રીઓ હતા. આ અધિવેશનને અવસરે એમણે પોતાનું 'કુંવરબાઈનું મામેરું' ગીતનૃત્યનાટિકા (ઑપેરારૂપ) રજૂ કર્યું હતું જેની કીર્તિ કરાચીથી પાછા ફરેલા અનેક સાહિત્યકારો પાસેથી મેં સાંભળી હતી. નાટકની ભાગ્યે જ પ્રશંસા કરનારા શ્રી કિશોરલાલ મશરૂવાળાએ પણ એની ખૂબ પ્રશંસા કરી હતી.

શાથી તે મને યાદ નથી, પણ ૧૯૪૦માં આવા અનેક સાગરના ખેવૈયા માણેકના જીવનનાવે સુકાન કરાચી બંદરથી મુંબઈ બંદર તરફ ફેરવ્યું. મુંબઈમાં એમણે પ્રથમ શિક્ષણકાર્યમાં (એક હાઇસ્કૂલના આચાર્યપદે) અને પછી પત્રકારત્વમાં (જન્મભૂમિમાં તથા નૂતન ગુજરાતના તંત્રી તરીકે), અનેક વર્ષો ગાળ્યાં. છેવટે આકાશવાણીમાં ઉદ્યુક્ત થઈને પોતાના વૈવિધ્યશોખનું, પોતાની 'હું, માશુક! બદલતો રહું છું' એ પંક્તિની સત્યતાનું, પ્રમાણ આપ્યું. આકાશવાણીમાં એ ત્રણ વર્ષ રહ્યા: ૧૯૫૬, ૧૯૫૭, ૧૯૫૮. આ સ્થાને હતા તે દરમિયાન એમણે શેક્સપિયરના મૅકબેથ અને ઑથેલો નાટકોનાં પોતાનાં ભાષાંતરો, School for Scandal નું પોતાનું રૂપાંતર, અને પચાસેક સ્વરચિત સંકીર્તનો પ્રસારિત કર્યાં હતાં.

અને ત્યાર પછી શિક્ષકધર્મ ફરી પાછો પ્રાપ્ત થયો. એઓ, શિવ(Sion)ની સાઉથ ઇન્ડિયન એજ્યુકેશન સોસાયટી સંચાલિત કૉલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક નિમાયા. આણંદના વલ્લભવિદ્યાનગરમાં પણ દર પખવાડિયે એક દિવસ એ અધ્યાપન-કાર્ય માટે જાય છે. માણેકની વિદ્વત્તાની આ પ્રમાણે ઉચિત કદર થઈ છે.

પારલામાં એમણે સંસ્કારસેવા કેન્દ્ર સ્થાપ્યું, જેમાં માણેકનો વિદ્યાગુરુના પ્રદેશમાંથી સંસ્કારગુરુના, તત્ત્વજ્ઞાનગુરુના, ઉચ્ચતર પ્રદેશમાં પ્રવેશ થયો. એ કેન્દ્ર હજી ચાલે છે અને માણેક એમાં ગીતા, ઉપનિષદો, યોગસૂત્ર આદિ વિષયોનાં પ્રવચનો આપે છે.

આ પ્રવચન–પ્રવૃત્તિમાં, દર પખવાડિયે અમદાવાદમાં અને વલ્લભવિદ્યાનગરમાં તથા અવારનવાર અન્ય અનેક શહેરોમાં થતાં એમનાં કીર્તનોમાં, એમના પત્રકારકાર્યમાં, એમના અધ્યાપનકાર્યમાં સંસ્કારપ્રચારનો જે સાહસભર્યો ઉત્સાહ છે

તે જ એમનાં વિવિધ સાહિત્યસર્જનમાં તરવરે છે. ૧૮ વર્ષની વયે પ્રથમ પત્નીના મૃત્યુની કરુણપ્રશસ્તિ, વૈતાલીય વૃત્તમાં, રચી અને ૧૯૩૧માં એ જ શોકાવેગમાંથી, 'ખાખનાં પોયણાં' જેવું સ્વસંવેદમાંથી સમાજની અને રાષ્ટ્રની મીમાંસામાં વિસ્તરતું, પુરાણપ્રસંગોમાં વિહરતું અને તત્ત્વજ્ઞાનના ઉચ્ચ શિખરે આરોહતું, સુંદર સુદીર્ઘ કાવ્ય ઉદ્‌ભવ્યું. એમનું અનુવાદકાર્ય પણ ટાગોરકૃત 'મુક્તધારા'ના ૧૯૨૨માં કરેલા અનુવાદથી, એ જ કવિવરે રચેલ 'શરદુત્સવ'ના, 'મુગટ'ના, શેક્સપિયરકૃત નાટ્યકથાઓના, 'રઘુવંશ' મહાકાવ્યના અને 'ભર્તૃહરિનિર્વેદ' નાટકના અનુવાદ પર્યંત પાંગર્યું છે. 'આલબેલ,' 'મહોબતને માંડવે,' 'કલ્યાણયાત્રી,' 'વૈશંપાયનની વાણી,' 'અહો રાયજી સુણિયે,' 'મધ્યાહ્ન' એ એમની કાવ્યકૃતિઓ પ્રસિદ્ધ છે, અને એટલી જ પ્રસિદ્ધ છે એમની નવલિકાઓ, નાટિકાઓ, ટૂંકી નવલકથાઓ અને 'પ્રતિજ્ઞાપુરુષોત્તમ' વગેરે પદ્યનાટિકાઓ. એમણે નિબંધો પણ લખ્યા છે—જેમના એક સંગ્રહ 'વાટના દીવડા'ને તેમ જ કાવ્યસંગ્રહ 'મધ્યાહ્ન'ને સરકાર તરફથી પુરસ્કારો પણ સાંપડ્યા છે.

એમની અનેક કૃતિઓ—કાવ્ય, પદ્યનાટકો, ગદ્યનાટકો, નવલિકાઓ, નવલકથાઓ, સંકીર્તનો, વિવેચન લેખો, 'રક્તકરબી' અને 'ચિરકુમાર સભા'ના અનુવાદો* —હજી પ્રકટ થવામાં છે. આ કૃતિઓમાંની એક સુદીર્ઘ સુંદર કાવ્યકૃતિ 'વ્યાસ' પ્રથમ 'સંસ્કૃતિ'માં અને હવે 'નચિકેતા'માં ખંડશઃ પ્રકટ થયે જાય છે, અને માણેકની ભારતભક્તિની, પુરાણેતિહાસપારાયણની, સંસ્કારઉપાસનાની અને જ્ઞાનદૃષ્ટિની સાથોસાથ કલ્પનાવિભૂતિની અને શબ્દસમૃદ્ધિની પ્રતીતિ આપે છે.

આમ અનેક દિશાઓમાં વહેતી, વિવિધ ક્ષેત્રોમાં વિહરતી, માણેકની જ્ઞાનસંસ્કૃતિની—લક્ષ્મીનિરપેક્ષ—ઉપાસના એ ભારતની પ્રભુતા માટે, ભારતમાં પ્રભુના પ્રાકટ્ય અર્થે, એક સતત પ્રાર્થના છે. 'આલબેલ'માં એમણે કહ્યું છે :

'તમે પ્રભુજી ઊતરો પ્રકટ પાર્થનાં સારથિ !

*

પુરાણ જગભસ્મથી નવવિધાન થાશે, પ્રભો !
પછી લલિત બંસરી અધર ધારીને છેડજો,
અને જગ ઉતારજો, રસનિમંત્રણો પાઠવી,
સનાતન શ્રીરાધિકા, સુભગગોપગોપાંગના :

*

ભલે જગત માણતું અજબ ધૂમ એ રાસની !
અમેય પ્રભુ બે ઘડી અલખધૂનમાં મ્હાલશું.'

—ખરેખર અક્ષરઆરાધનામાં જ સતત પ્રવૃત્ત રહેલા માણેકની જીવનભાવના નિરન્તર એ જ રહી છે : 'અલખધૂનમાં મ્હાલશું.' રામપ્રસાદ પ્રે. બક્ષી

* આ અનુવાદો સાહિત્ય અકાદમી તરફથી પ્રકટ થવાના છે.



કવિશ્રી કરસનદાસ માણેક, પ્રિયં (પુત્ર), વીણાબહેન (પુત્રી), શ્રી રાધાબહેન (પત્ની)

# ઊજળી સાહિત્યસેવા

ગુણજ્ઞતા અને કૃતજ્ઞતા વ્યક્તિ માટે હૃદયવિકાસક ગુણ છે. એ ગુણ સામાજિક ગુણ બની રહે તે સમાજના લાભમાં છે. એ રીતે, કે જુદાં જુદાં ક્ષેત્રે પોતાની પ્રભુદત્ત શક્તિને ઉપયોજી, સરવાળે સમાજની તે તે ક્ષેત્રની કમાણી, પ્રગતિ કે સિદ્ધિમાં ગણનાપાત્ર ફાળો નોંધાવનાર વ્યક્તિવિશેષોની એવી સેવા બદલ સમાજ પોતાની કદરદાની એમના જીવતાં એમની અર્ધશતાબ્દી, ષષ્ટિપૂર્તિ, વગેરે જેવા અવસરો યોજીને પ્રગટ કરે તેથી એ વ્યક્તિવિશેષોને કૃતાર્થતાનો સંતોષ અને કર્યું તેવું અને તેથી વધુ સારું કરવાનાં પ્રેરણા, ઉમંગ અને બળ મળતાં સમાજને તેમની શક્તિ અને સેવાનો વધુ લાભ સાંપડે. શ્રી કરસનદાસ માણેક ગાંધીયુગના ગણનાપાત્ર કવિ અને લેખક છે. તેમને સાઠ વર્ષ પૂરાં થતાં તેમના સંખ્યાબંધ વાચકો, મિત્રો અને પ્રશંસકોએ એ પ્રસંગ ભાવપૂર્વક ઊજવવા રચેલી સમિતિએ તેમની વિપુલ વાઙ્મયસેવાનો યથાર્થ પરિચયદાતા બની રહે એવો પ્રતિનિધિરૂપ સંચય તેમની કૃતિઓમાંથી કરી તે ગ્રંથાકારે પ્રસિદ્ધ કરવાનો જે સંકલ્પ કર્યો તેનું આ મૂર્ત પરિણામ, શ્રી માણેકની સાહિત્યસેવા એમને સાહિત્યરસિક અને સંસ્કારપ્રેમી ગુજરાતીઓની એવી કૃતજ્ઞતાભરી કદરદાનીને પાત્ર ઠરાવે એવી ને એટલી ઊજળી છે એ સિદ્ધ કરી આપવા સાથે, અભ્યાસીઓને શ્રી માણેકની સાહિત્યસેવાનું સમગ્ર દૃષ્ટિએ મૂલ્યાંકન કરવાની સામગ્રી પૂરી પાડશે.

શ્રી માણેકને કવિતા તેમ રસાત્મક ગદ્યસાહિત્યના ગણનાપાત્ર સર્જક, ચિંતક તથા ધર્મ–સંસ્કાર–બોધક લોકશિક્ષક તરીકે ઓળખાવતી અને તેમની વિધવિધ શક્તિઓ દેખાડતી પાછળનાં પૃષ્ઠોમાં રજૂ થતી એ સામગ્રીમાં પ્રથમ સ્થાન કવિતાને અપાયું છે તે એ રીતે ઉચિત છે કે શ્રી માણેકની સર્જનશક્તિનો સાહિત્યની નિરપેક્ષ દૃષ્ટિએ જોતાં સૌથી સારો અને વિશિષ્ટ આવિષ્કાર કવિતામાં થયો છે. 'અગિયારેક વરસની ઉંમરે કરાચીમાં દાદાની પેઢીના થડા ઉપર બેસીને ઈશ્વરસ્તુતિના દોહરાઓ લખતો તે પછી તે ઠેઠ આજ સુધી મારી કાવ્યરચનાપ્રવૃત્તિ કોઈ કોઈ વાર આછી જરૂર બની છે પણ થંભી કદીય નથી'* એ શ્રી માણેકનું આત્મકથન એમનો કવિવ્યાપાર નિત્યપ્રવૃત્ત નહિ તો દીર્ઘપ્રવૃત્ત રહ્યો હોવાનું જણાવે છે. એમના એ વ્યાપારને પ્રેરક–પોષક સંસ્કારો પ્રથમ 'કેશવકૃતિ' અને 'બૃહત્કાવ્યદોહન'ના દશ ભાગોએ અને માણભટ્ટો તથા કથાવ્યાસોનાં આખ્યાનો ને કથાઓએ, પછી 'ભાગવત,' 'રઘુવંશ,' 'કુમારસંભવ' જેવી કૃતિઓ દ્વારા સંસ્કૃત સાહિત્યે, અને ત્યાર બાદ ઉચ્ચ શિક્ષણમાં શીખવા–આસ્વાદવા મળેલી અંગ્રેજી કવિતાએ પૂરા પાડ્યા હોવાની એમણે પોતે જ એ આત્મકથનમાં કહેલી હકીકતમાં (એમના પ્રથમ કાવ્યસંગ્રહ 'આલબેલ' દેખાડેલા) સંસ્કૃત અક્ષરમેળ વૃત્તો અને શિષ્ટ સંસ્કૃતપ્રચુર ભાષા પરના અને (એમના બીજા કાવ્યસંગ્રહ 'મધ્યાહ્ન' અને 'વૈશંપાયનની વાણી'માં દેખાતા) માત્રામેળ છંદો, દેશી ઢાળો, આખ્યાનશૈલી અને લોકભાષા પરના એમના કાબૂનું રહસ્ય સમજાઈ જાય છે.

* 'મધ્યાહ્ન'–પ્રસ્તાવના.

સ્વ. ઝવેરચંદ મેઘાણીની ચારણી છંદોની તેમ પત્રકારી કવિતા પણ એમની એ પ્રકારની કવિતાને માટે પ્રેરક નીવડી હોવી જોઈએ.

આ તો પ્રેરક કે પોષક સામગ્રી. વસ્તુતઃ શ્રી માણેકને કવિ બનાવ્યા છે એમના કવિ–આત્માએ એમના સંવેદનશીલ કે સંવેદનક્ષમ હૃદયે. એમની પહેલી પ્રસિદ્ધ થયેલી કાવ્યરચના 'ખાખનાં પોયણાં' (૧૯૩૨) તથા તેની તરત પછીની રચના 'સ્મૃતિપરાગ'ની સર્જક એમના આવા કવિહૃદયમાં ઉત્કટ સંવેદન ઉપજાવી ગયેલી સાચા કે ભાવના અથવા કલ્પનાના પ્રણયની પ્રબળ અનુભૂતિ જ છે, જેણે એમને પ્રથમ કવિ બનાવ્યા છે, જેને કવિતામાં વૈખરીમાં ગાયા કે ઠાલવ્યા વિના એમનાથી રહેવાયું નહિ. ભાવોત્કટ પ્રણય, અભિલાષ, સંવેદન, દર્દ, સ્મરણ, ચિંતન, સમાધાન–સ્વાસ્થ્ય, આ સર્વને ઊર્મિસભર અને લલિતકોમલ વાણીમાં મધુર અભિવ્યક્તિ એ બેઉ કાવ્યોમાં મળી છે. આ બેઉ કાવ્યો સાથે 'મધ્યાહ્ન'નું 'ભલે સજની, સંચરો !' એ વિદાય–કાવ્ય અને 'કરુણ અશ્રુ અને વિષાદ', 'ના, ના, સખિ' અને 'સંકલ્પ' એ ત્રણે સૉનેટો શ્રી માણેકને વિરહદર્દીલું પ્રણયસંવેદન ગાવું સારું ફાવ્યાનું બતાવે છે. પ્રણયના કવિ તરીકે બીજી છટા દાખવી ઉલ્લાસનો ભાવ પણ એવી જ સફળતાથી તેઓ કવી શકે છે. ચાંદનીને દૂત બનાવતી વિજોગણની મધુર કલ્પનાએ રસેલું ગીત 'પ્રીતમની સેજ ઉપર જાજે !', દક્ષિણ નાયક જેવા પ્રિયતમની પ્રિયાને વિજેત્રીને સ્થાને બેસાડી બિરદાવતી ચાટૂક્તિ સંભળાવતું કાવ્ય 'ચુંબનો ખંડણીમાં', પ્રણયોલ્લાસભર્યું 'પ્રિયનયનમાં' અને સ્વ. ખબરદારકૃત 'કલિકા'ની શૈલીની પ્રેમી–કવિ કે કવિ–પ્રેમીના રંગભર્યા પ્રેમાલાપની લાંબી કાવ્યરચના 'મહોબતને માંડવે' આ બતાવી આપે છે. આથી જ કવિ 'દ્દષ્ટાન્તો'માં પ્રેમ ને દાંપત્યનો મધુર આદર્શ નિરૂપી શકે છે.

પ્રણય, પ્રકૃતિ અને પરમાત્મા એ કવિકુલના સનાતન કવનવિષયોમાંથી પ્રણયને આમ શ્રી માણેકે જેટલો ગાયો છે તેટલી પ્રકૃતિને ગાઈ લાગતી નથી. વરસતા આભ નીચે લીલુડી ઓઢણી લહેરાવતી પોઢેલી ધરતીનું આહ્લાદક ચિત્ર ખડું કરતા 'આમ-જુઓ આ ધરતી પોઢી !' અને ફાગણની નવસંજીવની પ્રકૃતિશોભાને ગાતા 'ફરી આવ્યો ફાગણ' જેવાં કાવ્યો એમના 'આલબેલ' અને 'મધ્યાહ્ન' એ બેઉ કાવ્યસંગ્રહોમાં ઝાઝાં નથી. 'આલબેલ'ની 'કટક ચડ્યાં કુદરત તણાં' એ કૃતિમાં દોઢિયા કુંડળિયા દોહરામાં 'વીજ ઝબૂકે, ઘન ગડગડે, વરસે જલ લખધાર' એવું ચિત્ર અજબ ભાષાપ્રભુત્વથી અચ્છું દોરાયું છે, પણ ત્યાં ભાર તો વિજોગના ભાવને ઉત્કટતાથી નિરૂપવા પર છે. 'બપોરે ને અત્યારે'માં બે નાનાં રમણીય પ્રકૃતિચિત્રો છે, પણ ત્યાંયે એનો ઉપયોગ માનવહૃદયના ચિંતનસંવેદનના સાધન કે પીઠિકા તરીકે છે. માનવભાવોના નિરૂપણમાં શ્રી માણેકને વધારે રસ હોવાથી કદાચ પ્રકૃતિમાં એટલો રસ નહિ હોય.

આ નોંધપાત્ર ગણાવું જોઈએ કે પરમાત્મા પ્રણય અને પ્રકૃતિ કરતાંય વિશેષ પ્રમાણમાં શ્રી માણેકના આંતર રસનો તેમ કવનનો વિષય રહ્યા છે. અગિયાર વર્ષની વયે શ્રી માણેકે પદ્યરચનાના પહેલા અક્ષર પાડ્યા હતા તે ઈશ્વરસ્તુતિના. એમના પ્રથમ કાવ્યસંગ્રહ 'આલબેલ'નાં કાવ્યો જેલમાં લખાયેલાં હોઈ એ સંગ્રહમાં જેલ અને દેશની સ્વાતંત્ર્યલડતને લગતાં કાવ્યો ઝાઝાં હોવાની અપેક્ષા રખાય, પણ તેમાં

વિશેષ જોવા મળે છે કવિના ભક્તિભાવનાં કાવ્યો. 'આલબેલ' કાવ્ય તુરંગમાં પ્રભુજીના આગમનની અનુભૂતિને ગાય છે. 'પ્રભુનાં પગલાં' એ જ ભાવનું પણ પ્રભુની પ્રતીક્ષાનું કાવ્ય છે. 'ધીરે ધીરે પધારો નાથ' અને 'પ્રતીક્ષા' એવી જ આર્ત સ્વરની પ્રાર્થનાઓ છે. 'છેલ્લાં લંગર'માં ધસતી અશ્રદ્ધા સામે ભગવાનને વ્યાકુળ હૃદયની પ્રાર્થના છે. પરમાત્મા સાથે ભક્તના અધિકારે લાડભર્યા સંબોધનના રૂપમાં લખાયેલાં 'મહેરબાં નઝર!', 'મોતી અને ઝાકળબિંદુ', 'હું અને વિશ્વનિયંતા' અને 'જાણું છું હું'માં ઈશ્વરકૃપાની માગણી છે. 'આગે બઢું'માં નિત્ય પ્રભુના રક્ષક સાહાય્યની પ્રાર્થના છે, અને 'સમર્પણ'માં પ્રભુચરણે વિનમ્ર અને કૃપાકાંક્ષી આત્મનિવેદન કવિ ગાય છે. 'હરિએ હાર પહેરાવી'માં જીવનમાં મળેલા પરાજય કે નિષ્ફળતામાં હરિ-ઇચ્છા અને કોઈ ઈશ્વરી સંકેત જોતા કવિ કોઈ અજબ શ્રદ્ધાથી ઉદ્‌ગારે છે:

હરિની બાજી હરિ જ ઉકેલે: પગલાં આઘાંપાછાં મેલે,
હારજીત ફૂલવેલ ગૂંથેલે કંઠે હૃદય હરિની! ('આલબેલ'-પૃ. ૭૩)

શ્રી માણેકનો આ ભક્તિભાવ 'આલબેલ' પછીનાં વર્ષોમાં જરાય મોળો પડ્યો નથી, ઊલટું વધુ ઉત્કટ બન્યો છે. આસ્તિકતા અને અધ્યાત્મરતિ શ્રી માણેકના હૃદયનો જ મૂળ રંગ જણાય છે. 'મધ્યાહ્ન'માં સંધ્યાગંધ કાવ્યો એ દેખાડી આપે છે. 'મને ક્યાં લઈ ચાલ્યા મુરારિ?', 'હું ફક્ત શું પાર્થિવ કીટ અલ્પ?', 'નથી અવધયે હવે', 'પડ્યા ભ્રમતુરંગમાં', 'દિન શું તે નહિ દેખવા?' જેવાં કાવ્યો એવાં છે. પરબ્રહ્મના અંશરૂપ જીવ જગતના માયા-પ્રપંચમાં ફસાઈ પડ્યાની વ્યથાને વાચા આપતું 'શેં ખોવાયો ખલકતમાં?' અને સંસારી સુખભોગની ઢીંગલીઓની સાથે રમ્યા કરતા જીવને એવો જ વ્યથિત ઉપાલંભ આપી એને સચ્ચિદાનંદપ્રાપ્તિ અર્થે યતવાની હાકલ કરતું 'ઢીંગલિયુંની હારે' એ બે ગીતો વાંચનાર-સાંભળનારને બે ઘડી અંતર્મુખ વાળે તેવાં છે. 'શાને?'માં સત્-ચિત્-આનંદને એવો જ ઠપકો છે. એમાંની તથા 'આવો રે અજવાળાં આતમદેશમાં' એ ભજનમાંનો અકળામણ ને આરત દિલને વીંધે એવી છે. 'તું'માં કવિ પ્રભુમયતાના અનુભવને અને 'દિલ દિલ વસે'માં પ્રભુની કૃપામયી લીલાને કવિની રીતે ગાય છે. 'ભિખારી બની કેમ હું?' સ્વ-સ્વરૂપ પિછાણવા લાગેલ પ્રબુદ્ધ જીવનો ઉલ્લાસ અને ખુમારી વર્ણવે છે. 'કવિ મુગ્ધ થાતો આ લીલા નિહાળી' એ કાવ્યમાંની જગતની અનેકરંગિતાને ભગવલ્લીલા તરીકે જોતી કવિદૃષ્ટિ પ્રભુના બંદાની દૃષ્ટિ છે, એ કહેવાની જરૂર નથી. 'મિટેમિટ મળી' એ કાવ્યમાંનું વિશ્વચૈતન્ય જોડે લાધેલી દ્રષ્ટા, દૃશ્ય અને દર્શનના ભેદ વિલોપી દેતી પળવારની લયસમાધિના આનંદાનુભવનું કાવ્યોચિત નિરૂપણ એવા અનુભવની ઝંખના જગાડી જાય તેવું છે. 'મધુરતા જ ઉરે રહો' એ કાવ્ય પણ શ્રી માણેકનાં આ પ્રકારનાં કાવ્યો ભેગું મુકાય.

શ્રી માણેકની આ ધાર્મિકતા અને અધ્યાત્મ-રસ સાચાં, અંતરનાં, છે. અણસમજુ 'લોકડિયાં'ની ધર્મસમજ માટે તો તેમની પાસે તીખાં વાગ્બાણો છે. 'આફતનો અવાજ'માંની —

'ખાલિક તો ક્યાંક ખોવાણા: પૂજી રહ્યા, પામર, પાણા!'

એ પંક્તિઓમાંની પ્રહારક તીખાશ અને 'જય જગનાથ!'માંનો કટાક્ષ નાસ્તિકનાં લાગે એવાં હોય ભલે, પણ એ વાણી નાસ્તિકની નથી; માનવીમાં પ્રભુને જોનારા અને માનવીને હીણી દશામાં રાખી ભગવાનની સ્થૂલ મૂર્તિની સ્થૂલ પૂજામાં ધાર્મિકતા માનનારાઓની દષ્ટિસ્થૂલતા તથા હૈયાના બુઠ્ઠાપણાથી અકળાઈ ઊઠતા માનવપ્રેમી માનવધર્મી સંવેદનશીલ જીવના એ ઉદ્ગાર છે. શ્રી માણેક ગાંધીયુગના કવિ પાસે સ્વાભાવિક રીતે અપેક્ષા રખાય એવા ભાવનાશીલ કવિ છે અને ગાંધીવાદ અને સમાજવાદના પાયામાં રહેલા માનવતાવાદ(humanism)ના કવિ છે. એમનું આ સ્વરૂપ એમની કવિતા અનેક વાર છતું કરે છે. એમની દુભાયેલી માનવતા અને ભાવનાશીલતા જ એમનાં 'હરિનાં લોચનિયાં' અને 'આફતનો અવાજ'માં બોલી રહી છે, અને એ જ 'ઉદ્બોધન' કાવ્યમાં ભગવાનને જાગવા ને પૃથ્વી પર અવતરવા તેમની પાસે પ્રાર્થના કરાવે છે અને 'ચઢ વહારે તું હરિની'માં ધરતીને સખણી રહી પ્રભુને એ કામમાં સહકાર આપવાની વિનંતી કરાવે છે. શ્રી માણેકની ભાવનાશીલતા 'ખાખનાં પોયણાં' અને 'સ્મૃતિપરાગ' જેવાં પ્રણયકાવ્યોમાં પણ, અને 'થજો જીવન મારું' અને 'જીવન અંજલિ થાજો' જેવાં કાવ્યોમાં તો સ્પષ્ટ રીતે, અભિવ્યક્ત થાય છે. આવી ભાવનાશીલતા જ કવિને અવારનવાર 'જીવનકલા' અને 'કે આ બુઠ્ઠો વિષાદ જ જીવનો' જેવાં કાવ્યોમાં છે તેવો વિષાદ અને મંથન ઉપજાવે છે. એ ભાવનાશીલતા અને માનવતાએ જ 'વીરા, શું જિંદગાની–' એ યાદગાર સોનેટમાં પત્ની–કુટુંબ–રત જુવાનોને અનેક અકિંચન ભાંડુઓની સેવા માટે આગળ આવવા આહ્વાન કર્યું છે. 'મધ્યાહ્ન'-માંનાં 'નવા યુગનું વહાણું,' 'એક સપનું મુજ ખોવાઈ ગયું,' 'મને પૂછે છે સૌ,' 'હે મુજ સ્વતંત્ર વાણી,' 'વર્ષ નહિ, વસુધાને પલટો!', 'લાચાર છું,' 'આવ્યો છે જનમદિન ફરી,' 'શું લખું?' અને 'આવો, કવિ ઓર કોઈ!' એ કાવ્યો કવિ માણેકની ભાવનાશીલતા અને ક્રાંતિઝંખનાનાં તેમ જ વાસ્તવ પરિસ્થિતિના દર્શને તેને થતા દુઃખનાં અભિવ્યાહકો બન્યાં છે.

શ્રી માણેક વાસ્તવદર્શનના પણ ધ્યાન ખેંચે તેવા કવિ છે. વસ્તુતઃ વાસ્તવદર્શન દ્વારા એમણે દેશ ને લોકો માટે કલ્પેલા આદર્શ જ મુખરિત થતું આવ્યું છે. આપણી આસપાસ દેખાતી વર્તમાન પરિસ્થિતિ પર કવિની નજર વારે વારે પડે છે, અને તે એમની ભાવનાથી ઊણી ઊતરતાં એ પોતાનો કચવાટ, અસંતોષ ને રોષ જુદી જુદી રીતે વ્યક્ત કરે છે. આ રોષ મુશાયરા–રોષ જ નથી, એમના અંતરનો છે, એ ઉપર ઉલ્લેખેલા તેમ જ 'કાવ્ય નથી આ તો જીવન છે,' 'ફક્ત શબ્દોનું નવું ઘર્ષણ થયું!' તેમ જ 'કબર કો'કની ને' જેવાં કાવ્યો બતાવી આપશે. છેલ્લું ઉલ્લેખેલું કાવ્ય તો સીધા ચાબખાની કે આક્રોશની વાણી બની ગયું છે. પણ શ્રી માણેક આક્રોશ ને કટુતાના કવિ નથી. એમની પાસે એક વિશિષ્ટ ગુણ છે વિનોદરસિકતાનો, જેને બળે એ વાસ્તવિકતાને નરવી રીતે હસી નાખી શકે છે. 'ગર્વ તું ગુર્જરીતણો!' 'હું ને બા કાગાની,' 'બાણુની બા' અને 'કવનકોડ' એ કાવ્યો શ્રી માણેકનાં વિનોદરસિક વાસ્તવદર્શી કાવ્યો છે. ગાંધીયુગના નવા કવિઓમાં 'સુંદરમ્', ઉમાશંકર જેવા કોઈ કોઈ કવિઓએ દલપતરામની માફક કવિતામાં હાસ્ય ઉતારવાના છૂટાછવાયા પ્રયાસો કર્યા છે તેમાં શ્રી

આરઝૂ ઉર મારે!'માં ભારતની સાચી પ્રગતિની પોતાની ઝંખનાને મૂર્ત કરતા કાવ્યમાં, 'એક લોહિત્તર કમળ લહેરી ગયું' એ સત્તાવનના સ્વાતંત્ર્ય–યુદ્ધને સ્મરણાંજલિ આપતા કાવ્યમાં, 'ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી' એ બીજા વિશ્વયુદ્ધ વેળા આઝાદ હિંદ ફોજ અને નેતાજી સુભાષબાબુના દેશભક્તિપ્રેર્યા પરાક્રમની પ્રશસ્તિમાં, 'હજુ વસુંધરા કાં રડે?' એ સ્વરાજ્યોત્તર દશાએ જન્માવેલી વ્યથા ઠાલવતી રચનામાં, અને 'અન્નપૂર્ણા થજો અંક, મા, તાહરો' જેવી ભારતના ભાવિ ઊજળા દિવસની આકાંક્ષાને શબ્દસ્થ કરતી રચનામાં. પાછળ ઉલ્લેખેલાં કાવ્યો તેમાંનાં કેટલાંકના ચારણી છંદોને લીધે તેમ પ્રાસંગિક પત્રકારી રચનાઓ હોઈ સ્વ. મેઘાણીનાં એવાં કેટલોક વખત ઘણી લોકપ્રિયતા મેળવી ગયેલાં ગાંધીજીવિષયક અને અન્ય પ્રસંગલક્ષી પત્રકારી કાવ્યસર્જનોની યાદ અપાવે. સ્વ. મેઘાણીનાં એવાં કાવ્યસર્જનોએ જ શ્રી માણેકને અનુસરણ–અનુકરણ માટે પ્રેરણા સંપડાવી હોય.

શ્રી માણેકે શિક્ષકના વ્યવસાયથી કરાંચીમાં આરંભ કરેલો પણ સંજોગોએ કેટલાંક વર્ષો પછી એમને મુંબઈમાં પત્રકાર બનાવ્યા. એ પત્રકારજીવનમાં એમની કવિતાએ પોતાની જૂની તાસિર જાળવી રાખવા ઉપરાંત જેમ ઉપર જણાવી તેવી કાવ્યરચનાઓનું વહેણ પકડયું, તેમ 'વૈશંપાયનની વાણી' અને 'અહો રાયજી સુણિયે'ની જૂની આખ્યાનશૈલીની એવી જ પ્રસંગલક્ષી પણ હળવી પદ્યરચનાનું બીજું વહેણ પકડયું. એમની હાસ્ય–કટાક્ષની વૃત્તિ અને શક્તિ, જેણે કરાવેલા કાવ્યસર્જનનો ઉલ્લેખ આગળ થઈ ગયો, તે આ કવિતામાં સફળતાથી ને છૂટથી પ્રવર્તી છે. દેશ ને દુનિયાના બનતા રહેતા રાજકીય, સામાજિક કે અન્ય પ્રકારના ધ્યાન ખેંચતા બનાવો કે ચાલુ સળગતા પ્રશ્નો કે તેને લગતી કોઈ ગુંબેશને નિમિત્ત કે લક્ષ્ય બનાવી ઉપહાસ, હાસ્ય કે કટાક્ષ દ્વારા તેના પર ટીકાટિપ્પણ કે ભાષ્ય કરી, વાચકોને મનોરંજન પીરસવા સાથે પ્રજાની, સરકારની, નેતાઓની સુધારણાપાત્ર નબળાઈઓ–ખામીઓ વગેરે પ્રત્યે તેમતેમનું ધ્યાન દોરી એ પરિસ્થિતિ દુરસ્ત કરવા તેમને પ્રેરવાની સામાજિક સેવા આવી હળવી વર્તમાનપત્રી કટાક્ષકવિતાએ બજાવી કહેવાય. નવા સંદર્ભમાં જૂની આખ્યાનશૈલીનો એમાં થતો ઉપયોગ જ વાચકોને મુખે સ્મિત પ્રેરે એવો હતો. માણભટ્ટોની આખ્યાનશૈલીની દેશી ઢાળોની ગેય પદ્યરચના પ્રયોજવી પ્રેમાનંદનાં આખ્યાનોનાં કીર્તનો ને નાટ્યપ્રયોગો આ પહેલાં કરી ચૂકેલા શ્રી માણેકને માટે રમત–વાત હતી. શ્રી માણેકની આ કવિતા શુદ્ધ સાહિત્યની દષ્ટિએ કવિતા કે ઊંચી કવિતા ભાગ્યે જ કહી શકાય, પણ એણે 'જન્મભૂમિ' ને 'લોકસત્તા–જનસત્તા' જેવાં દૈનિક પત્રોમાં છપાતી વેળા તેમ પાછળથી ગ્રંથસ્થ થતી વેળા લોકસત્કાર સારો મેળવ્યો હતો. એ કવિતાએ 'નારદવાણી' જેવી અનુકૃતિઓ ઉપજાવી અને એવી હળવી પ્રસંગલક્ષી પદ્યરચના કેટલાંક દૈનિકોનું એક 'ફીચર' અત્યારે બની ગઈ છે તેનો જશ શ્રી માણેકને જાય છે.

આવી આખ્યાનશૈલીની પદ્યરચનામાં તેમ લોકો સમક્ષ હાથ ઊંચા કરી લલકારી શકાય એવી ચારણી છંદો, સવૈયા, મરાઠી ચાલની સાખી, ખંડ હરિગીત, વગેરેમાં લોકવાણીનો પ્રયોગ કરી જાણનાર અને લોકગમ્ય ભાવોને જોશીલી કે, દર્દીલી કે હળવી વાણીમાં ગાઈ શકનાર શ્રી માણેક આમ લોક-કવિ કે મેદની–કવિ બનવાની સારી

શક્તિવાળા સ્વ. મેઘાણી પછીના બીજા કવિ છે. આથી મોટી શ્રોતૃસંખ્યાવાળાં કવિસંમેલનો અને મુશાયરામાં તાળીઓ અને 'દુબારા' જીતી તેઓ બીજા કરતાં વિશેષ સફળ નીવડે એવો સંભવ છે. એમનાં દેશભક્તિનાં પત્રકારી કાવ્યસર્જનો તરીકે જેને ઓળખાવ્યાં તે કાવ્યો મુશાયરામાં સારાં ઊપડે એવાં છે. પાદપૂર્તિઓના પણ શ્રી માણેક એવા જ સફળ કવિ છે એ 'હજુ વસુંધરા કાં રડે?' 'મોતીડાં હોય ક્યાંથી?' અને 'એક દિન હતો, એક પળ હતી' જેવી રચનાઓ કહેવા લાગશે. વળી સફળ મુશાયરા-કવિને ગઝલ થોડીક નહિ, સારી રીતે, ફાવતી હોય તો એનું સભા-શ્રોતાઓને ડોલાવવા-જીતવાનું કામ બેવડે દોરે સફળ થાય. શ્રી માણેક ઊંચી કક્ષાના સારા ગઝલકાર પણ છે. એની ખાતરી કરવા 'બે ચાર દિલ', 'તારા નયનમાં', 'ગમે છે!' 'હું ફક્ત સાહિત્ય-સર્જક' 'આવું છું,' 'વારી જાઉં આંખ તારા', 'ઇન્સાનની કમર પર!' ફક્ત શબ્દોનું નવું ઘર્ષણ થયું' 'દુઃખ આ કોને કહું', 'લાચાર છું' જેવી એમની ગઝલો જોવી બસ થશે. ગઝલોની હવા જમાવે એવી ફારસી શબ્દોની રમઝટ પણ જરૂર પડે ત્યારે શ્રી માણેક બોલાવી શકે છે એટલું જ નહિ, ગઝલ-કવિની ખુમારી, મસ્તી, રંગીલાપણું, અલગારીપણા, વગેરે પણ પોતાના જ થોડાક એવા કવિ-વ્યક્તિત્વને બળે 'ગમે છે!' અને 'મને તાળી ગમે છે!' જેવી ગઝલોમાં એ ઉતારી શકે છે. ધ્યાન ખેંચે તેવું એ છે કે શ્રી માણેકની આવી પાદપૂર્તિઓ, ગઝલો અને મુશાયરાના બરની કવિતા પણ ક્યારેય ક્ષુલ્લક અને અર્થહીન બની જતી નથી, એમાં પણ ગંભીર પ્રતિનું વક્તવ્ય હોય છે ને શ્રોતૃરંજનાર્થે એ નીચે ઊતરી પડતા નથી હોતા.

પુસ્તિકાઓરૂપે છપાયેલી 'ખાખનાં પોયણાં', 'મહોબ્બતને માંડવે' અને 'કલ્યાણયાત્રી' જેવી લાંબી કાવ્યરચનાઓથી ટેવાયેલા શ્રી માણેકે કવિતામાં બે લાંબાં પગલાં ભર્યાં છેઃ તેમાં એક છે 'વ્યાસ' નામે લાંબી રચનાનું, અને બીજું છે પદ્ય-નાટિકાનું. 'વ્યાસ'માં 'મહાભારત'ના પોતાના અભ્યાસનો લાભ ઉઠાવી તેનો નિષ્કર્ષ મહાભારતની બધી ઘટનાઓના તથા મહત્ત્વનાં પાત્રોના વ્યક્તિત્વના વ્યાસના સિંહાવલોકન-સ્મરણ-ચિંતનરૂપે રજૂ કરવા એમણે ધાર્યું છે. જેમ તુલસીદાસ, ગિરધર, આદિએ રામાયણની કથાને પોતપોતાની રીતે લખી છે તેમ આ બૃહત્કાવ્ય શ્રી માણેકનું 'મહાભારત' બનશે. પોતાની કવિતા ચમકાવવા સાથે શ્રી માણેક એમાં પોતાની રીતે મહાભારતનું રહસ્યદર્શન કરાવવાના, એ કહેવાની જરૂર નથી. અધઝાઝેરા અનુષ્ટુપમાં અને બાકીનું જુદા જુદા સંસ્કૃત વૃત્તોમાં લખાતું આ કાવ્ય 'નચિકેતા'માં દર અંકે છપાતાં બીજા ખંડ અને સુભદ્રાહરણ સુધી પહોંચ્યું છે. એ મહાકાવ્ય બને છે કે કેમ તે એની સમાપ્તિ પછી જ કહી શકાય, પણ પોતાનો કવિકીર્તિ પર કળશ ચડાવનારું એ બને એવી અભિલાષા શ્રી. માણેકની સ્વાભાવિક રીતે જ હોય. પદ્યનાટિકા 'પ્રતિજ્ઞા-પુરુષોત્તમ'માં નાટ્યક્ષમ પરિસ્થિતિમાં પાત્રોના વ્યક્તિત્વના દ્યોતક તેમ તેમના તે વેળાના મનોભાવ અને વક્તવ્યને અનુકૂળ સંવાદ પદ્યમાં યોજવાનું કૌશલ શ્રી. માણેકે સારું દાખવ્યું છે. નાટ્યતત્ત્વ પર પણ એમની દૃષ્ટિ થોડીક રહી છે. એનું વસ્તુ શ્રીકૃષ્ણના વિષાદભર્યા લીલાસંકેલન અને વિદાયસંકલ્પનું હોઈ જેટલું ભવ્ય છે તેટલી ભવ્ય આ પદ્યનાટિકા થઈ છે કે કેમ એ વિશે મતભેદ ભલે સંભવે, પણ શ્રી દુર્ગેશ શુક્લ,

શ્રી ઉમાશંકર જોશી અને શ્રી 'ઉશનસ્'ની જેમ સંવાદકાવ્ય અને પદ્યનાટિકાનું સ્વરૂપ શ્રી માણેકની સર્જનશક્તિને ફાવ્યું છે એમાં શક નથી.

શ્રી માણેકની કવિપ્રતિભા એમની સાઠની વયે થાકી જણાતી નથી; ઊલટું, ઘણાં વૃદ્ધોને નવા દાંત આવે છે તેમ, તે વધુ સ્ફૂર્તિલી બનતી દેખાય છે. 'જતાં જતાં' નામધારી આગામી કાવ્યસંગ્રહ, 'રઘુવંશ'નો અનુવાદ અને આગળ વધી રહેલ 'વ્યાસ' આનો પુરાવો છે. પદ્યનાટિકાઓ પણ એમની પાસેથી બીજી જરૂર આવવાની, અને કેમ જાણ્યું, 'વ્યાસ' પછી એ 'વાલ્મીકિ'ની કાવ્યપૂજા નહિ આરંભે? આ સંચયમાં છપાયેલ 'જતાં જતાં'માંની સંબોધ્ય નાયિકાને આપણે ખુશીથી કવિની કવિતા કલ્પીએ. એ પ્રિયતમાની પાસે કવિ માણેક પ્રથમ તો ભલે 'એક ઘડીને વાયદે' આવ્યા હોય, 'પણ પછી તો', 'દાયકા વીતી ગયા' 'ને કસુંબલ રંગ, આંખોમાં અને ઉરમાં' એવો 'ઘેરો ઘૂંટાતો ગયો' છે કે એ બેઉનો વિશ્લેષ હવે શક્ય રહ્યો નથી. 'મ છડિયો હથિયાર' એમ આ માણેકને કહેવાપણું ક્યારેય રહેવાનું નહિ. એ કવિ મટવાના નથી. એમણે જ નથી કહ્યું: 'રહેમત છે ખુદાની: જીવતો છું?'

છેલ્લા ત્રણ દાયકાનું શ્રી માણેકનું આજ સુધીનું કાવ્યસર્જન પદ્યરચના અને ભાષા પરત્વે એમનું પ્રશંસાપાત્ર સવ્યસાચીપણું દેખાડે છે. જુદા જુદા ઘણા સંસ્કૃત અક્ષરમેળ વૃત્તો, માત્રામેળ છંદો, ગઝલો, ગીતો, ચારણી છંદો—આ બધાને કામે લેતાં એમને કષ્ટ પડયું જણાતું નથી. 'થોભ્યા' કે 'થંભ્યાં' માટે 'થભ્યાં' અને 'નીરખીયેં સતતા'વતી આરત' જેવી હિંમતભરી છૂટ છંદ ખાતર એમને ક્યારેક જ લેવી પડે છે. ગૌરવાન્વિત શિષ્ટ સાહિત્ય ભાષા તેમ સરળ તળપદી લોકવાણી ઉભય પર અને ગઝલના મિજાજના ફારસી-ઉર્દૂ શબ્દો પર એકસરખું પ્રભુત્વ એમને સિદ્ધ હોવાનું એમનાં બધાં પ્રકાશિત કાવ્ય-પુસ્તકોએ દેખાડી આપ્યું છે. ઊંડા અનુરાગનાં ઉત્કટ ઊર્મિલસંવેદન, ભક્તની આરત, દેશભક્તની દેશદાઝ, પ્રેમીની ચાટૂક્તિઓ, ક્રાન્તિચાહકનો જુસ્સો, ગઝલકારની મસ્તી, હાસ્યકારની હળવાશ—આ સર્વને અનુરૂપ લલિતમંજુલ, દર્દીલી, તીખી-તેજાબિયા, રંગીલી-મસ્તીલી, અને હળવી ભાષાનો રસોચિત ને ભાવોચિત વિનિયોગ શ્રી. માણેક કશા દેખીતા આયાસ વિના કરી શકે છે, અને શબ્દોની તાણ એમને ક્યારેય નડી વરતાતી નથી. તે એમના શબ્દપ્રભુત્વને જ બળે. આ છંદસૌકર્યે અને શબ્દપ્રભુત્વે શ્રી માણેકની કવિતાને પ્રવાહિતાનો ગુણ કે લાભ બક્ષ્યો છે. કવિની સંવેદનશીલતા, વૃત્તપ્રભુત્વ, ભાષાબળજન્ય અભિવ્યક્તિસામર્થ્ય અને તેના ફળરૂપ આ પ્રવાહિતાએ શ્રી માણેકને એ નિષ્ઠાભરી કાવ્યોપાસના કરતા થયા તે અરસામાં જ 'આલબેલ'ની પ્રસ્તાવનામાં બોલતો આત્મવિશ્વાસ બંધાવી દીધો એમાં નવાઈ ન હતી. એ આત્મવિશ્વાસે એમને વિકસવા નથી દીધા એમ તો નથી, પણ ભાવને ઘૂંટી ઘૂંટીને ઉચિતતમ અને લાઘવભરી અ-પૂર્વ વાણીમાં તેની કલાત્મક અભિવ્યક્તિ સાધી સાકાર કરી કાવ્યને તેનાં દેહાત્માના અજબ સંશ્લેષવતી સંઘેડાઉતાર કલાકૃતિ બનાવવાની કલાકારીગરી જે પુનરીક્ષણ, છેકભૂંસ, સંમાર્જન, રંધાકામ અને ઓપ-કામ અને તેને માટે જોઈતો કલાસંયમ અને ધીરજ માગે, તે શ્રી માણેકની પ્રકૃતિમાં બહુ નહિ હોય એવી છાપ નિવારી શકાશે નહિ. ધોધ પેઠે પંક્તિ પછી પંક્તિ જેની કલમથી

'સરતી રહેતી હોય તેનાથી કદાચ સભાન બની એવી કારીગરી માટે અટકવાનું બહુ બનતુંય નહિ હોય. કવિતાના કારીગર કે કલાકાર એ ઓછા હશે તેનું કારણ એમના નૈસર્ગિક કવિત્વના હાથમાં જ કલમ હોય છે એ છે. એ કવિત્વ ઇયત્તા અને ગુણવત્તામાં એમને સાચા કવિ અને સારા કવિ કહેવા આપણને પ્રેરે એવું છે. કવિતાના કલાકાર પણ પોતે ધાર્યું છે અને મથ્યા છે ત્યારે, ખાસ કરીને ટૂંકાં કાવ્યોમાં ને સોનેટોમાં, એ જરૂર બન્યા છે, એ અભ્યાસીઓથી અછતું નહિ રહે.

શ્રી માણેક પદ્ય તેમ ગદ્ય ઉભય પરત્વે પણ સવ્યસાચી છે. એમની કલમ ગદ્યના ક્ષેત્રે પણ, અને તે લલિત તેમ લલિતેતર બંને પ્રકારમાં, યથેચ્છ વિહરી છે. એમનો 'માલિની' વાર્તાસંગ્રહ એમને કુશળ વાર્તાલેખક તરીકે યશ અપાવે એવો છે. આ સંચયમાં રજૂ થતી તેમની પાંચે નવલિકાઓ બે વાત કહી જાય છે: એક એ કે શ્રી માણેકની વાર્તાઓનાં વસ્તુ મૌલિક અને માણેકીય વૈશિષ્ટ્યવાળાં હોય છે; બીજી એ કે એમને વાર્તા રસિક બનાવીને, મલાવીને, કહેતાં આવડે છે, અને વાર્તાનો કલાકસબ તેમને સારી પેઠે હસ્તસિદ્ધ છે. 'પ્રેમમાં પડ્યો' અને 'ન્યાયનું વિતરણ' વિનોદરસિક માણેકની હળવી વાર્તાઓ છે. બીજીમાં વકીલના ભાષણને તાલે તાલે ન્યાયાધીશની સ્મૃતિમાં તાજો થતો પોતાના ભૂતકાળનો એવો જ પ્રસંગ કુશળતાથી નિરૂપાતો આવે એ ગોઠવણમાં વાર્તાકારની કળા દેખી શકાય છે. એવી જ કળા એ બે જ નહિ, બાકીની ત્રણેય વાર્તાઓના આરંભ ને અંતમાં તેમ જ 'સ્ત્રીનું પેટ'ના મુખ્ય પ્રસંગના વેષ્ટનરૂપે યોજેલા સંવાદમાં સ્પષ્ટ જોઈ શકાય છે. 'થેંક્યુ સર!' સંવેદનભીની યાદ રહી જાય તેવી પ્રણયવાર્તા તથા વાસ્તવની પીઠિકા પર મઢેલી શીર્ષકને બહુ સુંદર રીતે સાર્થ કરતી પ્રણયકથા 'નિહારિકાનું સરનામું,' અને વીર ગણાતા જયંતીલાલ ફસકી પડ્યા, ખરી વીર તો નીકળી શાંતા, એક સ્ત્રી, એ વિરોધ સુંદર રીતે ઉપસાવતી નાનકડા પણ નવા જ વસ્તુવાળી વાર્તા 'સ્ત્રીનું પેટ' શ્રી માણેકની વાર્તાકાર તરીકેની શક્તિનો પરિચય કરાવી રહેશે. બધી વાર્તાઓમાં નાનાં-મોટાં પાત્રોના મનોવ્યાપારનું અને તેણે પ્રેરેલાં વાણી-વર્તનનું આલેખન માનસશાસ્ત્રીય સાચાઈવાળું છે, એ પણ દેખાશે.

[ શ્રી માણેકે ઇતિહાસ-પુરાણોમાંથી તેમ જ જુદા જુદા ધર્મોના સાહિત્યમાંથી સુબોધક અને પ્રકાશદાયી પ્રસંગો ને કથાવસ્તુ ચૂંટી અર્વાચીન વાર્તાકલાની સહાયથી તેને તેનું રહસ્ય અંતે ઉપસાવીને રજૂ કરીને ઘણી વાર્તાઓ લખી છે.] 'પ્રકાશનાં પગલાં' જેવા સંગ્રહોમાંની વાર્તાઓ આ પ્રકારની સુબોધક પ્રકાશ-કથાઓ છે. એમાં આખ્યાનકાર અને લોકસંસ્કાર-શિક્ષક માણેકનું દર્શન થાય છે. સાહિત્યસેવા કરતાં સંસ્કારસેવા ભણી જ એમણે એમાં સીધી દૃષ્ટિ રાખી છે. 'ઇશ્વરનું શિક્ષણ,' 'કુરુક્ષેત્ર કરબલા' અને 'પહેલો પથ્થર' આવી વાર્તાઓ છે. એ વાર્તાઓ પણ શ્રી માણેકની કહેણી કે રજૂઆતની વિશિષ્ટતા દેખાડી આપે છે.

વાર્તા જેટલું જ નાટ્યલેખન પણ શ્રી માણેકને ફાવ્યું જણાય છે. પત્રકારજીવનમાં શરૂ થયેલા એમના નાટ્યલેખનને એમની આકાશવાણી સેવાએ વેગ આપ્યો હશે એમ મનાય. સંચયમાં મુકાયેલાં ત્રણ એકાંકી અને ત્રણ રેડિયો-નાટિકાઓ બતાવે છે કે એમની સર્જકતાને નાનાં અભિનેય નાટકોના બહુ મૌલિક વસ્તુ શોધી કે કલ્પી લેતાં

અને નાટયક્ષમ પરિસ્થિતિનાં નિર્માણ જમાવટ અને નિર્વહણની તેમ જ પાત્રોનાં વ્યક્તિત્વ અને મનોભાવ( Mood )ને ઉચિત અભિનયપોષક સંવાદની નાટયકલા હાથ કરી લેતાં એકંદરે સારું ફાવ્યું છે. એકાંકીઓમાં જે બેને દશ્યોમાં વહેંચ્યાં છે તે 'સ્વયંવર' અને 'ખુદા હાફિઝ' હાસ્યકાર માણેકનાં સર્જન છે. આજનાં ભણેલાં યુવક-યુવતીઓની મનોદશાનું આલેખન અને ચબરાક સંવાદો એ બન્ને રચનાઓમાં વાચકોનું ધ્યાન ખેંચશે. અભિનયક્ષમતા પર શ્રી માણેકની નજર ખાસ રહ્યાનું એ બે જ નહિ, ત્રીજું ભાવનાલક્ષી ગંભીર એકાંકી 'જ્યોતસે જ્યોત જલે' પણ, દેખાડે છે. ત્રણ રેડિયો-નાટિકાઓમાં 'પરણતાં કેટલી વાર?'માં જુવાનડાંની મનોદશાને નાટયમાં સફળતાથી ઉતારતા લેખકે નાટિકાના અંતમાં સારું કૌશલ બતાવ્યું છે. કાન્તાની પિતાના હૈયા માટેની લાગણી કંઈક ગંભીર પરિણામ લાવશે એવી આશંકાને થોડી જ વારમાં વિખેરી નાખી નાટિકાને ખૂબીથી મજાની સુખાન્ત એમણે બનાવી દીધી છે. પ્રણય, દાંપત્ય અને ખોટાં આકર્ષણના સામાજિક કોયડાને અભિનયને ઠીક અવકાશ આપતી સુખાન્ત નાટિકા 'આંધી'માં શ્રી માણેકે કુશળતાથી નાટયવિષય બનાવ્યો છે. આજના વાતાવરણમાંથી ઉપાડેલી 'સોનાની ખાણ' એ નાટિકામાં ભાવનાશાળી લોકસેવક તેની સેવાએ તેને આપેલ પ્રતિષ્ઠા અને લોકચાહનાનો લાભ ઉઠાવવા માગતી પત્ની અને ધનવાન કોન્ટ્રાકટરની આગ્રહભરી સમજાવટથી પ્રધાન બનવા ચૂંટણીમાં ઊભા રહેવાની આખરે હા પાડી બેઠો જ હોય છે ત્યારે સટો નાબૂદ કરવા પિતાએ રાજકારણમાં પડવા આગળ આવવું જોઈએ એમ ભાવનાદષ્ટિથી ગંભીરપણે એનો પુત્ર કહેવા આવે, એ ગોઠવણમાં શ્રી માણેકે નાટય-કટાક્ષ (dramatic irony) સારો યોજ્યો છે. નાટિકાનું અંતિમ વાકય 'પ્રેમને બધો જ અધિકાર છે!' કટાક્ષની કોડી જેવું છે. શ્રી માણેકે શેરિડનના સ્કૂલ ફોર સ્કેન્ડલ' નાટકનું રેડિયો-રૂપાન્તર કર્યું છે તે અને 'રેશમી ઝભો' નામનું તેમનું પોતાનું મૌલિક નાટક હાલ 'નચિકેતા'માં ક્રમશ છપાઈ રહ્યાં છે.

સર્જનાત્મક ગદ્ય-સાહિત્ય પ્રકારમાં બાકી રહેલ નવલકથાને પણ શ્રી માણેકની સર્જકતા સ્પર્શ્યા વિના રહી નથી. એમાં શ્રી માણેકની જે વિશિષ્ટતા સ્પષ્ટ દેખાઈ આવે છે તે છે ઇતિહાસ, દંતકથા અને લોકવાર્તાનો ઉપયોગ કરી તેમાંથી આધુનિક લખાવટવાળી નવલકથાઓ ઊભી કરવાની. આ સંચયમાં રજૂ કરેલી 'જન્તરનું અન્તર' લોકવાર્તા, દંતકથા અને ઇતિહાસ, ત્રણેના તત્ત્વવાળી જૂનાગઢના રા'ડિયાસની કથા પરથી રચાયેલી છે. એનું વેગીલું કથાવહેણ, સ્પષ્ટરેખ પાત્રાલેખન, સ્વ. મેઘાણીની યાદ આપે એવો જૂની કથાઓને આજના વાચકોને માટે આકર્ષક બનાવે તેવો વાર્તાકસબ, અને સ્વ. મેઘાણી તથા શ્રી ગુણવંતરાય આચાર્ય બંનેની શૈલીની યાદ આપે તેવી પ્રવાહી તેજીલી ને વેગીલી ગદ્યશૈલી એના વાચનને સાદ્યન્ત રસભર્યું બનાવે છે. આ સિવાયની અત્યાર સુધીમાં છપાયેલી એમની ત્રણ નવલકથાઓ તથા 'નચિકેતા'માં હાલ છપાઈ રહેલી સુહિણી-મેહારની લોકકથા પરથી લખાયેલી 'સિંધુનું સ્વપ્ન' એ નવલકથા પણ શ્રી માણેકની લઘુનવલકાર તરીકેની આ શક્તિઓનું એવું જ દર્શન કરાવે છે.

લલિતેતર ગદ્યમાં શ્રી માણેકે દોરેલાં આપણા કેટલાક સાહિત્યકારોનાં રેખાચિત્રો જેના નમૂના આ સંચયમાં રજૂ થયા છે, અને 'કળીઓ અને કુસુમો' તથા 'વાટના

દીવડા ' જેની વાનગી તેમાં આપી શકાઈ નથી, તેમાંના નિબંધાકારી પથ્ય ચિંતનલેખો, પહેલું ધ્યાન ખેંચે તેવાં છે. રેખાચિત્રો ચરિત્રવિષય સાહિત્યકારોનાં સ્વભાવ, ટેવો, મતો, વગેરેની તેમ એમની સાહિત્યસેવાની શ્રી માણેકની સારી જાણકારી સાથે રેખાચિત્રોની રોચક લખાવટનું દર્શન કરાવે છે. એમાં ખાસ તો ધ્યાન ખેંચશે તે તે વ્યક્તિઓ વિશે અને તેમના સાહિત્ય વિશે શ્રી માણેકે નિર્ભીકપણે આપેલા પોતાના અભિપ્રાય. ચરિત્રવિષય વ્યક્તિઓનાં સાહિત્ય પરત્વે શ્રી માણેકે આપેલા અભિપ્રાય તેમની સાચી સાહિત્યપારખ બતાવે છે એમ ખુશીથી કહી શકાય તેમ છે. એવી સાહિત્યસમજ તેમના જે વિવેચનાત્મક લેખો આ સંચયમાં મુકાયા છે તે પણ દેખાડે છે. એમાંનું કવિતા પરનું લખાણ કાવ્યના પ્રાણભૂત તત્ત્વની ખોજમાં પોતે કરેલા પ્રગટ ચિંતન જેવું છે. નવું કશું નથી કહેતા તોય સર્વમાન્ય સાહિત્યસિદ્ધાંતને લોક-ગમ્ય ને સબળ ભાષામાં પોતાની રીતે એ રજૂ કરી જાણે છે. લોકપ્રિયતાની ભ્રામકતા દેખાડી, કવિતાના જૂના–નવા–પણાને બદલે કવિતાના કવિતાપણા પર ભાર તેઓ મૂકે છે, એ તેમની ભાવિ કવિતા વિશે એમના પ્રશંસકોને નિશ્ચિંત બનાવશે.

'વાટના દીવડા' જેવા પુસ્તકમાંની સામગ્રી શ્રી માણેકને નિબંધકાર તરીકે ઓળખાવે છે તેના કરતાં જીવનવિચારક, લોકોના સંસ્કારશિક્ષક અને હિંદુ ધર્મ અને સંસ્કૃતિના સમજદાર પુરસ્કર્તા કે ભાષ્યકાર તરીકે વિશેષ ઓળખાવશે. એમનું આ પાસું કેટલાંક વર્ષથી જેમ 'પ્રકાશનાં પગલાં' જેવી વાર્તાઓ અને આવા સુબોધક લેખો દ્વારા લખાણથી, તેમ મુંબઈમાંની સત્સંગ સભા અને અમદાવાદમાંનાં આખ્યાનો–કીર્તનો દ્વારા, સક્રિય રીતે પ્રગટ થતું રહ્યું છે. આખ્યાનકાર માણેકનાં આ સંકીર્તનોની જે વાનગી આ સંચયમાં રજૂ થઈ છે, તે બતાવે છે કે એમાં ભાષા સાહિત્યકારની, વચમાં આવતાં એમનાં ને અન્ય કાવ્યો સાહિત્યિક મૂલ્યવત્તાવાળાં, અને પૌરાણિક વસ્તુ પરનું ભાષ્ય અને એમાંના વિચારતંતુને ઉપસાવી–વિસ્તારી આજના સંદર્ભમાં દર્શાવાતી તેની ઉપયુક્તતા અર્વાચીન દૃષ્ટિવાળાં હોઈ ને આજનાં રુચિવાળા પણ અભિમુખ શ્રોતૃસમાજને એ ગમી જાય તેવાં બને છે. શ્રી માણેકનું ધર્મગ્રંથો અને સાહિત્યનું વાચન–પરિશીલન, એમની સ્મૃતિ, એમની ભાષાપ્રભુતા, આપણી સંસ્કૃતિનાં સનાતન મૂલ્યો પરની એમની શ્રદ્ધા, એમની આસ્તિકતા, એમની દેશભક્તિ અને સભારંજની વિનોદરસિકતા– આ સૌને એમનાં આ આખ્યાન–સંકીર્તનોમાં પર્યાપ્ત અવકાશ મળી રહે છે. શ્રુતિ–જનશ્રુતિની ઔપનિષદિક અને તુલસી–આખ્યાનની પૌરાણિક વાતોનાં અર્થઘટન જેવાં અર્થ-ઘટન બધી વખત પ્રતીતિકર કે એના પ્રાચીન સર્જકોને અભીષ્ટ ન લાગે, તોપણ એ સ્વીકાર્ય કોટિનાં હોય છે. આવાં સંકીર્તનો શ્રી માણેક પોતે તે લખી નાખ્યાં કે લખી રાખ્યાં હોય કે બીજા કોઈએ એનો નોંધ કરી લખી હોય, તો તેની સંખ્યા સોએક જેટલી તો આજ સુધીમાં થઈ ગઈ હોવી જોઈએ. એના દ્વારા શ્રી માણેક બજાવી રહ્યા છે તે સંસ્કારસેવાનું મૂલ્ય ઓછું ગણવું નહિ જોઈએ.

શ્રી માણેકની બીજી એક નોંધપાત્ર સેવા અનુવાદોની છે. રવીન્દ્રનાથના 'મુક્તધારા' વગેરે નાટકોના તથા શેક્સપિયરના 'ઑથેલો'ના તેમણે હાથ ધરેલા અનુવાદ ઉપરાંત 'રઘુવંશ'નો તથા ટાગોરનાં બીજાં બે નાટકોના અનુવાદ પણ તેમને

ખાતે જમા થવાના છે. શ્રી માણેકના સ્વતંત્ર સર્જનને જ સંચયમાં સ્થાન આપવાનું ઠરેલું હોઈ 'રઘુવંશ'ના અનુવાદના એક ટુકડા સિવાય બીજા નમૂના તેમાં લઈ શકાયા નથી.

કવિતા દ્વારા પ્રથમ પ્રગટ થયેલી શ્રી માણેકની સર્જકતાએ આમ સમય જતાં સુંદરવનમાંના ગંગાનદના અનેક ફાંટાઓની માફક કે પંખાકારે ફેલાતાં જઈ કાવ્યક્ષેત્રમાં અને ગદ્યક્ષેત્રમાં પણ જે પ્રવૃત્તિવિસ્તાર સાધ્યો છે તેનું પ્રતીતિજનક ચિત્ર પાછળનાં પૃષ્ઠોમાં રજૂ થતા માણેકકૃતિસંચયમાંથી વાચકોને અવશ્ય મળી રહેશે એવી આશા છે. એ પ્રવૃત્તિવિસ્તારમાં શ્રી માણેકના પત્રકારજીવન અને 'આકાશવાણી'–સેવાનો ઠીક ઠીક ફાળો છે. નિરાંતિયા શિક્ષકજીવનમાંથી બિસ્ત્રો ઉઠાવી ઉચાટ કરાવે અને કસોટી કરે એવા અનુભવોમાંથી અને આવા જુદા જુદા વ્યવસાયમાંથી એમને પસાર થવું પડ્યું છે. પણ જિંદગીના એ સમવિષમ અનુભવોએ એમની જુદી જુદી શક્તિઓને બહાર આણી વિકસાવી સરવાળે તો એમના સાહિત્યજીવનને લાભ જ કરી આપ્યો છે. 'જન્મભૂમિ'નાં નવ–દસ વર્ષ પોતાની સર્જનપ્રવૃત્તિઓની દૃષ્ટિએ ફળદ્રૂપ નીવડ્યાનું અને કાવ્યો, નાટકો, વાર્તાઓ, વિવેચન, નિબંધો, રેખાચિત્રો, એમ સાહિત્યક્ષેત્રે મોટા પટ પર બહુલક્ષી મુક્ત વિહારની તક પોતાને દાયકાની એ 'જન્મભૂમિ' સેવામાં સાંપડ્યાનું એમણે પોતે સાભાર સ્વીકાર્યું છે.* એમની કસોટી કરી તે પછી ઉત્તરોત્તર એમના યોગક્ષેમની સારી વ્યવસ્થા કરી આપતા જઈ પરમાત્માએ હવે જ્યારે એમને એમની પ્રકૃતિ અને શક્તિને અનુકૂળ ગુજરાતી સાહિત્યના અધ્યાપકનું પદ અપાવી તેમ જ સફળ આખ્યાનકાર બનાવી જે બાહ્ય સુવિધાઓ અને વિસ્તરતું મિત્ર–પ્રશંસક મંડળ સંપડાવ્યું છે, ત્યારે તો તેમનાં સ્ફૂર્તિ અને ઉત્સાહ દ્વિગુણિત બની એ પરમાત્માએ બક્ષેલી શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરી સમાજને ચરણે એ વધુ ને વધુ પ્રમાણમાં ધરવાના. 'નચિકેતા' માસિક એમનાં ઉત્સાહ–સ્ફૂર્તિને મૂર્ત કરી રહ્યું દેખાય છે જ.

એ રીતે પોતાની લેખનકળાથી સાહિત્યસેવા અને આખ્યાન–કીર્તનથી સમાજની સંસ્કારસેવા બજાવવાના સ્વકર્મથી પરમાત્માને અભ્યર્ચી શ્રી માણેક ઓર ઊજળી સિદ્ધિ લાભો અને એમની એ સિદ્ધિ પંદર વર્ષ પછી એમને એમની પંચોતેરમી જન્મતિથિને દિને ઊજવાતા સમારંભ વેળા હાથોહાથ અર્પાતા આવડા જ બીજા અભિનંદન સંચયમાં મૂર્ત થાઓ એવી શુભેચ્છા આ અવસરે અમારા સંપાદક–મંડળ તરફથી વ્યક્ત કરું છું.

અમદાવાદ : ૨૦–૬–૧૯૬૨ — અનંતરાય મ. રાવળ

* 'મધ્યાહ્ન'–પ્રસ્તાવનામાં.

# અનુક્રમ

ख રેડિયો નાટિકાઓ



## વિભાગ પાંચમો : વિવિધ લેખો

क વિવેચનાત્મક



ख રેખાચિત્રો



## વિભાગ છઠ્ઠો : નવલિકાઓ



## વિભાગ સાતમો : નવલકથા

'સિંધુની પ્રેમકથાઓ'માંથી

# અક્ષર-આરાધના

[ શ્રી કરસનદાસ માણેકની કૃતિઓનો પ્રતિનિધિભૂત સંચય ]

# વિભાગ પહેલો

## કાવ્યો

હું તો જાણું ફક્ત, પ્રિય, કે આવી શબ્દાવલિઓ
વીણી ગૂંથું નિત હું ગજરા, હાર ને તોરણો જે,
તે સૌ મારા વિરહદિવસમાં વર્ષ વીતાડવાને
ને લોકોથી અધીર ઉરના તાપ સંતાડવાને!
હાંકયે રાખું વદન પર ગંભીરતા ધારી ગાણું;
બાકી વહાલા, કવન મહિં હું રંક કેદી શું જાણું!

*

પ્રિયાને ગમ્યું છે ગીત, ગમશે ગૂજરાતને
તો જાણીશ કે જીવતો છે ગુર્જરીનો પ્રાણ!

*

પ્રાર્થું મારી પળ ફક્ત એ એક તે તારી થાય!

## આખનાં પોયણાં

દ્રુતવિલંબિત

હજુ પ્હરોડ જ જીવનનું હતું<br>
સ્વર-સહસ્રથી અંતર ગુંજતું;<br>
મધુર સ્વપ્નની સીમ પરે ઊભી<br>
કરતી'તી પરિશીલન જાગૃતિ. ૧

મૃદુલ અંગુલિ-અગ્ર થકી ઉષા<br>
નયન અર્ધનિમીલિત આંજતી:<br>
સુભગ ઇન્દ્રધનુર્રંગથી<br>
અલસ આત્મનને અભિષેકતી. ૨

નવીન ઊર્મિ સુકોમલ સ્પર્શથી<br>
ઉરસિતારી પ્રકંપન પામતી:<br>
રુચિર અસ્ફુટ ઝંકૃતિ આત્મમાં<br>
અનનુભૂત જગાવતી નર્તનો. ૩

સગુણતા સજતા પરિબ્રહ્મના<br>
પ્રથમ શ્વાસ સમાન સમીરણુ<br>
અનતિજાગ્રત સુપ્ત અવ્યક્તમાં<br>
દ્રુતવિલમ્બિત ડોલન અર્પતો. ૪

•

બજતી'તી હજુ જીવન-મંગલા<br>
નવ ઉષાની અલૌકિક આરતી:<br>
પ્રથમ ગીતની પાંખથી ઊતરી<br>
પરમ સત્‌ની પિછાન કરાવતી. ૫

પ્રથમ વીચિ સુવ્યક્ત અવ્યક્તની<br>
સમીં દીઠી, પ્રિય, જ્યારથી મેં તને,<br>
અગુણ બ્રહ્મની સાચી ઉપાસના<br>
સગુણમાં, સખિ, ત્યારથી આદરી. ૬

પગલીના પથમાં તવ સર્વદા
દગ બિછાવત ધાવત હું ફર્યો:
દગ બિછાવતી જ્યાં, સખિ, તું હતી
સુભગ પ્રાણ હું પાથરતો તહિં. ૭

રૂમઝૂમા ટભર્યાં સ્મિત સેંકડો
ફૂગવતી તરતી અવનિ પરે:
જગવતી જડભીતર ચેતના
કઠણ પથ્થર પ્રાણ જગાડતી. ૮

•

જીવન શું? જીવવું મરતાં લગી:
મરણ શું? જીવતાં લગી કલ્પવું:
અધિક મેં, સખિ, આ થકી ફિલ્સૂફી
જીવનમાં કદી યે, નવ કલ્પી'તી. ૯

નીરખતો સહુ તાપથી દોડતાં
ભિજવતાં પૃથિવી શ્રમસ્વેદથી:
નવ કશું કદી લક્ષ્ય જ દીસતું
વિરમતું નવ કોઈ વિમર્શવા. ૧૦

નવતરો કદી કોઈ લગીર વા
કરતલે મૂકી ભાલ વિમાસતો,
ચરણ લાખ તળે ચગદાઈને
જીવનજોખમ, વ્હોરી જતો સદા. ૧૧

સરતકેફ મંહિ ચકચૂર થૈ
કમર સૌ કસીને ધસતા હતા:
વિરલ કો સ્થિતપ્રજ્ઞ રહી શકે
પ્રલયમારુતવેગ નિરોધીને. ૧૨

મચ્યું હતું ઘમસાણ વિનાશનું:
પવનચક્રી ચડી હતી આભમાં
પટકતી વડલા જુગ જોગી શા;
વિટપી અન્યનું ત્યાં પછી શું ગજું? ૧૩

•

નવ વિવેકવિનાશિની ઘેલછા
પરસી'તી હજુ બાલિશ આત્મને:
લલિત સ્વપ્નમયી મુજ સૃષ્ટિમાં
સખિ, વિવેક જ ક્યાં જનમ્યો હતો? ૧૪

જડ ધમાલની શોણિત ધારથી
રુચિર સ્વપ્ન ન ભ્રષ્ટ થયાં હતાં;
નવવિધાનની મુગ્ધ કુમાશમાં
જ્વરની આંચ ન લાગી હતી હજુ. ૧૫

સુર સિંહાસન શુદ્ધ વિરાજતી
તું, સખિ, એ સમયે મુજ દૃષ્ટિમાં
અવતરી, અવરોહ પંથે સરી,
રણઝણાવતી સર્જનમંડલી. ૧૬

•

નયનતેજસરિત્ મહિં જન્મતી
કવિજનો તણી મંગલ પ્રેરણા;
ભુવનમંડલ નિર્મિતિકલ્પના
પ્રથમ લાધી નકી વિધિને અહીં. ૧૭

નવ વિલાસિની એ હતી ઉર્વશી;
હતી તપસ્વિની એ ન શકુન્તલા;
દુઃખ વિદારિત માનવ જાતિના
કરુણ ક્રંદન શી નવ જાનકી. ૧૮

તલસતી અપમાનની ઝાળને
ધગતી શોણિત ધારથી ઠારવા;
સહજ વૈરની માનવવૃત્તિ શી
દ્રુપદની તનયા નવ એ હતી. ૧૯

જગતણી દિલ-ડંખણી જીભને
અવગણી પરણી'તી પિનાકીને;
ન ગણી તેની ય અંતરવેદના
પિયર સંચરી, પામી વિમાનના. ૨૦

તનુ ફગાવતી યજ્ઞની ઝાળમાં
નિજ પરાજયસ્તોત્ર લખી ગઈ.
ન હત તો, સજની, તુજ કોટિએ
લગીર આવત દક્ષતણી ઉમા. ૨૧

ક્ષયથી ક્ષીણ શરીર તજી શશી
ઊતરતો ઉ તવ લોચનકાંઠડે,
નયન-સંચિત ચાંદનીનાં અમી
ગટગટાવી નવાં ધરતો વપુ. ૨૨

•

નીરખી'તી ન તને, સખિ, જ્યાં લગી
અસત સ્વપ્ન હું ત્યાં લગી માનતો :
જગત–જાગૃતિમાં નવ તું સમી
ઊતરી'તી મુજ લોચન માર્ગમાં. ૨૩

સત ન જાગ્રત, તો પછી સ્વપ્નને
અસત કાં, સખિ, માનવ માનતા ?
અસત ને સત દર્શન–કોણથી :
ઉભય એક જ વસ્તુ ન હોય કાં ? ૨૪

હૃદયવાંછિત સચ્ચિતસ્નેહની
વિરલ ઝાંખીથી વંચિત વિશ્વ આ;
લગીર લોચનગોચર એ થતાં
અધિક સ્વપ્નથી ના કદી લેખતું. ૨૫

*

નવ ગુલાબની પાંખડીઓ સમાં
અણગણ્યાં રમણે ચડી સોણલાં
રચી રહ્યાં મુજ આત્મનઘેરતી
રુચિર જાલ મહેન્દ્રની મોહિની. ૨૬

નવ લગીર વિભેદન જાલનું
કર્યું, સખિ, તવ સૂક્ષ્મ કલેવરે :
કુસુમપુંજથી જેમ વસંતશ્રી
પ્રસવતી, સરી સ્વપ્નથી તેમ તું. ૨૭

પ્રગટ્યું પૂર્ણથી પૂર્ણ પુરા હતું,
પ્રગટી તેમ તું સ્વપ્નથી સ્વપ્નશી
કવિતણી પ્રતિભાથકી કાવ્ય શી :
પ્રગટી વિશ્વકલાધર પીંછીથી. ૨૮

અરુણ અંગુલિઓ થકી જે પળે
રમત માંડી, સખિ, મુજ વાળ શું,
ઊછળી આત્મન લોચનમાં વસ્યો
ચખ, સુલોચન, લોચન તાહરે. ૨૯

*

પછી વહ્યાં વરસો દિવસો સમા,
સમયસીમ વિલુપ્ત થઈ હતી;
દિવસરાત્રિતણી ગણના વિના
જીવનસ્રોત અખંડ વહ્યે જતો. ૩૦

સખિ, તું પોઢતી તે પળથી નિશા
ઉગતી માહરી સ્વપ્નની સૃષ્ટિમાં;
પ્રથમ કિરણ નેનથી છૂટતાં
હૃદય-કાનન ગુંજન જાગતું. ૩૧

ભ્રમણ આદર્યું વિશ્વવિષે, સખિ,
નગ, નદી, સર, નિર્ઝર સાગરે;
પવનપાવડીઓ કદી ફૂટતી,
પ્રગટતી કદી પાંખ મનોજવા. ૩૨

•

પ્રકૃતિ ગોદમહિં સખિ, ગેલતાં
તું કદી ચીંધતી માનવમેદિની
ધસતી, ધૂળતણી ડમરી થકી
રચતી આવરણો નિજ આંખનાં. ૩૩

"જગતમાલિક હું, ન સ્વતંત્ર કો
રહી શકે અહીં માહરી ભૂમિમાં;
હું વિણ કોઈ ઉપાસ્ય ન દેવતા,
અખિલ સર્જન અર્ચન માહરું. ૩૪

કમર બેવડી વાળી ગુલામ સૌ
નયનજ્યોત 'હું' કાજ જલાવજો;
રુધિરવર્ષણથી મુજ ખેતરે
મરી જજો, પણ, પાક ભરી જજો." ૩૫

રટણ એહવું શ્વાસની સાથમાં
વહી રહ્યું ઉરઉરમહીં, સખિ,
અખિલ-ધ્વંસની આત્મવિનાશિની
સળગતી નિશિવાસર વાસના. ૩૬

•

પ્રકૃતિસુન્દરતા, સખિ, માણવા
સમય કે અભિલાષ જ ના દિસે;
પરમ તત્ત્વતું હાર્દ પિછાણવા
પ્રકૃતિચિન્તનની પછી શી કથા? ૩૭

ગિરિવરો શિવચિન્તનમગ્ન શા,
સખિરિ, તેમની સાથળ ભેદીને
સરણિયા પથ હિંસક સૈન્યના
મનુજકેરી ગુલામી સુરક્ષવા. ૩૮

અલગ આત્મન કાઢી ફગાવીને
નિરમિયા નરમાંહિથી સૈનિકો:
મનુજ-ધર્મ પશુશરણે ગયો.
બલિતણી બલિહારી થઈ ગઈ. ૩૯

•

ફરજ, શિસ્ત, સનાતન શાસનો
લુણહલાલી: સુમોહક શબ્દ સૌ,
હૃદય થીજવી, તેજ નીચોવતા,
અફીણ માનવ-આત્મ તણા બધા. ૪૦

રણકતા મધુશબ્દની ગૂંથણી
અવનિમાં ભ્રમજાલ બિછાવતી;
અણુઅ માનવ બંધન આત્મના
મલપતો શણગારસમા ગણી. ૪૧

કચકચાટ જરાય કર્યો વિના
કબૂલી જાલિમની જડ ઝૂંસરી,
જગત-જૂની ઘરેડની માંહિ જે
ઝૂકવી ડોક, દડે, નર તે ગુણી. ૪૨

•

કદિક સ્વપ્નઉપાસી યુવાન કો
નજર ચૂકવી હિંસક યૂથની,
સળગતા ઉરદીપ ઉજાસમાં
નવીન માર્ગભણી પગલાં કરે. ૪૩

કરસહસ્રથી તે શિર તૂટતી
ઝગતી કાળની આંખ શી વીજળી:
બની યુવા ઇતિહાસતણી કથા
સતત લાલ ધજા ધરતો રહે. ૪૪

તદપિ કો' નરસિંહ પિનાકી શો
ગરલ જીરવી માનવ-ઉરનું;
જગવતો નિજ જાહ્નવીથી ફરી
જગ સુકાયલ અમૃતના ઝરા. ૪૫

જગત તેહની માંડી ઉપાસના
મનુજ-કોટિથી ખાતલ ભાખતું:
પરમ જીવનમંત્ર ડૂબી જતો
કપટપૂજન કેરી ધમાલમાં. ૪૬

•

વિવિધ નાટક આ, સખિ, દાખવી
સ્મિતસુભાષ્યથી મર્મ ઉજાળતી;
અધ-ઊઠ્યા પરિપ્રશ્ન ઉઠાવીને
વણકથેલ શમાવતી સંશયો. ૪૭

પરમ શ્રેયની માહરી શિક્ષિકા
ઊતરી, તેં મુજ આતમનના, સખિ,
વિમલ તેજની અંગુલિઓ થકી
અધભીડેલ કમાડ ઉઘાડિયાં. ૪૮

જીવનને ગુરુભારથી ચાંપતા
જીવનમાં ગુરુઓ અછતા નથી;
જીવનના ગુરુભાર ઉતારતી
જીવનદાયિની એક તને દીઠી. ૪૯

*

કહ્યું મને, "સહુ સ્વપ્ન સમેટીને
જગત-જંગની માંહી ઝુકાવજે;
તદપિ સ્વપ્નની આથી અસંગતા
વીસરજે નવ જાગ્રતમાં કદી. ૫૦

નીરખજે ધમસાણની ધૂળમાં,
વળી મસાણની ખાખમહિં મને :
કર્ણીકણી થકી પ્રાણ પ્રફુલ્લશે,
પ્રગટશે, પ્રિય, ખાખથી પોયણાં. ૫૧

ક્ષણિક તર્પણ ઇન્દ્રિયભોગનાં
જ્વર સનાતનમાં પરિણામતાં :
પરમતત્ત્વતણા અનુરાગીને
નવ ઘટે જડ ખાતર ઝૂરવાં. ૫૨

*

વિજય, શક્તિ, સુકીર્તિની ઝંખના
જકડતી જડ સંગ મનુષ્યને,
પરમ ચેતન વ્યોમવિહારનાં
હૃદય-ઉડ્ડયનો અવરોધતી. ૫૩

યશની આશ ભરે દિલ દીનતા,
વિજયવાંછુ પરાજય પેખતો :
વલખવું નવ શોભતું શાહને
અખિલ ઉલ્લતના હકદારને. ૫૪

વિજય જીવનનું નવ ધ્યેય છે,
નવ પરાજય જીવનનો સુણ્યો;
યશઉપાસનહાર લૂંટ્યા બધા
કમલવંચિત કાદવ ચૂંથતા. ૫૫

પરમ પ્રકૃતિની તનયા હું છું,
તનુજ તું, પ્રિય, આદિમ તત્ત્વનો:
પુરુષપ્રકૃતિયોગ થયો, હવે
નીરખશે જગ સંસ્કરણો નવાં. ૫૬

થયું મને: "નભ–તારક–મંડલિ
જટિલ માનવઉર ઉતારશું:
નિબિડ ભીષણ અંધ તમિસ્રનાં
યુગપુરાણ ઉજાળશું જંગલો. ૫૭

સળગતા ઉર ભેદી પહાડના
અગનધોધ ધગન્ત ઉછાળશું;
મલિન માનવઅંતરવાસના
સખિ, જલાવી જશું જડમૂળથી. ૫૮

સતત પ્રીતમચુમ્બન ઝંખતા
ધગત કામુક–ઓઠ સમા રણે
ફરી ફરી રસચુમ્બન અર્પીને
ઝૂલવશું જગશોભન નંદનો. ૫૯

અકળ પ્રેમ, અપૂર્ણ સુરાદના,
વિપથગામિની વિપ્લવી શક્તિના,
શીતલ ચાંદની–અર્ક નિચોવીને
રૂઝવશું જખમો જનતા તણા." ૬૦

*

નવીન સૃષ્ટિતણાં વણી સોણલાં
હૃદય માહરું નાચી રહ્યું હતું;
રમણ આત્મનમાં જનમ્યું હતું
રુચિર ભાવિની ઝાંખી થકી, સખિ. ૬૧

જીવન ને નવયૌવન સ્વપ્ન શું,
સહચરી વળી તાહરી શી, સખિ,
ત્રિપુટિયોગ અલૌકિક સાંપડ્યો,
પછી અશક્ય શું આપણને હતું? ૬૨

પણ અચાનક ભાગ્ય ફર્યું અને
નીરવ તું સરી પાછી અવ્યક્તમાં–
તું હતી ત્યાંલગી લેશ ન ભાગ્યને
સખિરિ, હું કદીયે ગણકારતો. ૬૩

*

વરણ, વાસ, કુમાશમહિં સરી
જયમ ગુલાબ વિભક્ત થઈ ઉપે;
શશી ગળી નિજ ચાંદનીમાં મળે,
દ્રવી ભળી, સખિ, તેમ અવ્યક્તમાં. ૬૪

નયન નિર્ગળી રોશનીમાં રમે
જયમ શમે ગીત આદિમ નાદમાં,
વિરમતી તવ લોચન વીજળી,
શ્રી હરિલોચન તેમ વિરામી તું. ૬૫

અણઝિલાયલ વાણીની ઝોળીમાં
ઊડતી ઊર્મિ અનંત મહિં શમે;
તજી સગુણ સ્વરૂપ અમૂર્તમાં
શમી અનંતવિહારિણી તું, સખિ. ૬૬

*

વિધિવિધાન હશે, અથવા હશે
વિગતજીવનકર્મની વાસના,
ઘનવિમોહવિલીન હું દીન પે
કિરણ ઈશકૃપાતણું વા હશે. ૬૭

ઝળકી તું, સખિ, જીવનઆભમાં
હૃદયના ઘનઘોર ઉજાળતી;
ક્ષિતિજકોર પરે હજુ સોહતી–
અણચિંતી પ્રિય આથમી કેમ ત્યાં? ૬૮

જીવનનાં તિમિરો પળ ચીંધવા
સજની, શું સજી'તી કિરણાવલિ:
જીવનમાં જગવી ઘનવેદના
ઘટતું ના જવું, જીવનસાથિની! ૬૯

તું પ્રગટી હતી તેની ય પૂર્વમાં
તમ હતું–હજુ યે તમ તે રહ્યું!
અધિક ઘેરું હવે ઊલટું થયું
પલકજ્યોતિતણા અબકારથી. ૭૦

તું ગઈ, સ્વપ્ન ગયાં, સુખડાં ગયાં,
જખમ જીર્ણ રહ્યા, ઝૂરવાં રહ્યાં,
કરુણ અશ્રુ રહ્યાં, ડૂસકાં રહ્યાં–
પ્રગટિયાં નહિ ખાખથી પોયણાં! ૭૧

ધૂળ ધસે, ધમસાણ ઊંચે ચડે,
ચરણ લાખ તણા પડઘા પડે;
અબઘડી અડકે ટમકિં લઈ
પટકશે, છૂંદશે, મુજને, સખિ! ૭૨

•

ઉર ઉખેડી સુલોચન-ધારથી
સ્મિત,સુમાલિનિ,અંતર વાવિયાં,
નયનની કથી નીર છલાવિયાં:
તદપિ કેમ હજુ ઊગતાં નથી? ૭૩

૪-૪-૩૨ ('આલબેલ')

## આફતનો અવાજ

જળહળતી જગની બજારોમાં માનવમેદની ઠેબાં ખાય;
સ્વેદનીતરતાં માટીનાં માળખાં આપસમાં અથડાય:
એ ભીડમાં ભાખ્યા ભચડાતા
પ્રભુ ઠેબે ઠેબે ઠેલાતા!
બારણે બારણે હડધૂત થાતા, પડતા આખડતા જાય;
મેલી ફાટેલી એક લંગોટી માંડ કરી સચવાય:
ભૂખે એની કાયા સુકાણી,
પુકારે, "પાણી, પાણી!"
છપ્પનભોગે છલક્યાં મંદિરોના ઘેરા ગુંજે ઘંટનાદ;
આરતીના શંખ આભને ભેદતા ભક્તોને દેતા સાદ:
પ્રભુ એમાં પેસવા ધાયા:
લોખંડી કમાડ ભીડાયાં!
નૌબત બજાવો, શિંગી સજાવો, ગજાવો સૌ સામટા સાજ:
ખલકને ખૂણે ખૂણે પુગાડો આફતનો એક અવાજ:
✓ માલિક તો ક્યાંક ખોવાણા:
પૂજી રહ્યા, પામર, પાણા!

૨૩-૫-૩૨ ('આલબેલ')

## હરિનાં લોચનિયાં

સારંગ

એક દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

પચરંગી ઓચ્છવ ઊછળ્યો'તો અન્નકૂટની વેળા:
ચાંદીની ચાખડીઓએ ચડી ભક્ત થયા'તા ભેળા!
શંખ ઘોરતા, ઘંટ ગુંજતા, ઝાલરું ઝણઝણતી:
શતશગ કંચન આરતી હરિવર-સંમુખ નર્તન્તી.
દરિદ્ર, દુર્બળ, દીન અછૂતો અન્નવિના અડવડતા,
દેવદ્વારની બ્હાર ભટકતા ટુકડા કાજ ટટળતા,

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

લગ્નવેદિપાવક પ્રજળ્યો'તો, વિપ્ર વેદ ઉચ્ચરતા,
સાજન મ્હાજન મૂછ મરડતા પોરસફૂલ્યા ફરતા!
જીર્ણ, અજીઠું, પામર, ફિક્કું, માનવપ્રેતસમાણું,
કૃપણ કલેવર કોડભર્યું જ્યાં માંડવડે ખડકાણું!
"બ્રાહ્મણવચને સુરજસાખે" કોમળ કળી ત્યાં આણી:
ભાવિની મનહર પ્રતિમાની જે દિન ઘોર ખોદાણી!

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

ભય થરથરતા ખેડૂત ફરતા શરીફ ડાકુ વીંટાયા:
વરુનાં ધાડાં મૃત ઘેટાંની માંસ-લાલચે ધાયા!
થેલી, ખડિયા, ઝોળી, તિજોરી: સૌ ભરચક્ક ભરાણાં:
કાળી મજૂરીના કરતલને બે ટંક પૂગ્યા ન દાણા!
પીંગા ઢગલા ધાન્ય તણા સો સુસ્તોમાંહિં તણાણા:
રંક ખેડુનાં રુધિરે ખરડ્યાં જે દિન ખળાં ખવાણાં!

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

ફૂંફાળાં રાજ્યભવનોથી મમતઅઘોર નશામાં
ખુદમતલબિયા મુત્સદીઓએ દીધા જુદ્ધ-દદામા!
જળથળનભ સૌ ઘોરઅગનની ઝાળમહિં ઝડપાયા:
માનવી માનવીનાં ખૂન પીવા ધાયા થઈ હડકાયા!

નવસર્જનના સ્વપ્નસંગી ઉર ઉછરંગે ઉભરાણાં:
લખલખ નિર્મલ નવલકિશોરો ખાઈ એમાં ખોવાણા!

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

ખીલું ખીલું કરતાં માસુમ ગુલ સૂમ શિક્ષકને સોંપાણાં:
કારાગાર સમી શાળાના કાઠ ઉપર ખડકાણાં!
વસંત વર્ષા ગ્રીષ્મ શરદના ભેદ બધાય ભૂલાણા:
જીવનમોદ તણા લઘુતમમાં પ્રગતિપદ છેદાણા!
હર્ષઝરણ લાખો હૈયાનાં ઝબક્યાં ત્યાં જ ઝલાણાં:
લાખ ગુલાબી સ્મિત ભાવિનાં વણવિકસ્યાં જ સૂકાણાં:

તે દિન આંસુભીનાં રે
હરિનાં લોચનિયાં મેં દીઠાં!

૩૦-૫-૩૩ ('આલબેલ')

## ગુર્જરી કુંજો સૂની નથી!

મરાઠી સાખી

ગુર્જરીકુંજો સૂની નથી હજુ કોયલ બુલબુલ બોલે;
મેઘધનુષ્યની કલા સજાવી મત્ત મયૂરગણ ડોલે:
મદકલ કોમલ કિલ્લોલે
કવિનાં અંતર હિંડોલે! ૪
રૂપના સાગર નથી સુકાયા, ઓસરી ના ઉરભરતી:
ઘરઆંગણિયાં, ગામસીમાડા, પુરપથ પર તરવરતી
કવિઉરમાં સરતી:
રસની આરતી ઊતરતી! ૮
ધીંગાણાંના ઢોલ બજે, હજુ સિન્ધુડાના સૂરો:
કડાઝૂડ આખડતા અડિખમ હજુ બંકા બહાદુરો:
નિહાળી ફૂલે કવિ–ઉરો
ગુણાળી ગુર્જરીના વીરો! ૧૨
હજુ મેઘાચ્છાદિત ગિરિનારે સન્તજનોના ડેરા
ને ભજનોની રમઝટથી હજુ ગાજે ગુર્જરી–ચોરા:
હજુ હાજર હજૂરા:
અમારાં નરસૈં ને મીરાં! ૧૬

૧૦-૩-૩૩ ('આલબેલ')

## હું ને આ કાબાની!

અંજની

આછા ઘૂંઘટમાં તગતગતા
દીવડા બે ઝીણા ઝગમગતા
દેખી દિલ મુનિવરનાં ડગતાં
શી ગણના મારી! ૧

સુખ મરકયું ને હૈયું ચિરાયું,
અધર કિનારે અમૃત પાયું:
મુજ શ્રવણે ચડી ગેબે ગાયું:
"સુકૃત કાલાન્તરનું". ૨

આલિંગન પહેલું જવ માણ્યું,
જીવનજાદુ પ્રત્યક્ષ પિછાણ્યું,
સાથેસાથ અમે અનુમાન્યું:
વેંતમંહિ વૈકુંઠ! ૩

સુખનાં સ્વર્ગ અમે સરજાવ્યાં
કાબે આવી કળશ ચડાવ્યા:
જાણ્યું જગમાં અમેજ ફાવ્યાં:
હું ને આ એની. ૪

કાબો મીઠુ બાણુ નાનુ
કેસુ ચંદુ, લીલુ છાનુ:
ક્યાંલગી હશે હજુ ગણવાનું?
કોને કોણ પૂછે! ૫

દષ્ટોદષ્ટ અમારી જામે
અધ ઊઠ્યો ત્યાં પ્રશ્ન વિરામે:
બે વણુ ત્રીજો ભેદ ન પામે—
હું ને આ કાબાની! ૬

('આત્મજ')

# ખૂટતી કડી

ગુલબંકી

મેં પ્રથમ ઉઘાડી આંખ વિશ્વમાંહિ જ્યાહરે
ત્યાહરે અનુભવી
દૈવી ના, ન દાનવી,
શૂન્યતા અબન્ધુતા
મંત્રમુગ્ધ સ્તબ્ધતા ૫

એકલા પડેલ માર્ગથી ખડેલ બાલની!
ને નિહાળી વ્યર્થ ભાસતી બધે અગાધતા,
ભાળી કલ્પનાઅતીત ક્રૂર મારી અલ્પતા,
હું બન્યો અવાક્ હેબતાઈને, ડઘાઈને:
ના પિછાન કોઈની ભર્યા જગે હતી મને! ૧૦

માહરી હયાતીનીય કોઈને ન સુધ હતી,
શૂન્યતા અબન્ધુતા જગે ઉરે ભરી હતી!
એકલા સહુ ઉરોની સંગિણી સદા થતી
તેય–એકલાપણાની વેદનાય–ના હતી!

ઘેરું એકધારું ઘોરતો ૧૫
વારિરાશિ ધીર ડોલતો;
કાનનો પુરાણ જોગી શાં
ઊર્મિશૂન્યતાથી ઝૂલતાં!

એમને ન હર્ષ, શોક ના લગીર એમને,
એમને ન વ્હાલું મોત, જિંદગી ન એમને. ૨૦

એમને તમા ન અન્યની, ન જાતની,
એમને તમા ન આજ કે અનંતની!
ક્રોડ ક્રોડ પ્રાણીઓ હતાં
દૂરદેશવાસી શાં બધાં;
એથી યે વિશેષ દૂરના વિદેશી ભાસતાં ૨૫
માનવો સમીપમાં, અહિં તહિં, બધે હતાં!
ઘુમ્મખામહિંથી તારકોતણા ટૂટી
બ્રહ્મધામની છતેથી ઓચિંતો છૂટી

તારલો ભૂલો પડેલ સૃષ્ટિના સીમાન્તમાં:
એવી શૂન્યતા, ખરે, ભરી'તી ઉરપ્રાન્તમાં! ૩૦
પુષ્પવૃન્દ છોડછોડ હીંચતાં હતાં,
આંખ ખોલતાં ને આંખ મીંચતાં હતાં;
હું ન ઓળખું, છતાંય કાં મજાકમાં
કેમ જાણું એ કટાક્ષ સીંચતાં હતાં!
પક્ષીઓ હતાં, હતાં કિલોલ તેમનાં, ૩૫
નિર્ઝરો હતાં, હતાં હિલોલ તેમનાં,
હેતે ભરેલ હૈયું માહરું હતું
તે ન જાણતું ઉકેલી બોલ તેમના!
એમ વ્યર્થ વત્સરો વહ્યા,
ના સહ્યા, ન વા જરી લહ્યા, ૪૦
અસ્તઉદય ઓટભરતી
ઋતુવિલાસ વિધવિધગતિ
ભાસતા અફળપ્રવૃત્તિ
ફક્ત સૌ થયા—અને ગયા!
વિશ્વની અસ્પૃશ્યતાથી સ્તબ્ધ માહરું ૪૫
હૈયું થંભતું હતું;
અલ્પતાતણા અગાધ ભાનથી વધુ વધુ
અલ્પતર થતું જતું!
ને સ્ફુલિંગ માતૃઆગથી ખડેલ દૂર તે
ઝગમગી નિમેષ માત્ર શૂન્યમાંહિ જે ભળે: ૫૦
તેમ મારી વ્યર્થ અલ્પતા, અસ્પૃશ્યતા
અન્ધકાર સાથ સાધશે સરૂપતા:
એવું હું પ્રતીક્ષતો—સઆશ ના, નિરાશ ના,
ફક્ત વાટ જડતણી, ન ચેતનાની ઝંખના!
ને ત્યહાં, એકવેળ, તે દિને, ૫૫
પુષ્પરાશિથી પરાગ ફોરતો ઊડે;
ચાન્દનીથી દિવ્યરાગના સુરો સ્ફુરે,
ઈન્દ્રચાપના સુહાગ ધારી ઊતરે

અપ્સરાની કાયમાં ઉષા ધીરે ધીરે;
સાગરોર્મિનૃત્યમાંથી મૂર્ત થાય ઝંકૃતિ; ૬૦
સુષિઉરમાં સૂતેલી પૂર્વની ઊઠે સ્મૃતિ;

તેમ એ સમીપ માહરી સરી;
ને નઝર મૂંઝાયલી જ્યહાં પડી,

વિસ્મૃતિપડળ પડ્યાં પુરાણુ ઊખડી,
જાગિયાં સંભારણાં સહુય ખળભળી! ૬૫

(જાગિયો અભદ્ર સ્વપ્નમાંથી તે ઘડી!)
તે દિને અચિંતી મારી દૃષ્ટિએ પડી
હું અને સહૂ વચ્ચેની ખૂટતી કડી!
ને પછી?
શૈશવે સુણેલ સૂર સાગરે ફરી સુણ્યા, ૭૦
સૃષ્ટિમાંહિ પૂર્વનાં સંબંધીઓ મળ્યાં ઘણાં;
માનવી-ઉરે પુરાણુ પારખ્યાં સુખાસનો
ને પિછાણુની વધામણીથી ગુંજીયાં વનો!

પુષ્પના હિંડોલમાં
નિર્ઝરી હિલ્લોલમાં, ૭૫
પક્ષીના કિલ્લોલમાં,

બોલ બાલસાથીઓ તણા જ પારખ્યા મીઠા;
ડોલનો ભૂલેલ દોસ્તદારીનાં ફરી દીઠાં;
ને ખડેલ બાલ ઓચિંતું ફરી ઘરે ચડે
ને પીયૂષસેર માવડી ઉરેથી ઊછળે: ૮૦

એહવી ઊઠી બધેથી હર્ષની ઝડી
જે દિને જડી અચિંતી ખૂટતી કડી!
અલ્પતા સરી, બધી અસ્પૃશ્યતા સરી,
જે દિને જડી અચિંતી ખૂટતી કડી!
હું અને સહુ વચેની ખૂટતી કડી ૮૫
સાંપડી:—અને હયાતીની કીંમત ચડી!

('આલબેલ')

## જ્યોતિધામ

મન્દાક્રાન્તા

મેં ગ્રન્થોમાં જીવનપથનાં સૂચનો ખોળી જોયાં;
ને તીર્થોનાં મલિન જળમાં હાડકાં બોળી જોયાં;
અંધારામાં દ્યુતિકિરણ એકાર્ધ યે પામવાને
મંદિરોનાં પથ્થર પૂતળાં ખૂબ ઢંઢોળી જોયાં;
સન્તોકેરા કરગરી કરી પાદ પ્રક્ષાલી જોયા;
એકાન્તોનાં મશહૂર ધનાગાર ઉઘાડી જોયાં;
ઊંડે ઊંડે નિજમહિં સર્યો તેજકણ કામવાને,
વિશ્વે વન્ધ્યા, પણ, સકલ ભંડાર મેં ખાલી જોયા!
ને આ સર્વે ગડમથલ નિહાળતાં નેણ તારાં
વર્ષાવંતાં મુજ ઉપર વાત્સલ્યપીયૂષધારા.
તેમાં નહોતો રજ પણ મને ખેંચવાનો પ્રયાસ,
નો'તો તેમાં અવગણુનના દુઃખનો લેશ ભાસ!
જ્યોતિ લાધે ફક્ત શિશુને એટલી ઉરકામ:
મોડી મોડી ખબર પડી, બા, તું જ છો જ્યોતિધામ!

૩-૬-૩૩

કૌમાર્યે, બા, જનકજનની ભાઈના મા'પ્રયાણે
જોઈ રોઈ, ડગી ન, ઝગી શ્રદ્ધા, ઊઠ્યા જાગી પ્રાણે!
પિયેર્યામાં પછી હૃદયના સ્રોત તેં મુક્ત વાળ્યા,
દીધું સર્વે, સહજ મળિયું લીધું ના ઉર આળ્યાં!
ને વસ્તારી અમકુલમહિં, બા, તું જ્યારે પધારી,
ના રાણી થૈ, નવવધુ બની ફક્ત સેવા સ્વીકારી!
ઈશેચ્છાએ, કુદરતતણા કાનૂને, વા અકસ્માત્
આવ્યું તે સૌ સહ્યું, લહ્યું ય તે, સર્વદા ધૈર્ય ધારી!
જ્વાળામુખી સળગી શમિયા, ભૂમિકમ્પો વહ્યા એ,
ઉત્પાતોના અમર દિસતા વીરમ્યા વાયરા યે:
એ સૌ વચ્ચે સ્મિતપટ થકી રોકતી નેનવારિ
ગાન્ધારી, બા, સુણી, પણ તને રૂબરૂ મેં નિહાળી!
તેં ના માર્યાં અફળ વલખાં ઇન્દ્રિયારામ માટે:
તું જીવી, બા, જીવન હરિનું જીવવા શિર સાટે!

૪-૬-૩૩ ('આલબેલ')

## એક પળ

મન્દાક્રાન્તા

જ્યારે મારા જીવનની પળો પ્હોંચશે તારી પાસે,
સૌ પોતાના ક્ષણિક વિજયોની પ્રશંસા કરીને
ને સંપત્તિ નિજ નિજ તને ગર્વઘેલી ધરીને
બાપુ, તારા મનહરણના ક્ષુદ્ર યત્ને ગૂંથાશે!
સ્પર્ધાપ્રેર્યાં અધમ નખરાં, દગ્ધ ઈર્ષ્યાહુતાશે
અન્યોન્યોનાં શપિત-વચનો જોઈને સાંભળીને
લોઠે મોંએ, નયન નમવી, સૌથી થોડી તરીને
વ્યાઘ્રોમાં આશ્રમહરિણી શી એક ત્યારે કળાશે!
એણે, બાપુ, તવ ચરણમાં અર્પવા યે ન લીધા
પોતા સાથે ઝગમગ થતા વિશ્વના દ્રવ્યરાશિ;
આનન્દોના ઊછલ, દુઃખ આક્રંદમાં રૂહે ઉદાસી
તેં દીધેલા વિરહવિષના ઘૂંટડા ઘોળી પીધા!
શાબાશી દે અવર સહુને, બાપુ, દેજે વિદાય;
પ્રાર્થું : મારી પળ ફક્ત એ એક તે તારી થાય!

૧-૭-૩૩ ('આલબેલ')

## કેદી અને કવન

મન્દાક્રાન્તા

હું ના જાણું નભતલપરે રોજ બે વાર કાં તું
આલેખીને અવનવીન ચિત્રો વળી ભૂંસી નાખે:
રાત્રિ રાત્રિ અમિત ગગને ગોઠવી તેજબિન્દુ
ગૂંથીને કાં લલિત ભરતો રોજ ઊખેડી નાખે;
ને પૂરે કાં ક્ષણજીવી ફૂલે ઇંદ્રના ચાપ કેરા
મોંઘા રંગો ચીવટ થકી: આછા ક્યહાં, ક્યાંક ઘેરા;
ને પૃથ્વીના અધમ તૃણ એકેકને કાં સવારે
શૃંગારે તું દિન દિન, પ્રભો મૌક્તિસૌન્દર્ય ભારે!
હું તો જાણું ફક્ત, પ્રિય, કે આવી શબ્દાવલિઓ
વીણી ગૂંથું નિત હું ગજરા હાર ને તોરણો જે:
તે સૌ મારા વિરહવસમાં વર્ષ વીતાડવાને,
ને લોકોથી અધીર ઉરના તાપ સંતાડવાને:
હાંકયે રાખું વદન પર ગંભીરતા ધારી ગાણું,
બાકી, વા'લા, કવનમહિં હું રંક કેદી શું જાણું?

૧૦-૭-૩૩ ('આલબેલ')

## સમર્પણ

મન્દાક્રાન્તા

છેલ્લી મેં તે દિવસ કરી'તી પ્રાર્થના, ના ભુલાશે,
આત્માકેરા ગહન વનમાં ટૂંહેલતાં રુદ્ધશ્વાસે
દીઠું મેં જે દિવસ સહસા વેંણ તે પેં'લીવાર
જ્યાંથી થાતી શુભ અશુભ સૌ વાસનાઓની ધાર !
ફુલાતો હું મળહરણી મન્દાકિની માની જેને
ને લજ્જાતો મલિન સમજી નારકી સ્રોત જેને :
તે બન્નેનું પ્રભવથળ નિહાળીને એક આમ
ચોકી મારી ગણતરી સરી જિંદગીની તમામ !
જે બુદ્ધિની સકળદરશિતાની રાખી ખુમારી
'આ સારું, આ નરસું:' કરીને જેહની શેખી મારી :
તેણે માગ્યું યદિ બધુંય તે આપિયું હોત, બાપુ,
તો મારી શી દુરગતિ થતે કલ્પી આજેય કાંપું !
તે દિ' આ મેં જીવનભરની પ્રાર્થના છેલ્લી કીધી :
'બાપુ, તુંને બીનશરત આ જિંદગી સોંપી દીધી !'

૧૫-૭-૩૩ ('આલબેલ')

## મેં મૂર્ખાએ

મન્દાક્રાન્તા

મેં મૂર્ખાએ ગગનતલના તારલાઓની સાથે
ક્રીડાકેરાં અફળ સ્વપ્નોમાં જ આયુષ્ય ખોયું;
ને લોભાઈ અધરગત અસ્પૃશ્ય રાગે ઉષાના
હૈયામાંહિ જીવનભર અનૃપ્તિનું તીર પ્રો'યું;
આદર્શોના જલદ વરસ્યા, શીઘ્ર વા વર્ષશે, એ
ઉત્પ્રેક્ષામાં ગૃહસમીપના કૂપ સામું ન જોયું :
થોડું યે જે સહજ હરિનું દીધું તે મેં ઉવેખ્યું—
કો વેળા તો નફ્ટ બનીને, હાય, તેને વગોવ્યું !
પુષ્પો તાજાં દિન દિન ખૂલ્યાં માહરા આંગણામાં,
હૈયાં સાદાં દિન દિન ખીલ્યાં માહરી આસપાસ :
એ સૌ કેરી ખુશબુ મીઠડી માણવાનો પ્રયાસ
તે તો આઘે : નજર પણ મેં ફેંકી ના ત્યાં દયામાં !
સર્જ્યાં એ ગરીબ કરવા મારી જાણે ફ્જેતી :
મેં તરછોડી પ્રથમ પ્રભુની અંજલિ એ રીતેથી !

૨૭-૭-૩૩ ('આલબેલ')

## જય જગનાથ !

આરતી

ડુંગરટોચે દેવ વિરાજે, ખીણુમાં ખદબદ માનવકીટ;
પરસેવે લદબદ ભગતો ને પ્રભુમસ્તક ઝગમગત કિરીટ !
જય જગનાથ ! જય જગનાથ ! ૧

અવિનાશીને અન્નકોટના આવે નિત અમૃત ઓડકાર :
ખીણુમાં કણુકણુ કાજે મરતાં માનવજન્તુ રોજ હજાર !
જય જગનાથ ! જય જગનાથ ! ૨

પ્રભુને નિત જરકશીના જામા : પલક પલક પલટાયે ચીર !
ખીણુના ખેડુ આબરૂ-ઢાંકણુ આયુભર પામે એક લીર !
જય જગનાથ ! જય જગનાથ ! ૩

ખીણુના ખાતર ખેડુ પૂરશે ધરતીમાં ધરબી કૃશ કાય;
ડુંગર દેવા જમી પોઢશે ઘુમ્મટની ઘેરી શીળી છાંય !
જય જગનાથ ! જય જગનાથ ! ૪

કીડી-કણુ, હાથીનો હારો : સૌને સૌનું જાય મળી;
જગન્નાથને સૌને દેનારો : અર્ધવાણી તો આજ ફળી !
જય જગનાથ ! જય જગનાથ ! ૫

જગન્નાથનો જય પોકારો : કીડીને કણુ પણુ મળી રે'શે;
ડુંગરનો હાથી તો હારો, ઘો નવ ઘો, પણુ લઈ લેશે !
જય જગનાથ ! જય જગનાથ ! ૬

('આલબેલ')

## નવા શબ્દ સર્જવા!

પૃથ્વી

નવા શબ્દ સર્જવા :
જૂના શબ્દ વર્જવા,
ન જેથી ઊપજે જગે ભ્રમ ક્યહીં જ કોને વિષે !
ન કે'વું કદિ યે, "સખિ, પૂરવજન્મની પ્રીતડી :
હતો હું ઘનશ્યામ, તું કરમંહી હતી બંસરી !"
નહિ !
નિરર્થક શું વંચના કરવી મુગ્ધ કો 'ઉરની !
અરે કહી જ નાખવું : સખિ, હું જાણું ના આત્મને,
અતીન્દ્રિય, અનંત, આદિ શબ્દો અજાણ્યાં મને !

હું તો ફક્ત માટી છું! ચહું હું માટીના ભોગને:
શું નામ નવું આપવું સરસ કો જૂના રોગને!
સનાતન મને ક્ષુધા, તું ય ક્ષુધાથી વ્યાકુલ હો
યદિ, નીકળી ચાલ તો, ફરીથી થાતી છો ભૂલ હો!
અને કદિક એવું યે બની શકે ન શું જીવને?
કઠોરતમ સત્યની સુરત દેખીને માટી યે
ઝુકી શરમથી પડે!
કમલમાં પછી પાંગરે!

('મધ્યાહ્ન')

## ભલે સજની, સંચરો!

ભલે સજની, સંચરો,
ન નીર નયને ભરો,
કરો ચરણ સ્પર્શથી અવર દેશ કો' ઉજ્જવળો!
ઘણા વરસ આપણે સહવસ્યાં, હસ્યાં ને રડ્યાં,
લડ્યાં ય કદી, ને કદી ક્ષણજીવી ઝનૂને ચઢી
ભવાં ભીડી, ચઢાવી મોં, કરડી હોઠ, ઘૂરક્યાં ય તે!
ખરું! સ્વપ્નમાં ય તે, ન હતી કલ્પી આવી ઘડી,
ન ધાર્યું'તું:,રહી જશે અણચિંતી સુધાની ઝડી!
અરે, મધુર ભાવિની હૃદયહારી ચિત્રાવલિ
કંઈક ચીતરી ભરી નરી અધીરતા પ્રાણમાં!
ત્યહાં વીજળી ત્રાટકે જલદહીન આકાશથી,
તૂટી ત્યમ વિયોગની, ઉભય શિર. શમશીર શી,
ઘડી કડકડી, અને
પ્રચંડ ભૂમિ–આંચકે
તરુ–ઉર–વીંટાયલી લલિત વેલી સો જોજને
ઊડી જઈ પડે, પડ્યાં ત્યમ સુદૂર અન્યોન્યથી;
અભેદ્ય થઈ ગૈ' ખડી ભીષણ ભીંત સંસારની,
વચોવચ જ બેયની!
હું તો પ્રીતમ, તે રહ્યો પ્રીતમ! અન્ય પિતૃવર્યો,
પિછાન ઘડીની વિના, તુજ પતિ બની યે ગયો!
કર્યું તુજથી જે બન્યુ વિહિત શાસ્ત્રનો ટાળવા:
લડી, અઘડી ને રડી પ્રલયપૂરને ખાળવા!

સૂઝેલ સતતાશ્રુએ નયન–પદ્મ એ તાહરાં .
સુલોચન, હજુ સ્મરું ! સ્મરું ભરાય હૈયું ત્યહાં !
છૂટેલી, વીખરાયલી, હૃદય–ક્રન્દનાર્તિ સમી
ત્રિવેણી તુજ કેશની,
સદા વિરહી વેષની પ્રતિનિધિ–પતાકા જગે,
થઈ મુજ અનન્ત એ સહુચરી રમન્તી દૃગે !
વિવર્ણ વળી સાડી જે કૃશ દેહ આચ્છાદવા
વીંટાળી'તી યથાતથા,
કદી શું કરુણાકથા–
મહાપ્રલયની વ્યથા–
ભૂલીશું સખિ, તે દિ'ની, કડડભૂસ ધરતી ઢળી
ક્ષણાર્ધમંહી જે દિને સકલ સૃષ્ટિ સપનાં તણી !

ત્રણે ય શબ્દો હજુ, બલિ રસાતલે ચાંપતાં
હરિવરતણા ત્રણે ય પગલાં સમા, સાંભરે !
'બધું ઊંધું વળ્યું !' કહી નયનયુગ્મથી વ્હે' જતાં
વિલોલ ઉરને કૂળાં કરતલોથી થંભાવતી
છબી સજની, તારી એ, સ્મૃતિપટે જડેલી, શું તે
કદી ય, જનનાન્તરે, રજભરે ય, ઝાંખી થશે ?

છતાં નવ ઘટે હવે નયન નીર ભરવાં સખિ,
ઊનાં ઉર–સમીરથી હૃદયહીર હરવાં સખિ !
બન્યું, બની ગયું જ જે, અફળ તંત કરવાં સખિ,
ન ક્રન્દન, ન ઓરતા, ન અરમાન ધરવાં સખિ !
હું જાણું સજની, નથી તું કંઈ દૈન્ય દિઙ્મૂઢ થૈ :
હતો ન કૈં આપણો પ્રણય પો'રની ઘેલછા !
તુંને હું કૈં શૈશવે સ્વપન–સૃષ્ટિમાં મા'લતાં,
સમુદ્રતટવેણુમાં ગઢમિનાર બાંધ્યે જતાં,
કઠોર જગતંત્રવાસ્તવિકતા થકી વેગળાં
ગમાર, ગભરુ, કૂળાં ઊરમિ–બાળ થોડાં હતાં !
ન તેમ વળી આપણે પ્રથમદર્શનોત્પન્ન કો
સુદુર્જય વિકારના મૃદુ શિકાર ભોળાં હતાં !

દીધેલ વિધિએ તને સુરૂપરાશિ સોહામણો;
સિંચેલ પ્રતિભાપ્રભા સુરુચિ તાહરે અન્તરે;
સુઓપ વપુ–ઉપરના વિરલ યુગ્મ–ઐશ્વર્યને
વસી વિનયવર્ધતા ગુરુકુલે ચઢાવ્યો વળી !

તું ને સજની, હું મળ્યાં પ્રથમવાર ત્યારે કંઈ
હતી ન રસચન્દ્રિકા, નવ ઉષા ગુલાબી હતી,
ન વા સ્થલ હતું નિતાન્ત રમણીય કો' એહવું,
જ્યહીં અવશ ભિન્નજાતિમિલને મનોભૂ સ્ફુરે!
ન તેમ વળી વાયુમંડલ મહીં ખૂણેખાંચરે
રજે રણકતું હતું મધુ-સ્વાત્મક રોમાન્સ કો!
હું તો તૂટલ ખુરસી માંહિ સિગરેટ પીતો પડ્યો
હતો, અરધ ઊંઘમાં, ઘડીક માંકણો વીણતો,
અને ઘડી વળી ઊંચે ચઢી જતા ધુમાડામહીં
પ્રમોશન રિડકશનનો ચીતરી રાચતો કંપતો;
ત્યહાં તું ટપકી, સખિ, અમૃતબિન્દુ વેરાનમાં
પયોદહીન વ્યોમથી જયમ જુવાની લૈ ઊતરે;
અને રણની આગઝાળ-જલતી ધરિત્રી ધરે
નવાં શ્વસન ને નવાં વસન ને નવી વાસના
કંઈક મહિના વીત્યે! બસ તું હૂબહૂ એ રીતે
ઉરે મૂંગી પ્રવેશી ગૈ'!
પ્રવેશી ઉરમાં ગઈ પછી અનેક વર્ષો સુધી
અબોલ અણુચાલ નિષ્ક્રિય લપાતી બેસી રહી!
અરે ખબર ત્યાહરે શી હતી કે શિરસ્તા મુજબ
તને, બધી અમારી ઑફિસની શર્ત સંતોષતી
ઉમેદવતીને, વડા ઉપરી સા'બના હુકમથી
સ્વમંત્રીપદ સ્થાપતાં જીવન માહરામાંહી મેં
પ્રચંડ, પરિવર્તની, ધરણીકંપ વહોર્યો હતો!
પ્રમોશન ઘણાં લહ્યાં,
રિડકશન ઘણાં સહ્યાં;
પ્રમોશન પરંતુ આ જડ જગતથકી જ્યોતિમાં
કદીય નવ માણ્યું'તું!
અને રિડકશન હવે....
વળી નયન, જો દ્રવે! સમ તને સખિ, જો રૂવે!
રિડકશન વિના પ્રમોશન મીઠાશ કેવી ખૂવે!
રિડકશન પ્રમોશનો કુશળતાથી ભેગાં વણી
વિધિ-વણટરે રચી મનુજ-જીવનોની ઝીણી
અનંતવિધ ચાદરો, ન કરવી ઘટે મેલી એ
નિરર્થ કચવાટ ને કૃપણ ક્રન્દનાશ્રુ થકી!

('માધાદ')

## ચુમ્બનો ખંડણીમાં'

મન્દાક્રાન્તા

તું સ્ત્રી, સખિ, ને પુરુષ હું બન્યો,—એ હતું ક્યાં અધૂરું,
કે બન્નેના અણુઅણુમહીં યૌવનોન્માદ-જ્વાળા
ચેતાવીને અધમ વિધિએ વેર જન્માન્તરોનું
વાળ્યું! તે યે સહત સઘળું! ત્યાં વળી દોઢડાહ્યા
ધાયા, જોને, જગતભરનાં રમ્ય સંમોહનો સૌ:
ઘેને-ઘેર્યા મધુ સમીરણો, શારદી ચન્દ્રિકાઓ,
ને વર્ષાના ઉર વિકલતા આણતા આર્દ્ર રાવો!
ને, તેં યે કૈં:.કથી શું કરવું!..ના મણા દીધી રે'વા!
દૃષ્ટિમાંહી ખલક સળગે એટલો દારૂ ભારી
જારી રાખ્યો અરત મુજ પે નેણનો તોપ-મારો!
જાણે મારા હત હૃદય પર રોપવો કામકેતુ
ન્હોયે તારું જીવનભરનું એક અદ્વૈત લક્ષ્ય!
ચાલો! વીત્યા દિન શું સ્મરવા! માહરે તો હવેથી
સામ્રાજ્ઞીને શિર ઝૂકવીને અર્પવાં રોજ તાજાં
ચુમ્બનો ખંડણીમાં!

('મધ્યાહ્ન')

## કોટિ કંઠ જેના સ્તુતિગાન રટે

૧

કોટિ કંઠ જેના સ્તુતિગાન રટે,
જેને દર્શન વિશ્વ બધું ઊમટે,
મૃત માનવતાને જિવાડવામાં
જેની જોડી નથી ધરતીને પટે,
એવા અદ્ભુત આ અવધૂતનું અંતર
આંખ ખોલી એક વાર જુઓ:
એને ભીતરમાં ભડકા સળગે,
એનું દુઃખ દેખી એક વાર રૂવો!

૨

એણે માનવપ્રેમનું ગાણું કર્યું :
ઝેર જીરવીને સુધાલ્હાણું કર્યું;
અને જૂઠ ને હિંસાની સામે સદા એણે
એક અખંડ ધીંગાણું કર્યું;

અને આજે એની તપસિદ્ધિકેરે ટાણે
જૂઠ ને ઝેર રેલાઈ રહ્યાં :

જેને નાથવા આયખું ગાળ્યું, તે નાગનાં
તાંડવ આજ ખેલાઈ રહ્યાં !

૩

એને માનવતાને મ્હોરાવવી'તી,
દેવવાડી ધરા પે લ્હેરાવવી'તી :
હૃદયે હૃદયે પ્રભુના કમલો કેરી
ફોરમ દિવ્ય ફોરાવવી'તી :

અને ઉકરડા આજ ડુંગર ડુંગર
જેવડા એની માલોમ પરે

અદખો થકી રૂંધતા આતમને–દેખી
ઉર એનું કલ્પાન્ત કરે !

૪

ઓ રે, જન્મજયંતી તણા રસિયા,
ખોલો લોચન અન્ધકારે ગ્રસિયાં :
જરી તો નીરખો ઘન વેદનાના
વન અન્તર જે એમને વસિયાં–

એની આતમસૃષ્ટિને ઉચ્છેદીને
એના દેહની આરતી શીદ કરો :

ડગલે ડગલે એનું ખૂન કરી
એને પૂજવા પુષ્પથી ક્યાં નીસરો !

૫

ગમતાં એને કુંકુમ ચંદન ના :
ઉરન્હોણા વપુ કેરાં વન્દન ના :
એક એક શ્વાસે ઉપહાસ કરે એવાં
દમ્ભભર્યાં અભિનન્દન ના !

જેની સચ્ચિદ–આનંદ સાધના આજ
સંહારને શોણિત ડૂબી દીસે,
એનું ચીરાતું અન્તર ઉત્સવના
રંગરાગ મહિં પછી શેણે દીસે?

૬

એની જન્મજયંતી તો ત્યારે થશે,
જ્યારે પ્રેમની બીન જગે બજશે,
જ્યારે બ્રહ્મના અંકશા મુક્ત આકાશમાં
મુક્ત ધરા દિવ્યતા સજશે;

અને મુક્ત સમીર ને નીરના નૃત્યની
સંગ મિલાવીને તાલ સદા
અરે મુક્ત પ્રકાશમાં મુક્ત માનવ્યનું
નાચી રહેશે મન મુક્ત યદા!

('મધ્યાહ્ન')

## ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી!

પડી બૂમ પૂરવથી: અગ્નિની ઝાળો
ઉછાળન્ત આવે છે જાપાનવાળો,
અને કારાગારોનાં તોતિંગ દ્વારો
તજી નાઠા નિર્લજ્જ સૌ દ્વારપાળો
લઈ સંગ બીડેલ તાળાંની ચાવી!
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી!

નવા માલિકો કેરો ચાલ્યો સપાટો:
થયો જૂનો અન્ધાર ઊલટાનો ઘાટો;
હતી બંધ પહેલેથી મુક્તિની વાટો,
નવા જુલ્મગારોનો જાગ્યો ઝપાટો,
ઊભો એડીઓથી દબાયલને દાબી!
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી!

હજારો નિરાશાઓમાં એક છેલ્લી
હતી આશ જે ઉર, અટૂલી, અકેલી–
નિહાળી આ આપત્તિ નૂતન ઊગેલી
રહી લોહીના શેષ આંસુને રેલી:

નિરાધાર ક્રન્દન રહ્યું વિશ્વવ્યાપી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

ગુલામોનો નિષ્ઠુર રૂઠ્યો વિધાતા !
નથી દેવાવાળો કો' આતમને શાતા !
ઊંચે બેહયા આભ, ને ધરતી માતા
નીચે હીબકે : 'દેવ, ભેજે કો' ત્રાતા !'
કદી, કો'પે, ક્યાં, ત્રાટકી વેળ આવી ?
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

એ વસમે સમે જાણે ગેબે જ સર્જ્યો
મહાવીર એક આવીને ગર્વે ગર્જ્યો :
"ઊઠો કેસરી વીર, હુંકારી ગર્જો,
જગત્–જુલમગારોનો સંહાર સર્જો !"
ઊભો આંગણે આવીને ઇન્કિલાબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

અને કોણ જાણે એ પ્રેરન્ત વાણી–
મહીં શી યે બજરંગી શક્તિ સીંચાણી !
ફગાવીને જંજીર સદીઓ–પુરાણી
ગુલામો ઊઠ્યા, ગર્જી થૈ ખડ્ગ–પાણિ !
વરી વીરને કો' અજબ કામયાબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

હતા કાલ કંગાલ કલ્પાન્ત કરતા,
મૂઆ જીવતે, તો ય મરવાથી ડરતા,
નવી કો' અસર કેશ સ્પર્શે ઝળકતા
ને 'જય હિંદ !' નાદેથી બ્રહ્માંડ–ભરતા
ઊભા આજ ફોજી બનીને રૂવાબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

ઊઠ્યા બાળવૃદ્ધો, અમીરો, ફકીરો :
ધનુષથી છૂટ્યાં જાણે મુક્તિનાં તીરો !
શહાદતની સર્જન્ત લાખો લકીરો
ખડા ખેંચી શમશીર સૌ શૂરવીરો !
જુએ શાહીવાદી આ ખાનાખરાબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

ન બેગ્યાન છૂરી કદી આલી જાણી,
બની એવી અબળાઓ અંબા ભવાની :
અધૂરી રહી મુક્તિ કેરી ઉજાણી,
ફરી માણવા આવી ઝાંસીની રાણી !
ખલકને દિસે વીરકહાણી આ ખ્વાબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

'ચલો દિલ્હી !' એ વીર હાકલ પડી છે :
કતારો શહીદો તણી ઊપડી છે :
નિશાને જનેતાની મુક્તિ જડી છે :
મરીને અમર થાવા કેરી ઘડી છે !
જુવો ગૈરની આથમે છે નવાબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

ચૂમે આસમાંને જો ઝંડો ત્રિરંગી,
જતન કાજ જેના ધૂમે મર્દ જંગી;
વહે લાખ ધારે રુધિર મુક્તિ-રંગી :
નથી આજ મૈયાના ખપ્પરમાં તંગી !
ખિયાબાં બન્યું આજ બિશ્યાર-આબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

એ યાદી ના દિલથી કદિયે ભૂંસાશે :
કથા એ સમર્પણ તણી ના ભૂલાશે:
અરે, એ શહીદીને પાવક પ્રકાશે
ઝળહળતો મુક્તિનો ઇતિહાસ થાશે-
જે ગાશે સદા શાયરો ઇન્કિલાબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

એ નેતા, એ વાણી, એ વીરો અટંકી,
એ આઝાદી-પ્યાસી જવાંમર્દો જંગી,
એ મૃત્યુની મહેફિલ જીવનરક્ત-રંગી,
થયાં સૌ સદાનાં પ્રજા-પ્રાણ-સંગી,
ઉરે ઉર ખોડાઈ ગઈ એની ખાંભી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

('મમ્બાદ')

## એક દિન હતો, એક પળ હતી!

એક દિન હતો, એક પળ હતી, એક આંખડી ચંચળ હતી,
ને પ્રાણના ઉપવન વિષે ઊર્મિ–નદી ખળખળ હતી:
ને જે પરાયાં થઈ પડ્યાં'તાં દૂરની ભૂમિ પરે
રે, તેમને સૌને નજીકમાં આણવાની કળ હતી!
એક દિન હતો, એક પળ હતી!

બોલતી'તી બુલબુલો ને ડોલતી'તી મંજરી,
ખોલતી'તી દિલનાં બીડેલાં દુવારો ખંજરી:
પાનપાને ગાનગાને નર્તને ભ્રમણે પ્રણય
લહેરથી લૂંટાવતો આનંદની રસ–પંજરી!
એક દિન હતો, એક પળ હતી!

એક સર હતું, સુંદર હતું, જેમાં કમલ મનહર હતું
ને એ કમલના દલ સમું જેનું હૃદય મુદભર હતું,
એ મુદભરેલા ઉર–તલે જલતી હતી કો ઝંખના
ને ઝંખનાના ઘેનથી માતેલ જોબન તર હતું!
એક દિન હતો, એક પળ હતી!

એવે સમે જોવા સમું ને જાતને ખોવા સમું,
ને રોઈ રોઈને રડાવી આંસુઓ લહોવા સમું,
હૈં કે હતું: બહારે હતું, ભીતર હતું: રસભર હતું,
સંસારથી થાકેલ ઉરના થાકને ધોવા સમું!
એક દિન હતો, એક પળ હતી!

જોવા સમું તે દિ' હતું: આંખો હતી, પાંખો હતી,
સુરમો હતો, સુરખી હતી, ટીકો હતો, ટીલડી હતી,
નર્તન હતું, ઊર્મિ હતી, લટકો હતો, લીલા હતી:
એવે સમે બેઠો રહ્યો જલતો વૃથા સંશય–દવે:
આંખો ઉઘાડો કે મીંચો છે બેય એ સરખું હવે!
એક દિન હતો, એક પળ હતી!

તે દિન ગયો, તે પળ ગઈ, તે આંખડી ચંચળ ગઈ,
તે ઊર્મિઓ ગળગળ ગઈ, તે જિંદગી વિહ્‌વળ ગઈ,
યૌવન ગયું, ઉપવન ગયું, જીવન ગયું, નન્દન ગયું,
નર્તન ગયું, કીર્તન ગયું: બાકી હવે ક્રન્દન રહ્યું!
ખૂણે છૂપો, ઝૂલે હીંચો: એ બેય છે સરખું હવે:
આંખો ઉઘાડો કે મીંચો, છે બેય એ સરખું હવે!
એક દિન હતો, એક પળ હતી!
(મધ્યાહ્ન)

## સનાતન જવાની!

તમે ફક્ત મારું સિંહાસન જુવો છો:
સુકીર્તિની કુંજે સ્થિરાસન જુવો છો:
પુરાણી આ ધરતી પરે, ને અનેકોના
ઉર પે તમે મારું શાસન જુવો છો!
પરંતુ જે ચાલી રહ્યું ઉર મારે:
નથી જોઈ શકતા તમે તે લગારે!

જુઓ પુષ્પમાળાઓ ડોકે વીંટાતી:
ને ધૂધવતી જનતા સ્તુતિગાન ગાતી,
પરંતુ હજારો વ્યથાઓની આગે
નથી જોઈ શકતા સળગતી આ છાતી!
કરું જ્યોતિ, જાતે જલી, અન્ધકારે!
નથી જોઈ શકતા તમે તે લગારે!

તમે મુક્તિ માણો, હું સાંખું છું બન્ધન:
દઈને સ્મિતો ફક્ત રાખું છું ક્રન્દન:
સહી યાતનાઓ હું એકાકી સઘળી
ધરાના આ દોજખમાં બાંધું છું નન્દન!
છે સુનકાર ઘરમાં ને સંગીત દ્વારે:
નથી જોઈ શકતા તમે તે લગારે:

ના, એવું નથી કે હું જીવનથી થાક્યો:
અરે ના, ન તનથી, ન મનથી ય થાક્યો!
ભરી વિશ્વ વિલસે જે આનન્દ-મહેફિલ,
નથી લેશ તેના હું દર્શનથી થાક્યો!
ફક્ત ઉર દબાયું છે શાસનના ભારે:
નથી જોઈ શકતા તમે તે લગારે!

'જવાહર પછી શું?' કો પૂછે છે જ્યારે,
અકળ કો વ્યથાથી હું સળગું છું ત્યારે!
"જવાહરની પહેલાં હતી એક જ્યોતિ,
જવાહર પછી શું જગત અન્ધકારે!"
ચિરાતું હૃદય કેટલું એ વિચારે!
નથી જોઈ શકતા તમે તે લગારે!

ઝળૂકીને જેના જીવન કેરી જ્યોતિ,
સરે અન્ધકારે સકલ વિશ્વ સોતી,
વિલય બાદ જેના નયનહીન થઈને
રહી જાય જનતા હંમેશાંની રોતી!
એ મોતીનું દર્શન હૃદયને વિદારે!
નથી જોઈ શકતા તમે તે લગારે!

હું તો છું સનાતન જવાનીનો આશક:
સદા જિંદગાની તુફાનીનો આશક:
હર હાલમાં છું હું જિન્દાદિલી કેરી
સાબિતી શી કો નિશાનીનો આશક:
હું ચેતન, ઝૂરું, જાડ્યના કારાગારે:
નથી જોઈ શકતા તમે તે લગારે!

મને તાંડવોનાં પ્રકમ્પો ગમે છે:
નથી ગમતી જડતા: અજંપો ગમે છે:
ધરતીની કાયાપલટ સાધનારા
ભયાનક મને ભૂમિકમ્પો ગમે છે!
મને શેં ગમે બેસવું શાન્ત આરે:
નથી જોઈ શકતા તમે તે લગારે!

નથી મારી આ વાત કૈં એવી ભેદી:
છે પ્રત્યેક શાસક સિંહાસનનો કેદી!
અને તેથી વખતોવખત થાય છે કે
બનું મુક્ત સત્તાનાં સૂત્રોને છેદી!

ગગન-ઘનને વર્ષાનાં બંધન તે શાં રે!
નથી જોઈ શકતા તમે તે લગારે!

*

હું વિદ્યુત્-સખા છું: હિમાચલનો સેરુ!
છું માનવના દૈવી વિચારોનો મેરુ!
હું આનન્ત્યનો તાગ લેવાને મથતું
છું પંખેરું નિઃસીમ આકાશ કેરું!
કહી 'નહેરુ! નહેરુ!' વૃથા સૌ પુકારે!
નથી જોઈ શકતા તમે તે લગારે!

ન સીમાને સાંખે કદી પ્યાર સાચો:
જ્યાં શંકા સ્ફુરે, તે શું ઇતબાર સાચો?
કસમ નહેરુ કેરા, ન ભારતને મળશે
જવાહર સમો કોઈ ચાહનાર સાચો—
પૂછો ધરતીને એનું કણ કણ પુકારે!
નથી જોઈ શકતા તમે તે લગારે!

*

ને તેથી જ હું ચાહું છું કોઈ વારસ:
બને ભાવિ માટે જેનો સ્પર્શ પારસ:
જેના ઘૂંટ પીતાં ન પાંગરતું જીવન,
સદાકાળ માટે તે શાનો સુધા-રસ?
એ પૂછું, ખડો કાલકેરે કિનારે!
નથી જોઈ શકતા તમે તે લગારે!

તમે તો ફક્ત એક કાયાને જોતા:
ન નહેરુને, નહેરુની છાયાને જોતા:
બ્રહ્માંડ વ્યાપી છેલ્લો જે દશાંગુલ
તેને ન ફક્ત તેની માયાને જોતા!
અરે રામ, છે કોણ કોને પનારે!
નથી જોઈ શકતા તમે તે લગારે!

('મધ્યાહ્ન')

## આવો, કવિ ઓર કોઈ!

જીવનલીલા વિરાટ લ્હેરે પૃથ્વીને પાટ :
નદીઓને ઘાટ ઘાટ નગરો રોપાણાં;
માનવના વિવિધ ગેલ: હળ ને ખાંડાના ખેલ:
લક્ષ્મીની રેલછેલ: દળદરનાં થાણાં!

સાગર-લહરી અપાર, ગિરિઓની દુર્ગહાર,
રણના પ્યાસી પથાર, ઝરણાંનાં ગાણાં:
મ્હોર્યો સૃષ્ટિનો બાગ: બુદ્ધિ પામે ન તાગ:
પીતાં સુહાગ મારા પ્રાણ ના ધરાણા!

ઝંખું પૃથ્વીના ગાન રેલવવા કાન કાન:
જનતા કેરી જબાન બનવાનાં સોણાં;
જગ ને જીવનના સાદ: કુદરત કેરા પ્રસાદ:
રહેજ મારા બંસીનાદમાંહિ ઝીલાણા!

ઓરતા તોયે અપાર, કાં જે બંસી અસાર:
ના'વે હોઠેથી બા'ર હૈયાનાં ગાણાં!
સૃષ્ટિ-સૂરો હજાર ઊભા આતમ-દુવાર:
નીરવ અંતર-સિતાર: તારો અટવાણા!

પેલો હિમગિરિ હસંત નીલાકાશે રમંત
પેગામો પાઠવંત ઊભો અણુખેડ્યો;
એકલ રાત્રિના પંથ કેરો યાત્રી અનંત:
દક્ષિણ ધ્રુવતાર મારો છોડે નવ છેડો;

ગાજે જલધોધ ઘોર, જગવે હૈયામાં શોર,
એનાં કામણ શું ઓર કવિઓને નેડો;
સૃષ્ટિ સંગીત સંગ બનતો હું એકરંગ,
માણું ઉછરંગ-અંગ જીવનનો મેળો!

ઊભો માનવ સુંદર! દેશકાળના ફિતૂર
પરસે નવ આત્મપૂર એનાં પુરાણાં:
એના અંતર-દુવાર ઊઘડે ઘડીકે લગાર,
હોયે જો પ્રેમ-પારાવાર કેરાં આણાં!

ધરતીના ખેડનાર, સાગર ઉલેચનાર,
જગને જમાડનાર શ્રમથી ભીંજાણા;
કીર્તિને કેદ-ખૂણે ઊભા, મેં, ઉર ઊણે,
દૂરથી જ ઝંખ્યાં, એ જીવનનાં થાણાં!

મેં તો જીવનકિનાર ગાઈ છે વારવાર:
ભીતરનાં દ્વાર હુંથી ખોલ્યાં નવ ખૂલ્યાં;
મારાં ગીતોની છાબ શબ્દોથી દાબદાબ:
સસ્તાં અસબાબ એમાં ફાલ્યાં ને ફૂલ્યાં!

છેડી તરજો હજાર, પલટી વિધવિધ પ્રકાર:
કદમો લાચાર મારા ઉંબરમાં ડૂલ્યાં!
જીવનવિહોણાં ગાન ગાયાનાં શાં ગુમાન:
નિષ્ફળતાનાં નિશાન દેખું હું ઝૂલ્યાં!

આવો કોઈ નવજવાન, ગાઓ ધરતીનાં ગાન:
જનતા કેરી જબાન બનવા કો' આવો!
ખેતી કરતા કિસાન સંગે બની એકતાન,
ધરતીની ધૂળ, આભ-વાદળ બિરદાવો!

છોટા, સફેદ-પોશ! ઠાલા શબ્દોના જોશ,
નકલી કરુણા ને રોષ રોતાં શરમાઓ!
નવતર જીવનના રંગ ગાવા હોયે ઉમંગ
ધરતીની ધૂળ સંગ કાયા ધરબાવો!

આવો સૌ વાણીવંત, ગાઓ ગીતો બુલંદ:
છન્દોમાં લોકવૃન્દ-પડછંદા ગાઓ!
આવો નવતર-જબાન, છોડી જુનવાણી તાન:
મૂંગી ધરતીને વાણી-વાઘા પ્હેરાવો!

સુખ ને દુઃખની જમાત, ઊભી યુગોથી, તાત,
આલમને એની વાત સુણવી, સુણાવો!
આવો કવિ ઓર કોઈ, શાયર-શિર-મોર કોઈ,
મૂંગી મ્હેફિલો માનવીની રણઝણાવો!

('મધ્યાહ્ન')

## મને એ જ સમજાતું નથી

મને એ જ સમજાતું નથી કે આવું શાને થાય છે :
ફૂલડાં ડૂબી જતાં ને પથ્થરો તરી જાય છે!
ટળવળે તરસ્યાં, ત્યહાં જે વાદળી વેરણ બને,
તે જ રણમાં ધૂમ મુસળધાર વરસી જાય છે!
ઘર-હીણાં ઘૂમે હજારો ઠોકરાતાં ઠેરઠેર :
ને ગગનચુમ્બી મહાલો જનસૂનાં રહી જાય છે!
દેવડીએ દંડ પામે ચોર મૂઠી જારના :
લાખ ખાંડી લૂંટનારા મહેફિલે મંડાય છે!
કામધેનુને મળે ના એક સૂકું તણખલું,
ને લીલાંછમ ખેતરો સૌ આખલા ચરી જાય છે!
છે ગરીબોના કૂબામાં તેલ-ટીપુંય દોહ્યલું :
ને શ્રીમંતોની કબર પર ઘીના દીવા થાય છે!

('મધ્યાહ્ન')

## પ્રિયાને ગમ્યું છે ગીત

૧

પ્રિયાને ગમ્યું છે ગીત : ગમશે ગુજરાતને,
તો જાણીશ કે જીવતો છે ગુર્જરીનો પ્રાણ!
પ્રજાપ્રાણ પારખવાની નૂતન છો રીત મારી,
કાવ્યો કસવાની રીત એ જ છે પુરાણ!
વિરાટના અસંખ્ય રૂપ : વહાલીનું એક જ છે;
એકની ઉપાસના, આરાધના ને ધ્યાન!
વિશ્વમહાસાગર પર સફર કાજ જડયું મને :
પ્રિયાની પસંદગીનું સલામત રહો વહાણ!

૨

પ્રથમ પ્રેમ ઊગ્યો ક્યાં? ઉરમાં કે આંખમાં?
પોપટ-પંડિતે પૂછ્યો પુરાણો સવાલ!
ઉરમાં ઊગેલો તે આંખમાંહીં વાંચ્યો?
કે આંખમાં ઉગાડી રોપ્યો ઉરને પાતાલ?
આંખ અને ઉરનો અભેદભાવ લહે નહિ,
અવળપતિ એકને બીજાનું ગણે સાલ :
આંખ વિના ઉર શું? ઉર વિના આંખ શી?
ઉર અને આંખ વિના માનવી કંગાલ!

૩

આંખ પ્રથમ ઉર કેરી ઓથ માંહી ઊભીને
ઉર ઉરના ' સાંધે સંદેશવાહી તાર:
આંખની અટારીએ ઉર આવી બેસે પછી
આંખ જઈ ઉરમાં લે આરામ લગાર;
એક વાર ઉર ઉરની ગોઠડી ગૂંથાય પછી
સફલ અને ધન્ય બને આંખનો અવતાર;
ઉર ત્યાં આંખ નહિ, આંખ ત્યાં ઉર નહિ;
ઉર–આંખ કેરા એવા ગેબી છે પ્રકાર!

૪

આંખ જ્યારે ઉર કેરાં દર્શનની આડે આવી
તેને સ્હેજે ફોડીને ફગાવી સુરદાસે!—
આવશે ઉર આંખ કેરાં દર્શનની આડે જ્યારે,
ઉરનેય ઉખેડી ફેંકી એમ જ દેવાશે!
' અરર ' સુણું છું ક્યાંક: દુભાયા અધ્યાત્મીઓ
અવળ બોધ દેહવાદ એમને આ. ભાસે;
(પણ) ઉર આંખ માટે જુએ, આંખ ઉર માટે જુએ,
(ત્યાં) આંખ–ઉરના રાગદ્વેષ શી રીતે ખપાશે!

(' મહોબતને માંડવે ')

## અશ્રુધારા

૧

લાખ લાખ મથું તોયે થંભાવી થંભતી નથી:
રેલાયે બંધ સૌ તોડી અશ્રુધારા શતાબ્દીની.
ચેતવ્યા, ભાવિનાં ચિત્રો, ડાર્યા, દાખવી દાખવી,
દુહાઈ ધર્મની દીધી, રીતો,- યોજી નવી નવી.
આમન્યા અર્થની ચીંધી, સીમા નિર્દેશી કામની,
મહત્તા મોક્ષની ગાઈ ક્ષણું યે વિરમ્યા વિના.
પ્રયોગો સઘળા મારા,–મારા ને અન્યનાય તે–
સમાયા શૂન્યમાં જ ' ને! પુરુષાર્થ–વ્યથા વૃથા!
ગિરિશૃંગોથી અંભોધિ–દીસે દેશ સ્મશાન શો,
ચિતા જ્યાં ભવ્ય સ્વપ્નોની જલે, ઉર જલાવતી.
માનવ્યને પદાક્રાન્ત કરી ઊભો હતો પશુ,
તે જ આજે હજુ ઊભો ક્રૂરતા અદકી સજી.

ધરા ને માનવી–હૈયે જામેલા તિમિરાસુરો
વિધ્વંસી, ધર્મનું રાજ્ય સ્થાપવા મથિયા ઘણું.

હચમચ્યા ના છતાં લેશે શિબિરો શયતાનના:
ધરા પે પાપનાં થાણાં ઊલટાનાં બમણાં થયાં.

કૃષ્ણ ને, પાર્થ ને ભીષ્મ! ઓછા ક્યાં વિદુરે હતા!
સ્વપ્નોની રાખ પે ભાળું આજે એ સહુને સૂતા!

હું રહ્યો એક, સૂતેલા એ સહુથી વધુ મૃત:
આકુલ દષ્ટિએ ઊભો સ્મશાને શોધતો ગત!

૨

હું ઊર્ધ્વબાહુ જગ–નેનનું ઘેન ઘેરું
ઉતારવા સતત જાગૃતિ ધારી ઝૂઝ્યો;
ને ઊર્ધ્વ–પાય જગ આડું ઝૂઝયું સદાય
મારે સુજાગૃત ઉરે ભરવા સુષુપ્તિ.

ને દ્વંદ્વ એ મહીં જગત્ ગયું બાજી જીતી;
હારી ગયો સમર હું, હરિ, ભાગ્યહીન;
ને તોય, કેવળ કદાચ પુરાણી ટેવે
આજેય ઘૂમું જગ નિત્ય હું ઊર્ધ્વબાહુ!

કેવું સમુજ્જ્વલ પરોઢ, સમૃદ્ધ આશા–
રંગો મનોહર ભર્યું ક્ષિતિજે ઝળુંબ્યું!
કેવો ભયાનક દિનાન્ત, કૃતાન્ત કેરી
ગાઈ રહ્યો કથની ક્રૂર કૃતાર્થતાની!

કેવું અપૂર્વ રસ–ઐક્ય રચાઈ આવ્યું,
દેતું વધાઈ નવસર્જન–પર્વ કેરી:
ધારા ઉદાર જવ ભારત સંસ્કૃતિની
આવી સમાઈ ભરતર્ષભ શંતનુમાં.

સ્વર્ગીય સુન્દરી અને અવનીન્દ્ર વીર:
જાણે તપોવન વસ્યો બની કામ ધીર!
કાળ–પ્રવાહ–તટ સર્જનહાર જાણે
પાડી રહ્યો પ્રકૃતિ–અંક નવી લકીર!

ને દેવદત્ત–કર અર્પી સુરાજ્ય–દોર
ગાર્હસ્થ્ય–યજ્ઞ પૂજી શન્તનુ પૂર્વજોને
સન્માન્ય શ્રેય–પગલે યદિ વાનપ્રસ્થ
થૈને રહ્યાં હત !...નિરર્થક કલ્પના સૌ !

અલ્પાયુ માનવ, જગત્ લઘુ, શક્તિ સીમ :
નિ:સીમ કામ, નવ તૃપ્તિ કદી તૃષાની :
લીધા વિના ચરમ આહુતિ ભોક્તૃ કેરી
ભોગાગ્નિ ઉદ્ધત કદાપિ ન થાય શાન્ત !

ને દેવદત્ત સમ રત્નતણો પિતા, ને
દેવાંગના શી રમણી–મણિ–સ્નેહ–સ્નિગ્ધ
ના તુષ્ટ શંતનુ ફરી યમુના–કિનારે
રે હૈયું પ્રાકૃત મનુષ્યની પેર હારે !

ને દેવદત્ત સ્વયમેવ વિસર્જી સર્વ
વિશ્વે ઠર્યો અનુપ એક જ પિતૃદેવ :
તાતેન્દ્રિયાર્થ દઈ આહુતિ જાત કેરી
લાવ્યા ગૃહે ભીષણ ભાવિની રાત્રિ ઘેરી !

માતા, ક્ષમા ! પણ ભવિષ્ય–સુદર્શિની જો
દૃષ્ટિ, સરોજ–નયને, કદિ હોત, સત્યે,
જાતે જ તાતની તજાવત રાજતૃષ્ણા
સાશ્રુ સમર્પી ચરણે પ્રણિપાત લાખો !

૩

ક્યાં ધૃતરાષ્ટ્ર, ક્યાં પાંડુ, ભલો વિદુર ક્યાં વળી:
મને યે મારી આંખીઓ રૂડી નિહાળવા મળી !

અને શેં શુકને ભૂલું, છો મને છોડીને ગયો :
ચતુર્ધા આત્મ શી રીતે મારો આમ થઈ રહ્યો !

શુકે મુક્ત મૂર્તિમંત, વિદુરે ધર્મ આસ્થિત,
ને કામ–પ્રતિમા પાંડુ, અંધ અર્થાંધ–લોચન.

સ્રષ્ટા કેરી કલા ગૂઢ : રહસ્યો કો લહી શકે :
એક કાયા શું માયાઓ આવી ભિન્ન વહી શકે ?

દાસી, રાણી ક્ષત્રિયાણી, બ્રાહ્મણી–વ્યર્થ ભેદ સૌ:
ચંદન થોર, ને થોરે મઘમઘી મોગરો શકે !

ક્યાં, શું, કોના નિમિત્તે ને કોનાથી સરજાય છે!
શાસ્ત્રો સહુ થઈ ખાંગાં અહીં થંભી મૂંઝાય છે!

આંખો મીંચી સરજ્યો અંધઃ લખ્યું! ના કોઈએ લહ્યું:
પોથીનું જ્ઞાન પોથીમાં નિરર્થક પડ્યું રહ્યું!

અને આંખો મીંચી પાછી, અંધે ફરી સરજ્યા કર્યું:
જન્મ–અંધત્વને જાણે અંધારું વરવું વધ્યું!

અંધારણ્યે હતી એક ગાન્ધારી કૈંક દેખતી:
આંખોને જાણી બૂઝીને એણે સાવ કરી જતી!

હજારો આંધળાઓની વચ્ચે એકાદ દેખતો:
દૃષ્ટિને દોષમાં લેખી અંધવત્ વર્તતો સદા!

૪

ઉલ્લેખ્યું લાક્ષાગૃહ એક મેં તો
પુરોચને નિર્મ્યું પૃથા–સુતાર્થે;
પરંતુ આ ભારત આર્ત આખો
વિરાટ લાક્ષાગૃહ શો બન્યો'તો!

એકાદ ચિન્ગારીની વાટ જોતાં
વિનાશ–દ્રવ્યો ખડક્યાં પડ્યાં'તાં;
ઉત્તેજનાની નવી ઉગ્ર ફૂંકે
વૈરાગ્નિઓ જાગૃત નિત્ય રે'તા!

શું બ્રાહ્મણો, શૂદ્ર શું!–દેહનિષ્ઠા
સર્વત્ર ફુત્કારતી કાળ–વ્યાલી:
આત્મામૃતે એક દિ' જે છલાછલ–
રે સાવ તે જીવન–પ્યાલી ખાલી!

તપોવનો અપ્સર–વૃન્દ–ઘેર્યાં,
વિદ્યાવનો મત્સર – દ્વેષ – ડેરા;
હિંસા, તૃષા, લંપટતા, પ્રવાદ,—
સિંહાસનોના જાણુ ચાર પાયા!

અન્યોન્યને દાસ્યનું દાન દેવા
વસુન્ધરા આક્રમી સૌ રહ્યા'તા;
ને આત્મઘાતી જડતા નિહાળી
આક્રન્દતી મેદિની અટ્ટહાસ્યે!

રુકિમ જરાસંધ, મનુષ્ય–મુદ્રા–
આચ્છાદને આસુર–વંશ ઘોર,
માનવ્યને મેદિનીમાંથી હાંકી
દાનવ્યની વાંછી રહ્યા પ્રતિષ્ઠા.

ધર્મ–સ્મૃતિ તાત પરાશરે જે
અર્પી'તી, થૈ વિસ્મૃત સર્વથા તે,
ને વેદનો તો યુગયુગ્મ પૂર્વે
ઊડી ગયો'તો ધરતીથી છેદ !

ઇન્દ્રાર્થ ના, ઇન્દ્રિય–અર્થ યજ્ઞો;
તપો શમાર્થે નહિ, પીડનાર્થે;
ત્યાગાર્થ દાનો નહિ, સંચયાર્થે;
આત્માર્થ તે સર્વ જ મૃત્તિકાર્થે !

પૂર્વે સુણ્યું, પૃથ્વી ડૂબેલી, તેને
મત્સ્યાવતારે તરતી કરી'તી !
રે દીસતી ડૂબતી પૃથ્વી પાછી,
ત્રાતા ન ક્યાંયે ક્ષિતિજે કળાતો !

ને ઊર્ધ્વબાહુ બની ઊર્વીને મેં
ચેતાવી'તી કેવી યથાપ્રકાશ,
ને હુંથીયે કૈંક મહાન એવા
મથ્યા; છતાં વારી શક્યા ન નાશ !

૫

કાશી, ચેદી, મગધ, મિથિલા, સિન્ધુ, સૌવીર, શૂર,
મત્સ્યો, મારુ, કિકટ, કુરુ–પાંચાલ ને કામરૂપ,
રેવા, ગોદા, ઉભય–જલધિ–કંઠ–દીર્ઘાદ્રિમાળ,
ધારાધારા ગિરિનગર આનર્ત ને વિન્ધ્યવાડ;

અંગે અંગે વિકૃતિ વસમી અંગીનું આત્મભાન
લોપી, કોપી, વિષમય બની સર્જતી'તી સ્મશાન;
વ્હેંચાઈને કણુકણુમહીં આર્ત ચૈતન્ય–અબ્ધિ
શોષાતો'તો પ્રલયતણું આલાપતો અશ્રુગાન !

વિદ્યામાંથી વિનય, નય નીતિ મહીંથી જતો'તો,
ગાર્હસ્થ્યેથી પ્રણય, લય સંન્યાસમાંથી જતો'તો,

આચારેથી અભય, ભય એકાન્તની વૃત્તિમાંથી,
આશામાંથી ઉદય, રય આદર્શમાંથી જતો'તો,

અર્ચાઓમાંથી અનુનય અને તત્ત્વ ચર્ચા મહીંથી,
શાસ્ત્રોમાંથી અનુભવ અને તત્ત્વ શાસ્ત્રો મહીંથી,
પાંખોમાંથી ઉડ્ડયન અને આંખથી ઊર્ધ્વદૃષ્ટિ,
લોપાતી'તી મનુજકુલથી સચ્ચિદાનંદ–સૃષ્ટિ !

આકાશેથી અમરગણ ને પૃથ્વીથી પૃથ્વીપાલો,
કૈલાસેથી મન–સર–વસ્યા મોતી સોતા મરાલો;
બ્રહ્માંડેથી પરમ સત ને પિંડથી બ્રહ્મસત્ત્વ,
ભૂંસાતાં'તાં જણ જણ અણુથી સચ્ચિદાનંદ–તત્ત્વ !

આવો સંધિ–સમય વસમો દોહ્યલો પાર થાવો :
મૂવે કાળો અપજશ. અને જીવતે ભાર થાવો !
માત્ર સ્પર્શે સહજ વજને શીઘ્ર ડુબાડી દેતો :
કોને કોનો, કપરી ક્ષણમાં, જીવનાધાર થાવો !

કાણી હોડી, વજન વસમું, સ્વપ્ન–આઘો કિનારો,
ને માથેથી પ્રલય–રય વીંઝાય તોફાન–મારો;
ફૂંળી ઊર્મિ શઠ–ઉર થકી જેમ અદૃશ્ય થાય,
લીરેલીરા થઈ શઠ ઊડે તેમ વાયુની માંહ્ય !

આવામાં શું કર મહીં કરે કો' હલેસાં–સુકાન,
રે જ્યાં ના રે' ખુદ કર કને જાત કેરુંય ભાન !
ને બ્હારેથી ભીતર ધસી લે મૃત્યુ ભેંકાર શ્વાસ,
તે પૂર્વે તો કઠપૂતળી શા બ્હોરતા કૂદી નાશ !

ઘોરારણ્યો સમ નગર, હિંસા–ભયે વ્યાપ્ત સર્વ;
યુદ્ધક્ષેત્રો સમ નૃપ–સભા માનવી–રક્ત સિક્ત;
વૈશ્યાગારો સમ તપવનો અર્થ ને કામનિષ્ઠ:
કોટિ રૂપો કરી કળિ થતો પૃથ્વી માંહી પ્રવિષ્ટ.

'ખાંડાધારે બધું ખૂંચવી લો; જૂઠથી જાળવી લો,
વિશ્વાસે લૈ વિગત કરી લો; શેષ સૌ ફાળવી લો;
હું'થી મોટો નવ જગતમાં; હોય, છાજે હણાવો :
આવા મંત્રો જીવન વણી, લો આજનો આજ લ્હાવો.'

૬

પાછું વાળી વારવાર ફંફોળું ભૂતકાળને
આદિભૂલ થઈ ક્યાં તે થતું ના હજુ નિશ્ચિત !

દેવદત્ત તણા ધર્મે દીધેલા અધિકાર પે
મોહના ઘેનમાં કાપો મુકાયો; મૂળમાં શું તે ?

કે પછી નાશનાં બીજો એથીયે પૂર્વકાળમાં
પડ્યાં પ્રચ્છન્ન ભૂ-ગર્ભે હશે ભરતના કુલે !

અથવા રાજવંશોથી દબાયેલી પ્રજા સદા
મનના ભાવને મારી જીવતી; જડ ત્યાં હશે !

કે પછી સૃષ્ટિ આ જાતે સચ્ચિદાનંદનું નહિ,
પરંતુ મૃત્તિકાકેરું મનસ્વી કોઈ સર્જન !

સત્ય, બ્રહ્મ અને આત્મા, સચ્ચિદાનંદ, ઈશ એ
શબ્દો મારા સમા કોઈ ભોળાની ભ્રમણા હશે !

ને સ્મૃતિ તો ઠીક જાણે તાતે જાતે જ છે રચી :
પરંતુ શ્રુતિયે શું કો આર્તનું આશ-ઝાંઝવું !

ઘણીયે વાર હૈયાને વલોવે આમ સંશયો
ભામતું વન્ધ્ય-આયાસ સુધાવોણું જ મંથન !

ધર્માધર્મ તણી ચર્ચા વૃથા વાણીવિલાસ સૌ ?
કાલની કલ્પના સારુ ભોગવે આજ ત્રાસ સૌ !

આજનો લ્હાવ આંખોને મીંચી લેનાર ખાટતા ?
બાકીના કાલના કોલે નકામા ધૂળ ચાટતા ?

૭

ના, ના, ના, ના; શત શત વિચારો પછી ના જ, ના, ના,
ના સૃષ્ટિ આ અ-નયન અકસ્માતમાંથી સર્જાઈ;
ના છે એનો ઊગમ જડમાં; ના સ્થિતિ, ના ગતિયે,
બાજે એને અણુય અણુ, અદ્વૈત ચૈતન્યસૂર !

જુદેરા કો' નિયમ-યત છો હાર ને જીત એની;
વૈષમ્યોમાં સમ જ, પણ, સંસ્પર્શની રીત એની !
આકારો છો દિસત શતધા એકબીજાથી ભિન્ન,
ફેલાયે છે અખિલ હૃદયે એક ધારા અછિન્ન-

ખીણોમાંહી શિખર હસતાં, ખીણુ શૃંગે વસેલી,
ક્ષારાબ્ધિમાં મધુર-જળ-સ્રોતસ્વિની છે રસેલી;
ચૈતન્યોના હૃદય ભરતા નર્તને જાડ્ય નગ્ન,
ને મૃત્યુમાં જીવન લસતું, જીવને મૃત્યુ મગ્ન!

કીટાણુથી નર-અમર લહેરાઈ ચૈતન્ય લીલા,
ને કીટાણુ જડ-ઉદરમાં, બીજરૂપે વસેલા;
છે ચૈતન્યે જડ-તનુની બિછાત વિસ્તારી જાતે
ને ગૂંથાયો અચુત રૂપ ધારી પછી એ બિછાતે!

રૌદ્ર સૌમ્ય, પ્રશમ પર શાન્ત પ્રહારે લસન્ત,
હાસ્યોલ્લાસે કરુણ, કદી બીભત્સ વીરે વસન્ત,
ક્યાં શૃંગારે રતિસદન, ભીત્યદ્ભુતચ્છદ્મવેષ:
કોટિ રૂપે સૃજન-પટપે નર્તતા પદ્મજેશ!

ભૂંડી, તોયે સકલ નવ આ ધાર્તરાષ્ટ્રોની સૃષ્ટિ,
-જેમાં જન્મ્યા, જીવી ઝૂઝી ગયા કૃષ્ણ શા દિવ્યદૃષ્ટિ,
જેના કાજે વિદુર સમ સત્ત્વેભરી કૈંક વ્યક્તિ
ચિન્તા-કલાન્ત પ્રયતતી સદા યાવદાયુ અખંડ.
જો ભોગેચ્છા અતિબલવતી શંતનુની અકાળે,
તો સર્જાયા વિષય-વિજયી વીર્ય-ઉદ્રિક્ત ભીષ્મ;
ને જો દ્વેષ-દ્વિગુણિત-શઠત્વે-મઢ્યા ધાર્તરાષ્ટ્રો,
તો શોધાઈ પરમ સત પે પાંડવોકેરી શ્રદ્ધા!

જ્યાં આક્રાન્તા દ્રુપદ-તનયા દુષ્ટ દુઃશાસને થ,
ને આક્રન્દો હૃદય-ચીરનારી વ્યથાનાં ઊઠ્યાં જ્યાં;
ત્યાં જાણે કે નયન-જલ-વર્ષાથી સીંચાઈને જ
ઊગ્યાં, મ્હોર્યાં અકળ-ગતિ કો નવ્ય માનવ્ય બીજ!

ને શાંતિના અફળ જ થતા દેખીને ઉદ્યમો સૌ
યુદ્ધે બુદ્ધિ અવશ કરવી પ્રાપ્ત થૈ પાંડવોને,
તે દિ',-તે જ પ્રહર-પળ, આરંભતાં નાશ-સત્ર,
અગ્નિ-ગર્ભે અવતરી સુધા-સ્યંદિની ના શું ગીતા?

ના ધુમાડો, અગન નહિ તો; અગ્નિ ના, યજ્ઞ યે ના;
ના યજ્ઞો, તો શ્રુતિય નહિ, ને ના શ્રુતિ, નાત્મદૃષ્ટિ!
ધુમાડાથી ઉપનિષદ-યાત્રા, નહિ યાતના એ
નૈરાશ્યે જો ભરી થકવતી હું સમાનેય આજ!

૮

નિરાશાના વિષે દગ્ધ ઉરને આમ આશ્વસું:
અને તોયે હું નૈરાશ્યે ફરીથી અવશે ફસું!

સાચું હૈયે સ્ફુરન્તું જે સત્યનું તત્ત્વદર્શન;
એટલું જ છતાં સાચું વિશ્વનું વસ્તુદર્શન!

ગીતામૃત ઝર્યું તેથી ઓછી યુદ્ધની ઉગ્રતા
થઈ ના; ઘટ્યું ના લેશે હિંસા–પૈશાચી–તાંડવ!

સત્શ્રદ્ધા પાંગરી તેથી દુષ્ટતા ઓસરી નથી:
પુણ્યના અશ્રુની ધારે પાપશુદ્ધિ કરી નથી.

જગ–મંચે હજુ આવાં ચાલ્યાં આવે જ નાટકો;
મ્હાલે છે મોજથી પાપ ડુબાડે પુણ્યના હકો!

પછી મોતે ક–મોતે વા, દંડાર્થે વા, યદૃચ્છયા
પદભ્રષ્ટ થતું પાપ, પરંતુ તેથી શું વળ્યું?

એક પાપ જતાં બીજું ઊગીને ઊર્વીને દહે:
કોક ને કોકના પાપે દળ્યું પુણ્ય સદા રહે!

અને પુણ્યતણી જ્યારે અસહ્યા થાય છે દશા,
સગુણતા સજે ત્યારે નિર્ગુણ બ્રહ્મ સર્વથા!

સુણી છે ને વણીયે છે અવતારો તણી કથા
ગ્રંથે મારા, છતાં ઓછી સ્હેજેયે ના થતી વ્યથા!

પેટાવ્યો જ્ઞાનનો દીપ મેં એવું સૌ મને કહે:
પરંતુ એ જ અંધારું હજુયે મુજને દહે!

મારે તો જય ગાવો'તો ને ગાયો મેં પરાજય:
પાપના કર હસ્તે મેં ગાયો પુણ્ય તણો ક્ષય!

૯

દ્રુતવિલંબિત

ગણી અખંડ નૃપત્વનું રક્ષણ,
શુભ સનાતન ધર્મનું શાસન,
જનનીનો અભિલાષ શિરે ધર્યો
વિતરવા જગ શંતનુ–સંતતિ.

પણ મને નીરખી નયનો મીંચ્યાં
રૂપ–તૃષાતુર પ્રાકૃત નારીએ,
તદપિ માહરી સંસ્કૃત દષ્ટિને
નવ સૂઝયું ત્યહીંથી જ વળી જવું.

સૂઝયું નહિ: નવ ધર્મ વસે ત્યહીં
વિવશતા વસતી જ્યહીં પૃથ્વીમાં;
નવ બલાત્કૃત સર્જન કોઈ દિ'
વિકૃતિ–મુક્ત જરાય રહી શકે.

લહ્યું ન: સર્જન નિર્ભર મુક્તિ પે;
અવર સૌ તન કેરું ઉપાર્જન:
અબૂઝ તર્જન આત્મતણું, અને
નયન–હીન પ્રપંચનું ગર્જન.

જ્યહીં ન પ્રીતિ વિમુક્ત ત્યહીં, યદિ
થઈ જતું, થતું અંધ જ સર્જન:
અરર, દર્શન આટલું સૂક્ષ્મ જો
પ્રગટયું હોત ઉરે કદી તે પળે!

પણ મને નવ સૂઝ, અને ત્યહાં
અબૂઝ ઇન્દ્રિય કેરી તૃષા છૂપી:
ઉભય ચક્ર જ મૂલથી જર્જર,
કુશળ શેં પછી ધર્મ તણો રથ!

'અબૂઝતા મુજ? વા વસી સંવૃતા
વિષયની ઉર ભીતર વાસના!
નીકર વર્ષ–વ્રતાવધિ પ્રસ્તવી
પડતી શેં પળમાં મૂકી દેત હું!

તપ તપ્યાં, જપ યજ્ઞ અનેક યે
રહી સુજાગૃત જીવનમાં કર્યાં:
અતલ ઉર–તલે અવગાહિયાં
અરત ચિન્તનનાં વસમાં જળો!

જીવન ધર્મ અધર્મ વિચારણા—
મહીં સમગ્ર વ્યતીત થયું; છતાં
જીવનની મધરાત સુધી હજુ
અણઉકેલ પડ્યો શિર કોયડો.

પ્રથમ ધર્મ ? અધર્મ જ વા હશે ?
પ્રથમ ઇન્દ્રિયવૃંદ ? વિવેક વા ?
પ્રથમ સંસ્કૃતિ ? વા પ્રકૃતિ હશે ?
વિકૃતિ–યુક્ત જ વા પ્રકૃતિ સદા ?

૧૦

અનુષ્ટુપ

ઘાસની ગંજીમાં અગ્નિ–બીજ શો ધૃતરાષ્ટ્ર એ
હો, ન હો, અન્ય કોઈનું, મારું નિઃશંક સર્જન !
જન્મ્યો'તો જાતમાં આગ ઓરીને આત્મઘાતી એ
જલ્યો એ જિંદગી આખી; જલ્યો, જગ જલાવિયું !
અને એની આસપાસ સૃષ્ટિયે કેવી કારમી !
બદલે ઠારવાને જે ઊલટાની વધુ બાળતી !
જિંદગી વંચિત જ્યોતે, પ્રેમથી ઉર વંચિત,
મેણાંટોણાં તિરસ્કારો; પ્રારબ્ધે એ જ સંચિત !
પિતાની વત્સલ આડ પે'લેથી જ હતી નહિ :
અંધારે બાલ પામ્યો એ માતૃલાડ રતિ નહિ !
કાલીકેરી નિરાશા એ, આર્તિ એ અંબિકાતણી,
ભીષ્મની અનુકંપા, ને શંકા અંબાલિકા તણી,
રાજપ્રસાદનો ખેદ, હતાશા હસ્તિપુરની,
કુરુની કારમી ચિંતા, પ્રમુદા શત્રુ–ઉરની !
માતાનું જન્મતું'તું જે રાજમાતાતણું પદ,
જન્મતામાં હણ્યું તેણે : મ્હોરાવ્યો શૉક્યનો મદ.
આંસુઓ ને નિસાસાઓ, કટાક્ષો કટુતાભર્યા,
વિલાપો ને પ્રલાપો ને શાપોની વિષધારને
સ્તન્ય સંગે જ ઝીલન્તો, પીડન્તો ક્રીડને સદા,
આર્તિ–અંકે વધે જેમ આપત્તિ, તેમ એ વધ્યો.

૧૧

દ્રુતવિલમ્બિત

નયનહીન મૂકી ધૃતરાષ્ટ્રને
મુકુટ પાંડુતણે શિર રોપતાં
ધરતી–ગર્ભ સુધર્મ–કરે જ રે,
નવ શું બીજ વિનાશક વાવિયાં ?

પ્રથમ જાત ઠરે પિતૃવારસ,
યદિ અપંગ ન હોય; ખરું! છતાં
નવ અપંગતણી પદ–લાલસા
થતી અપંગ, અભંગ રહી જતી!

વળી અપંગપણા થકી પાંડુ ક્યાં
નવ હતો અવરોધિત સર્વથા?
મુકુટ શીર્ષ, અને હૃદયે સદા
જીવનઘાતી દુરામયનો ભય!

વિદુર એક જ, રાજનું છત્ર જે
થઈ શક્યો હત, ધર્મ–સુમંડિત;
તનુજ દાસી તણો–ઇતિ વંચિત;
પ્રહત ધર્મ જ, ધર્મની આણથી!

સહુથી શ્રેષ્ઠ, વળી સહુ વાતમાં,
તદપિ નિષ્ક્રિય શા શ્વસતા સદા
પરમ ભીષ્મ વિષાદ ભરી ઉરે—
વિધિની એય અપૂર્વ વિચિત્રતા!

હુંય હતો–(પણ ધર્મથી બદ્ધ ને!)
રહી વિદુર સદા પથ સત્યનો
અ–મમ ભાવથી દાખવતો, અને
રહી જતો સહુથી નિત અશ્રુત!

નવ સૂઝયું કદી શન્તનુ–પુત્રને,
નવ મનેય પરાશર–પ્રાણને,
પરહરી પદ–વાક્ય–પ્રદેશને
પ્રવિશવું, ગણી ધર્મ, ક્રિયાપદે!

સતત ધર્મ–અધર્મનું શાબ્દિક
કર્યું અમે ઉભયે ઝીણું કર્ષણ:
વિધિ–નિષેધની વ્યર્થ વિવેચના
પરમ જીવનમર્મ ભુલાવી ગૈ'!

અરર, માત, પરાશર–શંતનુ
સમ મહાનર પામી, તમેય તે
વર અપૂર્વ રચ્યાં, અમરૂપ આ,
યુગલ પુત્ર–હું ને વળી ભીષ્મ શા!

સતત સંસ્કૃતિ–કીર્તન–નિર્વૃત
વિકૃતિ એક રહ્યા સહી સર્વદા;
અવર હું, રત ભારતગૌરવે
નીરખી'યો સતતા'વતી આરત!

૧૨

અનુષ્ટુપ

પદ ને ક્રિયા બન્નેમાં સન્નૈપુણ્યે સુદર્શન,
અનન્ય વિશ્વચૈતન્ય એક દેવકીનંદન.
સ્વનો સૌમાં, સ્વમાં સૌનો સમજ્યા તે સહોદય:
પિંડ બ્રહ્માંડનો સાચો કરી જાણ્યો સમન્વય.
પદની રેણુને અર્પી પ્રતિષ્ઠા પુણ્ય તીર્થની;
ગરિમા વેણુના ગીતે દીધી ઉદ્ગીથની ગૂંથી.
વ્રજ વાસે રસી એણે એવું હૈયું ભર્યું કર્યું,
વર્જી વૈકુંઠને જાણે સ્વેચ્છાએ વ્રજને વર્યું.
ઇંદ્ર ઈર્ષ્યાથી દોડે જ્યાં અકારું કરી નન્દન,
વૃન્દાવન રચ્યું એવું વ્રજે જગતી–વન્દન.
અને મન્દાકિની કેરી કીર્તિ કિલ્બિષ–હારિણી
ભુલાવી દે રચી એવી કાલિન્દી ક્લેશ–હારિણી.
ધરા ને સ્વર્ગની વચ્ચે સોપાન–શ્રેણી સર્જતો,
શિવ–શીર્ષ, જાહ્નવ્યંક, તળને નિત્ય તર્જતો,
હસતો સૌ અનુચ્ચોને હાસ્યે શાશ્વત ઉચ્ચર,
એ હિમાદ્રિ શું માહાત્મ્યે સ્પર્ધતો સ્નિગ્ધ ભાવથી
ને ન–ગણ્ય કરી દેતો ગૌરવે વજ્રપાણિને
વ્રજાંગણે વિશ્વકાજે ગોવર્ધન ધરી દીધો!
અને એવી સુધા સીંચી જીવને ગોપગોપીને,
થયું સૌને,–તજી સ્વર્ગ અમરો વ્રજમાં વસ્યા!

૧૩

વસંતતિલકા

એ સ્વપ્ન સર્જકતણું થયું મૂર્તિમન્ત,
ને પાર્શ્વવાસી વિષવારિધિ ઊછળ્યો ને
સંઘર્ષ નિર્ઘૃણ નિરન્ત ગયો રચાઈ;
આ ભારતે પ્રથમ ઇન્ધન જે બન્યો જે!

ભાળી ધરા પર મુરારિની સ્વપ્નશોભ
ચેતી ઊઠ્યું કુટિલ કંસનું રોમરોમ:
નિર્દોષ ગોપ-ગણ-ગો-ધણ-રેણુ માંહી
દીઠો કિરીટ શતખંડ વિદાર્યમાણ.

આકર્ણ્ય ગોપગણની ઊંચી યષ્ટિઓમાં
અન્ત્યેષ્ટિ ભાળી અસિ-રક્ષિત રાજ કેરી;
ને સાંભળ્યું રુદિત ભાવિ વિનાશ કેરું
કાલિન્દી-કૂલ-રજની-ભર-રાસ રંગે!

બે સંસ્કૃતિતણું સનાતન દ્વન્દ્વ જાણે
જાગી ઊઠ્યું ફરી અહીં ધરી નવ્ય કાય:
'હું સૃષ્ટિ-સ્વામી!' અતિગર્વથી એક ગર્જે;
બીજી વદે: 'પ્રભુ-પદે બધુંયે સમાય.'

આહ્વાન દસ અતિ દ્વન્દ્વતું એ સ્વીકારી
ચાલ્યા તજી વ્રજ-ધરા મથુરા મુરારિ!
વૃંદાવને વિકસ્યું જે હતું સ્વપ્નરાષ્ટ્ર,
તેવું જ ભારત વિષે રચવા વિરાટ.

સિંહાસને અસિ ન, લાંગલ સ્વેદ-સિક્ત;
ધર્માસને ગ્રહ ન, નિગ્રહ રક્તરિક્ત;
નિર્લક્ષ્ય ના જડ પ્રપંચની ખેંચતાણ:
ધર્માસને વર સમર્પણ કેરું ગાન.

ના વ્યર્થ અર્થતણી પાપમયી પ્રતિષ્ઠા,
સર્વાત્મપ્રીતિમય નિર્ભય આત્મનિષ્ઠા,
ના ઇન્દ્રિયાર્થ વલખાં સમતા-વિનાશી,
દૌર્બલ્ય, દૈન્ય, લઘુતા નવ સત્ત્વનાશી.

રે નેસ નિર્બલ નિસર્ગનિયુક્ત ભક્ષ્ય
છે ગ્રામનું; નગર દક્ષનું ગ્રામ લક્ષ્ય;
ને રાજધાની-પુર ભક્ષક સૌ પુરોનું
ને સૌ તણો સહજ ભક્ષક એક રાજા!

બીભત્સ ને વિકૃત એ અવિચાર-ધારા
લૈ, મત્સ્ય-ન્યાય ગણી જીવનમાં પ્રમાણ,
દંષ્ટ્રા-કરાલ સઘળે અહીં ગર્જતા'તા
રાષ્ટ્રોનું નામ ધરી શોણિત-પ્યાસી વ્યાઘ્ર!

તે શ્વાપદો સકલ કાલમુખે પડેલા
સંસ્કારી, આપદ ધરાની નિવારવાને,
માનવ્યને મનુ-મને અભિષિક્ત જોવા
તે હિંથી દીક્ષિત થયા હરિ યોગયુક્ત.

૧૪

અનુષ્ટુપ

વિચિત્રવીર્ય ને પાંડુ, શંતનુયે-ત્રણેયમાં
કામાગ્નિ આવડો ઘોર ભભૂકી શેં ઊઠ્યો હશે?
સ્ત્રી-વેદી કેરી આહુતિ ત્રણે કરુણ થૈ ગયા:
ધર્માત્મા થવા જનમ્યા, ને કામાત્મા થઈ મર્યા!
તેમાંયે પાંડુ તો પૂરી પરાકાષ્ઠા જ કામની:
રોકડું મૃત્યુનું મૂલ્ય ચૂકવી કામી ભામિની!
પિતામહ, પિતા, પુત્ર વૈધવ્યે પત્નીઓ તજી
ભામાગ્નિમાં થયા ભસ્મ: કેવી પરંપરા સજી!
દેવવ્રત સમો પુત્ર હોમીને કામ-અગ્નિમાં
શન્તનું ફળ શું પામ્યા? પુત્રદ્વય અપુત્રક!
વિચિત્રવીર્યની પેર પાંડુયે પુત્રવંચિત:
અખંડ કામ અતૃપ્ત, એ જ શું કામ-સંચિત?
કામે જન્મ્યા, જીવ્યા કામે, સદા કામ મહીં રમ્યા:
પુરુષાર્થો શેષ વામી કામી સૌ કામમાં શમ્યા.
કામાર્થે ધર્મને કામ્યો; કામાર્થે અર્થ-અર્જન;
મોક્ષના સુખ કેરું યે કર્યું કામે વિસર્જન!
વાનપ્રસ્થ વિડમ્બાયો, ને સંન્યાસ ઠર્યો ભ્રમ:
કામના વિભ્રમે ચારે આશ્રમોનો ગ્રસ્યો ક્રમ!
યોગે વા રાજસંન્યાસે સમેટે શેષજીવન,
તે જ આ ભરત-શ્રેષ્ઠો ભેટે કામ-હુતાશન!

૧૫

વસંતતિલકા

વૈચિત્ર્યપૂર્ણ અતિ હાસ્તિનપુર કેરું
સિંહાસનેય! અભિષિક્ત વને વસે ત્યાં;
ને પત્તને ગ્રસી વસે અધિકાર સર્વ
અંધત્વ કારણ ગણાયલ વર્જ્ય જેહ!

બે ડાળ એક તરુની, પણ કેવી ભિન્ન!
બે તુંબ એક ચિર-ગુંજન, એક છિન્ન,
જીવો સહસ્રનું વિરામનું એક ઠામ,
ને એક કોટિ જીવકેરું મહાસ્મશાન!

પ્રાસાદની શ્વસતી એક પ્રપંચ-લીલા,
ને એક મુક્ત-વન-વાયુ શ્વસે સુશીલા;
સ્વે એક અલ્પધી વિલોકતી ચૌદ લોક;
વિશ્વાર્થ, એક, નિત વાંછતી આત્મલોપ!

આકર્ષતી અવનીનું ઋષિવૃન્દ એક
ઔદાર્ય, આર્જવ, વિનમ્ર ઉદાત્તતાથી;
કૌટિલ્ય, શાઠ્ય, લઘુતા રુધિરપ્રિયાથી
આમંત્રતી અધમતા ધરતીની અન્ય.

ધર્મધ્વજોન્નતિ ચહન્તી સદૈવ એક,
સોત્કંઠ વાંછતી મુરારિનું અગ્રણીત્વ;
અન્યાયથી અવરની હરવા સમૃદ્ધિ
નેતાપદે શકુનિ-શા શઠ એક યોજે.

સર્વાર્થ એક સકલાર્પણ-ઓલણાલા!
ને સ્વાર્થ-તર્પણની એક કરાલ જ્વાળા!
ત્યાગે, તપે, નિયમને પરિપૂર્ણ એક!
ને એક ઇન્દ્રિય-ઘને અભિભૂત છેક!

લોભે, ભયે નિહત રાજતણી સભાને
નિર્વીર્ય એક કરતી રત અંગ-રંગે!
ને એક સર્જન તણા અણુયે અણુમાં;
પ્રાર્થે નિરૂપણ સદા નિજ ધર્મ કેરું!

રાધેય – દ્રોણ – કૃપ – દુર્દમ – બાહુ – દસ
દુઃશાસને નફટ નર્તતી એક નગ્ન;
ને ધર્મ-સંયમિત અક્ષય-શક્તિ એક
શું સત્ય, શું ભ્રમ!–મનોમથને સુમગ્ન!

દષ્ટાંત એક જાણ અંધની શાસનાનું,
દુર્દાન્ત, દુષ્પરિણમી વિષ-વાસનાનું;
ને એક નિર્મળ થવા મથતી સદૈવ
દેવત્વની મનુજની ઉર-ઝંખનાનું.

વેદ–પ્રસિદ્ધ વિહુગદ્વય એક વૃક્ષે,
એવી જ આ વિટપી એકની બે પ્રશાખા:
કીડાધરા અતળ એકની પાપ–ગર્તા,
નિઃસીમ વ્યોમ વર એકનું પક્ષ–લક્ષ્ય!

૧૬

અનુષ્ટુપ

તે છતાં તમ ને તેજ સર્વથા ભિન્ન ના મળે:
અંધારું તેજ–પુંજે ને તિમિરે તેજયે જડે!

પાપ ને પુણ્યના એવા નિરાળા શિબિરો નથી:
શું વ્યક્તિ કે વિરાટે શું, સુધા ને વિષ મિશ્રિત.

ધાર્તરાષ્ટ્રો તણે પંકે પદ્મ ખીલ્યું વિકર્ણ શું
અસત્કર્ણે સદા જેણે ટાંકયું સતતણું ટાંકણું.

અહીં પાંડુ–પ્રદેશેયે ના નિર્ભેળ સુધા મળે:
ક્યાંક ને ક્યાંકથી ફૂટે કાલકૂટ પદે પદે.

ધર્માત્મજે અક્ષપ્રીતિ, દર્પ વાયુસુતે વસ્યો;
અને ગાંડીવધારીયે દૌર્બલ્યે હૃદયે ગ્રસ્યો.

કૃષ્ણપિતૃસ્વસા કેરા પુત્રોની યદિ આ વ્યથા,
અશ્વિની–યુગ્મ–સંભૂત માદ્રીપુત્રોની શી કથા?

ને પાંચાલી વારવાર પ્રાકૃતા પેર વર્તતી:
ધર્મરાજ–મહિષીનું વિસ્મરી વર ગૌરવ.

પરંતુ ચન્દ્રબિમ્બોનાં ક્રન્દવાં આ કલંક શેં:
સૂર્ય–બિમ્બે જ જ્યાં મોટું ધાબું એક પડી ગયું.

કુંવારી કુન્તીને કેવો શીખવો મંત્ર યોગનો?
સૂર્યને સાદ દેવો શો? લેવો શો લ્હાવ ભોગનો?

વ્હેવો શો ગર્ભને ગુપ્ત રક્ષીને જગ–ચક્ષુથી?
વે'તો શો મૂકવો વિશ્વે નોધારો કરી કર્ણને?

(અપ્રસિદ્ધ: 'લાક્ષાગૃહ')

## સૌરાષ્ટ્ર

### ૧૭

વંશસ્થ

તપોવનોને ખલગ્રાહ—મુક્ત
ને યૌવનોને ઉરદાહ—મુક્ત
કરન્ત, ને વિક્રમ-કેડીઓ કો'
અપૂર્વ સૌન્દર્ય-સમૃદ્ધ-સત્ત્વે-
ભર્યા પ્રદેશે સરજાવતો, ને
પરંપરા—આગત—માર્ગ માંહી
જામેલ ભૂતાવળ-ભ્રાંતિ-ભીતિ-
જાળાં વિખેરન્ત પ્રવેશ-સ્પર્શે,
રહ્યો હતો રીઝવી ભારતીને
પ્રદક્ષિણા—સંવનને કિરીટી :
દુર્વાર વૈષમ્યની જાળ ભેદી
આરાધતો આન્તર આત્મ-તત્ત્વ!

જોતો જતો ઊંડું જગે, ઉરે ને
ખોતો જતો સ્વાન્તતણી સીમાઓ :
જેનું ન કોઈ, થઈ તેમનો ને
લ્હોતો જતો વિશ્વની અશ્રુધાર!

તોતિંગ કો' સૂકલ વૃક્ષકેરો
થતો ક્યહીં બે ઘડીનો વિસામો,
કૃતજ્ઞ કો, કાનનના ઝિલન્તો
સહસ્ર શાખાકરના પ્રણામો!

સલીલ કલ્લોલત નિર્ઝરોના
સંતૃપ્ત થાતો સુણી મુક્ત હાસો,
કલ્લોલિની લોલ ધસન્ત તેની
વિયોગિની ઊર્મિ તણો દિલાસો!

ને ક્યાંક કો' આભ-સ્પૃશન્ત શૈલો-
તણા પ્રભાવૈભવમાં ભુલાતી
એકાકિ, અંધારની ઓથદાત્રી,
ભાંગ્યાની ભેરુસમી કાળ-ખીણ
જોઈ થતો વિસ્મિત!—સસ્મિતેય!

ને ચાન્દની-માણુત ખેતરોની
લેલુંબ પીતો હરિયાળી લીલા,
આક્રન્દ ચકવા-ચકવી તણાને
ઝીલન્ત બેચેન ઉરે સુરીલા!

પાષાણુની ક્યાં! કયહીં પુષ્પકેરી!
ક્યાં મુક્ત નભની! ઘનગ્રસ્તની કયાં!-
નિઃસીમની સીમિત અંતરોમાં
અલક્ષની લક્ષ વિભૂતિ જોતો!

કદીક કો' સ્વપ્નધનુષ્ય-રંગે,
કદી વળી કો' સ્મૃતિના તરંગે,
સહાતણો લે' ઉછરંગ સંગે
અનંગ ઘૂમે જણુ વજ્ર-અંગે!

૧૮

અનુષ્ટુપ

સ્વપ્ન શાં સ્મરણો મીઠાં, સ્વપ્નો સ્મરણુ શાં વળી :
સ્વપ્નો ને સ્મરણો બન્ને એકમેક જતાં ભળી!
કૈં કૈં અનુભવી એવું એકલો એકલો ઉરે
હસતો ધસતો વીર રમ્ય રોમાંચ-અંતરે!

ક્યાં હસ્તિ, ક્યાં ઇન્દ્રપ્રસ્થ; ક્યાં ગંગાદ્વાર, અબ્ધિ ક્યાં;
ક્ષુબ્ધ ક્યાં વાસના-ગ્રાહો, મુગ્ધ એ મણિપુર ક્યાં!
દુરારાધ્યા છતાં ઉરે જડેલી યાજ્ઞસેની ક્યાં;
રંગરક્તા ઉલૂપી ક્યાં, ક્યાં ચિત્રા ચિત્ત-અર્ચના!

ક્યાં સ્વજનોનું સાન્નિધ્ય, દૂર આ વનવાસ ક્યાં,
અરે અજ્ઞાત-ઉરે આ સર્વથા જ્ઞાત રાસ ક્યાં!

સ્વીયો કે પરકીયોમાં, એકાન્તે ભીડમાંહી વા,
નીડમાં વા નભે પાર્થ માણતો આત્મરંગને
નારી-તીર્થેથી ગોકર્ણે ને તીર્થો સૌ પ્રતીચીના
ના'તો, નિહાળતો, લ્હેતો જલધિ-તટની છટા,
ધીમે ધીમે કો' અગમ્ય, ને અગોચર તાંતણે
ખેંચાતો જાય છે આવે કિરીટી દ્વારકા ભણી!

ને સૌરાષ્ટ્ર તણી સીમ પાસે આવતી જાય છે,
સ્મરણો ચરણો કેરો વધતો વેગ જાય છે:
જાણે કેમ લક્ષ્ય એ જ સર્જનારંભકાળથી:
આવે છે શોધતા જાણે સહધ્યો શ્રેષ્ઠ સારથિ!

## ૧૯

### વસંતતિલકા

ને કૃષ્ણ સાગર–ગભીર ઉરે ઘડીક,
આધી ઘડી કદી પ્રપાત–અધીર હૈયે;
પ્રાસાદ, રાજપથ, કુંજ, તટે, સભામાં,
જોઈ રહ્યા પ્રિય ધનંજય કેરી વાટ!

ભેદી અભેદ્ય દુરગાવલિ દ્વારકાની
દૃષ્ટિ, કરેકર પરોવી, કિરીટી સંગે
ઘૂમી રહી હરિની સર્જન—પાન—પાને,
જાણે સખા સહ સ્વયં વનવાસ માણે!—
(શું ગુપ્ત, શું પ્રગટ, સખ્ય–પ્રવાસ રંગે!)

ને તો ય....' તો ય ' નહિ! તેથી જ તો ધરાના
એકેક યે અણુની અંતર વેદનાને
સંવેદીને સળગતા અણુબૂઝ ઝાળે
સો સો સુખંકર—કરામૃત—સિક્ત શ્યામ!

ને ઉત્સવો તણી મૃદંગ–સિતારી–બીન–
ને બંસરી – ઘૂઘરુ – ઝાલર – ઝાંઝ – આદિ
વાદ્યોતણી રમઝટોની રૂપેરી ભૂમિ
નીચે છુપાયલ રુંધાયલ અંધ બંધે

મૂંગા અપંગ જનવૃન્દતણા વિદીર્ણ
હૈયાતણા, કદી અશેષ જગત જલાવા
લાવા બની ઊછળનાર જ ક્રન્દનો તે
આમે ય ક્યાં હરિથી લેશ હતાં અજાણ્યાં?

અંભોધિના અરત નૃત્યપરે સચિન્ત,
નેણાં નિરોપી હરિ વિશ્વવ્યથા વિમર્શે;
એકેક શ્વાસ સહ પાસ વિનાશ ભાસે:
ના ત્રાણનો પથ અમોઘ દગે ચઢે કો!

છે એકલા અવનિમાં! દઢ સાથ શોધે,
જે સર્વથા બની રહે ઉર કેરું ઉર!
જેના સમર્થ કરયુગ્મ પ્રયોજી પોતે
થાયે ચતુર્ભુજ નવા યુગ–શિલ્પ અર્થે.

ખૂણે ખૂણે જગતણા જણ એ જ કેરા
અન્વેષણે હરિતણાં નયનો ઘૂમે છે:
સૌમાં વિશિષ્ટ કંઈ ને કંઈ સત્ત્વ ભાળે,
ક્યાંયે અભીપ્સિત ન પૂર્ણ હરિ નિહાળે!

છે સાત્યકિ, વિરલ શૌર્યની મૂર્તિ ઉગ્ર,
છે ઉદ્ધવે ય, દ્રવતો 'હરિ' શબ્દ માત્રે,
છે મુગ્ધ ભક્તિ–તરબોળ–ઉરે સદાયે
ભોળો ઋજુ વિદુર યે ચરણાનુરક્ત!

ક્યાં ભક્તિ ઊર્મિલ, પરંતુ અકર્મ! કર્મ
ક્યાં શુષ્ક! નિષ્ક્રિય વળી ક્યહિં જ્ઞાનભક્તિ!
શક્તિ–મતિ–રતિ–ત્રિવેણી શકે વહાવી
એવી વિભૂતિ હરિને હજુ હાથ ના'વી!

૨૦

અનુષ્ટુપ

પ્રવેશ્યો પાર્થ સૌરાષ્ટ્રે ને હવા બદલી ગઈ:
સુકાયેલી સરિતાઓ વણવર્ષા છલી ગઈ!

પ્રવેશ્યો પાર્થ સૌરાષ્ટ્રે ઊઠ્યા હિંડોલી ડુંગરો:
શૈલે શૈલે લતાકુંજો, ખીણે ખીણે સરોવરો!

પ્રવેશ્યો પાર્થ સૌરાષ્ટ્રે, નન્દને જેમ વાસવ,
વસંત વિશ્વમાં જેમ, કૃષ્ણ–ઉરે સમુત્સવ!

પ્રવેશ્યો પાર્થ સૌરાષ્ટ્રે પ્રસરી પુલકાવલિ:
વને, વૃક્ષે, પત્ર પત્રે, મુકુલે, કુસુમે છલી!

પ્રવેશ્યો પાર્થ સૌરાષ્ટ્રે: અબ્ધિએ અર્પી વન્દના:
ઊર્મિએ ઊર્મિએ લ્હેર્યાં સૂરો આનંદ–છંદના!

પ્રવેશ્યો પાર્થ સૌરાષ્ટ્રે: બની પુષ્પમયી ધરા,
શીતરશ્મિ બન્યો સૂર્ય, ને યૌવનમયી જરા!

પ્રવેશ્યો પાર્થ સૌરાષ્ટ્રે: દગ્રૂપ થયાં મનો:
મધુરૂપ થયા માર્ગો: સૌરભરૂપ કાનનો!
પ્રવેશ્યો પાર્થ સૌરાષ્ટ્રે: નદી, નારી, તુરંગમ,
સોમનાથ અને સિન્ધુ ધારે કો નવ્ય વિભ્રમ!
પ્રવેશ્યો પાર્થ સૌરાષ્ટ્રે: સુધાસિક્ત થયું રણ:
રજકણો થયાં રત્નો: આનન્દ્યાંક્તિ થૈ' ક્ષણ!
પ્રવેશ્યો પાર્થ સૌરાષ્ટ્રે અવનિ બની અંજલિ:
કોટિ કોટિ તારકોના પુષ્પપુંજોથી રે' છલી!

પ્રવેશ્યો પાર્થ? ના રે ના!
સિન્ધુએ સિન્ધુ-સંગમ,
સાધીને દોટ દીધી કો'
ત્રીજા સિન્ધુ ભણી જવા!

(અપ્રસિદ્ધ 'વ્યાસ')

## ભાવના

અંધારઘેર્યા જગમાર્ગ પે જો,
પ્રકાશકેરાં પગલાં કરંતો;
વાધી રહ્યો કો અવધૂત શાન્ત,
અમીટ મીટે જગને ભરંતો!

પગમાં પુણ્યનું જોમ, ઉરે માનવતા વસી,
ધૈર્યદંડે તનુ ધારી જો કેવો જાય છે ધસી!
પોણોસો વર્ષના ભારે દબાયા નિજ દેહની,
દયા ખાવા જેટલીયે એને નિરાંત છે નહિ!

વાધે સદા રામનું નામ લેતો,
ઉરે ધરી દીપ અનંત આશનો;
વાયુ કદી હો અનુકૂળ શાન્ત,
ફૂંકાય વંટોળ જ વા વિનાશનો!

વસંતે વા, શિશિરે વા, વર્ષામાં, ગ્રીષ્મમાંહી વા,
વાધે છે સરખે વેગે યાત્રા એ નવભીષ્મની.
એની દૃષ્ટિ જડ જગતની ભીંત ભેદી રમે છે:
જ્યાં આત્માના અમર વિભવે પંચભૂતો શમે છે;
ઇન્દ્રિયોના પળસુખદ ને દુઃખદાયી સદાના,
જ્યાં ના હોયે રમણ, ભ્રમણો વામણા વાસનાના!

સૃષ્ટિને સર્જતી વેળા સચ્ચિદાનંદને ઉરે,
હતું જે સોણલું એક તે જ એને ઉરે સ્ફુરે !

• તે સ્વપ્ન છે મંગલ સૃષ્ટિ કેરું,
અખંડ જ્યાં સાત્ત્વિક રાસ બ્રહ્મનો;
જ્યાં માનવી સર્જનહાર બેની
બની રહે બાન્ધવજોડલી કો !

માનવી માનવી સાથે સાધી સંવાદ સંચરે :
સર્જે આ વિશ્વમાં સ્વર્ગ, જેવું સ્રષ્ટાતણે ઉરે !
પરંતુ વિશ્વકર્તાના મનની મનમાં રહી,
ને ચાલ્યું વિશ્વ આખું આ અન્ય કો' મારગે વહી !
આવ્યો તે, ને નયન ભરીને દીઠું જ્યાં વિશ્વ એણે,
અશ્રુઓની સરિત વહી, તે રોકી રોકાય શેણે ?
જ્યાં જુઓ ત્યાં જલધિ ઊછળે દુઃખના ક્લેશના યે,
સંતાપોના, હૃદયમળના, ઘોર વિદ્વેષના યે !
અસતને સત્યને ઠામે, જડ ચૈતન્યઆસને,
એણે આનંદને સ્થાને દીઠું દુઃખ પ્રતિષ્ઠિત.
દીઠું એણે મનુજ બનિયો દાનવોથી ય દુષ્ટ :
થાવા ચાહે સકલ ભરખી યેન કેન પ્રપુષ્ટ;
'હું'ની વેદી પર સતત એ અન્ય સૌને વધેરે :
લીલા જ્યાં ત્યાં નરઅસુરની લોહીભીની જ લ્હેરે !
નીરખ્યું તેવું નાણ્યું ને શીઘ્ર કીધો સુનિશ્ચય :
'જંપું ત્યારે જ, હું જ્યારે કરું આ પાપનો ક્ષય.'
પછી તો દાયકાઓ પે દાયકાઓ વીતી ગયા :
કાળના યે ઘસારાને, તમે બાપુ, જીતી ગયા !

જે હર્ષથી ભાર વહે યુગોનો
બનાવવા માનવી ભારમુક્ત,
તેની કને પોણી શતાબ્દી કેરા,
સ્વલ્પાલ્પ આ ભારની શી વિસાત ?

પરંતુ અધૂરી યાત્રા હજુ યે બાપુ, આપની :
કો' જાણે કેટલી બાકી પોઠો માનવ-પાપની.
બુદ્ધ ને ઈસુ ને કૃષ્ણ અને આપ સમા ચઢ્યા,
આહુતિ બનીને, તોયે યજ્ઞ કાં અધૂરા પડ્યા ?

તે ધર્મક્ષેત્ર–કુરુક્ષેત્રથકી વહી જે
ગીતા–સુધા–સરિત પાર્થતણે નિમિત્તે
ને સારનાથમહીં જે થયું ધર્મચક્ર–
કેરું પ્રવર્તન તથાગતપુણ્યહસ્તે,
પીયૂષ જે જિસસને મુખથી સર્યું, ને
પંકાયું જે ગિરિ-પ્રબોધતણે સુનામે:
તે સર્વ વિસ્મરણશીલ જગજ્જનોને
સંભારી દીધ, નિજ જીવનગીતગાને!

કંસથી અદકો દર્પ, અદકો મોહ મારથી,
હેરોદથી વધુ હિંસા સામે ઝૂઝયા તમે મથી–
વીરના વીર્યથી ઝૂઝયા, કર્યાં કેસરિયાં સદા;
સ્થિતપ્રજ્ઞતણી શાંતિ છતાં ના વીસર્યા કદા!
ધરા શા ધીરગંભીર, વ્યોમ શા વિપુલાત્મ છો,
ઊંડાણે ઉદધિ જેવા, તેજ શા શુદ્ધ છો તમે!
ઝૂઝો છો જેમની સામે તેમના હિતને ચહો:
વિશ્વમાંગલ્યની ચિંતા સદાયે અંતરે વહો!
નિજ ને પરના ભેદો તમારે અંતરે નથી:
માનવી માત્ર બન્ધુ: એ ભાવના છે ઉરે ગૂંથી!

## આશા

મંડાયા ઓચ્છવો ગેલા માનવ્યશત્રુને ઘરે;
દૈત્યોની ઘોર ગાજન્તી આરતી આજ ઊતરે!
આનંદે ઉલૂકો: ગાયે ગીતો તિમિરરાજના:
દર્પે શંખો ફુંકાયે સૌ હિંસા–સૈન્ય સમાજના!
પ્રકૃતિ વિકૃતિ પામે આવા ઉત્પાત સંભવે,
સંભવે ક્ષોભ નામે ના પ્રભુના સંતને ઉરે!
પ્રકૃતિ વિકૃતિ કેરા દારુણોત્પાત દેખીને
અંતરે દ્રવિયા બાપુ; દ્રવ્યા, પણ ડગ્યા નહિ!
શ્રદ્ધા સ્રષ્ટા તણી લૈ'ને, જનેતાની સહિષ્ણુતા,
મૃત્યુની વીરતા લૈ'ને, લૈ' આનન્ત્યની સ્વસ્થતા,
આસુરી શક્તિઓ કેરા એ વા–વંટોળમાં તમે
ઊભા બાપુ, ઉરે જાપ જગન્માંગલ્યના રમે!

'સખે કલ્યાણકારીની દુર્ગતિ ના થતી કદી:'
વાવિયાં પ્રેમનાં બીજો ઊગવાનાં જ એક દિ'!
સુધાસંદેશ શ્રીકૃષ્ણે પાયો'તો કુન્તીપુત્રને:
જગને સંશયે ઘેર્યા–પાયો તે જ ફરી તમે!

તમે સંહારથી ત્રાસ્યા જગની એક આશ છો:
અન્ધારે પન્થ ભૂલેલી પૃથ્વી કેરા પ્રકાશ છો!
સ્વપ્ન છો નિદ્રિતો કેરું, બદ્ધોનું મુક્તિગાન છો:
ગૂઝન્તા જાહ્નવ્યજ્ઞથી શું સ્રષ્ટાનું અભિમાન છો!

સત્યનું કાવ્ય છો, બાપુ, કાવ્યનું સત્ય છો તમે!
ઝંખતી કાવ્યને સત્યે સૃષ્ટિ આ આપને નમે!

('કલ્યાણયાત્રી'માંથી)

## જઉં હવે?

જઉં હવે?
જો રાજીપે, હસતે મુખે, આપો રજા!
મોં કટાણું કરતાં હો,
તો, લો આ બેઠો!
બસ? મજા?
વાત કોઈ કોઈ વાર
જાવાની ઉપાડું છું, પ્રિયે,
ના સમજશો તેથી કે
રે'વું એ મુજને સજા!
ના રે ના!
એમ તો
આ ચંદ્ર ને સૂરજ અને આ
કોટિ કોટિ તારલાઓ
જિદ્દી આ જગ–અંધકારે
વ્યર્થ બળીને
ઓલવાયે આખરે
ત્યાં સુધી, કહો તો, રહું
આ ધરા, તમથી હસન્તી, તે પરે
એવું કામણ
આ તમારાં અંગઅંગેથી ઝરે!
યાદ છે તમને પ્રિયે,

એક ઘડીને વાયદે આવ્યો હતો,
( ને તેથી તો,
ના સંગ કંઈ લાવ્યો હતો ! )
માનીને
કે
જામ એકાદો પીશું
ત્યાં સુધી તો
ઘેલછા પારસ્પરિક
જળવાઈ રે'શે;
ને એ રીતે,
બેયની,
ને ઘેલછા કેરીય તે,
આબરૂ બંધાઈ રહેશે !
પણ પછી તો
દાયકા વીતી ગયા,
જામ પીવાતો ગયો,
ખાલી થાતો ભાસતો
ત્યાં ફરી છલકાતો ગયો
ને કસુંબલ રંગ
આંખોમાં અને ઉરમાં
ઘેરો ઘૂંટાતો ગયો !
ને આમ તો
આ હોઠ ને આ પ્યાલી
કોઈ દિ'યે ના થવાનાં જુદાં વ્હાલી !
પણ તૃષાતુર સૃષ્ટિ સારી
વાટ જે મૂંગી ધીરજથી જોતી તમારી !
હું તમારામાં, તમે મારામહીં
એવાં ખોવાયાં છીએ,
કે
કોટિરૂપે વિલસતા વિરાટની
આ સૃષ્ટિમાં માયા છીએ,
એ સત્યનેયે
વીસરી બેઠાં છીએ–

એવી ભ્રમણા સેવતી આ સૃષ્ટિને
સંસ્મૃતિ ને પ્રીતિની દેવા પ્રતીતિ,
ગ્રાહ્યું નહિ તો એક પળ પણ
જઈ શકો,
બસ ! એટલા ખાતર પ્રિયે,
જો ઘો રજા....
તો
ઇચ્છતો 'તો હું....સજા !
બાકી તો
છો જુએ આ સૃષ્ટિયે
(જેમ જુએ છે સદા !)
બે ઉરો કેરી
સનાતન ઘેલછાનિર્ભર મઝા !

(અપ્રસિદ્ધ 'જતાં જતાં')

## અજવિલાપ

તજી ધીરજ રાજવી છતાં, નૃપ નેત્રો નિજ આંસુએ ભરે;
અતિ તાપથી વજ્રયે દ્રવે, પીગળે માનવી તો નવાઈ શી !

કુસુમો પણ-અંગને અડી, યદિ આયુ જનનું હરી શકે;
હણવા ચહતાં વિધિ તણું, પછી શું શસ્ત્ર નહિ બની શકે !

અથવા મૃદુ વસ્તુ રહેંસવા, મૃદુ શું આયુધ યોજતો યમ;
હિમસિંચનથી હણાઈ તે, નલિની મારી હજુય સાંભરે,

યદિ જીવિતહારી હાર આ, ન હણે કાં મુજને ધરું છતાં !
ક્યહિં ઝેર સુધા બને, અને અમૃતે ક્યહિં ઝેર, હરીચ્છયા ?

અથવા મુજ ભાગ્યવિપ્લવે, વિધિએ વજ્ર બનાવી માળ આ;
યદિ ના તરુને હણી શક્યો, હણી વેલડી ડાળ ઝૂલતી.

બહુ વાંક કાર્યો છતાં સખિ, ન લીધું હુંથી કદીય રૂસણું;
વણવાંક અચિન્તી આજ કાં લઈ બેઠી મુજશું અબોલડા !

કદી માની લીધો મને સખિ, ઠગ તેં દાંભિક પ્રીતિ ધારતો;
નહિ તો કયમ આમ જાય તું, પરલોક મુજને પૂછ્યા વિના!

ગયું બે ડગલાં અને સખિ, વળી આવ્યું તુજને લીધા વિના;
હત જીવિત! આ સહો હવે નિજ હાથે જગવેલ વેદના!

સુરત–શ્રમ બિન્દુયે સખિ, મુખથી ના હજુ યે સુકાયું ત્યાં;
ગઈ જીવનજ્યોત આથમી, વરી શી માનવીને અસારતા!

મનથીય નથી પ્રિયે, તને દુભવી મેં, વદ, શેં રિસાઈ તું;
ક્ષિતિનો પતિ શબ્દ માત્રમાં; રતિ માહરી તાહરા વિષે!

સખિ, ફૂલ ગૂંથેલ વાંકડી, મેહલ તારી લટો રમાડતો,
અયિ, મારુત એ, ઊઠીશ તું, ઉર આશા કેં કેં જગાડતો.

સખિ તેથી ઘટે તને ઊઠી, કરવો દૂર વિષાદ માહરો,
જયમ ફેડતી રાત્રી–ઔષધિ હિમ અદ્રિની ગુહા તણું તમ!

રજની મહિં પદ્મ પોઢિયું; અલિગુંજાર સમાવી આત્મમાં;
મુખ એવું મૂંગું દહે મને; જ્યહિં નિશ્વાસતી જો સખિ લટો:

શશીને ફરી શર્વરી મળે દયિતા તેમ જ ચક્રવાકને;
તું ગઈ, સખિ ના મળે ફરી, વિરહી આ ઉર ધીર શેં ધરે!

નવપલ્લવ સેજ સ્પર્શયે ખૂંચતો જે મૃદુ અંગને સખિ;
ખમશે મૃદુ અંગ શી રીતે સખિ તે તારું ચિતાધિરોહણ!

સખિ સૈયર પહેલી તારી આ; પડી કેવી સુમસામ મેખલા;
જાણું સંઘરી ગુહ્યગોષ્ઠિ સૌ ઉરમાં સંચરી તારી સંગ એ!

મધુરા સ્વર, કોકિલા મહીં, મદથી આલસ ચાલ હંસીમાં;
હરિણી મહિં લોલ દ્રષ્ટિ ને ઝૂલતી વેલ, હિંડોલ અંગના!

બધું આ મુજને જિવાડવા; મૂકતી ગૈ પૃથિવી પરે છતાં;
વિરહાનલની વ્યથા મહિં બળતા અંતર કાજ નિષ્ફળ!

સખિ, જોડલી કલ્પી તેં હતી; તરુ આ આમ્ર લતા પ્રિયંગુ આ;
હજી લગ્નવિધિ પત્યો નહિ; ત્યહીં તું ચાલી ગઈ અયોગ્ય એ!

સખિ તેં સ્પરશ્યો અશોક આ; ફૂલ જ્યારે રસરેલ વેરશે;
ગૂંથવા ઘટતાં લટો મહીં; ફૂલ શું શ્રાદ્ધની અંજલી થશે!

સખિ, જો રડતો અશોક આ કુસુમાશ્રુ વરસાવતો અહીં;
સમરી નૂપુર ઝંકૃતિ ભર્યો તવ પાદપ્રિય સ્પર્શ દોહ્યલો!
બકુલો તવ શ્વાસ શા સખિ; રચતાં તેની વિલાસ મેખલા
હજુ તો અરધી ગૂંથાઈ ત્યાં ગઈ શેં કિન્નરકંઠી પોઢી તું!
ગૃહિણી વળી મિત્ર ને સખી, પ્રિય શિષ્યા લલિત કલા મહીં
સખિ નિષ્ઠુર મૃત્યુએ તને હરીને, શું નવ માહરું હર્યું!
હતું તે બધુંછે છતાં સખિ! તું નથી ને સુખયે નથી હવે,
મુજ સૃષ્ટિ મુદાની તું હતી; ઉર અન્યત્ર ન માહરું રમે!

(મહાકવિ કાલિદાસકૃત 'રઘુવંશ'ના ભાષાંતરમાંથી)

# વિભાગ બીજો

## પદ્ય–નાટિકા

જગાડવા જઉં છું હું પ્રસુપ્ત પુરુષોત્તમ.

# પ્રતિજ્ઞા–પુરુષોત્તમ

[ **સ્થળ :** દ્વારકા, શ્રીકૃષ્ણનો પ્રાસાદ.

શ્રીકૃષ્ણ હિંડોળાખાટ ઉપર બેઠા છે. હિંડોળો એમના અ–સભાન પગઠેલે બહુ જ ધીમી ઝૂલી રહ્યો છે.

સામે ત્રાંસમાં એક આસન પર રુક્મિણી બેઠાં છે. પતિનું મુખ જાણે પહેલી વાર જોતાં એટલી રોમાંચક અને અધીર સૌંદર્યપિપાસા તેમની દૃષ્ટિમાં છે...અને પતિનું મુખ જાણે વાર જોઈ રહ્યાં હોય, એટલી સંયમિત વેદના પણ તેમની દૃષ્ટિમાં છે.

શ્રીકૃષ્ણે ચાખડીથી માંડીને મોરપિચ્છના મુગટ સુધી, પોતાની સાથે સંકળાયેલ બધાં જ રૂપણો પહેર્યાં છે...કાં તો બહારથી આવીને, પછી એમ ને એમ બેસી ગયા હોય...અથવા હાર જવા માટે તૈયાર થઈને પછી...માંડી વાળ્યું હોય!

આથમતા સૂર્યનું, કુરુક્ષેત્રના મહાસંહારના સ્મરણ સમું રક્તબિંબ પશ્ચિમ સમુદ્ર–ક્ષિતિજ ધીમે ધીમે નીચે ઊતરી રહ્યું છે, તે ભણી શ્રીકૃષ્ણ વાતાયનમાંથી એકીટશે જોઈ રહ્યા છે. ા મુખ ઉપર ઊંડી અંતર્મુખતાની છાયા છે, ચિંતનની ઘેરી રેખાઓ છે.

**પડદો ઊપડે છે, ત્યારે**

સંધ્યાની ઝાલર બજી રહી છે...અને ઝાલરના ઝણકાર સાથે ભેરી અને શંખોનો ધ્વનિ સંમિશ્રિત સંભળાતો હોય છે.

દંપતીના કાન ઉપર આ અવાજોનું જાણે અસ્તિત્વ જ નથી! એક, રક્તબિંબદર્શનની ની પ્રવૃત્તિમાં અને બીજું નીલામ્બુજશ્યામ મુખદર્શનની પોતાની સમાધિમાં લીન જ રહે છે!

સંગીત શમ્યા પછી...બેએક પળ...કોઈ નિગૂઢ મૌન અને પછી તરત જ એ મૌનમાંથી જાણે સર્જાયો હોય, એવો સાગર–ઘોષ–દૂર દૂરથી આવતો આખા વાતાવરણને છાઈ દે છે.

અને...રક્ત સૂર્યબિંબ સમુદ્રમાં વિલીન થાય છે. ]

*

કૃષ્ણ : (એક ઊંડા નિશ્વાસ સાથે...મંદ મંદ વદન ધુણાવતા)

અનુષ્ટુપ

થતો પ્રકૃતિનો જય પુરુષાર્થ ગયો વૃથા!
પ્રારબ્ધો દ્રુમિયાં ઝેર!

રુક્મણી : વદે શું પુરુષોત્તમ?

કૃષ્ણ : (ચોંકી પછી પુનઃ સ્વસ્થ બની)
એ જ પ્રશ્ન ઊઠે મારે અંતરે વારંવાર,

રુક્મણી : કે?

કૃષ્ણ : પુરુષોત્તમે પૃથ્વીમાં તૃણ શો અસ્વતંત્ર, ’ને
મોઘ–શક્તિ! જુઓ સામે! પૃથ્વીએ મુખ ફેરવ્યું
અને ભાસ્કર કેરી સૌ પ્રભા થઈ નિરર્થક!

કોટિ કોટિ તેજસ્રોતો વહાવી સહેજે શકે
સૂર્ય તે, ના શકે રાખી સદા સન્મુખ પૃથ્વીને!
અને પૃથ્વી, છતે તેજે, જુઓ અંધારમાં ડૂબે
ડૂબે માનવતા જેમ, છતે આ પુરુષોત્તમે!
(ફરી નિશ્વાસ નાખતા) છતે આ પુરુષોત્તમે!
(અત્યંત આવેશથી)
હું છતે? (હિંડોળા પરથી સ-સંભ્રમ ઊઠીને)
હું છતે ના નિવારાયું દુર્મત દ્યૂત-ખેલન?

**રુક્મિણી :** (એમની પાસે જઈને)
આવડો આપને આજે, ગતનો શીદ સંભ્રમ?

**શ્રીકૃષ્ણ :** ગત? ગત ના કે પે, વર્તમાને વસ્યું ગત,
અને ભાવિ મહીં એ જ થવાનું ગત સંતત!
હું છતે....ના નિવારાયું દુર્મત દ્યૂત ખેલન,
ને થયું, હું છતે, ઘોર કૃષ્ણા કેશ-વિમર્દન!
ધૃતરાષ્ટ્ર તણું શાઠ્ય, દુઃશાસનનું તાંડવ,
ભીષ્મ દ્રોણ તણું કલૈબ્ય, પાંડવોનું વિવાસન,
અવજ્ઞામત્ત નીતિની, દૃપ્ત ધર્મ અનાદર,
કે પ્રિયે હું છતે, આર્તિ ભારતે ઊતરી નહીં?
યુદ્ધને ટાળવા કેવો મથ્યો હું માન મૂકીને
તોયે અવશ સર્જાયો મહાસંહાર, હું છતે!
અને જાણે અધૂરી આ, હોયે પાપપરંપરા
હું છતે, યાદવો તેમ, બન્યા શિશ્નોદરંભરા!
આપણા સ્વજનો, મારા બાન્ધવો, સંગ ઊછર્યો
જન્મી, રમી, જમી સંગે,
આપણી આંખની સામે, વણસ્યા થઈ વિકૃત!
કઈ ધર્મ તણી આજ્ઞા, મર્યાદા કે સુનીતિની,
ન લોપી, રોપિયાં બીજો ભયાનક વિનાશનાં?
ગત એ, સૌ પ્રિયે કહેશો?........
વીતાવ્યું વિષમે આયુ, સ્થાપવા સમતા જગે
ઝૂઝ્યો, જીત્યો, અને જોયું તો દીસે ના કશે જય!

**રુક્મિણી :** (વસંતતિલકા)
હે પાર્થસારથિ...તમે જ હતાશ થૈને
વૈફલ્ય જો પુરુષકારનું આમ ગાશો........
તો........

**શ્રીકૃષ્ણ :** ના પ્રિયે, રુદિત આ........
ના ગાન આ વિફલતાતણું છે વિષણ્ણ
આ તો શિવંકર સદ્રુત્થિત આત્મભાન!

**રુક્મિણી :** આ પે'લીવાર સુણ્યું આપ મુખેથી કાન્ત!
હોઈ શકે શિવ અને વળી સદ્વિષાદ?

**શ્રીકૃષ્ણ :** શેં ન્હોય સદ્? શિવ અને વળી સુંદરેય?
છે વિશ્વઉન્નતિ નિરંતર લક્ષ્ય જેનું,
ઝૂઝ્યો જ્યાર્થ જગવ્યો જય, ને નિહાળ્યું
તો ઘોર ચોદિશ પરાજય ગર્જતો'તો
જોયું...ફરી હૃદય કેરી, ગુહા મહીં તો
લાધ્યું પ્રિયે જગત્રોગનિદાન સાચું!

**રુક્મિણી :** ગીતાથીયે અધિક?

**શ્રીકૃષ્ણ :** ગીતાથીયે અધિક? કે ઊણું? કોણ જાણે?
ગીતા તણુંય, યદિ અંતર કો ઉકેલે,
તો તેજ સત્ય દીસતું, મુજને હવે, જે–
લાધ્યું મને, ફરી ફરી મથતાં મનોધિ!
એ સત્ય નૂતન પુરાતન એજ સત્ય
જો અંધકાર ઊતર્યો ઘન પૃથ્વી પે આ–
વારી શકાય નહિ?

**રુક્મિણી :** ના પણ હા! કદી જો
માર્તંડને ફરી મનાવી લવાય પાછો!

**શ્રીકૃષ્ણ :** ના ના પ્રિયે, ઊણપ એ જગની પુરાણી,
જે ઉછીનાં કિરણ કોક તણાં લઈને
તેજસ્વી વાંછતું થવા....પણ વ્યર્થ આશા.
ના આત્મને પચતું તે–નવ આત્મનું જે
(ના આત્માને રુચતું યે નવ આત્મનું જે!)
ત્રાતા બને જગત કેરી વિભૂતિ કોઈ!
ના શક્ય તે! નિજ તણો નિજ એક સાથી!
ને આખું આ જગ ફરીથી રચાય તો જ,
પ્રત્યેક થાય પુરુષોત્તમ માનવી તો!
જો શાશ્વતી દ્યુતિનું અમ્બર દિવ્ય ચાહે
આ પૃથ્વી તો કણકણે કિરણો સ્ફુરાવે!
નાન્યઃ પથઃ–તરણનો ક્યહીં વિદ્યમાન
ઢૂંઢી વળો–ધરતી ને વળી આસમાન!

આ કાર્યમાં અણુ અણુ મહી જ્યાં વિરાટ
આકારવો-ધરવી ધીરજ ત્યાં અફાટ
ના એક બે ત્રણ જ જન્મનું નાનું કામ
જન્માન્તરો અણગણ્યા તણું એ નિશાન!
રે પાર્થને ફળતણી તજી આશ સર્વે
કર્મે થવા રત પ્રબોધન મેં કર્યું'તું,
ત્યારે મને, ન હતી આવડી કલ્પના કે
આનન્ત્ય ના સહજ ચક્ષુ સમક્ષ, મારા
જેવા અનેક પુરુષોત્તમ—આયુ—યોગે
નૈષ્ફલ્ય સંભવી શકે કદી આવું ઘોર!

[ બહાર નવજવાનોનું ઉન્મત્ત અટ્ટહાસ્ય અને પછી એ અટ્ટહાસ્યનાં મોજાંઓ ઉપર સાગર-નિયંતા કો યમરાજની અદાથી આવતો ક્રુદ્ધ અવાજ. ]

ઘોર સંહાર નિર્માયો તમારે કાજ, ઓ શઠો!
ને આ સુંદરી જણશે, એ સંહારનું સાધન!

( શાર્દૂલવિક્રીડિત )

રુક્મિણી : ( ભયભીત ) આ શું ?
શ્રીકૃષ્ણ : શાપ મહર્ષિનો!
રુક્મિણી : શું કરવા ?
શ્રીકૃષ્ણ : સર્પાવ સ્વચ્છંદનો.
રુક્મિણી : કોને ?
શ્રીકૃષ્ણ : યાદવના સમસ્ત કુળને!
રુક્મિણી : કોના નિમિત્તે થયો ?
શ્રીકૃષ્ણ : દીસે સામ્બ જ આપણો! અવર યે!
રુક્મિણી : કોને મુખે ઉદ્ગયો ?
શ્રીકૃષ્ણ : દુર્વાસા-મુખ!
રુક્મિણી : હાય!
શ્રીકૃષ્ણ : આખર જુઓ, ફૂઝી જ દુર્વાસના!
બલરામ : ( સ-સંભ્રમ પ્રવેશ કરીને )

(ઉપજાતિ)

તેં સાંભળ્યું, કૃષ્ણ ?
શ્રીકૃષ્ણ : નવું શું એમાં!
બલરામ : બ્રહ્મર્ષિઓ સૌ—
શ્રીકૃષ્ણ : અતિક્રુદ્ધ....

**બલરામ :**

છોડી જતા... દ્વારકા

**શ્રીકૃષ્ણ :** હૈ શિવ–સૌખ્ય આપણું !
વર્ષોથી, બન્ધો ! નિત ક્રન્દતો'તો,
ના થોર પે આમ્ર કદાપિ ર્હોરે !

પરંતુ........

**બલરામ :** મેં વારુણીના વિમોહે
શૈથિલ્ય સર્જ્યું કુલશીલ કેરું !

**શ્રીકૃષ્ણ :** બન્ધો ! ક્ષમા, દોષી ન કોઈ એક
સૌયે ડૂબ્યા; ડૂબવી એકમેક !

**બલરામ :** સાચું છતાં કેમ વિસારું શેષ !
રે ધર્મ હું અગ્રજનો વિશેષ !

**શ્રીકૃષ્ણ :** બન્ધુ ! હવે સૌ પરિતાપ વ્યર્થ;

**બલરામ :** માટે જ તો એટલું હું કરીશ :
જે જીવતાં સાધી શક્યો નહિ હું,
તેને સ્મરી, હૈયું ભરી; મરીશ !

**રુક્મિણી :** ( વ્યગ્રતાની ચીસ સાથે )
વડીલ........

( પૃથ્વી છંદ )

**બલરામ :** જઉં છું, વધૂ ! નવ વિનાશ આ ચક્ષુએ
શકાય નીરખી કદી સ્વકુલનો અને તેય તે
પરસ્પર કરે ! નહિ ! નહિ પળેય આ ભૂમિ પે
હવે નિવસવું ! નિશા તિમિર જો, નિમંત્રે મને !
વિદાય ચિર કૃષ્ણ ! કૃષ્ણ ! જય ધર્મ કેરો થજો
અને સ્વજનને સ્વનોય લય સ–શેષ થાજો ભલે !
( ઉતાવળે પગલે બહાર જતા રહે છે. )

**રુક્મિણી :** ( સંક્ષુબ્ધ, સત્રાસ સાવેશ એમની પાછળ થોડે સુધી જતાં )
વડીલ........ ( શ્રીકૃષ્ણને )
વડીલ–વિભુ વારતાય નથી ઉગ્ર સંકલ્પ એ
અમંગલ કશુંક જો
અણઘડી કરી બેસશે !
( બહાર બલરામની પીઠ ભણી જોતા )
જુઓ,

જતા જલનિધિ ભણી ! જુઓ તટ પરે પૂગ્યા !
જુઓ ઊછળીને પડ્યા
અરે ઉદધિને ઉરે, સ્ફુરણ શાન્ત થાયે બધા
વિરાટ નીરવે, જુઓ ત્યમ વિલીન થૈયે ગયા !
(ડૂસકાં ભરતાં) નઠોર !

**શ્રીકૃષ્ણ :** નવ ગાળ એ પ્રથમવાર કાને પડે !

**રુકિમણી :** (વધુ મોટાં ડૂસકાં સાથે) કઠોર !

**શ્રીકૃષ્ણ :** નવ આળ એ પ્રથમવાર હું પે ચડે !

(રુકિમણીની સમીપ જઈ, તેમને પટાવતા હોય તેમ)

પ્રિયે જગ સમગ્રની લૈ ઉપાધિ માથા પરે
ફરે, સદય એમને સતત રે'વું ના પાલવે
નઠોર જ હું છું ખરો
કઠોર જ અને ખરો
નઠોર યદિ હોત ના સ્વજન કંસનો ધ્વંસ શેં
કરી શકત ? ને જ્યહાં ઉરે ઉર ગૂંથી, સુધા
સમર્પણ તણી પીધી, વ્રજની વહાલી તે ભૂમિને
તજી શકત શેં ! પ્રિયે, સકલ મારું આ જીવન
પળેપળ નવા નવા પ્રણય સર્જવા ને જૂના
પળેપળ વિસર્જવા, વીસરવા નહિ હો પ્રિયે
સદા સજનને સદા પ્રલય કેરી કાળી વ્યથા !
પ્રસિદ્ધ પદ એથી તો પૃથ્વી પે હું પુરુષોત્તમ !

(રડતી રુકિમણીને આશ્વાસન આપતાં, હિંડોળાખાટ પાસે લઈ જઈ તેના પર બેસાડતાં)

અનુષ્ટુપ

ધર્મના જયને શોધું, ને પામું જો પરાજય
સંકેલી આતમમાં આત્મા, સાધું આત્મા મહીં લય !

**રુકિમણી :** (અચાનક વળી પાછી વીજળી પડી હોય તેમ છળી ઊઠીને)
એટલે ?

**શ્રીકૃષ્ણ :** એટલે ના સમજાયું.

**રુકિમણી :** લાગે છે મુજને ભય

**શ્રીકૃષ્ણ :** શેનો ?

**રુકિમણી :** આપ તણો નાથ !

**શ્રીકૃષ્ણ :** શા માટે ?

**રુકિમણી :** સાંભળી લય !

**શ્રીકૃષ્ણ :** બધુંયે સમજ્યાં છો તો અનુજ્ઞા દો પ્રિયે હવે !

**રુકિમણી :** અનુજ્ઞા ? ચક્રપાણિ ! શેં વિહારો ચક્રના વિના !

**શ્રીકૃષ્ણ :** ચક્ર ને બંસી બંનેને પ્રયોજી જોઈ મેં લીધાં
આત્મા છે શસ્ત્ર આત્માનું અનુજ્ઞા દો પ્રિયે હવે !
ને તમેયે હસ્તિનાપુરે થાઓ સજ્જ જવા પ્રિયે !
પાર્થને કહાવ્યું છે મેં લેવા એ આવતો હશે !
ડૂબશે મત્ત અબ્ધિ જે દ્વારકામાં રહી જશે
બળભદ્ર ગયા....ને આ હુંયે ચાલ્યો પ્રિયે ! જુઓ.
ના, ના, ના, ના ન આંસુડે, વ્યર્થ આંખો હવે ધુઓ.

**રુકિમણી :** ( મૂર્છામાં જતી તૂટક તૂટક શબ્દોમાં )

વસંતતિલકા

સાથે મને પ્રભુ....

**શ્રીકૃષ્ણ :** તમે નિત છો જ સાથે !

**રુકિમણી :** આ દેહ કિન્તુ,

**શ્રીકૃષ્ણ :** ઘડી અલ્પ હવે ધરા પે !
આ દ્વારકાય, પ્રિય, હું નીકળીશ બહાર....
ને શીઘ્ર અબ્ધિતણી ક્રીડનભૂમિ થાશે.
માટે પ્રિયે !

( કૃષ્ણ ઊભા થાય છે, તેમને બેહાથ હાથથી પકડી રાખતાં )

**રુકિમણી :** નહિ ન માધવ, ના મુરારિ.
ના, ના, નરોત્તમ, નહિ હૃષીકેશ, ના, ના.
ના, ના, નૃસિંહ, નહીં કેશવ ! શ્યામ ! ના, ના

( રુકિમણી મૂર્છામાં હિંડોળાખાટ પર ઢળી પડે છે )

અનુષ્ટુપ

**શ્રીકૃષ્ણ :** (મનમાં) પુરુષોત્તમની પીડા જાણે છે પુરુષોત્તમ
(ઝાલર વગાડતાં દાસી આવીને ઊભી રહે છે તેને)—
કોકને મોકલો, લાવો સાત્યકિને સુસત્વર?

(દાસી જાય છે)

**રુક્મિણી :** (જાગતાં) અંધારાં ઊતરે આત્મે, જીવનાધાર ક્યાં જશો?
**શ્રીકૃષ્ણ :** ક્યાંયે ના! અહીં, વિશ્વે ધર્મની શોધમાં પ્રિયે!
જગાડવા જઉં છું હું, પ્રસુપ્ત પુરુષોત્તમો!

(પડદો પડે છે.)

# વિભાગ ત્રીજો

## સંકીર્તનો

·

આ બંસીના નાદથી આખી વ્રજભૂમિ એમને વશ બની ગઈ છે. પોતાની કાયામાં અને કાયાની છાયા સમી માયામાં રત રહેનાર સૌ વ્રજવાસીઓ શ્રીકૃષ્ણે તેમને આપેલ પારમાર્થિક જીવનના આ બોધપાઠથી જાગ્રત થઈ ગયાં છે. જીવન તો આવું હોવું જોઈએ: તેમને થાય છે, આ કૃષ્ણ જીવે છે, તેવું!–યજ્ઞમય, સર્વોદયપરાયણ, સર્વભૂતહિતે રત! અને એકાએક તેમને ભાન થાય છે કે, અત્યાર લગીનું તેમનું જીવન એળે ગયું! તેમનામાં વલોપાત જાગે છે: 'અરેરે, મુક્ત ગગનમાં ઊડવા સર્જાયેલા એવા અમે, અત્યાર સુધી આવાં કીચડભર્યાં ખાબોચિયાંમાં જ સબડતા રહ્યા. આત્માની આરાધના કરવાને બદલે ઇંદ્રિયોની જ આરતી ઉતારતા રહ્યા! પ્રભુની સાથે તન્મય થવાને બદલે તેની માયા કે મોહિનીમાં જ લપટાઈ રહ્યા! અરેરે, માલિકને પૂજવાને બદલે અમે એની મિલકતની જ પૂજા કરી અને ખાલિક પર પ્રેમ કરવાને બદલે અમે એની ખલકતમાં જ ખોવાઈ ગયા!'

ભીમપલાસ

શેં ખોવાયો ખલકતમાં!
સત્–ચિદ્–આનંદ શેં જઈ બેઠો સૂમ તણી સંગતમાં!
શેં ખોવાયો ખલકતમાં!
હતો વિહરતો મુક્ત તું હંસા, અનંતની રંગતમાં,
મટી વિરાટ બન્યો વામન તું પ્રપંચની પંગતમાં!
શેં ખોવાયો ખલકતમાં!
અસીમ આભની છત છાંડી, પછી અકળાયો તું અછતમાં;
સાર્વભૌમ સ્વામી મટી આવ્યો હીનોની હકૂમતમાં!
શેં ખોવાયો ખલકતમાં!

# બ્રહ્મર્ષિ રૈક્વ

## ગીત

જો વેલ* દડૂકી જાય! એક વેલ દડૂકી જાય!

'વેલ'–એ આપણી ગો–કેન્દ્રિત, કૃષિ-પ્રધાન, ગ્રામ–રમણીય, માનવતા–સંભર સંસ્કૃતિનું એક સુંદર પ્રતીક છે. એમાં ગતિ છે, પ્રગતિ છે, રોમાંચ છે, સાહસ છે, દુસાહસ છે, શોક છે, બોધ છે, વિરોધ છે અને નિરોધ પણ છે! પેલું, નોરતામાં નાની છોકરીઓ ગાય છે, ગરબા સામે મૂકીને, તે ગીત તો યાદ છે ને?

> ગરબડિયો કોરાવો ગરબે જાળીડાં મેલાવો રે,
> ચીર ઉપર ચૂંદડી, માંહી ચોખલિયાની ભાત રે;
> ભાતે ભાતે ભડકલાં, માંહીં વેલ દડૂકી જાય રે,
> વેલમાં બેઠો વાણિયો, કાગળ લખતો જાય રે;
> કાગળમાં બે પૂતળિયો કેં હસતી રમતી જાય રે.

વાણિયો બેઠો છે, કાગળ લખે છે, કાગળમાં બે પૂતળીઓ છે, પછી પૂતળીઓ હસતી રમતી જાય છે,–પણ આ બધી વેલની–વેલની અંદરની–દુનિયા છે,... અને એ વેલ પણ, સાચુકલી નથી....ચીતરેલી છે!

અને તે પણ સ્થગિત અર્થાત્ ગતિહીન નહિ, પણ દડૂકતી જતી!

આ 'દડૂકતી જતી વેલ'–અને એનાં અનેક રૂપાંતરો–ગાડું, રથ, રેંકડો, શકટ વગેરે ચક્રવાહનો આપણી સાંસ્કૃતિક અને સાહિત્યિક ભાષાના અત્યંત સમૃદ્ધ એવા સંકેતો બની ગયાં છે.

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव च। बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च॥

શહેરનો રથ અને ગામડાનું ગાડું અથવા યુદ્ધક્ષેત્રનો રથ....અને ક્ષેત્રયુદ્ધનું ગાડું....બંનેને આ રીતે આપણા કવિઓએ, ફિલસૂફોએ, તત્ત્વચિંતકોએ ખૂબ કામમાં લીધાં છે–પોતાની વાત કહેવા માટે.

હું કરું હું કરું એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે!

અથવા

તું ધીરે ધીરે ગાડી હાંકજે, મેરામણ ગાડીવાળા!

અથવા

જૂની વેલ ને ધૂંસરી વાંકી, સાંગી સોટા ભાંગી જી!

વાત ગમે તે હોય, પ્રસંગ ગમે તે હોય, ગાડી, રથ, ગાડું, રેંકડો,

---

* વહેલ અથવા ગાડી.

શકટ—એવો શબ્દ સામે આવ્યો એટલે જાણ્યે-અજાણ્યે એ જીવનનો :
બની જ જાય છે.

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ । माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्म

ભગવાન જેના સારથિ છે એવા અર્જુનના રથને વ્યાસજીએ શ્વેત
જોડ્યા છે, એ નકામા નહિ જોડ્યા હોય!....એમના પણ મનના સાતમા પાતા
વાત તો એ જ છે કે, સાચો રથ તો આ જિંદગી જ છે!

જો વેલ દડૂકી જાય! એક વેલ દડૂકી જાય!
ઢાળે ઢળતી, પહાડે ચઢતી,
કદી રણઝણતી, કદી ખડખડતી;
કદી જળધાર શી સરળ સરે;
કદી વાંકીચૂંકી થાય! એક વેલ દડૂકી જાય!.
મારગનાં અંધારાં પીતી :
ઘણું હારીને, થોડું જીતી,
માથા સાટે મથે તોય કદી;
ચીલો ચૂકી જાય! એક વેલ દડૂકી જાય!
વટાવતી નદ–નદિયું–નાળાં,
અંધારે કરતી અજવાળાં:
મૂંગા વન–વગડામાં,
મીઠાં ગીત ટહુકી જાય! એક વેલ દડૂકી જાય!
આશા ને સાહસની આંખે,
કુંવારી ધરતીની કાંખે
ઝગમગતા શોણિતના વાંકા
આંકા મૂકી જાય!

જીવનની વેલને સારામાં સારી રીતે હાંકી જાણનારા એક જણની વા
છાંદોગ્ય ઉપનિષદે નોંધી છે. ઉપનિષદોની ભાષામાં એવા હાંકનારાઓને, જીવન
રથને–પોતાના તેમ જ બીજાઓના રથને–નિયમનમાં રાખનારાઓને ઋષિ કહેવાય
એ રીતે આ વેલના હાંકનારાને પણ આપણે ઋષિ કહી શકીએ; પણ એ એટ
મહત્ત્વનું નથી. ઉપનિષદે તો એનું નામ પણ નોંધ્યું નથી–માત્ર રૈક્વ જ કહ્યો
છે એને! 'રિક્વ'–રેંકડાનો–રિક્ષાનો–હાંકનારો! નામરૂપના સંસારથી જે પર થઈ
ગયો, તેને વળી નામ શાં–એવી જ કદાચ એ ઉપનિષદના દ્રષ્ટાની ગણતરી હશે

આ રૈક્વનો પરિચય આપણને બારોબાર નથી થતો. ઉપનિષદોના ઋષિઓમાં

'સેન્સ ઑફ ડ્રામા' ભારે છે. વાસ્તવિક જીવનમાં જેમ જે બને, તેમ તેને નિરૂપવું! વાસ્તવિક જીવનમાં 'રૈકવ'ની કોણ દરકાર કરવાનું હતું–સિવાય કે કોઈ કારણે એના ઉપર રંગમંચની રોશની(અં. ફુટ લાઈટ)નો ધોધ કેન્દ્રિત થાય!

વિચિત્ર છે ને–આપણી સામાન્ય દુનિયાની આ મનોદશા પણ! એ પોતાની આંખે કશું જ જોતી નથી! પોતાને કાને કશું જ સાંભળતી નથી!....આંખ અને કાન એનાં જાણે હરહમેશાં–કોઈ યેનકેન પ્રકારેણ તેમનું ધ્યાન ખેંચે એની વાટ જોઈને જ બેઠેલાં હોય છે!–ગિરો મુકાયેલાં છે–વધારેમાં વધારે 'અવાજ' કરી શકે, 'ધૂમધડાકા' કરી શકે, 'અપટી-ક્ષેપેણ'–રંગમંચ પર દાખલ થઈને 'તાળ્લો' ગોઠવી શકે એવા ધાંધલિયાઓ કને! બાકી સામાન્ય રીતે તો એ સામાન્ય વસ્તુઓ જ જોતા હોય છે!–મુગટમાં એ મહત્તા જુએ, રાજદંડમાં શક્તિ, કમંડલુમાં ત્યાગ....ગેરુઆમાં વૈરાગ્ય....ચાંદલામાં સૌભાગ્ય....

એટલે સૌનું ધ્યાન સામાન્ય રીતે રૈકવ ઉપર નહિ, પણ એ વખતે જે રાજા હતો તેના તરફ હતું! અને સદ્‌ભાગ્યે રાજા સારો હતો. સારો હતો, એટલે સામાન્ય રીતે સારો!–દુર્ગુણોથી મુક્ત–દાની, ઉદાર.

પણ એની ઉદારતાની પાછળ જેટલી માનવતા નહોતી, એટલી અભિમાનની વૃત્તિ હતી! 'પ્રતિષ્ઠા સૂકરી વિષ્ઠા'–નું ભૂત એને વળગ્યું હતું! લોકૈષણા એની પાર વગરની હતી. 'મારા રાજ્યમાં સૌ સુખી છે–કોઈ ભૂખ્યું સૂતું નથી! દુનિયા આખી મારું રાંધેલું જમે છે!' આવી એની હુંપદવૃત્તિ! ઉપનિષદે–એનું નામ–'જાનશ્રુતિ' યથાર્થ જ આપ્યું છે!

આ જાનશ્રુતિની દુનિયામાં એક વાર ધરતીકંપ થયો–એક બહુ જ વિચિત્ર રીતે.

રાજા સૂતો છે–ઊંઘમાં નથી–કેવળ તંદ્રામાં છે–અને મહેલની અગાશી પર થઈને ઊડતા બે હંસોનો સંવાદ તેને કાને પડે છે! એક હંસ રાજા જાનશ્રુતિની કીર્તિની પ્રશંસા કરીને બીજાને તેના પ્રત્યે અત્યંત માનની દૃષ્ટિથી જોવા કહે છે: 'ધ્યાન રાખજે! આ નીચે સૂતો છે, તે વિશ્વવિખ્યાત દાનેશ્વર રાજવી જાનશ્રુતિ છે. તેના ઉપર થઈને ઊડીશ, તો બળીને ભસ્મ થઈ જઈશ!' આ વાત સાંભળીને બીજો હસી પડે છે! 'બાળ્યાં બાળ્યાં હવે! એ ઓછો જ રૈકવ છે કે તેના તપમાં એટલું સામર્થ્ય હોય! એ તો પ્રતિષ્ઠાનો કેદી છે, કીર્તિના કારાગારમાં છે, લોકૈષણાનો લટ્ટુ છે! એની ઉદારતા એ ઉદારતા નથી, લોભનો જ એક પ્રકાર છે! એ એક દ્રવ્ય આપીને બીજું દ્રવ્ય બદલામાં લે છે! બ્રહ્મવિહારી નથી, વેપારી છે!'

નીચે પડ્યો પડ્યો જાનશ્રુતિ સાંભળી રહ્યો છે અને હંસ એની અને રૈકવની સરખામણી કરી રહ્યો છે:

'રૈકવ અને રાજા! સરખામણી જ ન થઈ શકે! રૈકવનો રેંકડો ગમે તેટલો નાનો હોય, પણ તે રૈકવના હાથમાં જ છે! જ્યારે રાજાનો રેંકડો, રથ, મહારથ,

ગમે તેટલો મોટો હોય, પણ તેના ઘોડાઓની લગામ રાજાના હાથમાં નથી! 'લોકપ્રિયતા'ના હાથમાં છે!' (આજે પણ, 'શું કરું? અમુક વસ્તુ મારા સિદ્ધાંતથી વિરુદ્ધ છે; છતાં આ લોકશાહી યા બહુમતીની પાસે નમતું આપ્યા વગર છૂટકો જ નથી' એવું કહેનારા જાનશ્રુતિઓ ક્યાં ઓછા છે? હૃદયમાં જ્યાં વિવેકરૂપી હંસનું આસન હોવું જોઈએ, ત્યાં લોકપ્રિયતા–જનશ્રુતિરૂપી કાગડાને બેસાડ્યો છે એમ નથી લાગતું? ડેમોક્રસીની વાત સાચી–પણ અંતઃકરણની વાત ખોટી? ડેમોક્રસીને અને અંતઃકરણને જ્યાં પરસ્પર વિરોધ થાય ત્યાં શું કરવું? 'ડેમોઝ' પાસે શિર ઝુકાવવું? કે અંતઃકરણ પાસે? લોકો આમ માગે છે, ભલે માગે: પણ મારાથી આમ ન બને. લોકોને મારી પાસેથી સેવા લેવી હોય તો લે, નહિતર આ હું ચાલ્યો!'...એટલી શ્રદ્ધા અંતઃકરણના અવાજમાં હોવી જ જોઈએ–ડેમોક્રસીમાં; નહિતર ડેમોક્રસી પણ આખરે એક પ્રહસન જ થઈ પડશે–એમ નથી લાગતું! ડેમોક્રસીમાં શું બહુમતીના અંતઃકરણના દઢ–ભાજકને જ આપણે 'સનાતન ધર્મ'ને સ્થાને બેસાડવો? વેદોની સામે પણ અંતઃકરણના અવાજને અનુસરનારાઓએ બંડ ઉઠાવ્યું છે–અને એવા બંડ ઉઠાવનારાઓને વેદોના જ ચુસ્ત અનુયાયીઓએ પાછળથી 'અવતારો'ની પ્રતિષ્ઠા આપી છે, એ શું બતાવે છે?–અસ્તુ)

જાનશ્રુતિએ જ્યારે જાણ્યું કે રૈક્વ પોતા કરતાં વધારે મહાન છે, ત્યારે તેણે રૈક્વની તપાસ કરાવી! રૈક્વ મળ્યો–એક ગામડામાં, અકિંચન દશામાં! અને વળી પાછી જાનશ્રુતિની 'દાન' આપવાની તૃષ્ણા જાગી! પણ દાતાઓની પ્રતિષ્ઠા ત્યાં જ હોય છે, જ્યાં ગૃહીતાઓ લાલચુ હોય છે! 'રૈક્વ'ને કોઈ વાતે ઊણપ નહોતી વરતાતી. એમનું જીવન સ્વયં–સંપૂર્ણ–સંતુષ્ટ હતું, કારણ કે જીવનના મર્મને એ બરાબર પામ્યા હતા! ઉપકરણો, સાધનો( अं. ફર્નિચર )–એ જીવન નથી, પણ જીવન એ જ જીવન છે–એટલું દર્શન તેમને થઈ ચૂક્યું હતું–અને જાનશ્રુતિના દાનને તેણે જાનશ્રુતિને અપમાન લાગે એવી રીતે પાછું ઠેલ્યું! અને પછી કથા કહે છે કે, જાનશ્રુતિ જાતે જ શિષ્યભાવ ધારણ કરીને રૈક્વની પાસે આવ્યો, પોતાની 'દીકરી આપી'ને તેને પોતાનો જમાઈ બનાવ્યો: અને તેની પાસેથી મુક્ત જીવન–સફળ જીવનનો મર્મ તે શીખ્યો!

રૈક્વે જાનશ્રુતિને શું શીખવ્યું હશે?

છાંદોગ્ય ઉપનિષદે એને સંવર્ત જ્ઞાન એવું નામ આપ્યું છે, પણ સાદી ભાષામાં કહેવું હોય તો એટલું જ.કે, માનવતાની પરિપૂર્ણતા માનવ તરીકે જાણીતા થવામાં નહિ, પણ માનવ બનવામાં છે!–કે સત્સાધનો દ્વારા પ્રાપ્ત થયેલી લોકપ્રિયતા કરતાં પણ સત્યનો સાક્ષાત્કાર વધારે મહત્ત્વનો છે.

×

# ધરતીનું એક ફૂલ

## તુલસી-આખ્યાન

એક જ પ્રાર્થના, જુદા જુદા મનુષ્યોએ, જુદા જુદા દેશકાળમાં સદા કર્યો કરી છે :

જાગો આતમરામ!

ભાષાઓ જુદી જુદી છે, ભાવને વ્યક્ત કરવાની રીતો જુદી જુદી છે, પણ ભાવ જાતે તો એક જ છે :

જાગો આતમરામ!

સૂવાનો સમય હવે પૂરો થયો. હવે ઊઠો. તંદ્રાનો ત્યાગ કરો. આળસની બેડીઓ હવે ફગાવી દો. પ્રકાશનાં કિરણો તમને સાદ કરે છે :

જાગો આતમરામ!

કોઈએ કહ્યું : 'સવિતાનું પવિત્ર તેજ અમારી બુદ્ધિની પ્રેરણા બનો;' તો કોઈએ પ્રાર્થ્યું, 'પાપના પાશમાંથી અમને મુક્તિ બક્ષો' (અં. ડિલિવર અસ ફ્રૉમ ઈવિલ). કોઈએ ગાઈને, કોઈએ ગણગણીને, કોઈએ યજ્ઞયાગની ધામધૂમ સાથે, તો કોઈએ મૂંગા મૂંગા, પણ ભાવ તો સૌએ આ જ ઘૂંટ્યા :

જાગો આતમરામ!

આપણા પૂર્વજોએ આ ભાવને દેવદિવાળીના પર્વની સાથે વણી લીધો છે. સંપૂર્ણ સમુચિત રીતે આ ગૂંથણી થઈ છે; કારણ કે દેવ-દિવાળીને દિવસે ચાર માસ પહેલાં પોઢેલ દેવ, વિધિપૂર્વક જાગે છે એવી કાવ્યમયી કલ્પના છે. વરસાદ અને વા-ઝડીની ઋતુ હવે પૂરી થઈ, આકાશ વાદળાંઓથી મુક્ત થયું; અને ધરતી કાદવથી મુક્ત બની. ચાતુર્માસ દરમ્યાન ગાંડીતૂર બનેલી નદીઓ હવે પાછી ડાહીડમરી થઈ ગઈ; અને કિચ્ચડ તથા જળ નીચે અદશ્ય થયેલ માર્ગો હવે ફરી પાછા લક્ષ્યની શોધમાં પ્રગટ થયા. હવે–

જાગો આતમરામ!

> પંક-મુક્ત બની પૃથ્વી, વહાલા, વાદળ-મુક્ત બન્યું જો વ્યોમ,
> નિરંતરાય બની જો દષ્ટિ; નિર્મળ સૃષ્ટિ રોમે રોમ :
> આમંત્રે અમૃતનાં ધામ! જાગો આતમરામ!
> નિદ્રા-કારાગારે હરનિશ પંખીને રાખે પરહેજ,
> સ્વપ્ન-સર્જતી સંકેલો એ ઇંદ્રિયો કેરી સુખસેજ!
> રટો રામનું નામ! જાગો આતમરામ!
> અસીમ-તરસી પાંખો, વહાલા, ઊડવા કાજ અધીર;
> ઊઠો, વાટ જુએ વિશ્વાત્મન, મેલો મહી-માયાને, વીર!
> ઉઠાવો મુકામ! જાગો આતમરામ!

પ્રકાશમાં આગેકૂચ કરવાની આ ભાવના સાથે, પશુત્વમાંથી મનુષ્યત્વ તરફ અને મનુષ્યત્વમાંથી દેવત્વ તરફ પ્રગતિ કરવાની આ પ્રાર્થનાને આપણાં પુરાણોએ વળી એક સુંદર આખ્યાયિકા સાથે ગૂંથી લીધી છે.

એ આખ્યાયિકા છે–તુલસીની. શ્રીહરિને ચરણે સમર્પિત થવામાં અને સમર્પિત રહેવામાં કૃતાર્થતા માનતી એક રત્ન–વનસ્પતિની!

પૂર્વજન્મમાં એ હતી–વૃંદા. પુરુષોત્તમને–વિશ્વમાં સૌથી શ્રેષ્ઠ પુરુષને પતિ બનાવીને જીવનને કૃતાર્થ કરવા તલસતી એક આદર્શ નારી!

ધરતીનું એક ફૂલ!
મથે આભનો તારો બનવા તેજ ભરી અણમૂલ!
ધરતીનું એક ફૂલ!

પૃથ્વીના આ પુષ્પને આકાશનો તારો બનવાની તાલાવેલી છે. ઊર્ધ્વ–ગામિની છે અહોનિશ એની અભ્યર્થના.

વિરલ વિમલ જ્યોતિર્મયી વૃંદા રટે સતત સચ્ચિદ્આનંદા:
અંતર અવનિ–પાશથી છૂટવા રહે અરત આકુલ!
ધરતીનું એક ફૂલ!

પૃથ્વીનાં બંધનોથી મુક્ત બનવાની આ નારીને લગની છે. ત્રિવિધ તાપથી પર, દૈહિક અને ઐહિક ઉપાધિઓ અને મર્યાદાઓથી મુક્ત એવા સચ્ચિદાનંદ–તત્ત્વને ધરતીની આ નારી ઝંખી રહી છે. પંકમાંથી પંકજ તો ખીલ્યું; પણ પંકજ હવે પંકના સંપર્કને છોડીને આકાશવાસી બનવા માગે છે, સૂર્યના તેજ સાથે તાદાત્મ્ય સાધવા માગે છે.

વસુધામાં વિષ્ણુને ઝંખે: ચહે વિહરવા નભ વણ પંખે,
દેહની આંખે, દેવ દરસવા થનગન મન–ચંડૂલ!
ધરતીનું એક ફૂલ!

આવી આ દેવત્વને ઝંખતી નારી એક અત્યંત અસામાન્ય, લોકોત્તર, બળવંત પુરુષને જોઈને (નામ સાથે આપણને કશો જ સંબંધ નથી. નામ મહત્ત્વનું નથી. શંખચૂડ હોય તોય ચાલે અને નાગચૂડ હોય તોય ચાલે!) આજ સચ્ચિદાનંદનો જીવતી જાગતી પ્રતિમા છે એમ માની લે છે.

બળવંતો જાણી ભરમાણી; મૃગજળ જોતી સુધા–સરવાણી:
સાંગની સંહારક શક્તિમાં જોતી શિવ–દ ત્રિશૂલ!
ધરતીનું એક ફૂલ!

પણ પુરુષોત્તમ, પુરુષોમાં ઉત્તમ છે, નહિ કે એનામાં સૌથી વધુ સંહારક–શક્તિ છે માટે, પરંતુ એટલા માટે કે એનામાં સર્વજનમંગલ શિવશક્તિ છે; આ પરમ સત્યનું બિન–અનુભવી બિચારી વૃંદાને વિસ્મરણ થાય છે અને પરિણામે હૃદયથી શ્રીવિષ્ણુને–શ્રીસચ્ચિદાનંદને–ઝંખતી વૃંદા દેહથી શંખચૂડની બને છે.

પણ શંખચૂડનો સ્પર્શ થતાં જ એ સમજી જાય છે કે, કોઈક જબરી ભૂલ થઈ ગઈ! આ પુરુષ, બળવંતો છે, પણ પુરુષોત્તમ તો નથી! પુરુષોત્તમ તો આનંદમય હોય પૂર્ણ, પ્રસન્ન, આત્મતુષ્ટ, વિશ્વાત્મભાવી હોય; જ્યારે આ તો असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि–આના ઉપર વિજય મેળવ્યો; આના ઉપર વિજય મેળવવાનો બાકી રહ્યો, તે હવે મેળવીશ;–વગેરે મનસૂબાઓમાં જ રાતદહાડો બેચેન રહ્યા કરે છે. પ્રેમને તો એ ઓળખતો જ નથી; કારણ કે સમર્પણ જેવી વસ્તુને એ પિછાણતો નથી, આત્મનિવેદનની વૃત્તિને એ સમજતો જ નથી! પરાજિત ગુલામો અને વિજયી માલિક–એ બે વર્ગ સિવાય ત્રીજો કોઈ વર્ગ જ નથી, એની દુનિયામાં! સ્ત્રી પણ એને માટે એક 'વસ્તુ' જ છે! જીતેલી વસ્તુ છે; અને જીતેલી વસ્તુ તો કોઈ વાર હાથમાંથી છટકી પણ જાય.

પત્નીઓના શીલ ઉપર સતત ચોકીપહેરો ભરતા પતિરાજોના માનસનું બહુ જ સુંદર વિશ્લેષણ પૌરાણિકોએ આ શંખચૂડના પાત્રમાં આલેખેલું છે.

પત્નીનું હૃદય પોતાના જીવનકાર્યનું અભિનંદન નથી કરતું–પત્ની આમ તો બીજી બધી રીતે પોતાને અનુકૂળ છે, પણ એના હૃદયની રુચિ કંઈક જુદી જાતની અને પોતાના હૃદયની રુચિ સાથે એને મેળ નથી ખાતો, એમ તે તરત સમજી જાય છે.

અને તેમાં વળી કોઈ એના કાન કરડે છે: 'ચેતતો રહેજે. આ વૃંદા તનથી ભલે તારી પત્ની હોય, મનથી તો શ્રીવિષ્ણુને જ વરેલી છે.'

વિષ્ણુનો શબ્દાર્થ છે–વ્યાપક, વિરાટ. વૃંદાને વિશ્વમાં ઓતપ્રોત એવા સચ્ચિદાનંદની લગની છે; જ્યારે શંખચૂડને મન વિશ્વ એ જડ વસ્તુ છે–જીતીને કબજે કરવા લાયક! આવી બે વ્યક્તિઓ વચ્ચે મેળ ખાય જ શી રીતે? એકને ત્યાગમાં જીવનની કૃતાર્થતા લાગે, ત્યારે બીજાને પરિગ્રહમાં જ જીવનની પૂર્ણાહુતિ દેખાય.

અને ગજગ્રાહ શરૂ થાય છે.

આ ગજગ્રાહની કથા એ જ વૃંદા–તુલસીની કથા.

પોતાના સાંસારિક પતિ શંખચૂડ પ્રત્યે વૃંદાની સન્નિષ્ઠા અટલ છે; પણ સચ્ચિદાનંદની રટણામાં જ રત એવું એનું અંતર શંખચૂડને બેચેન કરી મૂકે છે! પત્નીના પાતિવ્રત્યમાં કૈં કહેવાપણું નથી; પણ એ પાતિવ્રત્યની પાછળ કેવળ એક કઠોર કર્તવ્યનિષ્ઠા સિવાય બીજું કશું નથી. અને શંખચૂડના વિજય–તરસ્યા મનને તો શરીરની સાથે આત્મા પણ જોઈએ છે–વૃંદાનો. વૃંદા એને વફાદાર રહે–શરીરથી, એટલું જ એને પૂરતું નથી લાગતું. વૃંદાએ વિષ્ણુનું રટણ પણ છોડી દેવું જોઈએ.

શબ્દોનો ફરી વિચાર કરો. વૃન્દા શબ્દને 'વૃન્દ' સાથે કશી જ નિસબત નહિ હોય શું? વૃન્દની વૃત્તિ, ગણની અભિલાષા, વિષ્ણુમય (વિષ્ણુ=વ્યાપક) વિરાટ બનવાની છે. સમુદાયની પ્રત્યેક વ્યક્તિ સમુદાયમય બનવા ચાહે છે! પણ

શંખચૂડ 'વૃન્દા'ને પોતામય બનાવવા ચાહે છે! પ્રજાના શ્રમનો તે એકલો જ સ્વામી છે. વ્યક્તિઓએ રાષ્ટ્રમાં કે વિશ્વમાં સમર્પિત ન થવું જોઈએ, પણ પોતાનામાં, શંખચૂડમાં, સમર્પિત થવું જોઈએ આવી તેને વિચારસરણી છે. આવા શંખચૂડો આજે પણ ક્યાં નથી? લશ્કરી સરમુખત્યારોને શું કહી શકાય? હિટલર-સ્ટેલિન જેવા (એકબીજાથી વિરોધી આદર્શવાળા છતાં) 'વૃન્દે', 'વિષ્ણુ'ને નહિ, પણ પોતાને જ વફાદાર રહેવું જોઈએ, એ માન્યતાની બાબતમાં એક જ મતના.–તેમને શું કહી શકાય?

આ શંખચૂડની બેચેનીના ઉપાય લેખે વૃન્દા એને એક માળા આપે છે! પોતાની નિષ્ઠા વિષે વારંવાર સાશંક બનતા અને સાશંક બનતાં વેંત પડી ભાગતા પતિને પોતાની બાબત પ્રતીતિ આપવા માટે તે એને કહે છે: 'આ માળા પ્રત્યે દૃષ્ટિ રાખજો. એ જ્યારે તમને કરમાયેલી લાગે, ત્યારે તમારે માનવું કે હું તમારા પ્રત્યે વફાદાર નથી!' પણ.... માળા કદી કરમાશે જ નહિ, એવી વૃન્દાની ખાતરી છે; કારણ કે સાંસારિક, વ્યાવહારિક પાતિવ્રત્યમાંથી પોતે કદી ચલિત થશે નહિ, એવી પણ વૃન્દાની ખાતરી છે.

પણ પાતિવ્રત્યની માળાઓને કરમાવનારું હમેશાં કંઈ પત્નીઓનું શિથિલ આચરણ જ નથી હોતું! કેટલીક વાર તો પત્ની સર્વથા અને સંપૂર્ણ પતિપરાયણ હોવા છતાંય પતિઓને, તેમના પોતાના સ્વભાવગત સંશય અને વહેમને કારણે જ કેવળ, પાતિવ્રત્યની માળા કરમાતી જતી હોય એમ લાગ્યા કરે છે.

પણ આપણે આપણી કથા તરફ વળીએ. જેની સાથે પનારો પડ્યો, ઇચ્છાએ કે અનિચ્છાએ, જેની સાથે સંબંધ બંધાયો, તેને પોતાના સત્સંગથી સત્ તરફ વાળવો, એટલું કર્તવ્ય પ્રત્યેક સદ્-હૃદય સ્વીકારે છે, તેમ વૃન્દાએ પણ સ્વીકાર્યું છે. 'તારા સંગનો રંગ ન લાગે, તો તું વૈષ્ણવ કાચો!' એવી એની અંતઃસ્ફુરણા છે. સાચો ભક્ત તો એ કે જે પોતાની ભક્તિનો રંગ આસપાસના સૌને લગાડે! તો પછી ખુદ પરણ્યો જ એ રંગથી વંચિત રહે અથવા એ રંગનો વિરોધી રહે, એ તો એનાથી બરદાસ્ત થાય જ કેમ!

અનીશ્વરવાદી અથવા હું જ ઈશ્વર છું એમ માનનાર પતિ પ્રત્યેની વૃન્દાની નિષ્ઠાનો આ મર્મ! પતિનો હૃદયપલટો મોડોવહેલો કોઈક દિવસ પણ થશે એવી આશા!

પણ શંખચૂડને આવી ઝીણી વાતોમાં રસ નથી; એની એને સમજ પણ નથી. એને તો વૃન્દાએ પોતાને આપેલી માળા દિનપ્રતિદિન કરમાતી જતી હોય એમ લાગ્યા જ કરે છે; અને એ ભાંગી પડે છે. પોતાની પ્રિયતમ પત્નીની પ્રેરણા એ જ પોતાનું સાચું બળ છે એમ કયો પતિ નથી માનતો?–પણ પતિ અને પત્ની પરસ્પર-વિરોધી આદર્શોવાળાં હોય, ત્યારે શું થાય? કરુણાન્ત નાટક જ તો!

આખરે શંખચૂડ, માળા સાવ કરમાઈ ગઈ છે, એવી પ્રતીતિ થતાં, સદંતર

નિરુત્સાહ બને છે; અને તેના દુશ્મનો, દેવો, તેનો લાભ લે છે; અને તે પરાજિત થાય છે; અને તેના પરાજયનું કારણ પોતે આપેલી માળા છે એ વાતની વૃન્દાને જ્યારે ખબર પડે છે, ત્યારે તેને, શંખચૂડના વહેમનું નિમિત્ત બનનાર શ્રીવિષ્ણુ ઉપર ચીઢ ચઢે છે અને તેના અંતરમાંથી દુઃખભર્યો એક ઉદ્ગાર સરી પડે છે, 'અરે ભૂંડા, મારા પતિના હૃદયનો પલટો કરાવવાને બદલે, તેં ઊલટાનું તેને વધુ કઠણ બનાવ્યું! તું ખરેખર પથ્થર છે! મારાં પ્રેમની તને કદર જ નથી!'

ખરેખર શ્રીવિષ્ણુ વૃન્દાને પથ્થર સમાન જ લાગ્યા હશે, કારણ કે તેની આટઆટલી ભક્તિ હોવા છતાં, વિષ્ણુએ તેના પતિનો ઉદ્ધાર ન કર્યો!

'પણ એક સનાતન સત્ય વૃન્દાને આ પત્યાવેશમાં સ્મરણમાં ન રહ્યું કે પ્રત્યેક વ્યક્તિએ પોતાનો ઉદ્ધાર પોતેજ કરી લેવાનો છે! उद्धरेद् आत्मनात्मानम् આ જગતમાં કોઈનો ઉદ્ધાર કોઈ કરી શકતું નથી!

> તેને કોઈ શકે નવ તારી તરવાની વૃત્તિને જેણે
> ઉરથી સાવ વિસારી!
> છતે હલેસે કર ઘસી બેસે તન્દ્રા–શરણુ સ્વીકારી :
> અનુકૂળ વાયુ વાયે તોયે મેલે શઢ ઉતારી!
> તેને કોઈ શકે નવ તારી!

વૃન્દાએ પોતાને આપેલો શાપ, એ અંતે તો તેના ઉત્કટ ભક્તિઆવેશનું જ પરિણામ છે એ શ્રીવિષ્ણુ સારી પેઠે સમજતા હતા, એટલે કથા કહે છે, તેમણે તે શાપને માથે ચઢાવી શાલિગ્રામમાં પ્રવેશ કર્યો, પણ સાથે સાથે એક સામો શાપ–વરદાનરૂપી શાપ–તેમણે વૃન્દાને પણ આપ્યો કે, 'પગલી, પતિને ઉદ્ધારવાના ઝનૂનમાં આત્મા જ આત્માનો ઉદ્ધાર કરી શકે, એ સનાતન સત્ય તું વીસરી ગઈ તેથી તું મનુષ્ય મટીને વનસ્પતિ બન!....પણ તારી મારા પ્રત્યેની અતિ ઉત્કટ લગનીને પરિણામે, એ વનસ્પતિ નિત્ય મારે ચરણે જ સમર્પિત રહેશે!'

પુરુષોત્તમને પતિ તરીકે પ્રાપ્ત કરવાની વૃન્દાની અભિલાષા આમ, એક અતિ વિલક્ષણ રીતે, પરિપૂર્ણ થઈ! અને

> ધરતીનું એક ફૂલ બન્યું આભનો તારો
> આખર તેજ ભરી અણમૂલ!

ના, આભનો તારો નહિ; ધરતીની વનસ્પતિ તુલસી બનીને વૃન્દાએ શ્રીહરિ સાથે સાન્નિધ્ય સાધ્યું.

કેટલી અદ્ભુત કથા! વિજ્ઞાનશાસ્ત્રીઓ પહેલાં વનસ્પતિ, પછી પ્રાણી–પશુ અને માનવી એવો વ્યુત્ક્રમ બતાવે છે, ત્યારે અહીં તો માનવી 'વિકાસ' પામીને વનસ્પતિરૂપ ધારણ કરે છે! આનો અર્થ શો? આ અવળા ક્રમનો ભેદ કેમ ઉકેલવો?

શબ્દોની શૃંખલાઓમાં જ જેમને જકડાઈ રહેવું હોય, તેમને માટે આ અવળા વિકાસક્રમરૂપી સમસ્યાનો કોઈ જ ઉકેલ નથી! બાકી ઉકેલ તો સાવ સાદો, સીધો, સ્પષ્ટ સરલ છે.

ભગવાનને ચરણે પોતાની જાતને સમર્પિત કરતાંવેંત માનવી ઇંદ્રિયોના કારાગારમાંથી મુક્ત નથી થઈ જતો? એનું હુંપદ ગળી નથી જતું? એ પોતાની જાતને 'તૃણવત્' લેખવા નથી માંડતો?

ખરેખર, ભક્ત પોતાને તૃણવત્ ગણે અને ભગવાન એ તૃણને માથે ચઢાવે એ જ ભક્ત અને ભગવાન વચ્ચેનો આદર્શ સંબંધ! અને ભક્ત પોતાને તૃણવત્ ક્યારે ગણે? જ્યારે એનો આત્મા જાગે ત્યારે, જ્યારે ઇંદ્રિયોના પિંજરમાં પુરાઈને સંસારનાં સ્વપ્ન જોતા જીવની નિદ્રા તૂટે ત્યારે!

> નિદ્રાકારાગારે હરનિશ પંખીને રાખે પરહેજ,
> સ્વપ્નસર્જતી સંકેલો એ ઇંદ્રિયો કેરી સુખસેજ!
> જાગો આતમરામ!

વૃન્દાના જીવનમાં આ પ્રાર્થના ફૂલવતી બની. એનો આત્મા જાગ્યો. એને સચ્ચિદાનંદરૂપ શ્રીવિષ્ણુ સાથે એકરૂપ બનવાની રઢ લાગી અને એ રઢ, એની ભક્તિની ઉત્કટતાને પરિણામે અને એના સંકલ્પની દૃઢતાને પરિણામે પૂરી પણ થઈ અને–

વિષ્ણુને શાલિગ્રામપદ સાંપડ્યું; વૃન્દા વનસ્પતિ બની; અને જગતને આ તુલસીની એક અદ્ભુત પ્રણયગાથા સાંપડી.

## શ્રાવણ–ભાદરવો

> कुर्वन्ति हि त्वयि रतिं कुशलाः स्व आत्मन् नित्यप्रिये, पतिसुतादिभिरार्तिदैः किम्।
> तन्नः प्रसीद परमेश्वर, मा स्म छिन्द्या आशां भृतां त्वयि चिरादरविन्दनेत्र॥
> चित्तं सुखेन भवतापहृतं गृहेषु यन्निर्विशत्युत करावपि गृह्यकृत्ये।
> पादौ पदं न चलतस्तव पादमूलाद् यामः कथं व्रजमथो करवाम किं वा॥
> (શ્રીમદ્ ભાગવત દ. સ્કં. અ. ૨૯ શ્લો. ૩૩,૩૪)

તારા ચરણકમળથી એક ડગલું પણ દૂર જવાની, હે કૃષ્ણ, અમારા પગ ના પાડે છે; એવા પ્રેમ–પરવશ અમે થઈ ગયાં છીએ; એવાં કામણ અમારા પર કર્યાં છે, તારી મોરલીએ! એવો છે પ્રભુ તારી મોરલીનો માર!

મોરલીનો માર!

તારા હાથમાં તો ચક્ર પણ છે; અને એ બન્ને આયુધો છે! બન્ને વચ્ચે ફરક એટલો જ છે કે જેને ચક્રનો માર લાગે છે એ તો જીવતે જીવ તારો થઈ જાય છે!

મોરલીનો ભાર!

નથી રે ખમાતો, કાના, મોરલીનો ભાર!
આ રે સંસાર લાગે, ભૂષણ તે લાગે ભાર:
દેહ મારો લાગે, કાના, મને કારાગાર!
નથી રે ખમાતો, કાના, મોરલીનો ભાર!
આવાં તે ધીંગાણાં કાના, માંડ્યાં શેં ધરાર:
અવિનાશી, અચરજ કેવું આ! જેમ જીતું તેમ હારું!
નથી રે ખમાતો, કાના, મોરલીનો ભાર!

મોરલી, કાન, જમના, ગોપી, ગોકુળ, વૃંદાવન, ગોવર્ધન વગેરે શબ્દો સેંકડો વર્ષોથી, કદાચ હજારો વર્ષોથી, આપણી પ્રજાના અંતરમાં વસી ગયા છે, એના તારેતારમાં પરોવાઈ ગયા છે. એમાંથી કોઈ પણ એક શબ્દનો ઉચ્ચાર સાંભળતી વખતે આપણા મનની આંખ સામે ગોકુળમાં ગાયો ચરાવતા બાળ-કૃષ્ણનું ચિત્ર ખડું થાય છે. માથે મોરપિચ્છનો મુગટ છે, કાનમાં કુંડળ છે, કંઠમાં વૈજયંતીમાળા છે, ખભે કામળી છે, પીતામ્બર પહેર્યું છે, પડખે બળભદ્ર વીર છે, આજુબાજુ ગોવાળિયાઓ છે, આગળ ગાયોનાં ધણ છે, અને અધર પર મોરલી ચઢી છે, જે અલખ તાન બજાવી રહી છે, જે સાંભળી સાંભળીને દૂર દૂર પોતાના ઘરમાં બેઠી ગોપીઓ વિહ્વળ બનીને પોકારી ઊઠે છે:

હરિ વેણુ વાય રે હો વનમાં! એની તાલાવેલી તે મારા તનમાં!
હરિ વેણુ વાય રે હો વનમાં!

અને કોઈ કોઈ ગોપી તો વળી વિહ્વળતાની એટલી હદે પહોંચે છે કે તરત જ બહાર દોડી જઈ, એ મોરલીના વગાડનારને મળવા માગે છે! પણ લાચાર! ઘરમાંથી બહાર નીકળી શકતી નથી; કારણ કે બારણાને બહારથી તાળું છે! અને એનું ઘવાયેલું અંતર ચીસ પાડી ઊઠે છે કે:

મારા વહાલાની વનમાંહ્ય, વાગે રૂડી વાંસલડી,
હું તો ઘેલી ભમું ઘરમાંહ્ય, કોણે દીધી સાંકલડી!

અને દરેક સમજુ માણસ સમજે છે કે, આ ગોપી તે ગોપી નથી, કૃષ્ણ તે કૃષ્ણ નથી, મોરલી તે મોરલી નથી, સાંકળ તે સાંકળ નથી. ગોપી છે માનવી માત્રના અંતરમાં શ્રેય માટે તલસતી સદ્વૃત્તિ; કૃષ્ણ છે એ શ્રેયનું સુંદર પ્રતીક; મોરલી છે એ શ્રેયનો સંગીતમય સાદ; અને સાંકળ છે આ સંસાર: આદર્શોનો સદાનો દુશ્મન; માનવતાના મંગલ સ્વપ્નોનો સદાનો શત્રુ. સ્વપ્નોના વૃન્દાવનમાં બંસી બજાવતા કાનાની પાસે જવા ઝૂરતી સદ્વૃત્તિ પોતાના કારાગારમાં વલોપાત કરે છે:

હું તો ઘેલી ભમું ઘરમાંહ્ય કોણે દીધી સાંકલડી!

ભાગવતના દશમ-સ્કંધમાં ભગવાને ગોપીઓને રાસ રમાડ્યાની વાત આવે છે, એ આખી વાત, એના શબ્દાર્થમાં લઈએ તોય સુંદર છે અને એના

સંકેતાર્થમાં લઈએ તોય સુંદર છે, સુન્દરાતિસુંદર છે.

કંસના કારાગારમાં જન્મેલ કૃષ્ણ, પોતાનો પ્રાણ લેવા આવેલી પૂતનાને પરાસ્ત કરી, જીવનની જમનાને ઝેરી બનાવી રહેલ કાલીય નાગને નાથી, અઘાસુર, બકાસુર, તૃણાવર્ત આદિ કંસ–મોકલ્યા માનવપીડકોને સંહારી, 'સ્થાપિત–હિતો'-ના પ્રતીક સમા ઇંદ્રનો મદ ઉતારી, ગોવર્ધનધારી, વ્રજભૂમિના પ્રાણ સમા બની ગયા છે. માર્મિક દૃષ્ટિથી જોઈએ તો, આ બધી સેવાઓ એ જ શ્રીકૃષ્ણની બંસી છે !

આ બંસીના નાદથી આખી વ્રજભૂમિ એમને વશ બની ગઈ છે. પોતાની કાયામાં, અને કાયાની છાયા સમી માયામાં રત રહેનાર સૌ વ્રજવાસીઓ શ્રીકૃષ્ણે તેમને આપેલ પારમાર્થિક જીવનના આ બોધપાઠથી જાગ્રત થઈ ગયાં છે. જીવન તો આવું હોવું જોઈએ : તેમને થાય છે, આ કૃષ્ણ જીવે છે, તેવું!–યજ્ઞમય, સર્વોદયપરાયણ, સર્વભૂતહિતે રત! અને એકાએક તેમને ભાન થાય છે કે, અત્યાર લગીનું તેમનું જીવન એળે ગયું! તેમનામાં વલોપાત જાગે છે: 'અરેરે, મુક્ત ગગનમાં ઊડવા સર્જાયેલા એવા અમે, અત્યાર સુધી આવાં કીચડભર્યાં ખાબોચિયામાં જ સબડતા રહ્યા. આત્માની આરાધના કરવાને બદલે ઇંદ્રિયોની જ આરતી ઉતારતા રહ્યા! પ્રભુની સાથે તન્મય થવાને બદલે તેની માયાને મોહિનીમાં જ લપટાઈ રહ્યા! અરેરે, માલિકને પૂજવાને બદલે અમે એની મિલકતની જ પૂજા કરી; અને ખાલિક પર પ્રેમ કરવાને બદલે અમે એની ખલકતમાં જ ખોવાઈ ગયા!'

ભીમપલાસ

શેં ખોવાયો ખલકતમાં!
સત્–ચિદ્–આનંદ શેં જઈ બેઠો સૂમ તણી સંગતમાં!
શેં ખોવાયો ખલકતમાં!
હતો વિહરતો મુક્ત તું હંસા, અનંતની રંગતમાં,
મટી વિરાટ બન્યો વામન તું પ્રપંચની પંગતમાં!
શેં ખોવાયો ખલકતમાં!
અસીમ આભની છત છાંડી, પછી અકળાયો તું અછતમાં;
સાર્વભૌમ સ્વામી મટી આવ્યો હીનોની હકુમતમાં!
શેં ખોવાયો ખલકતમાં!

ગોકુળની ગોપીઓની આવી તાલાવેલીથી ભગવાન પ્રસન્ન થાય છે. ઘરની સાંકળો ભટાભટ ઉઘડી જાય છે. અંતરાત્માને રૂંધતી કારાગારોની દીવાલો તૂટી પડે છે. અને કોઈ ગાય દોહતી હતી, તો તે દોહવું પડતું મૂકીને અને કોઈ બાળકને ધવડાવતી હતી, તો તે બાળકને નીચે મૂકીને–ટૂંકામાં, હાથમાં જે કામ હતું, તે મૂકીને, પહેરેલ વસ્ત્રે, સૌ એ બંસીના નાદની નેમ નોંધીને ઊપડે છે! અને આમાં કૈં અચરજ પણ નથી. ગાંધીજીની મોરલીનો નાદ સાંભળીને અનેક લોકો નહોતા દોડી આવતા, તેમની કને, પહેરેલ કપડે, સંસારની બધી માયા

ઉતારીને !....એવું જ ક્રાઈસ્ટનું હતું ! એવું જ ભગવાન બુદ્ધનું હતું. દુનિયાના ડાહ્યા માણસો ભગવાનનો સાદ સાંભળીને નીકળનાર આવા બધાય લોકોને હમેશાં પાછા ફરવા સમજાવે છે, તેમ ગોપીઓને, પણ, કથા કહે છે, તેમના સ્વજનોએ ખૂબ સમજાવી ! પણ ગોપીઓ

गोविन्दापहृतात्मानो न न्यवर्तन्त मोहिताः ।

પતિઓ, પિતાઓ, ભાઈઓ, સગાંવહાલાંઓએ તેમને વારી પણ તેમની સ્થિતિ તો 'ગોવિંદાપહૃતાત્માનો' હતી—ગોવિંદે એમનો આત્મા હરી લીધો હતો. અને તેઓ,

માત, તાત સુતન ભ્રાત આપનો ન કોઈ,<br>
છાંડ દીની કુલકી લાજ, ક્યા કરેગા કોઈ,<br>
મેરે તો ગિરિધર ગોપાલ દૂસરા ન કોઈ;

ગાતી, ગુંજતી ભાગી !....તેઓ જાણતી હતી કે, એક પરમ સત્ય એમને ઊગી આવ્યું હતું કે,

સુતવિતદારા શીશ સમર્પે, તે પામે રસ પીવા જોને !<br>
સિન્ધુ મધ્યે મોતી લેવા માંહી પડે મરજીવા જોને !

આમ સંસારની ડાહીડમરી તમામ ચેતવણીઓને અવગણીને ગોપીઓ પોતાને શરણે આવી છે એવી જ્યારે શ્રીકૃષ્ણને ખાતરી થઈ ત્યારે ભગવાને તેમને આત્મસાત્ કરી; પોતાના સરખી બનાવીને, રાસ રમાડ્યો....અને કદમ વૃક્ષોથી વિભૂષિત જમનાતટ કાનગોપીના, ભક્ત—ભગવાનના, કહો કે પ્રકૃતિ અને પુરુષના આ અભિજ્ઞાન—ગાનથી શતસહસ્ર સુરધારે ગુંજી ઊઠ્યો....

એક વનરા તે વનનો મોર બિરાજે ગોકુલમાં !<br>
એનો કામણગારો કલશોર ગાજે ગોકુલમાં !<br>
એનાં પીછાંમાં હૈયાના રંગો પૂર્યા,<br>
એના ડોલનમાં સાગર તરંગો ભર્યા !<br>
એને પગલે સો સો સાજ બાજે ગોકુલમાં !<br>
એક વનરા તે વનનો મોર બિરાજે ગોકુલમાં !<br>
એની આંખોમાં લાખ લાખ સોણલાં તરે,<br>
એની પાંખોમાં આરતી વિરાટની સરે !<br>
એને તાલે તાલે ચૌદ લોક નાચે ગોકુલમાં !<br>
એક વનરા તે વનનો મોર બિરાજે ગોકુલમાં !

ગોકુલ ચૌદ લોકમય બની ગયું. ગોકુલ એટલે ઇંદ્રિયોનું કુલ. એ ઇંદ્રિયો વિષય—મત્ત મટીને વિરાટરત બની ગઈ. વ્યક્તિ હાડચામના સંકુચિત વ્યક્તિત્વની વાટ વટાવીને સચ્ચિદાનંદમય સમષ્ટિરૂપ બની ગઈ. પેલા સુપ્રસિદ્ધ સુભાષિતમાં કહ્યું છે તેમ,

अयं निजः परो वेति गणना लघुचेतसाम्। उदारचरितानां तु वसुधैव कुटुम्बकम्॥

આ મારો, પારકો આ છે–સાંકડાં હૃદયો કહે :
ઉદાર હૃદયોને તો જગ આખું કુટુમ્બ છે!

પોતા અને પારકાના ભેદમાં જ અહોરાત રચ્યાંપચ્યાં રહેતાં સાંકડાં હૃદયો, વસુધાને કુટુંબ માનનારા વિશાળ હૃદયમાં પલટાઈ ગયાં....

પણ જેમ અધોગમન સાથે અનેક દુર્ગુણો સંકળાયેલા છે, તેમ આવા ઊર્ધ્વગમન સાથે પણ એક મહા દુર્ગુણ સંકળાયેલો છે. ઈર્ષા, દ્વેષ, ક્રોધ, મત્સર આદિ જેમ અધોગત સ્વાર્થપરાયણ માણસની નબળાઈઓ છે, તેમ–અભિમાન એ ઊર્ધ્વગત પરમાર્થપરાયણ માણસની નબળાઈ છે. કામને જીતવો મુશ્કેલ છે. પણ 'મેં કામને પણ જીત્યો છે' એવા હુંપદને જીતવું એ તો વળી એથીયે મુશ્કેલ છે. એટલે કૃષ્ણની સાથે રાસ રમતી ગોપીઓમાં હુંપદ પ્રગટ્યું. અમેય કેવી જબરદસ્ત! જગતમાં કોઈ ન કરી શકે તે અમે કર્યું–તેમને થયું! અમે ઇંદ્રિયોના વિષયોને વાળ્યા. સંસારને જીત્યો. પ્રલોભન ખાળ્યાં. કામક્રોધને પ્રજાળ્યા. અમે જગતના બીજા જીવો કરતાં ચઢી ગયાં! તે બધાં ક્ષુદ્ર અને અમે! અમે મહાન! એટલાં બધાં મહાન કે ભગવાન તો અમારી ટચલી આંગળી પર નાચે! બસ થઈ રહ્યું! જ્યાં હુંપદ ત્યાં હરિ નહિ! અને કથા કહે છે :–

तासां तं सौभगमदं वीक्ष्यमाणश्च केशवः। प्रशमाय प्रसादाय तत्रैवान्तरधीयत॥

ભગવાન, તેમના સૌભાગ્યમદને જોઈને–અમે કેટલાં બધાં ભાગ્યશાળી કે ભગવાન અમને મળ્યો, એ પ્રકારના એમના મદને જોઈને–અંતર્ધાન થઈ ગયા. એમના હુંપદના પ્રશમન અર્થે, અને એમના પ્રસાદને અર્થે, એમનાં ચિત્ત ફરી નિર્મળ બને તે માટે તેમની વચ્ચેથી એકાએક અદૃશ્ય થઈ ગયા! અને ફરી ભગવાન–વિહોણી બનેલી ગોપીઓ ચિત્કારી ઊઠી :

સોરઠ

શેં ઘનશ્યામ રિસાયા, કહોને, ઘનશ્યામ રિસાયા!
હેતહિંડોળે ઝુલાવી હરિવર, શાને ઉતારી માયા!
માફ કરો અમને માયા, અમે હુંપદ માંહી હણાયાં,
પુનરપિ પ્રગટો અમ અંતરિયે પ્રેમરૂપ હરિ રાયા!
કહોને, શેં ઘનશ્યામ રિસાયા!
કઈ પેરે પ્રભુ હવે મનાવું, ઓ જશોદાના જાયા,
જો નહિ પ્રગટો પ્રભુ હવે તો સમજો પ્રાણ પરાયા!...કહો ને!

અને પછી 'કદંબ, તેં ક્યાંય ખોવાયેલા કૃષ્ણને દીઠા? તુલસી, તે ક્યાંય ત્રિકમને ભાળ્યા? માલતી અને મલ્લિકા, તમે ક્યાંય મોહનને નિહાળ્યા? ધરણી, તું તો જવાબ દે! તારી છાતીમાં તો એનાં પગલાં પડ્યાં જ હોવાં જોઈએ, ક્યાંક! ગોવર્ધનના પથ્થરો, તમે તો બોલો, તમે તો ઊંચી ડોક કરીને જોતા જ

હશે એમને ! આમ,

एवं कृष्णं पृच्छमानां वृन्दावनलतास्तरून् । व्यचक्षत वनोद्देशे पदानि परमात्मनः ॥

ધરતી પર એક ઠેકાણે એમને શ્રીકૃષ્ણની પદપંક્તિઓ દેખાણી, ભગવાનનાં પગલાં દેખાયાં ! અને તેમના આનંદનો પાર ન રહ્યો. તેઓ આગળ ચાલી, એ પગલાંમાં પ્રાણ પરોવીને ! તેમનું અસ્તિત્વ હવે પ્રભુપદમય બની ગયું. એ પગલાં તેમની જીવનયાત્રા બની ગયાં. અને આ જ તો લક્ષણ છે ને સંતોનું ! જે ભગવાનને પગલે પગલે ચાલ્યા જાય–એ પગલાં ક્યાં લઈ જાય છે તેની પરવા કર્યા વગર ! મીરાંને એ પગલાં ઝેરના પ્યાલા તરફ લઈ ગયાં; પણ મીરાં બીની નહિ અને ઝેર અમૃત થઈ ગયું ! ક્રાઈસ્ટને એ પગલાં વધસ્તંભ તરફ લઈ ગયાં ! પણ ક્રાઈસ્ટ અચકાયા નહીં અને વધસ્તંભ ક્રાઈસ્ટને માટે વિજયધ્વજ બની ગયો ! ગાંધીજીને એ પગલાં બંદૂકની નળી તરફ લઈ ગયાં !....પણ ગાંધીજી લેશ પણ અસ્વસ્થ થયા નહિ, અને બંદૂકની નળી જગતને માટે નવપ્રસ્થાનની વાંસળી જેવી બની ગઈ....

અહીં ગોપીઓ વૃંદાવનની ધરતી પર ભગવાનનાં પગલાં પારખતી પારખતી આગળ વધી રહી છે, ત્યાં એકાએક તેમણે એક કૌતુક દીઠું. પગલાં બેમાંથી ચાર થયાં. ભગવાન અહીં એકલા મટી એકલા થયા છે, તેમને થયું ! અને તેમની આશાનો દીપક વધુ ઝગમગી ઊઠ્યો ! અમારામાંથી એક તેમની સાથે છે તો અમે પણ થોડા જ વખતમાં એમની સંગાથે થઈ જઈશું; પણ આ શું ? થોડેક ચાલે છે, તો પગલાં ફરી પાછાં ચારમાંથી બે થઈ જાય છે, અને ત્યાંથી થોડેક દૂર, એક સ્ત્રી ઊભી ઊભી કલ્પાંત કરી રહી છે. એકલી ! અટૂલી ! ઓળખી એને ? ભગવાન રાસમાંથી અદૃશ્ય થઈને જેની સાથે નીકળ્યા હતા તે જ ! પણ ભગવાન ક્યાં ગયા, આને પણ મૂકીને ! સૌ એ દુખિયારીને ઘેરી વળે છે. પૂછે છે, પ્રભુ ક્યાં ? પણ પેલી શો જવાબ આપે ? જવાબ તે સૌ સમજી ગયાં. જવાબ તો એ જ છે કે જે સૌ જાણતાં હતાં. હુંપદથી હરિ દૂર ! તમારા સૌથી અમે છૂટા પડ્યાં, અને મને એટલો કેફ ચડી ગયો કે મેં એમને પારાવાર દુઃખ આપ્યું. ત્રાસ આપ્યો ! કેવી રીતે ? મેં ખૂબ લાડ કરવા માંડ્યાં. હું માથે ચડી ગઈ. મારું સ્થાન જ ભૂલી ગઈ, અને એ....પણ ગોપીઓને આ સ્થિતિ સમજાવવાની જરૂર નહોતી. હુંપદનો તેમને અનુભવ હતો જ. હુંપદનો પશ્ચાત્તાપ અને વિરહની વેદના તેમને હજુ પીડી રહ્યાં હતાં. પોતાની દુભાગી બહેનને તેમણે સાથે લીધી અને પછી....સૌએ સંયુક્ત સૂરથી એક કરુણ આક્રંદ રેલાવવા માંડ્યું :

હિંડોળ

ઓ જીવનદાતા આવો ! આવો ઓ ઘનશ્યામ :<br>
આમ ના આતમને અકળાવો !

મૂંગા મોરની કેકા બની ને બની ચાતકનો પાવો!
સૂની પડી વર્ષાની વીણા અંકે લઈ બજાવો!
એ જીવનદાતા આવો!
આવો વીજઝગારે હરિવર, મેઘમલ્હારે આવો:
યુગપ્યાસીની પ્યાસ બુઝાવા અમૃતધાર વહાવો!

ખરેખર શ્રાવણ અને ભાદરવાની મુસળધાર વૃષ્ટિ એ શરદની એક પૂર્વ શરત છે. આક્રંદ એ આનંદની પૂર્વ શરત છે. વર્ષા વગર શરદ નહિ. આક્રંદ વગર આનંદ નહિ. તપ વગર સિદ્ધિ નહિ. ઝંખના વગર મિલન નહિ. અને પશ્ચાત્તાપ વડે શુદ્ધતર બનેલા એવા પ્રેમનાં આંસુઓથી પ્રસન્ન થઈને, કથા કહે છે કે, ભગવાન ફરી તેમની વચ્ચે પ્રગટ થાય છે! અને ફરી રાસની રમઝટથી યમુનાતટ ગાજી ઊઠે છે:

'એક વનરા તે વનનો મોર!'

## પુનર્મિલન

प्रसन्नतां या न गताभिषेकतस्तथा न मम्ले वनवासदुःखतः ।
मुखांबुजश्री रघुनन्दनस्य सा सदास्तु मे मंजुलमंगलप्रदा ॥

અનુષ્ટુપ

બ્રહ્માંડના કોડિયામાં સત્નું ઘૃત છલછલે:
ચિદ્‌ની અનન્ત છે વાટ: જ્યોતિ આનન્દની જલે!
બ્રાહ્મ એ જ્યોતિ કેરી કિરણાવલિ મંગલા
ઊતરે અવનિમાંહી રૂપો વિસ્તારી મંજુલાં!

કેદાર

મંજુલ મંગલ જ્યોતિ જાગજો માનવતાને ઉર!
ધરતીનાં પાપોને ધોતું
અવિરત વહેજો પુણ્ય-પનોતું નિર્મલ પ્રેમનું પૂર!
માનવતાને ઉર!
મંજુલ મંગલ જ્યોતિ જાગજો માનવતાને ઉર!

માનવતાની સૌથી જૂની પ્રાર્થના આ: મંગલ મંજુલ જ્યોતિ જાગજો! માનવતાને ઉર! तमसो मा ज्योतिर्गमय। અંધકારમાંથી અમને પ્રકાશમાં લઈ જા, પ્રભો! કારણ કે અમારી ઇંદ્રિયો તો અમને પ્રકાશમાંથી અંધકારમાં લઈ જાય છે, જો એમને ભરોસે રહ્યાં તો!

આત્મા અને ઇંદ્રિયો વચ્ચેનો આ સંગ્રામ, પ્રકાશ અને અંધકાર વચ્ચેનો આ સંઘર્ષ સંસારમાં નિરંતર ચાલ્યા જ કરે છે. એ સંગ્રામ દરમ્યાન ઘણીયેવાર એમ થાય છે કે બસ, હવે તો અંધકારનો જ વિજય થઈ ગયો! અને પ્રકાશ

સદાને માટે પરાસ્ત થઈ ચૂક્યો ! લાગે છે કે અસત્નાં બળો હવે સદાને માટે વિજયી બન્યાં ! લાગે છે ! પણ કેટલી વાર ? ક્ષણ બે ક્ષણ ! ઘડી બે ઘડી ! અને પછી નિરાશાની એ બે ઘડીઓ પૂરી થાય છે અને દૂર દૂર, અંધકારની પેલી પાર, પ્રકાશની આછી આછી કિરણાવલિ, પાછી, દેખાવા માંડે છે. આકરામાં આકરી કસોટીને પ્રસંગે પણ માણસનું હૃદય આશાની ધરતી પર ટકી રહે છે તેનું કારણ આ જ—આ કિરણાવલિ જ. આ કિરણાવલિને, આ સચ્ચિદાનંદ—જ્યોતિને લોકોએ, જુદે જુદે વખતે, જુદાં જુદાં નામો આપ્યાં છે. ઈશ્વર, અલ્લાહ, જેહોવા, ક્રાઈસ્ટ, કૃષ્ણ, રામ, બુદ્ધ, મહાવીર, જિન, તથાગત, ૐ, સત્યમ્, શિવમ્ આદિ આ જ્યોતિનાં જ જૂજવાં નામો. નામ જૂજવાં, પણ આત્માના અંધકારને ઉજાળનાર દીપક એક જ.

રામ તારો દીવડો !

એ જ દીવડો, જે બ્રહ્માંડના કોડિયામાં, નિરંતર પ્રજ્વળતો, અનંત કાળને અને અનંત ઉરોને સદા અજવાળી રહ્યો છે:

રામ તારો દીવડો !<br>ઉરને અન્ધારે એક<br>રામ તારો દીવડો !

જગતમાં એવા અસંખ્ય પ્રસંગો આવે છે, જ્યારે આ રામરૂપી દીવડો જ માનવીના અંધકારમય આયુને આત્મઘાતથી બચાવે છે. ગિરિધર—ઘેલી મીરાં ઝેરનો પ્યાલો પીધાં છતાં, જીવી ગઈ; અરે જીવી ગઈ એટલું જ નહિ. અમર થઈ ગઈ, એ શી રીતે ? રાણા પ્રતાપથી માંડીને વીર સુભાષ સુધી, ભારતની મુક્તિને માટે ફના થઈ જનારાઓના હૃદયબળને, અનેક નિરાશાઓના ઝેરની વચ્ચે કોણે ટકાવી રાખ્યું ? અને ભારતની અને મુક્તિ—સંગ્રામની જ, વાત શા માટે કરીએ, ફક્ત ! જગતમા સર્વત્ર, સર્વદા, અન્યાય અને પાપનાં બળોની સામે, મરતાં મરતાં પણ, માનવીએ પોતાનું શિર ઉન્નત રાખ્યુ છે તે કોની પ્રેરણાથી ?

રામ તારો દીવડો !

અશોકવાટિકામાં, લંકાની અશોકવાટિકામાં, રાવણની લંકાની અશોકવાટિકામાં, રામના પુનર્મિલનની વાટ જોતી સીતાની પણ આ જ સ્થિતિ હતી. રાવણ એને પંચવટીમાથી હરી લાવ્યો એ વાતને આજે અનેક દિવસો વીતી ગયા હતા. દિવસો ? અરે, સીતાને તો એ દિવસો, વરસો જેવા, યુગો જેવા લાગતા હતા. પ્રિયતમના વિરહની તો એક એક ક્ષણ પણ એક એક યુગ જેવી લાગે ! અને છતાં જાનકી જીવી રહી હતી ! કઈ આશાએ ? કોના પ્રકાશમાં ? કઈ શ્રદ્ધાના બળ ઉપર ? એક જ હતી એ શ્રદ્ધા. એના ઉરમાં, વિરહ—અંધકારની વચ્ચે, રામ—સ્મરણનો દીપ, નિરંતર ઝળહળતો હતો ! રાક્ષસીઓના ત્રાસરૂપી વંટોળો એ દીપકને ઝાંખો કરી શકતા નહિ. રાવણની વિષય—લોલુપ ધમકીઓરૂપી ભૂકમ્પો એ

દીપકને ઓલવી શકતા નહિ. એ દીપકને અજવાળે, અશોકવાટિકાના અંધકારમાં પણ, સીતાનું વ્યાકુળ હૃદય, વિરહનાં વરસોને વીંધીને, અને સાગર તેમ જ સહ્યાદ્રિને પાર કરીને, ગોદાવરીને કાંઠે, પેલી પંચવટી સુધી પહોંચી જતું....જ્યારે રાવણનો ઓછાયો સરખો એ પ્રદેશમાં પહોંચ્યો નહોતો, જ્યારે રામ અને પોતે, પિતાના વચનનું પાલન કરવા, રાજપાટનો ત્યાગ કરીને, ચૌદ વરસની અવધ માટે, વનમાં નીકળી આવ્યાં હતાં; અને આખાયે ઉત્તર પ્રદેશને વીંધી અનેક ઋષિ-મુનિઓના આશ્રમોને પાવન કરતાં કરતાં અંતે, દંડકારણ્યમાં, ગોદાવરીને કાંઠે, પંચવટીમાં, પર્ણકુટી બાંધીને વસ્યાં હતાં.......

એક નદીને તીરે: ગોદાવરીને તીરે!
એક નરમણિ, રમણીરત્ન એક સંચરતાં ધીરે ધીરે!
એક નદીને તીરે! ગોદાવરીને તીરે!

સીતાનો દેહ અશોકવાટિકામાં છે: બંધનમાં છે; પણ એનો આત્મા, એનું હૃદય તો, એના સનાતન સહચરની સાથે, સર્જનની એક સુંદર સરિતાને કાંઠે મુક્ત વિહાર કરી રહ્યું છે:

એક નદીને તીરે: ગોદાવરીને તીરે!
સંયમરૂપ સ્વયં પુરુષોત્તમ: શીલરૂપ છે નારી:
બે પુષ્પો, પણ એક પરાગે રહ્યાં પ્રેમ વિસ્તારી!
એક નદીને તીરે, ગોદાવરીને તીરે!

બે પુષ્પો, પણ પરાગ એક! બેમાંથી એક આજે અશોકવાટિકાના બંધનમાં ઝૂરે છે; દિવસોથી ઝૂરે છે; વરસોથી ઝૂરે છે; અને જરૂર પડશે તો યુગો સુધી ઝૂર્યા કરશે. કારણ? કારણ કે, એક દિવસ તો રામ એને શોધતા શોધતા અહીં આવવાના છે એવી એને ખાતરી છે! અને કાં ન હોય ખાતરી? યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ એ તો ભગવાનની પ્રતિજ્ઞા. 'મને ભજે, તેને હું ભજું.' 'મને શોધે, તેને હું શોધું.' પણ ક્યારે? સીતાની વિરહાકુલ અધીરતા સીતાને પૂછે છે! રામ આવશે તો ખરા, પણ ક્યારે? અને સીતાની વિરહવેદના રુદનરૂપ બનીને વહેવા માંડે છે:

હૈયે આંસુનાં ઝરણાં સુકાયાં રે તોયે રીઝ્યા નહિ રઘુરાયા!

આ વર્ષાઋતુ આવી અને ચાલવા માંડી:

શ્રાવણ શરવર્ષા કરે: રૂંવે રૂંવે આગ:
જેનો ત્રિકમે કીધો ત્યાગ, તેને રોવું અહોનિશ ભાગ્યમાં!
રોતાં આંસુનાં ઝરણાં સુકાયાં રે:
તોયે રીઝ્યા નહિ રઘુરાયા!

આ તરફ રઘુરાયની પણ એ જ દશા છે. જટાયુ પાસેથી બાતમી મેળવીને એમણે દક્ષિણ દિશાનો માર્ગ લીધો છે. રસ્તો કાપતા જાય છે અને લક્ષ્મણજી પાસે વેદના ઠાલવતા જાય છે:

ઘન ઘમંડ નભ ગરજત ઘોરા પ્રિયા હીન ડરપત મન મોરા
થનગનતા મોરા હિયે ઘનવનને ગહેકાર:
સામૈયાં સજણાં તણાં ઉર બીચ સજે અપાર:
અઘોર વેહ–અંધાર આતમ ડૂબે રામનો!
દિલમાં દવ સળગે માડી–જાયારે:
કહેને, જાનકી ક્યાં સંતાયાં!
હૈયે આંસુનાં ઝરણાં સુકાયાં રે
તોયે રીઝ્યા નહિ રઘુરાયા!

ચોર રાવણનું પગેરું કાઢતાં કાઢતાં પ્રભુ–વાટમાં કબન્ધને મુક્તિ આપી–શબરીના આશ્રમમાં પહોંચે છે, જે વરસોથી વાટ જોઈ રહેલ છે. ભગવાનને દેખીને ભીલડી તો બિચારી હર્ષનાં આંસુઓમાં નહાઈ જ રહે છે! એ અભણ, અશિક્ષિત, ગ્રામીણ નારીને સુધરેલી પ્રજાઓના સ્વાગતનું શાસ્ત્ર લેશ પણ નથી આવડતું! લોકહૃદયે એની પાસે ભગવાનને એંઠાં બોર ખવડાવ્યાં છે! અને ભગવાને એ ભાવપૂર્વક ખાધાં પણ છે; કારણ કે ભગવાન તો, તુલસીદાસજી કહે છે તેમ—

કહ રઘુપતિ સુન ભામિનિ બાતા માનઉં એક ભક્તિ કર નાતા.

ભક્તિનો નાતો, પ્રેમની સગાઈ, એટલા એક સગપણને જ ભગવાન ઓળખે છે........અને એ પ્રેમની સગાઈને કારણે જ, શબરીના આશ્રમમાં વધુ ન રોકાતાં, એ સીતાની શોધયાત્રા પુનરપિ શરૂ કરે છે.

પછી આવે છે પમ્પાસર અને ઋષ્યમૂક પર્વત, ભાઈ વાલીના ત્રાસથી નાસીને સુગ્રીવ આ પર્વત પર આવીને વસ્યો છે. સુગ્રીવ પહેલાં તો આ બે ભાઈ–ઓને સાક્ષાત્ વીર અને રુદ્ર રસની પ્રતિમા શા આ બે પુરુષોને જોઈને ભડકે છે! વાલીએ તો તેમને નહિ મોકલ્યા હોય, પોતાનો વિનાશ સાધવા! એ હનુમાનને મોકલે છે–રામ અને લક્ષ્મણ ખરેખર શા હેતુથી આવ્યા તે જાણી લેવા માટે! પણ હનુમાન તો આજન્મ રામ–ભક્ત. એ તો રામચંદ્રજીને જોતાં વેંત પિછાણી લે છે અને રામચંદ્રજીના હૃદયમાં પણ એમને માટે વાત્સલ્યભાવ જાગે છે. આમ, સુગ્રીવ સાથે મૈત્રી રચાય છે; વાલીનો વધ થાય છે; કિષ્કિન્ધા અને તારા બન્ને પર પાછું સુગ્રીવનું સ્વામીત્વ સ્થપાય છે. પણ રામચંદ્રને આ બધી વાતમાં લેશ પણ રસ નથી; એમને તો રસ છે–ફક્ત ખોવાયેલી સીતાની શોધમાં! એ શોધની એક કડી એમને અહીં લાધે છે. વાનરોની પાસે એક નૂપુર છે. એક મહા-ભયાનક રાક્ષસ એક સ્ત્રીને લઈને લંકા તરફ ઊડતો હતો. સ્ત્રી બિચારી એટલું કરુણ રુદન કરતી હતી કે, ઋષ્યમૂક પર્વતના શિખર ઉપર બેઠેલા વાનરોને કાને પણ એ રુદનના પડઘા પડતા હતા! વાનરોને જોઈને તેણે પોતાના પગનું ઝાંઝર જાણીબૂઝીને ફેંક્યું હતું! તે જ આ ઝાંઝર! રામ અને લક્ષ્મણ બન્ને એ ઝાંઝરને જોઈને રડી પડે છે. 'એ જાનકીનું જ ઝાંઝર, ભાઈ! જાનકીનું જ! હું બરાબર ઓળખું છું એને! કારણ, રોજ એમને નમન કરતી વખતે મારી

દૃષ્ટિ આના ઉપર પડતી !'

नाहं जानामि केयूरे नाहं जानामि कुंडले।
नूपुरौ एव जानामि नित्यं पादाभिवन्दनात्॥

પણ વિલાપનો આ વખત નથી; સુગ્રીવે, સીતાની શોધ અર્થે, વાનરોની સેનાઓને ચારે દિશાઓમાં મોકલવાનું વચન આપ્યું છે–તે વચન એ ક્યારે પાળશે? ફરી એક આખું વરસ વીતવા આવ્યું, ફરી વર્ષા આવી....ને ગઈ–ને શરદ ઋતુ આવી :

બરષા ગત નિર્મલ રિતુ આઈ સુધિ ન તાત સીતા કૈ પાઈ
આસોમાં આનંદિયાં ધરતી ને આકાશ:
પણ પિયામિલનની આશા અધૂરી રહી છે ઉરમાં !
ભડભડ ચાંદનીમાં બળતી કાયા રે: કહે ને જાનકી ક્યાં સંતાયાં ?
હૈયે આંસુનાં ઝરણાં સુકાયાં રે: તોયે રીઝ્યા નહિ રઘુરાયા !

અશોકવાટિકામાં સીતાની દશા તો રામના કરતાં પણ દુઃખદ છે. એક તરફ રાવણનો ત્રાસ વધતો જાય છે અને બીજી તરફ રામની શોધયાત્રાના એને કશા સમાચાર નથી ! એની પાસે તો રામનું હજુ એ જ ચિત્ર છે :

એક નદીને તીરે: ગોદાવરીને તીરે !

પણ એને ખબર નથી કે, એ રામ હવે તો ઠેઠ કિષ્કિન્ધા સુધી આવી પહોંચ્યા છે અને

સુસ–હૃદય સુગ્રીવ જગાડી શતવિધ શોધ ચલાવે:
અંજનિસુત બજરંગબલીને ઉદધિ–પાર ઉડાવે !
એક નદીને તીરે: ગોદાવરીને તીરે !
પમ્પાસરને તીરે ! એક નદીને તીરે !

હનુમાન લંકામાં પહોંચે છે અને એની સાથે સીતાજીની યાતના અને એમની કસોટી પણ છેલ્લી ટોચ પર પહોંચે છે. 'હવે એક મહિનામાં મારે શરણે નહિ આવે, તો હું તારો વધ કરીશ !' એવી રાવણની ધમકીઓ તો રોજની; એની કોણ પરવા કરે છે. પણ વિરહવ્યથા વધતી જાય છે તેનું શું ? કરવું હોળી ગમી દિવાળી ગઈ અને કારતક આવ્યો :

કારતક કોરે કાળજાં શિયાળુ વા વાય:
થરથર કાંપે કાય, કોઈ કહો રઘુરાયને !
ઘેરી થાતી અસુરોની છાયા રે;
તોયે રીઝ્યા નહિ રઘુરાયા !

કોઈ કોઈ વાર તો આત્મઘાત કરવાના વિચારો સુદ્ધાં એને આવી જાય છે. પણ....રાક્ષસીઓના ખડા ચોકીપહેરા નીચે આપઘાતનાં સાધનો પણ ક્યાંથી આણવાં !.......

હનુમાન રામની મુદ્રિકા સાથે લંકામાં દાખલ થઈ ગયા છે. એ રાવણનો

મહેલ જોઈ વળે છે. પણ સીતાનો ક્યાંય પત્તો નથી. એ લંકાનગરીનો ખૂણે-ખૂણો ખોળી વળે છે: પણ જાનકીની એંધાણી ક્યાંય જડતી નથી! એવામાં એની દૃષ્ટિ બીજા બધાં રાક્ષસ-ગૃહોથી સદંતર જુદાં પડતાં, એવા એક ઘર તરફ જાય છે. આંગણામાં તુળસીનાં વન છે; અંદર ઈશ્વરભજનની ધૂન છે! ઝેરના સાગરમાં અમૃતની આ વીરડી, ક્યાંથી!—હનુમાનને થાય છે. એ તપાસ કરે છે અને વિભીષણનો ભેટો થઈ જાય છે. વિભીષણ રામના દૂતને જોઈને પુલકિત થઈ ઊઠે છે. રાવણરાજના નાસ્તિકોની વચ્ચે પોતાના જેવા ઈશ્વરભક્તની દશા—દુર્દશાનું—તેમની કને ગદ્‌ગદ કંઠે બયાન કરે છે અને અશોકવાટિકાની વાત કરીને ત્યાં શી રીતે જવું તે સમજાવે છે અને હનુમાન વિભીષણને પ્રેમનું આલિંગન આપીને અશોકવાટિકા તરફ ઊપડે છે.

રાતનો વખત છે: કારતક તો ક્યારનોયે વીતી ગયો છે અને માગશર પણ હવે ઝપાટાભેર વીતવા માંડ્યો છે.

માગશર મારગ તાકતાં ઝંખાઈ નયનની જ્યોત:
મોંઘું બનિયું મોત, હરિવિણ હૈયું શે' જીવે!

સીતાને ઊંઘ નથી આવતી: રાતના તારાઓમાં એ રામની આકૃતિ જોઈ રહી છે. પણ રામ ગગનમાં અને પોતે ધરતી પર, બંધનમાં! અને વચ્ચે અલંઘ્ય અન્તરાળ! એ સ્થિતિ એનાથી ખમાતી નથી. ત્રિજટા નામની એક ભલી રાક્ષસીને (રાક્ષસોમાં પણ કેટલાક ભલા હોય છે. વિભીષણ પણ એક રાક્ષસ જ હતો ને! અને ભગવાનના પરમ ભક્ત પ્રહ્‌લાદજી પણ....આખરે તો એક રાક્ષસના જ પુત્ર ને!) હાં, તો ત્રિજટા નામની એક ભલી રાક્ષસીને જાનકી વીનવે છે કે મા, મને હવે બળી મરવા દો! મારે માટે ચિતા ખડકો, મા!

આસોપાલવની ઘટામાં છુપાયેલા હનુમાન આ કરુણ દૃશ્ય નિહાળી રહ્યા છે. આસપાસ ત્રિજટા સિવાય બીજું કોઈ નથી! એ સીતાજીની કાકલૂદી સ્વીકારીને ચિતા ખડકી આપે તો? તો જાનકીજીને પોતાની ખાંધે બેસાડીને....ઋષ્યમૂક પર્વત....ઉપર....

પણ ત્યાં તો 'તમે કેવાં ઘેલાં છો, મા, આવી રાતે આ અશોકવાટિકામાં અગ્નિ ક્યાંથી લાવવો?' એવા શબ્દો બોલીને ત્રિજટા ચાલી જાય છે....અને પછી સદંતર એકલી પડેલ સીતા ફરી પાછા આકાશના તારા સામું જોઈને વસવસો કરે છે:

દેખિયત ગટ ગગન અંગારા
અવનિ ન આવત એક હુ તારા.

આકાશમાં અનેક તારાઓ છે; બળી મરવા માગતી વિરહવ્યાકુલ સીતાને તે એકેક આગના ગોળા જેવા લાગે છે! સીતાનું અરમાન એ છે કે આ વખતે, આવે અણીને વખતે, આમાંનો એક પણ અગનગોળો ખપ નથી લાગતો! પોતાની ચિતા પ્રગટાવવા માટે પૃથ્વી પર નથી આવતો!

સીતાની દૃષ્ટિ આ સ્વાર્થી તારાઓને મૂકીને તેના પોતાના માથા ઉપર

છાયા પાથરી રહેલા અશોક ઉપર મંડાય છે. આસોપાલવ મહોર્યો છે, એને નવી કૂંપળો આવી છે! સીતાને એ નવી કૂંપળો–

નૂતન કિસલય અનલ સમાના!

–અનલ સમી, આગ સમી, લાગે છે! વિજોગણને તો આખી વસુધા જ વહ્નિ સમાન લાગે!–આસોપાલવને આજીજી કરે છે કે ભૂંડા, તું પણ આ મલકખી આકાશ જેવો કાં થા! તું તો મારો મા–જણ્યો ભાઈ! હું ધરતીની પુત્રી, તેમ તું પણ ધરતીનો જાયો! તું તો દયા કર, તારી આ દુર્ભાગી બહેન ઉપર! આગના ભડકા જેવી તારી એકાદી કૂંપળ નીચે નાખીને મારી ચિતા ચેતાવ, ભાઈલા!

હનુમાનથી આ દશ્ય હવે વધારે વાર નથી જોઈ શકાતું! ભગવાન રામચંદ્રે આપેલી મુદ્રિકા તે ઉપરથી–ઘટામાંથી ફેંકે છે! અને વિધાતાએ, આખરે, મારી પ્રાર્થના સ્વીકારી કે શું,–આકાશે અગ્નિના કણ શો કોઈ તારો અથવા આસોપાલવે તણખા સમું કોઈ કૂંપળ મને આખરે આપ્યું કે શું,–એમ વિચાર કરતી'ક ને સીતા હર્ષના આવેશથી એ મુદ્રિકા પર તૂટી પડે છે! પણ આ શું? આનો સ્પર્શ તો, દઝાડવાને બદલે ઊલટો ઠારે છે! સીતા, એક વાર ફરીથી એના સામું જુએ છે! અરે, આ તો નથી આસમાનનો તારો અને નથી આસોપાલવની કૂંપળ! આ તો....છે વીંટી! સીતાનું હૃદય રણઝણી ઊઠે છે! આ વીંટી અહીં છે, તો એનો પહેરનારો પણ અહીં ક્યાંક–નજીકમાં જ હોવો જોઈએ! સીતા ચારે કોર અને ઉપર નજર કરે છે! ના, કોઈ છે તો નહિ! ત્યારે આ વીંટી અહીં આવી ક્યાંથી! જ્યાંથી આવી હોય ત્યાંથી, પણ કેટકેટલાં મધુર સંભારણાં લઈને આવી છે, એ! સીતા એને ફરી ફરી હૃદય સાથે ચાંપે છે–કેટલીએ વાર એ વીંટી, એના કેશકલાપ પર, એના ભાલપ્રદેશ પર, એના કપોલ પર, ડોક પર, પીઠ પર, ફરી છે. અમૃતની વર્ષા કરતી! સ્મરણોનું સૈન્ય ફરી નવા વેગથી કૂચ કરવા માંડે છે....

એક નદીને તીરે...ગોદાવરીને તીરે!...

ના, ગોદાવરીને તીરે નહિ! ગોદાવરી તો પછી આવી જીવનમાં! પહેલાં તો–પહેલાં–સૌથી પહેલાં *ક્યાં મળ્યાં હતાં....તેઓ? મિથિલામાં? હા,* ગંગાને તીરે! જાહ્નવીને તીરે! ભાગીરથીને તીરે!

એક નદીને તીરે! ભાગીરથીને તીરે!
એક નરમણિ, રમણીરત્ન એક સંચરતાં ધીરે ધીરે!
એક નદીને તીરે! ભાગીરથીને તીરે
જમનાજીને તીરે, ગોદાવરીને તીરે!
એક નદીને તીરે!

પણ વળી પાછો એક વિચાર આવે છે અને સીતાનો હર્ષાવેશ બધોય ઓસરી જાય છે! આ વીંટી પણ રાવણની માયા તો નહિ હોય! જે કાંચન–મૃગની માયા સરજી શકે, તે માયા–મુદ્રિકા પણ કેમ ન સરજી શકે? સીતાજીના

હૃદયની આ મૂંઝવણ હનુમાનજી સમજી જાય છે....અને તે જ ક્ષણે ' જય શ્રીરામ !'-ના જયનાદ સાથે એ પ્રગટ થાય છે ! સીતાના જીવમાં જીવ આવે છે....રામચંદ્રજીના કુશળ-સમાચારથી શરૂ કરીને હનુમાન....પ્રભુ પોતાને મળ્યા ત્યારથી તે પ્રભુની આજ્ઞાથી પોતે દક્ષિણ દિશા તરફ ઊપડ્યા ત્યાં સુધીનો આખો વૃત્તાન્ત કહી સંભળાવે છે. પોતે સીતાજીના સમાચાર લઈને પાછા ઋષ્યમૂક ઉપર પહોંચશે કે તરત જ પ્રભુ વાનરોની સેના લઈને લંકા ઉપર આક્રમણ કરશે-અને માતા જાનકીને રાવણના બંધનમાંથી મુક્ત કરશે !-એવો પ્રભુનો સંકલ્પ તે સીતાજીને સંભળાવે છે....પ્રભુના સંદેશનો એક એક શબ્દ અમૃતનો એક એક ઘૂંટ બનીને સીતાજીના હૃદયમાં સંજીવની ભરે છે-અને પછી સીતા ' પ્રભુ આવશે ત્યાં લગી, આ જીવન જેમ તેમ કરીને ટકાવી રાખીશ !' એવા સંદેશા સાથે હનુમાનને વિદાય આપે છે....રામના આશ્વાસન અર્થે પોતાનો ચૂડામણિ એ ધાણીમાં આપીને.

અને પછી તો રાવણના વિનાશની પૂર્વપીઠિકા સમી રુદ્ર અને અદ્ભુત ઘટનાઓની એક આખી ઘટમાળ વિદ્યુતવેગે સરજાવા માંડે છે. લંકા-દહન, હનુમાનનું પુનરપિ સાગરોલ્લંઘન, ઋષ્યમૂક પર્વત પર બિરાજેલ રામ પાસે જાનકીજીના ચૂડામણિનું અને સંદેશનું નિવેદન, હનુમાન, અંગદ, નલનીલ, જાંબુવાન વગેરે અનેક મહાવીરોની વ્યવસ્થા નીચે સુગ્રીવની કોટાનકોટિ વાનર-સેનાનું રામકાર્યાર્થે લંકાભિમુખ પ્રયાણ, સમુદ્રતટ પર શંકરનું આરાધન, રામેશ્વરની સ્થાપના, સેતુબંધન....

પણ ઘટનાઓ ગમે તેટલી ઝડપથી બનતી હોય, સીતાજીના વિરહ-વ્યાકુળ હૃદયને તો એ ધીમી-અતિ ધીમી-લાગે છે ! પળો, યુગો જેવી અને મહિનાઓ મન્વન્તરો સમા એને લાગે છે ! પોષ વીત્યો, માઘ વીત્યો....અને

ફાગણ ફોર્યો ફૂલડે, એક એક ફૂલ અમૂલ :
વાગે બનીને શળ વિરહિણીના ઉરમાં !
એવા કિયા રે દોષે દુભાયા રે !
તોયે રીઝ્યા નહિ રઘુરાયા !

આ તરફ યુદ્ધની ભીષણ તૈયારીઓ વચ્ચે પણ, રામચંદ્રજીના હૃદયમાં વિરહની ધૂણી છાની છાની બળ્યા જ કરે છે ! ક્યારે લંકા પહોંચું અને ક્યારે જાનકીજીની ઝાંખી કરું ! ચૈત્ર ગયો....અને વૈશાખ બેઠો....

ઓ રે વૈશાખી વાયરા સ્હેજે તો શીતલ થા :
મારી પરવશ પ્રાણપ્રિયા : એના બળતા ઉરને બાળ કાં !
આવા ઝેરકટોરા શેં પાયા રે, વીરા, જાનકી ક્યાં સંતાયાં !
હૈયે આંસુનાં ઝરણાં સુકાયાં રે
તોયે રીઝ્યા નહિ રઘુરાયા !

પણ હવે તો રામચંદ્રજી એટલા બધા નજીક આવી ગયા છે કે, એમની હિલચાલના સંદેશા રાવણના ચોકીદારોની ખડી ચોકીને પણ ભેદીને સીતાજીના ....

કાનમાં અમૃત સીંચી રહ્યા છે!

સાગર પર બંધાણો સેતુ : લંકાગઢ ઘેરાણો :
આર્ય સંસ્કૃતિનો યશકેતુ રણ–આંગણ લહેરાણો !
એક નદીને તીરે! મહાસિન્ધુને તીરે!

પણ માનવી–હૃદયની પણ એક વિચિત્રતા છે. મિલનની ઘડી જેમ જેમ પાસે આવતી જાય છે, વિરહની વ્યાકુળતા તેમ તેમ વધુ ને વધુ ઉત્કટ બનતી જાય છે! વિરહીઓની કારમી કસોટી જેવી વર્ષાઋતુ પણ એક વાર ફરી આવી અને માંડ વીતી....અને હવે તો શરદ–પૂનમ પણ ઢૂંકડી આવતી જાય છે! પ્રભુ–વિહોણી શરદનો ચંદ્ર શી રીતે ખમાશે, સીતાથી!

આસો બેઠો ને આભમાં પૂગી સ્નેહની ઝાળ :
કૌમુદી થાશે કાળ : પિયુ વિનાના પ્રાણની!
ઝરણાં જીવન કેરાં સુકાયાં રે
તોયે રીઝયા નહિ રઘુરાયા!

અશોક–વાટિકાની અંતિમ ઘડીઓ તો અધીર અને ઉત્કટ વિરહવેદનાની પરાકાષ્ઠા છે....જગતભરના વિરહીઓના ઇતિહાસનું એક ઉજ્જ્વળમાં ઉજ્જ્વળ અને કરુણમાં કરુણ પ્રકરણ છે! અંગદ વિષ્ટિની વાતો લઈને રાવણની સભામાં ગયો!....અને યુદ્ધની નિશ્ચિતતા લઈને પાછો આવ્યો!...દશાનનના દશ મસ્તકમાં અહંભાવ ભારોભાર ભર્યો છે! મરું તેની હા, પણ સીતાજીને પાછાં સોંપું તેની ના! મંદોદરીની વિનવણીઓ વ્યર્થ નીવડી; માલ્યવાનની શિખામણો નકામી ગઈ! વિભીષણ તો ક્યારનોય હડધૂત થઈને રામને શરણે ગયો છે! યુદ્ધ શરૂ થાય છે; ઘડીએ ઘડીએ જુદા જુદા રંગ ધારણ કરતું જાય છે! વિજય વાનરો અને રાક્ષસો વચ્ચે થોડીક વાર આટાપાટા રમતો દેખાય છે....અને સીતાનું હૃદય પણ જીવન અને મરણ વચ્ચે એવી જ રીતે આટાપાટા રમે છે! તેમાંય ઇંદ્રજિતની સાંગથી લક્ષ્મણ મૂર્છાવશ થાય છે ત્યારે તો ઘડીભર એમ જ લાગે છે કે, રાક્ષસોની તાકાત પાસે માનવતાને આખરે પરાજિત જ થવું પડશે! પણ ત્યાં તો રામના પ્રતાપથી હનુમાન અશક્યને પણ શક્ય બનાવે છે : હિમાચલની સંજીવની રાતોરાત લંકા પહોંચે છે...અને લક્ષ્મણ ઊઠે છે....

અને નવરાત્રના એ ભીષણ યુદ્ધ દરમ્યાન, પછી, મેઘનાદ, કુંભકર્ણ આદિ રાવણના સ્વજનો એક પછી એક ધરણી પર ઢળે છે અને છેલ્લે શ્રીરામચંદ્રજીના બાણથી રાવણનાં દશેદશ મસ્તક પણ છેદાઈ જાય છે....

રોળાગો રાવણ રણમાંહી : મુક્ત બની ગઈ લંકા :
વિયુક્ત દંપતી ફરી મળ્યાં, તેના બજ્યા ભારતે ડંકા!
એક નદીને તીરે! મહાસિન્ધુને તીરે!
કાવેરીને તીરે : ગોદાવરીને તીરે!
જમનાજીને તીરે : ગંગાજીને તીરે! : સરયુજીને તીરે!

(क) એકાંકી

## ૧ : સ્વયંવર

### દર્શન પહેલું

[દીવાલો ઉપર યૂરોપીય અને ભારતીય ચિત્રકળાઓના નમૂના અને બારણાની સામેની દીવાલ પર ભીંત–ઘડિયાળ.
પડદો ઊપડે છે ત્યારે ડ્રૉઇંગ–રૂમ અષ્ટકોણ નહિ, પણ ચતુષ્કોણ લાગે છે; કારણ કે પડદા ખસેડાયેલા છે.
અને પાટ પર લેટેલી પ્રમીલા ટેલિફોન પર વાતચીત કરી રહી છે. એની ઉમ્મર અઠ્ઠાવીસની કે અંઠ્ઠાવીસની, તે બાબત મતભેદને જરૂર સ્થાન છે. પણ એના પુરુષ–સંહારક સૌંદર્ય વિષે લેશ પણ શંકા નથી.]

**પ્રમીલા** : (ટેલિફોન પર) હલ્લો! કોણ પ્રમોદ? What a surprise, my boy! તું તો ગઈ કાલે માથેરાન જવાનો હતો ને!....સમજી! એક જરૂરી કામને અંગે તારે રોકાઈ જવું પડ્યું....અત્યંત જરૂરી કામને અંગે! ....of vital importance!....ગમે તેમ, પણ મને તો બહુ આનંદ જ થયો, પ્રમોદ! એટલી તારી કંપની વધારે મળશે...મળવા માગે છે? અત્યારે જ! આઠ વાગ્યા પહેલાં જ! Sorry, old boy! Impossible! અત્યારે તો માશીબા આવવાનાં છે! તું જાણે છે, પ્રમોદ, મારા ઘરમાં હોવા–ન હોવા બાબત માશીબા કેટલાં sensitive છે....નહિ નહિ! દિલગીર છું, પ્રમોદ!....શું કહ્યું?...તું તારી હંમેશની ટેવ પ્રમાણે કંઈક વધુ પડતો ભયભીત થઈ ગયો લાગે છે! (બારણાની કૉલ–બેલ રણકે છે) આ જો! માશીબા આવી પણ ગયાં!....અરે, આજે આઠ વાગ્યા પહેલાં આપણે કદાચ ન મળી શકયાં તોયે કયો ધરતીકંપ થઈ જવાનો છે! ....શું? આજે આઠ વાગ્યા પહેલાં એક વાત મારે કાને નાખવી જ જોઈએ, એમ? તો ભલે! ચિઠ્ઠી મોકલજે!....જરૂર! હું બહુ જ ધીરજપૂર્વક વાંચી જઈશ!....I assure પણ, boy! Please don't worry, આવતી કાલે જરૂર મળશું હોં!....No! No! No! ગમે તેવા સંજોગોમાં પણ હું તારે વિષે ગેરસમજ નહિ જ કરું! (ટેલિફોન મૂકી દે છે) હા....શ! આવો આવો, માશીબા!

**વૃન્દાવન** : લા!

**પ્રમીલા** : (એકાએક પડખું ફેરવીને....પણ પાટ પરથી ઊઠવાની કોશિશ કર્યા વગર જ) કોણ વૃન્દાવન! દાવુ! આવ, આવ, વૃન્દાવન!

**વૃન્દાવન** : મને 'દાવુ' કહીને જ બોલાવ, લા!

**પ્રમીલા** : તું કહે તે કહીને બોલાવું, તને, દાવુ! પણ તું તો....તું તો....

**વૃન્દાવન** : હા! હું હજુ આજ સવારે જ તને કહી ગયો હતો, લા, કે આ

ઘરમાં હવે જીવનના અંતિમ શ્વાસ સુધી પણ પગ મૂકવાનો નથી!

**પ્રમીલા:** (છલંગ મારીને ભગવાન બુદ્ધના 'બસ્ટ'ની નજીક આવતાં) તેં ભગવાન બુદ્ધના શપથ ખાઈને કહ્યું હતું, મને બરાબર યાદ છે, દાવુ!

**વૃન્દાવન:** અને છતાં હું આવ્યો, લા!

**પ્રમીલા:** ભલે ને આવ્યો, દાવુ! તું જાણે છે, દાવુ, કે હું તને...હું તને....

**વૃન્દાવન:** તું મને? તું મને શું? વાક્ય પૂરું કર ને લા! તું મને શું?

**પ્રમીલા:** હું તને....બરાબર જાણું છું! હું તારા સ્વભાવને બહુ જ સારી રીતે ઓળખું છું, દાવુ! એટલે જ તો તું જ્યારે જ્યારે ઉશ્કેરાઈ જાય છે, ત્યારે ત્યારે હું રેડિયો શરૂ કરીને પાટ ઉપર સૂઈ જઉં છું!

**વૃન્દાવન:** તું દેવી છો, લા!

**પ્રમીલા:** આજ સવારે તું કંઈક જુદું જ કહેતો હતો, દાવુ!

**વૃન્દાવન:** આજ સવારે હું બેવકૂફ હતો, ગમાર હતો, ગધેડો હતો!

(ટેલિફોન રણકે છે.)

**પ્રમીલા:** (ટેલિફોન લઈ) હલ્લો! અનંત?....મને મળવા માગે છે! આજ રાતના બરાબર નવ વાગે? કાલ ઉપર રાખી શકાય એમ નથી?....ઠીક ત્યારે! તારી મરજી! I'll wait for you! બીજું કંઈ?....ના, ના. ત્યાં સુધી કશી પણ ગેરસમજ નહિ કરું!....ત્યાં સુધી નહિ–અને તે પછી પણ નહિ! Don't you worry!

(નોકર ગોવિંદ ચાની ટ્રે લઈને આવે છે: ટ્રે બે સોફાસીટની વચ્ચેની ટિપોઈ પર મૂકે છે.

**પ્રમીલા:** (ટિપોઈ તરફ આવતાં) આજ રાતે આઠથી નવમાં કંઈ તોફાન થવાનું છે, ગોવિંદ?

**ગોવિંદ:** તોફાન તો સદા ચાલતાં જ હોય છે–જગતમાં! એનાથી દૂર રહેવાની કોશિશ કરવી એ જ બેવકૂફી છે, બાઈસાહેબ! (ગોવિંદ જાય છે.)

**વૃન્દાવન:** (પ્રમીલાની પાછળ પાછળ ઘસડાતાં) આ તારો નોકર કોઈ જબરો ફિલસૂફ લાગે છે, લા!

**પ્રમીલા:** એ એક છૂપું રત્ન છે, દાવુ!

**વૃન્દાવન:** રત્ન પાસે રત્નો જ આવે ને, લા!

**પ્રમીલા:** કોઈ કોઈ વાર પથ્થરો પણ આવે છે, દાવુ! અને તે પણ કેવા! કાળમીંઢ! હમણાં ફોન કોનો હતો, જોયું ને!

**વૃન્દાવન:** શું કહેતો હતો, અનંત?

**પ્રમીલા:** એ જ! જે થોડા વખત પહેલાં પ્રમોદ ફોન પર કહેતો હતો! એ પણ આઠ વાગે આવી રહેલ કોઈ તોફાનની વાત કરતો હતો!

**વૃન્દાવન:** વાત તો હું પણ એ જ કરવા આવ્યો હતો, લા! પણ કોણ જાણે શુંય

છે તારામાં, કે જે વાત કરવા આવ્યો હોઉં છું, તે જ ભૂલી જઉં છું! (ટેલિફોન રણકે છે.) ઉઠાવ જોઈએ, કોનો ફોન છે તે ખબર પડે! મને તો લાગે છે કે એ પણ તોફાનની આગાહી કરવાવાળો કોઈ નજૂમી હશે!

**પ્રમીલા :** હલો! કોણ મહેન્દ્ર?....આજ આઠ વાગ્યા પહેલાં અથવા નવ વાગ્યા પછી તું મને મળવા માગે છે ને? મને કેમ ખબર પડી?....હું અંતર્યામી છું, મહેન્દ્ર! મારી પાસે તિલસ્મી કાચ છે, મહેન્દ્ર તું બરાબર નવ વાગે આવી જજે! ના, ના, નવ વાગે નહિ. નવ વાગે મેં એક બીજી ઍપોઈન્ટમેન્ટ રાખી છે! તું સવા નવ વાગે આવજે! ઠીક ત્યાં સુધી....(ફોન મૂકી દે છે.) ઓ હો ક્યારનાં આવી ગયાં છો, માશીબા!....

**માશી :** ક્યારની યે! પણ તું તારી આ ફોન–મુલાકાતોમાંથી ઊંચી આવે ત્યારે ને!

**વૃન્દાવન :** હું હવે તારી રજા લઈશ, લા!

**પ્રમીલા :** ભલે! આવજે હોં.

**વૃન્દાવન :** જય જય માશીબા! (જાય છે.)

**માશી :** મહેન્દ્ર! પ્રમોદ! અનંત! વૃન્દાવન!....હું તને એક વાત પૂછું, પ્રમીલા?

**પ્રમીલા :** પૂછો ને!

**માશી :** આ ધાડિયામાંથી તું પરણવા કોને માગે છે?

**પ્રમીલા :** મને તો કંઈ જ સમજ નથી પડતી, માશીબા, તમે જ સલાહ આપો ને!

**માશી :** પણ મારી સલાહ તું માને છે કે દી!

**પ્રમીલા :** તે તમે મને ગંભીર રીતે સલાહ આપો છો કે દિ'? તમારી તો હમેશાં એક જ વાત હોય છે, માશીબા, કે 'પમુ, ફાવે તેમ કર; હૈયું સુઝાડે તે માર્ગ લે, બેટા!' એક વાત કહું, માશીબા? ગુસ્સો તો નહિ કરો ને?

**માશી :** જાણે કેમ મારા ગુસ્સાથી તું ખૂબ બીતી ન હો! બોલ શું કહેવું છે?

**પ્રમીલા :** આ બધો તમારો જ વાંક છે, માશીબા!

**માશી :** એટલે?

**પ્રમીલા :** તમે જ મને ફટવી મૂકી છે, લાડ લડાવી લડાવીને! તમે જ મને બગાડી છે માશીબા, સ્વતંત્રતા આપી આપીને! આ કોયડો જ આખો તમે ઊભો કર્યો છે, માશીબા, મને ભણાવી ભણાવીને! મારી ઘણીખરી બહેનપણીઓ સોળ સોળ, સત્તર સત્તર વરસની થઈ ને પરણી પણ ગઈ અને તેમને ઘેર બબ્બે ત્રણ ત્રણ બાળકો પણ રમે છે, ત્યારે હું, નાતીલાઓના શબ્દોમાં કહું તો, સત્તાવીશ વરસનો સાંઢિયો થઈ....તોપણ...

**માશી :** નાતીલાઓને બીજો ધંધો પણ શો છે, પમુ, પોતાની કુંવારી દીકરીઓની ઉંમરમાંથી વરસો કાઢી કાઢીને પારકાની કુંવારી દીકરીઓની ઉંમરમાં ઉમેરવા સિવાય! બાકી ખરી વાત તો એ છે પમુ, કે તને હજી એકવીસ પણ પૂરાં થયાં નથી!

**પ્રમીલા** : એકવીસ વરસ પણ પૂરાં થયાં નથી, માશીબા, પણ ઉમેદવારો બેંતાલીસ થઈ ગયા, તેનું શું?

**માશી** : ખરા તો બાર જ!

**પ્રમીલા** : પણ એ બાર બેંતાલીસ જેવા છે, માશીબા! તમને શી ખબર પડે! ઘરને મારા વાલીડાઓએ ધરમશાળામાં જ પલટી નાખ્યું છે!

**માશી** : માટે જ તો કહું છું ને, કે એકાદને પરણી જા, એટલે પંચાત ટળે!

**પ્રમીલા** : પણ કોને પરણું તે તો કહેતાં નથી!

**માશી** : કિશોર કેમ લાગે છે?

**પ્રમીલા** : હાય રામ!

**માશી** : કેમ હાય રામ!

**પ્રમીલા** : એ તો બોલબોલ કરીને જીવ જ ખાઈ જાય—આખો વખત! એટલે તો મેં એનું નામ જ કિશોર કચકચિયો પાડ્યું છે!

**માશી** : ન બોલે એવો જોઈતો હોય તો અરવિંદ કંઈ ખોટો નથી.

**પ્રમીલા** : અરવિન્દ? અરવિન્દ મીંઢો!

**માશી** : એ મીંઢો છે કે રીંઢો, હું ન જાણું! માત્ર મૂંગો લાગે છે!

**પ્રમીલા** : લાગે છે, માશીબા, લાગે છે! તમને લાગે છે, જગતને લાગે છે! બાકી મારી સાથે એકલા રહેવાની તક મળે છે ત્યારે તો કિશોર કચકચિયાને પણ ટપી જાય એટલી હદે બકબક કરે છે! (ફોન રણકે છે.) કોણ?.... ઓ...હ! સમજી! હું ધારતી જ હતી કે આખરે એ બધા કંટાળશે!.... એમ? તો તો ટાઢે પાણીએ ખસ જાય! ના, ના, જરાય નહિ! Not in... the least, ભલે ભલે, હું ઘેર જ છું. નવ વાગ્યા પછી ગમે ત્યારે ને?....ભલે! Don't worry!

**માશી** : કોનો ફોન હતો?

**પ્રમીલા** : ચિતુ ચાડિયાનો!

**માશી** : તું પણ જબરી છે, પમુ! તારા દરેક મિત્ર માટે એક એક વિશેષણ તેં શોધી જ રાખ્યું છે ને! *કિશોર કચકચિયો! અરવિન્દ મીંઢો! ચિતુ ચાડિયો!*

**પ્રમીલા** : હા, અને પ્રમોદ પચપચિયો, મહેન્દ્ર મદદાશંકર, અનંત અદેખો, નવલ નપાણિયો વગેરે વગેરે!

**માશી** : પણ આ ચિતુ અત્યારે કોની ચાડી ખાતો હતો, પમુ!

**પ્રમીલા** : કોની? બીજા કોની ખાય? મારા બીજા ઉમેદવારોની સ્તો! માણસ પોતાના સમાનધર્મીઓને સૌથી વધુ ધિક્કારે છે, માશીબા! (ગોવિન્દ ટ્રે પર ચિઠ્ઠી લઈ આવે છે. ચિઠ્ઠી ઉપાડી, ખોલીને પ્રમીલા એના હસ્તાક્ષરોનું નિરીક્ષણ કરતી કરતી ઊભી રહે છે—પળ બે પળ!)

**માશી** : કોની ચિઠ્ઠી છે, પમુ?

**પ્રમીલા** : પ્રમોદ પચપચિયાની !

**માશી** : શું લખે છે ?

**પ્રમીલા** : એ જ ! ચિતુ ચાડિયાએ ફોનમાં કહ્યું તે જ ! સાંભળવું છે, માશીબા ?

**માશી** : તારે સંભળાવવું હોય તો હું તૈયાર છું !

**પ્રમીલા** : અધવચ્ચેથી જ વાંચું છું. શરૂઆતના વેવલાવેડા તમે જાતે જ કલ્પી લેજો. (વાંચે છે) 'અરવિંદ, ચિત્તરંજન, નવલ, કિશોર, કુંદન, મહેન્દ્ર, ભોગી, વૃંદાવન....તારા બધા જ મિત્રો તારાથી કંટાળ્યા છે, માઈલા !'

**માશી** : માઈલા ! માઈલા શું, પ્રભુ ?

**પ્રમીલા** : પ્રમોદ પચપચિયો મને 'માઈલા' કહે છે, માશીબા, ખાનગીમાં ! પ્રમીલાના છેલ્લા બે અક્ષરો મીલા, એનું અંગ્રેજી ઢબનું રૂપાંતર–માઈલા ! અંગ્રેજી My love ને મળતું આવે છે, માટે !

**માશી** : ભારે રસિયો દેખાય છે, આ તારો પ્રમોદ પચપચિયો તો ! આગળ વાંચ જોઈએ !

**પ્રમીલા** : (વાંચે છે). 'અરવિન્દ, ચિત્તરંજન, નવલ, કિશોર, ભોગી, કુન્દન, અનંત, વૃન્દાવન, તારા બધા જ મિત્રો તારાથી હવે કંટાળી ગયા છે, માઈલા ! તેઓ એમ માને છે કે તું એમને એક જણને બીજાની સામે ગોઠવીને રમાડ્યા કરે છે.' સમજ્યા ખરા, માશીબા, પણ બહુ જ મોડા !

**માશી** : આગળ વાંચ તો ખરી !

**પ્રમીલા** : (વાંચે છે) 'આ સ્થિતિનો અંત લાવવાનો તેમણે નિશ્ચય કર્યો છે !' સાંભળ્યું માશીબા ? તેમણે નિશ્ચય કર્યો છે ! (વાંચે છે) 'તેઓ માને છે !'.... (ગોવિન્દ ચાના પ્યાલા ઉઠાવવા આવે છે, તેને) તું શું માને છે, ગોવિન્દ ?

**ગોવિંદ** : કઈ બાબતમાં ?

**પ્રમીલા** : આ બધાની બાબતમાં ?

**ગોવિંદ** : એ જ કે એમનો અંત આણવો જોઈએ ! (જાય છે)

**પ્રમીલા** : Exactly; પણ સવાલ એ છે કે કેવી રીતે ?

**માશી** : આગળ વાંચ ને ! કદાચ એમાં જ કંઈક ઉપાય મળી આવશે !

**પ્રમીલા** : તેમણે એક સંઘ સ્થાપવાનો નિશ્ચય કર્યો છે.

**માશી** : હેં !

**પ્રમીલા** : એમાં આટલાં બધાં ભડકો છો શાનાં, માશીબા ? આ જમાનો જ સંઘોનો છે ! ગાડુ–કામદારોના સંઘો હોય, તો ઝૂરનારાઓના સંઘો શા માટે ન હોય ? પટાવાળાઓનાં યુનિયનો હોય, તો પ્રણયીઓનાં યુનિયનો શા માટે ન હોય ? સત્તા અને સંપત્તિ મેળવવા માટે Joint action લેવામાં આવે, તો સનમને હાથ કરવા માટે સંયુક્ત પગલાં શા માટે ન લેવામાં આવે ? આગળ સાંભળો, માશીબા ! 'તને ચાહનારાઓ અને પરણવા ઇચ્છનારા-

એ બધા જ આ સંઘના સભ્ય બનશે. એ સંઘ ગુજરાતીમાં 'શ્રી પ્રમીલા પ્રણયી સંઘ'ને નામે ઓળખાશે અને અંગ્રેજીમાં The Lover's Unionના વ્યાપક નામે. કામ કરશે. એ સંઘનું બંધારણ ઘડવા, એની કાર્યપ્રણાલી અને એનો કાર્યક્રમ નક્કી કરવા તારા પ્રણયીઓની એક સભા આજે રાત્રે બરાબર આઠ વાગે મળશે!' (ઘડિયાળ સામે જોઈને) હવે ફક્ત અરધો કલાક જ બાકી છે, માશીબા, એ ઐતિહાસિક સભાની શરૂઆત થવાને!

**માશી:** બીજું શું લખે છે?

**પ્રમીલા:** લખે છે કે (વાંચે છે) 'આ કાગળ હું તને તારા કેટલાક કહેવાતા મિત્રોની બે-ધારી ચાલબાજીથી વાકેફ કરવા માટેજ લખી રહ્યો છું.'

**માશી:** એટલે? શું એ પોતે આ બખડજંતરમાં સામેલ નથી થવાનો?

**પ્રમીલા:** સાંભળો તો ખરાં, માશીબા! (વાંચે છે) 'હું એમની સાથે એમનો હોવાનો દેખાવ કરીને એમની સભામાં જઈશ. તેમનો ભેદ જાણવા માટેજ!

"બાકી હું તો છું—

તું મને પરણે કે ન પરણે

એની ચિંતા ન રાખનારો,

સદાનો તારો જ"

પ્રમોદ.'

**માશી:** આ પ્રમોદ તને ખરેખર સૌથી વધુ ચાહતો લાગે છે; નહિ પમુ, નહિતર મિત્રોનો ભેદ તારી પાસે ઉઘાડો શા માટે પાડે!

**પ્રમીલા:** એમાં ભેદ જેવું કશું છે જ નહિ, માશીબા! પ્રમોદ પચપચિયાની આ ચિઠ્ઠી આવી તે પહેલાં જ ચિનુ ચાડિયાએ આ ભેદ ટેલિફોન પર બોલી નાખ્યો હતો અને તે પહેલાં મહેન્દ્ર મડદાશંકરે પણ આ જ વાત કરી હતી, માશીબા ફોન પર, અને ખરું પૂછો તો આજથી લગભગ એક પખવાડિયા પહેલાં હરિન હડકાયાએ પણ આવો જ કોઈ ઇશારો કર્યો હતો, હસતાં હસતાં!

**માશી:** અજબ છે આ બધા માણસો!

**પ્રમીલા:** અજબ છે, પણ માણસો નથી, માશીબા; હિંસક પશુઓની પેઠે એક-બીજાને ફાડી ખાવાની પેરવીજ જેઓ સદા કરતા હોય છે, તેમને માણસો શી રીતે કહી શકાય? માણસ તો એક આ છે (ફર્નિચર સાફ કરી રહેલા ગોવિંદ ભણી આંગળી ચીંધી) આ ગોવિંદ, માશીબા! જે કંઈક ઉપયોગી કામ સદા કરતો જ હોય છે!

**માશી:** (કાનમાં) નોકરને બહુ ફટવવો નહિ! (મોઢેથી) ચાલો ત્યારે! હું જઉં છું પમુ! (જતાં જતાં) સંભાળીને રહેજે હોં! (જાય છે.)

**પ્રમીલા:** (માશીને ઠેઠ બારણા સુધી વળાવીને પાછી આવ્યા પછી) તારો ચો

મત છે, ગોવિંદ?

**ગોવિંદ :** મારો મત, બાઈસાહેબ? હું મત–બતમાં માનતો નથી!........

**પ્રમીલા :** એટલે?

**ગોવિંદ :** હું લોકશાહીમાંજ માનતો નથી!

**પ્રમીલા :** તું સામ્યવાદી તો નથી ને, ગોવિંદ!

**ગોવિંદ :** સામ્યવાદી તો હું બિલકુલ નથી, બાઈસાહેબ!

**પ્રમીલા :** પણ ત્યારે લોકશાહીમાં ન માનવાનું કારણ?

**ગોવિંદ :** કારણ? કારણ એટલું જ કે લોકશાહી સ્ત્રીસ્વાતંત્ર્યની હિમાયત કરે છે........અને હું........

**પ્રમીલા :** અટક્યો, કેમ ગોવિંદ!

**ગોવિંદ :** તમને નહિં ગમે, બાઈ સાહેબ!

**પ્રમીલા :** માટે જ તો મારે એ સાંભળવું છે, ગોવિંદ! મને ગમે એવી વાતો કરનારા તો ઘણાય છે, મારી આસપાસ!

**ગોવિંદ :** હું એમ કહેવા જતો હતો, બાઈસાહેબ, કે હું સ્ત્રીસ્વાતંત્ર્યની વાતોમાં માનતો જ નથી!

**પ્રમીલા :** પણ ત્યારે તું માને છે શામાં?

**ગોવિંદ :** સ્ત્રીને એના ઠેકાણે રાખવામાં!

**પ્રમીલા :** (આવેશમાં) You are the man for me, Govind!........ મારે ઠેકાણે રહેવું છે, ગોવિંદ! અને આ બધા મને ઠેકાણામાંથી બહાર કાઢવા માગે છે! આમ જો જોઈએ, ગોવિંદ! કેટલા વાગ્યા છે?

**ગોવિંદ :** આઠમાં પંદર મિનિટ બાકી છે, બાઈસાહેબ.

**પ્રમીલા :** બસ ત્યારે ગોવિંદ! હવે ફક્ત પંદર મિનિટમાં જ મારા જીવનમાં એક મહાભયાનક તોફાન જાગવાનું છે! એ વખતે મારે એક વિશ્વાસુ સાથીની જરૂર પડશે. તારે મારી પડખે ઊભા રહેવાનું છે, સમજ્યો ગોવિંદ!

**ગોવિંદ :** પણ હું તો નોકર માણસ, બાઈસાહેબ!

**પ્રમીલા :** પણ તું સામ્યવાદી નથી, એટલે માલિકની મુસીબતને વખતે એની પડખે ઊભો રહેવાનો તારો ધર્મ તો સ્વીકારે જ છે ને!

**ગોવિંદ :** પણ હું અભણ......

**પ્રમીલા :** તારું હૃદય ભણતરથી દૂષિત નથી થયું માટે જ તું મને સાચી દોરવણી આપી શકશે!

**ગોવિંદ :** પણ બાઈ સાહેબ........

**પ્રમીલા :** પણ ને બણ, કંઈ નહિ! વચન આપ, ગોવિંદ! મારી પાસે હવે બહુ જ થોડો વખત છે! આપ વચન! આઠ વાગશે અને એક કાતિલ યુદ્ધ...શરૂ થઈ જશે. ગોવિંદ! કુરુક્ષેત્રથી કોરિયા સુધી જગતે અનેક

યુદ્ધો જોયાં છે....ગોવિંદ ! પણ આજે આઠ વાગે, હવે ફક્ત થોડીક જ મિનિટમાં, જે મહાયુદ્ધની જાહેરાત થવાની છે, તેના જેવું એકેય યુદ્ધ કોઈએ જોયું નથી ! મને વચન આપ ગોવિંદ, કે એ યુદ્ધમાં તું મારી પડખે........

**ગોવિંદ :** પડખે તો ઊભો જ છું, ભાઈસાહેબ !

( ટેલિફોન અને બારણાની કોલ બેલ બન્ને એકી સાથે જ રણકી ઊઠે છે, એ બન્નેના મિશ્ર રણકારોમાં જાણે કોઈ ભીષણ હિંસક પશુનો અવાજ સાંભળીને ભડકી ઊઠી હોય, એવી રીતે એક ચીસ પાડીને પ્રમીલા 'ગોવિંદ' એવો પુકાર કરે છે...અને બત્તીઓ ઓલવાઈ જાય છે. અને ઘંટડીઓના રણકાર અને 'ગોવિંદ!'......'ભાઈસાહેબ'ના પોકારોની વચ્ચે પડદો પડે છે ! )

## દર્શન બીજું

સ્થળ : કોઈ જાહેર વ્યાખ્યાનખંડ.

[ વ્યાસપીઠ સામે પચ્ચાસેક નેતરની ખુરસીઓ. શ્રોતાઓ એટલા બધા ઉન્મત્ત છે કે એમની સંખ્યા બારની હોવા છતાં, પ્રમીલાએ કહ્યું છે તેમ, તેઓ ખરેખર બેંતાલીસ જેવા લાગે છે. અને ખુરસીઓ બધી, એ રીતે ભરેલી દેખાય છે. વ્યાસપીઠ ઉપર એક ખુરસી-મેજ છે, તે હજુ ખાલી છે.........

અને પડદો ઊપડે છે ત્યારે,

વૃન્દાવન વ્યાસપીઠ ઉપર ઊભો છે.

ઘડિયાળના આઠના ટકોરા.

અને મેજ ઉપર પડેલ બેલના અવાજ સાથે યુદ્ધની ઘોષણા કરી રહ્યો છે ! ]

**વૃન્દાવન :** (ઘડિયાળ સામે આંગળી ચીંધતા અને ઘોંઘાટ કરી રહેલાઓને શાંત પાડવા માટે ટેબલ પરની ઘંટડી પર હાથ પછાડતાં)

આ પળથી જ યુદ્ધની શરૂઆત થાય છે. દોસ્તો ! The war is on !

**બધા :** Long live war ! ઇન્કીલાબ ઝિન્દાબાદ ! વૃન્દાવન ઝિન્દાબાદ !

**વૃન્દાવન :** ઘડિયાળની ટકોરીએ આના કરતાં વધુ ઐતિહાસિક સમયની ઘોષણા, ભાગ્યે જ, કદી કરી હશે ! આ જગત ઉપર અનેક સરમુખત્યારશાહીઓ ઊગી છે અને આથમી ગઈ છે; પણ સૌથી વધુ કાતિલ અને સૌથી વધુ કાયમી.... અને (અવાજમાં નાટકી ઉગ્રતા ભરીને) સૌથી વધુ કિન્નાખોર, અગર જો કોઈ પણ સરમુખત્યારશાહી હોય, તો તે સ્ત્રીઓની જ ! અને તે આપણા ઉપર ! પુરુષો ઉપર ! આપણા જેવા હૈયાફૂટા પુરુષો ઉપર !

**બધા :** વૃન્દાવન ઝિન્દાબાદ ! સરમુખત્યારશાહી મુર્દાબાદ !

**અરવિન્દ :** (વ્યાખ્યાનખંડમાં પોતે જ્યાં બેઠો છે, ત્યાંથી ઊઠી, વ્યાસપીઠ તરફ ધસીને) માફ કરજો, દોસ્તો ! પણ આજે આપણે વૃન્દાવનનું ભાષણ સાંભળવા ભેગા મળ્યા નથી.

**વૃન્દાવન :** ( અરવિન્દની સાથે સદંતર સંમત થતો હોય એવો નાટકી અભિનય કરીને)

સાચું જ કહ્યું તેં, અરવિન્દ! આપણે આજે ભાષણો કરવા કે સાંભળવા નહિ, પરંતુ Direct action લેવા–સીધાં પગલાં લેવા–ભેગા થયા છીએ અને એ કાર્યનો સત્વર આરંભ કરી શકીએ તે માટે આજની સભાના પ્રમુખ તરીકે હું આપણા સૌના....અને ખાસ કરીને આપણા સૌની પ્રમીલાના.... (ગંભીર ભૂલ સુધારતો હોય તેવી રીતે) અથવા કહો કે આપણામાંથી કોઈની નહિ એવી પ્રમીલાના....સૌથી વધુ આદરપાત્ર એવા શ્રી કુન્દનલાલના નામની દરખાસ્ત રજૂ કરું છું.

**કુન્દનલાલ :** (ખંડમાં એક ઠેકાણે બહુ જ શાંતિથી બેઠો છે ત્યાં ખુરસી ઉપરથી અર્ધો ઊભો થઈ) આવડા મોટા માનને માટે હું મારી જાતને લાયક નથી ગણતો, દોસ્તો! (બેસી જાય છે.)

**અરવિન્દ :** (કુન્દનલાલને) એ તારી નમ્રતા છે. (સભાને) ચાલો, ટેકો કોણ આપે છે? (કોઈ બોલતું નથી એટલે મહેન્દ્ર તરફ વળી) મહેન્દ્ર!

**મહેન્દ્ર :** (ઊભો થઈને) વૃન્દાવને રજૂ કરેલી દરખાસ્તને હું ટેકો આપું છું. દોસ્તો! પણ વૃન્દાવનના કેટલાક શબ્દોની સામે મારે સખત વાંધો છે.

**સભામાંથી** કેટલાક અવાજો : વાંધો! સખત વાંધો!

**અરવિન્દ :** (મેજ ઉપરની ઘંટડી પર હાથ પછાડીને)
શાંતિ! શાંતિ! ઑર્ડર! ઑર્ડર! એને આગળ બોલવા દો! મારા કયા શબ્દોની સામે તારે વાંધો છે, મહેન્દ્ર?

**મહેન્દ્ર :** (એક એક શબ્દને છુટા પાડીને બોલતાં) કુન્દનલાલ પ્રમીલાના સૌથી વધુ આદરપાત્ર છે–એમ તે કહ્યું તે વાત હું બિલકુલ માનતો નથી!

**કુન્દન :** (બેઠાં બેઠાં પણ ઝનૂનથી) તું ન માને તેથી શું થઈ ગયું, મહેન્દ્ર? બાકી પ્રેમ તો મને હમેશાં 'વન્દનીય કુન્દન' કહીને બોલાવે છે....અને આખું જગત તે જાણે છે!

**મહેન્દ્ર :** (કુન્દનને કાપતાં) પ્રેમ? પ્રેમ તને શું શું કહીને બોલાવે છે, કુન્દન, તે બધું જ અમે જાણીએ છીએ! 'વન્દનીય કુન્દન' 'હૃદયનન્દન કુન્દન!' 'વિશ્વચન્દન કુન્દન!' એવાં એવાં અનેક લાડ લડાવે છે તને, કુન્દન, તારી પ્રેમ! પણ પણ પણ....

(પોતા ઉપર કોઈ જબરો અંકુશ મૂકીને શાંત થઈ જતો હોય એમ બેસી જઈને)

**કુન્દન :** (ઊભો થઈને) પણ...પણ....પણ....પણ શું? I want to know it! મારે એ જાણવું છે, મહેન્દ્ર! (બેસે છે)

**મહેન્દ્ર :** (અનિચ્છાએ ઊભો થતો હોય તેવી રીતે) પણ...હાથીના દાંત, કુન્દન, દેખાડવાના જુદા! અને ચાવવાના જુદા! (અવાજને સહેજ ઊંચો કરીને) એ તને તારી પીઠ પાછળ શું કહે છે, ખબર છે?

**કુન્દન :** (બેઠાં બેઠાં જ) શું કહે છે?

**મહેન્દ્ર :** 'કુન્દન કચરાપેટી!

**કુન્દન :** (ખુરસીની એકકમાં...સો સો માકણ સાથે કરડ્યા હોય એવી રીતે છલાંગ મારી ઊભો થઈ-ગરજતાં) કચરાપેટી! હોય નહિ! જૂઠી વાત! બનાવટી વાત, તર્કટ, ઈર્ષ્યા!

**મહેન્દ્ર :** (વિજયની ટાઢાશથી) એકલી કચરાપેટી જ નહિ! સાથે કુન્દન કટકટિયો, કુન્દન કટાયેલો, કુન્દન....'

**કુન્દન :** ચૂપ! ચૂપ! બસ!

**અનંત :** (કુન્દનને) એનો સાક્ષી હું છું, હું! હું અનંત! સેંકડો વાર એણે તને, મારી હાજરીમાં 'કુન્દન કેરોસીનમુખો,' 'કુન્દન કપટમૂર્તિ,' 'કુન્દન કાગડો' આદિ વિશેષણોથી નવાજ્યો છે!

**કુન્દન :** (જુબાનીના દબાણ સામે સત્યના કડવા ઘૂંટડાને ગળવા સિવાય છૂટકો જ ન હોય એવું મોં કરીને) એ....મ....! (પછી પ્રત્યાક્રમણ કરવાની તૈયારી સાથે) પણ ત્યારે મારે મોંએ એ તમારે માટે શું કહે છે, જાણો છો! જાણો છો, મહેન્દ્ર? જાણો છો, વૃન્દાવન? જાણો છો, અરવિન્દ?

**અરવિન્દ :** જાણીએ છીએ, કુન્દન, અને ન જાણતા હોઈએ તો જાણવા માટે તો આજે ભેગા મળ્યા છીએ! માટે પહેલાં તું પ્રમુખની ખુરસી ઉપર આવી જા....

**મહેન્દ્ર :** અને પછી આ સભામાં હાજર રહેલા બધાયનો roll call—કરી લે, બધાયની હાજરી લઈ લે; અને એ હાજરી લેતી વખતે પ્રમીલા અમને બધાને જે રીતે ઓળખે છે, ખાનગીમાં ઓળખે છે-તે જાહેરમાં બોલતો જા!

**વૃન્દાવન :** Beautifull Original! Go ahead please!

(કુન્દન વ્યાસપીઠ પર, પ્રમુખની ખુરસી પાસે આવે છે.)

**કુન્દન :** (પ્રમુખની ખુરસી પર બેસતાં, તાળીઓના ગડગડાટ વચ્ચે) આજે તમે બધાયે મારામાં જે વિશ્વાસ મૂક્યો છે તે માટે હું સૌનો ઋણી છું, દોસ્તો! હવે પહેલું કામ સહીઓ કરવાનું! હું નામ બોલતો જઉં તે પ્રમાણે સૌ આવતા જાય! અને આ રજિસ્ટરમાં સહીઓ કરતા જાય! પહેલી સહી, અલબત્ત, મારી! (સહી કરે છે.) કુન્દનલાલ કસ્તૂરીવાલા! યાને પ્રમીલાના શબ્દોમાં કહું તો (દાંત ભીંસીને) કુન્દન કૂડો, કાળમુખો, કપટમૂર્તિ, કેરોસિનિયો, કોડિયો, કટકટિયો....ટૂંકામાં કથી શરૂ થતાં, શબ્દકોશમાં અને શબ્દકોશ બહારનાં બધાં જ ગાળવાચક વિશેષણો લગાડી દેવાં. હવે બીજું નામ! અરવિન્દ મહેતા! અથવા (અરવિન્દ વ્યાસપીઠ તરફ આવે છે) અથવા અરવિન્દ મીંઢો (અરવિંદ સહી કરીને હસતે મોંએ સ્વસ્થાને જાય છે.) હવે સગવડને ખાતર હું સૌનાં નામ....અને પ્રમીલાએ તેમને આપેલાં બિરુદ જ બોલીશ.

**બધા :** Go on, Go on!

( કુન્દન નામ લેતો જાય છે અને એ પ્રમાણે. દરેક જણ આગળ આવી, સહી કરી, પાછો પોતાની બેઠક પર ચાલ્યો જાય છે. )

**કુન્દન :** કિશોર કચકચિયો ! મહેન્દ્ર મોંકાણિયો ! અનંત અદેખો ! હરિનં હડકાયો ! નવલ નપાણિયો ! ભોગી ભામટો ! પ્રમોદ પચપચિયો ! ડોલર ડબ્બો ! ચિત્તરંજન ચાડિયો ! વૃન્દાવન વેવલો !

( બધી સહીઓ થઈ ગયા બાદ અને સહીઓ થતી હતી તે દરમિયાન ચાલેલી હસાહસ શાંત થયા બાદ ) હવે હું તમારા સૌની વતી કિશોર કચકચિયાને આજનો પહેલો ઠરાવ રજૂ કરવાની વિનંતી કરું છું.

**કિશોર :** ( વ્યાસપીઠ પર ચડીને ) Friends and Co-lovers !

**બધા :** ગુજરાતી ! ગુજરાતી !

**કિશોર :** દોસ્તો....અને હમઆશકો ! પ્રેમનું એક મોટામાં મોટું દુઃખ છે. એ કદી પણ આશા છોડી શકતો નથી, નિરાશ બની શકતો નથી. પ્રેમની આ ખાસિયતનો ગેરલાભ લઈને સ્ત્રીઓ પુરુષોને વરસોનાં વરસો સુધી, અરે કેટલીક વાર તો જીવનના અંતિમ શ્વાસ સુધી, રમાડ્યા કરે છે ! (વક્તૃત્વના રંગમાં આવીને) તેઓ આપણને બનાવે છે, મનાવે છે, ભમાવે છે, તપાવે છે; અને ખૂબી તો એ છે કે તેઓ જૂઠું બોલી રહી છે, એ આપણે જાણતા હોઈએ છીએ; તે છતાં (નિશ્વાસ નાખીને) આપણે તેમને છોડી શકતા નથી; ફક્ત એક જ આશાએ કે આજનું નાટક કદાચ, આવતી કાલે, સત્યમાં ફેરવાઈ જશે ! આ વૃન્દાવનનો જ દાખલો લઈએ ! (વૃન્દાવનને સંબોધીને) માફ કરજો વૃન્દાવન.

**વૃન્દાવન :** Go ahead, my boy !

**કિશોર :** એ જાણે છે કે પ્રમીલા તેને સાચા અંતઃકરણથી નથી ચાહતી અને છતાં એ જ્યારે પ્રમીલાને મોંએથી 'દાવુ !' એવું સંબોધન સાંભળે છે ત્યારે એ પાણીપાણી થઈ જાય છે !

**વૃન્દાવન :** (વચ્ચે) તદ્દન સાચી વાત કરી, દોસ્ત ! દિવસમાં દસવીસ વખત આ 'દાવુ' શબ્દ એને મોંએ સાંભળું ત્યારે જ દિવસ ? થયો એમ લાગે ! પણ તારો પોતાનો દાખલો પણ આપવો જોઈએ—in all fairness, કિશોર !

**કિશોર :** (આત્મપીડક ટાઢાશથી )એ પણ આપું છું. આજે જ્યારે દિલ ખોલવા જ બેઠા છીએ, ત્યારે કશું પણ બાકી નહિ રાખું. હું તો તમે સૌ જાણો છો તેમ, પ્રમીલાનો સૌથી જૂનો—Senior most—પ્રણયી છું....

**અનંત :** I question that claim ! મારે એની સામે વાંધો છે. પ્રમીલાનો સૌથી જૂનો પ્રણયી તો....

**સભામાંથી અવાજ :** ચૂપ રહો ! ચૂપ રહો ! ખામોશ ! શાંતિ ! Order ! Order ! અનંત અદેખો !

**કુન્દન :** (ઊભો થઈ ઘંટડી પર હાથ પછાડતાં) તને કિશોરના કલેઈમની સામે વાંધો છે, અનંત ?

**અનંત :** છે જ!

**કિશોર :** અનંતની યાદદાસ્તને હું તાજી કરીશ, પ્રમુખ સાહેબ! (કુન્દન બેસી જાય છે) પ્રમીલાની પાસે અનંતને પહેલી વાર લઈ જનાર હું જ હતો....મને આખું દૃશ્ય યાદ છે હજુ! વરસો પહેલાંની એ સાંજ! પ્રમીલા ગાદીતકિયા પર આડે પડખે પડી હતી, રેડિયોગ્રામ પર 'કબ તક તુમ પાષાણ રહોગે!'ની રેકર્ડ વાગી રહી હતી....યાદ છે અનંત ?

**અનંત :** બધુંય યાદ છે, કિશોર! પણ એક વાત અમે તે વખતે પણ છુપાવી રહ્યાં હતાં અને આજ દિવસ સુધી તે છૂપી જ છે....

**કિશોર :** (ચિઢાઈને–તિરસ્કારથી) અ....મે....!

**અનંત :** હા! અમે! પ્રમીલા અને હું! અમે બન્ને એકમેકને ઓળખતાં હતાં, પણ તારો સ્વભાવ જરા ઈર્ષાળુ....

**કિશોર :** (ત્રાડ પાડીને) ઈર્ષાળુ! મારો સ્વભાવ ઈર્ષાળુ! ઈર્ષાળુપણાનું આળ તો તારા ઉપર છે, અનંત! પ્રમીલા સાચી રીતે જ તને 'અનંત અદેખો'....

**અનંત :** (ઠંડો પડીને) હું જાણું છું, કિશોર....પણ Facts are facts...

**કુંદન :** આ એક વધુ પુરાવો પ્રમીલાની ચાલબાજીનો! આગળ ચલાવો કિશોર!

**કિશોર :** હું એમ કહેવા જતો હતો દોસ્તો, કે આપણા આ આનંદમૂર્તિ અનંત યાને અનંત અદેખાને બાદ કરતાં પ્રમીલાનો જૂનો મિત્ર હું છું! મારી રૂબરૂમાં તો એ મને 'કવિરાજ' વિના બોલાવતી જ નથી. પણ દોસ્તો, મારી પીઠ પાછળ, 'કિશોર કચકચિયો' એ સિવાય બીજા કોઈ નામે ભાગ્યે જ બોલાવે છે! આ બધું શા માટે? ફક્ત મારી સાથે જ નહિ, આપણા સૌની સાથે, એનો આવો જ બે–ધારો વ્યવહાર છે, શા માટે? કારણ કે આપણે બધા એને ઉત્તેજન આપીએ છીએ; કારણ કે આપણે આશાના માર્યા આપણા સાથીઓને અપાતી એ ગાળોને સાંખી લઈએ છીએ; અરે સાંખી લઈએ છીએ એટલું જ નહિ, પણ એ ગાળોમાં રાચીએ છીએ! હવે હકીકત એ છે કે જેટલી જરૂર, કોઈ પણ પુરુષને સ્ત્રીના પ્રેમની છે એટલી જ જરૂર, બલકે તેથી પણ કંઈક વધુ જરૂર, કોઈ પણ સ્ત્રીને કોઈ પણ પુરુષના પ્રેમની છે! છતાં કરુણતા એ છે કે આપણે પુરુષોએ સ્ત્રીઓના દરવાજે નાહકની ભીડ ઊભી કરીને આપણા પોતાના ભાવ ગડગડાવી નાખ્યા છે!

**સભામાંથી અવાજો :** હવે મુદ્દા પર આવો ને?

**અનંત :** કિશોર કવિ છે, દોસ્તો! અને કવિની વ્યાખ્યા જ એ છે....કે, કદી પણ મુદ્દા ઉપર ન આવે એવો માણસ.

**કુંદન :** Order! Order! (ઘંટડી વગાડે છે.)

**કિશોર :** હું માનું છું, દોસ્તો, કે પુરુષ જાતિમાં સંગઠન હોય, તો સ્ત્રીઓ તેમનો ગેરલાભ લઈ ન શકે. ઓછામાં ઓછું એક સ્ત્રીની પાછળ અત્યારે આપણા જેવા કુટીબંધ નવજવાનોના સમય અને શાંતિની બરબાદી થઈ રહી છે તે તો અટકી જ જાય! આ સભા આપણે પ્રમીલાના પ્રણયીઓનું આવું સંગઠન સાધવા માટે બોલાવી છે! આ વિચારશ્રેણીના ઉપલક્ષ્યમાં હું પહેલો ઠરાવ એ રજૂ કરું છું કે આજથી પ્રમીલા સાથે બધો જ વ્યવહાર આપણે આ સંઘ મારફત જ કરવો!

**બધા :** (એકીસાથે) ઠીક છે, બહુ જ સારો છે એ ઠરાવ. એ જ લાગની છે એ ચબાવલી!

**અનંત :** પ્રમુખ સાહેબ! આ ઠરાવને આપણે વિધિપૂર્વક પસાર કરીએ તે પહેલાં મારી એક ચેતવણી છે.

**કુન્દન :** (સ્હેજ ઉશ્કેરાઈને) ચેતવણી! તું પ્રમીલાના છૂપા જાસૂસ તરીકે તો આ સભામાં નથી આવ્યો ને? ચે....ત....વ....ણી!

**અનંત :** મારી ચેતવણી પ્રમીલાની તરફેણમાં નથી, પ્રમુખ સાહેબ, આપણા સંઘના લાભમાં છે!

**બધા :** હવે કહી નાખ ને, જે હોય તે!

**અનંત :** શાંત થાઓ ભાઈઓ, મારી ચેતવણી ફક્ત એટલી જ છે કે આ ઠરાવ પસાર થયા પછી આપણામાંથી કેટલાક હૈયાફૂટા એવા જરૂર નીકળશે, જેઓ એકબીજાથી છૂપી રીતે, પ્રમીલાની પાસે જઈ જઈને, તેની ખુશામત કરી આવશે!

**મહેન્દ્ર :** તો તેનો ઉપાય શો?

**વૃન્દાવન :** એવાને સખતમાં સખત સજા કરવી જોઈએ.

**ચિત્તરંજન :** એવા ખૂટલને તો શૂળીએ જ ચઢાવવો જોઈએ.

**કુન્દન :** (હસતાં હસતાં) શૂળીએ ચઢવું એ સજા જ નથી, દોસ્તો, પ્રેમીઓને માટે! દિવસમાં એક વખત પણ પ્રમીલાનું મોં જોવા મળતું હોય, તો દશવાર શૂળીએ ચઢવા તૈયાર થાય એવા શહીદો આપણામાં અનેક પડ્યા છે.

**ડોલર :** પહેલા તો પ્રમુખ સાહેબ પોતે જ!

**વૃન્દાવન :** પણ સવાલ એ છે કે આવા ખૂટલોનું કરવું શું? એવાઓની સામે શાં પગલાં લેવાં?

**કુંદન :** તે હું કહું! (કોઈ ગંભીર સજા ફટકારતો હોય એવી છટાથી) હવે પછી આપણા સંઘની પરવાનગી વગર, જે કોઈ પ્રમીલાને મળવા જાય તેનું નામ પ્રમીલાના હાથના ઉમેદવારોની યાદીમાંથી સદાને માટે કાઢી નાખવું.

**બધા :** (ચિત્તરંજન સિવાય) આ....મી....ન

**ચિત્તરંજન :** બાપનું વહાણુ અને બેસવાની તાણુ ! જાણે કેમ પ્રમીલા આપણો સંઘ નક્કી કરે તેને જ ન પરણવાની હોય ?

**કુંદન :** એમ ન થવાનું હોય તો પછી આપણે આજે મળ્યા તેનો અર્થ જ શો ? પ્રમીલાને આપણા સંઘે નમાવવી જ જોઈએ....તેણે આપણા આ સંઘમાંથી જ ગમે તે એકને પરણવું જોઈએ ! અલબત્ત, સંઘમાંથી કોને પરણવું તે એની મુનસફીની વાત !

**ડોલર :** ( ઊંડો નિશ્વાસ નાખીને ) ઓહ !

**ચિત્તરંજન :** આટલો ઊંડો નિશ્વાસ, ડોલર.

**ડોલર :** મને એકાએક પાંડવ–કૌરવોનો જમાનો સાંભરી આવ્યો ! દ્રૌપદી જેમ પાંચ પાંડવોને સામટા પરણી હતી, તેમ આપણી પ્રમીલા જો આપણા આ આખા સંઘને.......

**વૃંદાવન :** ( ઉશ્કેરાટમા ) Shut up !

( સભામા કોલાહલ, અર ! અરે ! ચૂપ રહો ! શાન્તિ ! શાન્તિ ! અરે પણ એમાં શું થઈ ગયું ? વગેરે અવાજો )

**કુંદન :** ( ઘંટડી પર હથેળી પછાડતાં ) શાન્તિ ! શાન્તિ ! Order ! Order ! તમે લોકોએ શું ખરેખર મહાભારત ઊભું કરવા ધાર્યું છે ? શાન્તિ ! શાન્તિ ! ( કોલાહલ ધીમે ધીમે શમે છે. ) હવે હું માની લઉં છું કે બે ઠરાવો આપણે કરી લીધા. એક, સંઘની સ્થાપનાનો. અને બીજો, સંઘદ્રોહની સજાનો. ( કબૂલ ! કબૂલ ! એવા અવાજો ) હવે હું આજની સભાના ત્રીજા અને છેલ્લા ઠરાવ ઉપર આવું છું. એ ઠરાવ એ છે કે....આપણે, બારેયે, આજે ને અત્યારે જ–ના, સાવ અત્યારે નહિ, આ સભા પૂરી થયા પછી એક કલાકે....

**એક અવાજ :** આજ રાતે અગિયાર વાગે.

**કુંદન :** ઠીક છે, આજ રાતે અગિયાર વાગે, પ્રમીલાના ઘર ઉપર ધસી જવું !

**બધા :** ( ચોંકી ઊઠીને ) ધસી જવું ?

**અરવિંદ :** ( ખુલાસો કરતો હોય તેમ ) એ તો માત્ર લડાઈની ભાષા છે ! બાકી આપણે હંમેશાં જઈએ છીએ એમ જવું ! પણ બધાએ સાથે !

**કુંદન :** એમ જ, આજે રાતના અગિયાર વાગે આપણે–બારેબાર જણાએ પ્રમીલાની મુલાકાત લેવી....અને તેને 'અલ્ટીમેટમ ( Ultimatum ) આપવું !

**બધા :** અલ્ટીમેટમ !

**કુંદન :** હા ! અલ્ટીમેટમ ! પ્રમીલાને આજે આપણે ચોખ્ખું સંભળાવી દેવું કે આજે ને આજે....મધરાત પહેલાં....અમારા બારમાંથી કોઈપણ એકને પસંદ કરી લે ! નહિતર.......

**બધા :** ( ખૂબ ઉત્સુકતાથી ) નહિતર ?

કુંદન : નહિતર-આજ મધરાતે અમે બધા નૈષ્ઠિક બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લઈ, તારા આંગણે, તારા લિફ્ટની સામે પિકેટિંગ કરીશું. પરણશું નહિ અને તને પરણવા દઈશું પણ નહિ ! બોલો, છો કબૂલ !

બધા : (સંસ્કૃતમાં સંકલ્પ કરતા હોય તેવી છટાથી) કબૂલ ! કબૂલ ! પરણશું નહિ....અને તને પરણવા દઈશું પણ નહિ !

કુંદન : તો અત્યારે દશમાં પાંચ છે અને અગિયારમાં પાંચે બરાબર એક કલાક પછી–આપણે સૌ 'પ્રમીલા–પ્રાસાદ'ની લિફ્ટ સામે મળીએ. લિફ્ટ બરાબર અગિયારને ટકોરે ઊપડશે.

અરવિંદ : લિફ્ટ એકી સાથે બારનો ભાર ઊંચકી શકશે ! કુંદન !

કુંદન : આ પ્રેમની લિફ્ટ છે, અરવિંદ ! ધારે તો આખી દુનિયાનો ભાર ઉપાડી શકે છે !

દર્શન ત્રીજું

પ્રમીલા : મારે આંગણે ભક્તોની ભીડ, તોય હું એકલડી !
કોને સંભળાવું પ્રાણની આ પીડ : પૃથ્વીમાં એકલડી !
(બહાર ગોવિન્દને જોઈ ને)

તું હજી અહીં જ છે, ગોવિંદ ! તારી ઓરડીએ નથી ગયો હજુ ! (યાદ આવતાં) હાય હાય ! હુંયે કેવી ભૂલકણી થઈ ગઈ છું આજકાલ ! મેં જ તો તને કહ્યું હતું, કલાકેક પહેલાં કે, આજ રાતે એક ભયાનક તોફાન આવવાનું છે. અને તારે મારી પડખે ઊભા રહેવાનું છે. નહિ ? સારું થયું ગોવિંદ, તું હજી ગયો નથી તે !........એક સવાલ પૂછું, ગોવિંદ ?

ગોવિંદ : તમે મને પગાર આપો છો બાઈસાહેબ, મને સવાલ પૂછવાનો અધિકાર એ પગારમાં આવી જાય છે.

પ્રમીલા : તું કેટલો ચબરાક છે, ગોવિંદ. અને છતાં કેટલો....તું પુરુષ છે, ગોવિંદ !

ગોવિંદ : જેટલી સ્ત્રીઓને હું ઓળખું છું તે બધી તેમ માને છે, બાઈસાહેબ !

પ્રમીલા : તેઓ એમ માનતી હોય, ગોવિંદ, તો તેમાં કંઈ ખોટું નથી. પણ તું તે બધી સ્ત્રીઓને સ્ત્રીઓ માને છે ખરો ?

ગોવિંદ : મારી વાત જુદી છે, બાઈસાહેબ. હું નોકર છું !

પ્રમીલા : નોકર ! નોકર ! તું મારો નોકર નથી ગોવિંદ, પણ....ગોવિંદ ! કલાક પહેલાં હું અમસ્થી જ ભડકી હતી, ગોવિંદ ! તોફાન કેવું ને વાત કેવી ! તું તારે નિ....રાં....તે તારી ઓરડીએ જઈને સૂઈ જા. (બારણાની ઘંટડી વાગે છે) અત્યારે કોણ હશે ?... જોઈએ ગોવિંદ ! અને આમ જો, કોઈ મહેમાન હોય તો જરા બહાર બેસજે–જતો નહિ હોં ! (ગોવિંદ જાય છે પ્રમીલા ગણગણે છે)

મારે આંગણે ભક્તોની ભીડ તોય હું એકલડી–
(દરમ્યાન વૃંદાવન દાખલ થાય છે)

વૃંદા: તું એકલી નથી, લા! એકલી તું કદી હતી નહિ અને કદી રહેવાની પણ નથી. બીજા ગમે તેમ કહે, આ વૃંદાવન કદી પણ તારો સાથ છોડવાનો નથી.

પ્રમીલા: એ તો મને તારી ખાતરી જ છે. પણ તું અત્યારે ક્યાંથી, દાવુ?

વૃંદા: દાવુ! કેટલું સુંદર લાગે છે આ સંબોધન તારા મોંમાં? દાવુ! (યાદ આવ્યું હોય તેમ,) પણ તું મને દાવુ કહે કે વૃન્દાવન વેવલો કહે, હું તારો ત્યાગ કદી પણ નહિ કરું! ના! કદી નહિ! Never! Never!

પ્રમીલા: તને શું થયું છે, દાવુ! આમ કેમ બોલે છે?

વૃંદા: અમે બાર જણાએ–તારા બારેબાર પ્રણયીઓએ–હજુ હમણાં જ એક ભીષણ સંકલ્પ કર્યો છે, લા!

પ્રમીલા: કઈ જાતનો?

વૃંદા: કે હવે તને એકલા કદી પણ ન મળવું–અમારામાંથી કોઈએ પણ નહિ!

પ્રમીલા: (હસતાં) અને છતાં–

વૃંદા: અને છતાં હું એકલો આવ્યો છું! સંકલ્પ કર્યા પછી બીજી જ ક્ષણે આવ્યો છું! કારણ જાણવા માગે છે? કારણ એટલું જ કે દાવુ લા વગર કદી જીવી જ નહિ શકે! જહન્નમમાં જાય પ્રતિજ્ઞા! આગ લાગો અમારા સંઘમાં!

પ્રમીલા: પણ આ બધું છે શું?

વૃંદા: મેં તને પહેલેથી જ કહ્યું હતું ને! અમારી એ મીટીંગ થઈ ગઈ, લા! અમારો સંઘ સ્થપાઈ ગયો. ઠરાવો પસાર થઈ ગયા. અમે લોકો આજ અગિયાર વાગે આવવાના છીએ, લા, તને અલ્ટીમેટમ આપવા!

પ્રમીલા: અલ્ટીમેટમ?

વૃંદા: હા અલ્ટીમેટમ! છેવટનો બોલ! કાં તો આજ મધરાત પહેલાં અમારામાંથી એકને–કોઈ પણ એકને–પરણી લે, કાં તો...

પ્રમીલા: (ચાળા પાડતાં) અને કાં તો?

વૃંદા: અને કાં તો અમે બારેબાર જણ આમરણ નૈષ્ઠિક બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લઈને તારી લીફ્ટની સામે પિકેટિંગ કરીશું! અમે પરણીશું નહિં અને તને પરણવા દેશું પણ નહિ; પણ લા! હું એમાં સામેલ નથી, લા! હું એ સંઘમાં હોવા છતાં તારી સાથે જ છું! અગિયાર વાગે હું પણ એમની સાથે આવીશ–તને અલ્ટીમેટમ આપવા; પણ અંદરખાનેથી હું તારો જ છું, અને તું મને પરણે કે ન પરણે, છતાં જીવનભર તારો જ રહેવાનો છું, એટલું કહેવા માટે જ..........(બારણાની ઘંટડી વાગે છે)....કોણ હશે?

ગોવિંદ: (દૂરથી) ચિત્તરંજન શેઠ આવ્યા છે!

પ્રમીલા: ભલે.

**વૃંદા:** ચિત્તુ! (ગભરાઈ ઊઠીને) અત્યારે! મને એ અત્યારે અહીં જોઈ જાય એ ન જ પરવડે, લા! મહેરબાની કરીને મને ક્યાંક છુપાવી દે, લા!

**પ્રમીલા:** ગભરા નહિ, દાવુ! ભગવાન બુદ્ધની આ મૂર્તિ છે, તેની પાસે બેસી જા, પાષાણ બનીને! આ પડદો હું બંધ કરી લઉં છું એટલે....(પડદો અવાજ સાથે બંધ કરે છે.)

**ચિત્તરંજન:** (દાખલ થતાં) આવ્યા વિના છૂટકો જ નહોતો! પ્રણયીને પણ કેવા કેવા પાઠ ભજવવા પડે છે, પીલુ! અત્યારે હું પાંચમી કતારિયાના પાઠમાં છું!

**પ્રમીલા:** કાંઈ ભાંગબાંગ તો નથી પીધીને ચિત્ત? આવું ઢંગધડા વગરનું બોલ્યા કરે છે તે!

**ચિત્તરંજન:** પ્રેમીઓ તો વગર ભાંગે જ મતવાલા હોય છે, પીલુ! પણ અત્યારે હું તને જે ખબર આપવા આવ્યો છું, તે મારા કોઈ ગાંડપણનું પરિણામ નથી. અત્યારે હું ખરેખર જ સંઘદ્રોહ કરી રહ્યો છું. મારા સાથીઓ પ્રત્યે બેઇમાન બની રહ્યો છું.

**પ્રમીલા:** પણ શા માટે? શા માટે તારે તારા સાથીઓ પ્રત્યે બેવફા બનવું પડે છે?

**ચિત્તરંજન:** કારણ કે હું તને વફાદાર છું-રહેવા માગું છું-કારણ કે મારી સર્વ આકાંક્ષાઓનું અંતિમ લક્ષ્ય, મારી સમગ્ર જીવનશ્રદ્ધાનો પાયો, મારી નિષ્ઠાની નેમ, મારા સકલ અસ્તિત્વનું પ્રયોજન, મારા શ્વાસોચ્છ્વાસનો હેતુ, તું છે! તારે ખાતર હું કુટુંબ, દેશ, ધર્મ અને ખુદ ઈશ્વરનો પણ ત્યાગ કરવા તૈયાર છું તો પછી મારા સાથીઓની તો વાત જ શી?

**પ્રમીલા:** (તાળીઓ પાડતી) ધન્યવાદ! ધન્યવાદ! તું પ્રેમના ક્ષેત્રમાં પડવાને બદલે રાજકારણના ક્ષેત્રમાં પડ્યો હોત, ચિત્તુ, તો અત્યાર સુધીમાં ઘણો મોટો માણસ થઈ ગયો હોત! તારી વાક્છટા ખરેખર અદ્ભુત છે.

**ચિત્તરંજન:** (દુભાયો હોય એમ) આ મશ્કરીનો વખત નથી પીલુ! એક મોટી કટોકટીનો વખત છે!....હું અત્યારે સંઘદ્રોહીના સ્વાંગમાં છું. તારા બારેબાર પ્રેમીઓએ આજે તારી સામે એક જબરદસ્ત કાવતરું કર્યું છે, પીલુ! અને અત્યારે અગિયાર વાગે અમે બધા તારી પાસે તને એક અલ્ટીમેટમ આપવા....

**પ્રમીલા:** પણ તો પછી તું એકલો....?

**ચિત્તુ:** તને ચેતવવા! અને તને ખાતરી આપવા કે ઉપરઉપરથી હું સંઘ સાથે દેખાઉં છું. છતાં અંદરખાનેથી....(ઘંટડી વાગે છે) પણ આ કોણ અત્યારે?

**ગોવિંદ:** (બહારથી) અરવિંદભાઈ.......

**ચિત્તુ:** અરવિંદ! અત્યારે? એકલો?

**પ્રમીલા** : તેં હમણાં જ ન કહ્યું મને, ચિત્તુ ! કે પ્રણયીને અનેક પાઠો ભજવવા પડે છે ! તો અરવિંદ પણ કોક પાઠ ભજવવા આવતો હશે !

**ચિત્તુ** : ભલે આવે પણ મારે એની આંખે ન ચઢવું જોઈએ. હું એ જાય ત્યાં સુધી અહીં આ પડદા પાછળ, છુપાઈ જાઉં છું, પીલુ. (બુદ્ધવાળા ખૂણા તરફ ધસે છે, જેમાં વૃન્દાવન છુપાયો છે !)

**પ્રમીલા** : હં....હં ત્યાં નહિ, તું અહીં રામકૃષ્ણ પરમહંસ પાસે આવી જા !

(પડદો પડે છે.)

**અરવિંદ** : (આવતાં) અત્યારે મને અહીં જોઈને તને નવાઈ ઊપજતી હશે, નહિ ?

**પ્રમીલા** : જરાય નહિ ! નવાઈઓથી તો હું હવે-એટલી બધી ટેવાઈ ગઈ છું....

**અરવિંદ** : કે આ ટાગોરનું બસ્ટ જીવતુંજાગતું બનીને ગાવા માંડે તો પણ તને એ સ્વાભાવિક લાગે, એમ જ ને ! બરાબર છે ! બરાબર છે ! પણ હકીકત એ છે, પમુ કે તું જાતે જ આ જગતની એક મોટામાં મોટી નવાઈ છે ! યૌવન અને ધન, સૌન્દર્ય અને સમજ, મેધા અને માધુર્ય.......પણ હું જે વાત કરવા આવ્યો છું તે જલદી કરી લઉં !.

**પ્રમીલા** : મને ખબર છે. તું શું કહેવા આવ્યો છે તે, અરવિંદ ! આજ અગિયાર વાગે તમે બધાય-બારેબાર-મને એક અલ્ટીમેટમ આપવા આવવાના છો, નહિ? કેમ એ જ ને!

**અરવિંદ** : તેં કેમ જાણ્યું, પમુ ?

**પ્રમીલા** : હું આશ્ચર્યની મૂર્તિ છું, અરવિંદ ! હું સર્વજ્ઞ છું ! સર્વવ્યાપક છું ! સર્વશક્તિમાન છું ! હજુ વધુ કહું ? તું અત્યારે એકલો શા માટે આવ્યો છે તે ? તું એ સંઘમાં છે, છતાં સંઘની બહાર છે એટલું કહેવા માટે ! બોલ ખરું છે કે નહિ ! (ઘંટડી વાગે છે) પણ આ કોણ ?

**ગોવિંદ** : મહેન્દ્રભાઈ !

**અરવિંદ** : મહેન્દ્ર ! મારે ક્યાંક છુપાઈ જવું જોઈએ, પમુ ! અહીં હું મહેન્દ્રની નજરે પડું તે કોઈ રીતે ન પોસાય ! મને ક્યાંક છુપાવી દે, પમુ. થોડીક વારને માટે !

(પ્રમીલા એને ટાગોરના બસ્ટ પાસે લઈ જાય છે.)

**પ્રમીલા** : તું આ ટાગોરનાં બસ્ટ પાસે ઊભો રહે. હું પડદો બંધ કરું છું.

(પ્રમીલા પડદો બંધ કરે છે. દરમ્યાન મહેન્દ્ર દાખલ થાય છે.)

**મહેન્દ્ર** : ફક્ત એક જ વાત કહેવા આવ્યો છું, મીલી, તે કહીને ચાલતો થઈશ.

**પ્રમીલા** : પણ બેસ તો ખરો !

**મહેન્દ્ર** : અત્યારે મારી પાસે એક પળ પણ નથી, મીલી ! મારી વાત સાંભળી લે ! તને મારા પર તો વિશ્વાસ છે ને, મીલી ?

**પ્રમીલા** : હિમાલય જેટલો !

**મહેંદ્ર** : તો સાંભળી લે. હું તે લોકોની સાથે નથી. સાથે આવીશ છતાં નથી–બોલીશ છતાં નથી. અગિયાર વાગે હું દેખાઈશ તોય હું નથી, મીલી અને....

**પ્રમીલા** : તું ગાંડો તો નથી થયો ને, મહેન્દ્ર ? હું તો કશું જ સમજતી નથી.

**મહેંદ્ર** : હું તને બધું નિરાંતે સમજાવીશ, મીલી–કાલ સવારે ! અત્યારે તો ફક્ત એટલું યાદ રાખજે કે હું જે છું તે જ છું. બસ .નમસ્તે !

**પ્રમીલા** : મહેન્દ્ર ! મહેન્દ્ર !

**મહેંદ્ર** : ( જતાં ) બાકી બધું સવારે, મીલી. ( જાય છે. )

**પ્રમીલા** : હા....શ ! ( ગણગણે છે ) 'મારે આંગણિયે ભક્તોની ભીડ, તોય હું એકલડી !' ( તાળી પાડી ) ગોવિન્દ........અહીં આવ, ગોવિન્દ !........મૂંગો કેમ ઊભો છે, ગોવિન્દ ? કંઈક તો બોલ, ગોવિન્દ ! તું સાંભળે તો છે ને ગોવિન્દ, હું શું કહું છું તે ?.... ( ઉશ્કેરાઈ ) ગોવિન્દ !

**ગોવિંદ** : ( ટાઢાશથી ) બાઈસાહેબ !

**પ્રમીલા** : ( વધુ ઉશ્કેરાટથી ) તું તારી જાતને સમજે છે શું, ગોવિન્દ ?........ ....( શાન્તિથી ) મને........મને માફ કરજે ગોવિન્દ ! આજે........મને કોણ જાણે શું યે થયું છે ?....હું વારેવારે ઉશ્કેરાઈ જાઉં છું. થોડા વખત પહેલાં હું તને કોઈક તોફાન વિષે કહેતી હતી ને !

**ગોવિંદ** : તમે તો પાછળથી એમ પણ કહેતાં હતાં બાઈસાહેબ, કે એ બધી તમારા મનની ભ્રમણા હતી !

**પ્રમીલા** : હું કહેતી હતી–જરૂર કહેતી હતી. પણ મારા મનની એ ભ્રમણા જ નીકળી, આખરે !........તોફાન ખરેખર શરૂ થઈ ગયું છે, ગોવિન્દ !

**ગોવિંદ** : ( શાંતિથી ) હું તો ક્યાંય દેખતો નથી, બાઈસાહેબ, અહીં તો બધું શાંત છે. તોફાન ક્યાં છે ?

**પ્રમીલા** : એક તોફાન આ પડદા પાછળ છે ! બીજું તોફાન આની પાછળ ! ત્રીજું તોફાન આ પડદા પાછળ ! અને ચોથું ... ( મહેન્દ્ર દોડતો આવે છે )....ચોથું આ દોડતું આવે ! ( મહેન્દ્ર ખૂબ હાંફે છે. )

**પ્રમીલા** : આટલો બધો ગભરાય છે શા માટે, મહેન્દ્ર ? તારી પાછળ ગુંડાઓ તો નથી પડ્યા ને ?

**મહેંદ્ર** : જે પાછળ પડ્યા છે તે ગુંડાઓ કરતા પણ વધારે ભયંકર છે, મીલી ! મને ક્યાંક છુપાવી દે. મને એમની નજરે ચડવું નહિ પોસાય. જલદી કર, મીલી ! ઈશ્વરને ખાતર, આપણા પ્રેમની ખાતર.... ... ....

**પ્રમીલા** : ( વિવેકાનંદવાળા ખૂણા ભણી આંગળી ચીંધી )....આ વિવેકાનંદ તારી

આબરૂને આંચ નહિ આવવા દે, મહેન્દ્ર. ( પડદો પાડી દે છે. )

કુંદન : ( બહારથી ) અંદર આવીએ કે પમુ ? સૂઈ તો નથી ગઈને ?

પ્રમીલા : કોણ કુન્દન ? આવ આવ ! અત્યારે ?....અરે....આવો....આવો !....બધાય છો ને શું ? આવ પ્રમોદ, આવ હરિન, આવ ડૉલર, આવ કિશોર, આવ પ્રમોદ, આવ અનંત.......આવો આવો, બેસો.......બહુ સારું થયું. તમે બધા આવ્યા તે ! આજ ખરેખર મને એકલું લાગતું હતું. આટલા બધા એકી સાથે આવ્યા તે ખરેખર સારું થયું, કુન્દન.

કુંદન : આથીયે વધારે આવવાના હતા, પ્રમીલા. પણ લાગે છે કે અમારામાંથી ચાર ફરી ગયા છે.

પ્રમીલા : ફરી ગયા છે ? કઈ બાબતમાં ? કાંઈ સમજ તો પાડો.

અનંત : અત્યારે અમે બારેબાર અહીં આવવાના હતા, પણ. પણ વૃન્દાવન અરવિન્દ, મહેન્દ્ર અને ચિત્તરંજન નક્કી કર્યા પ્રમાણે અગિયારમાં પાંચે તારી પાસે, તારી લીફ્ટ પાસે, ન આવ્યા.

પ્રમીલા : એ લોકો કદાચ લીફ્ટ વગર આવવા માગતા હશે, ઊડીને !

કુંદન : આ મશ્કરીનો વખત નથી પ્રમીલા, ખૂબ ગંભીર કટોકટીનો પ્રસંગ છે. આવા પ્રસંગે અમારા બારમાંથી ચાર જણ ખૂટલ નીકળે.......

પ્રમીલા : ખૂટલ !

ડૉલર : બાયલા ! ટીચકારા !

હરિન : કાયર, કુટિલ, પ્રપંચી !

કિશોર : ખોટાબોલા ! દગાબાજ !

પ્રમીલા : જરા ધીરેથી બોલો, દોસ્તો ! રાતનો વખત છે....નહિતર આ ગોવિન્દને લાગશે કે આપણે કોઈ મહાભયંકર તોફાનમાં સપડાયાં છીએ !

કુંદન : અમે એક તોફાન ઉઠાવવા જ આવ્યા છીએ, પ્રમીલા. લાચારીથી– અનિચ્છાએ ! ઘણા જ દુઃખ સાથે ! અમે તને ચાહીએ છીએ, પ્રમીલા.

પ્રમીલા : તમારી એ લાચારી માટે હું ખરેખર દિલગીર છું, કુંદન પણ–

કુંદન : અમે તને અલ્ટીમેટમ આપવા આવ્યા છીએ, પ્રમીલા–

પ્રમીલા : તમારી એ હિંમત માટે હું ઘણી મગરૂર છું, કુન્દન. બોલો તમારું અલ્ટીમેટમ શું છે ?

અનંત : આજ મધરાત સુધીમાં તારે અમારામાંથી એકના ગળામાં વરમાળા આરોપવી જ પડશે.

પ્રમીલા : અને એમ કરવાની હું ના પાડું તો ?

કુંદન : તો.......તો અમારે તારી સામે સીધાં પગલાં લેવા પડશે ! સત્યાગ્રહ કરવો પડશે ! Direct actions લેવાં પડશે !

**પ્રમીલા** : તમારા આઠેયનો આ નિર્ણય છે?

**અનંત** : નિર્ણય તો અમારા બારેબાર સભ્યોનો છે; પણ અમારામાંથી ચાર...

**પ્રમીલા** : ખૂટલ નીકળ્યા એમ કહેવા માગો છો ને? પણ તમે ભૂલો છો. તમે જેને ખૂટલ ગણો છો એ ચાર તો તમારા કરતાં પણ વધારે બહાદુર નીકળ્યા છે, દોસ્તો! તેમણે તમારા પહેલાં જ આવીને તમારું અલ્ટીમેટમ મને સંભળાવી દીધું છે!

**બધા** : ખોટી વાત! એ કાયરોમાં એટલી તાકાત હોય તો જોઈએ શું?

**પ્રમીલા** : ન માનતા હો તો જોઈ લો....આ પુરાવો. (ચપોચપ પડદા ખોલે છે.) આ દાવુ–(વચ્ચે અવાજો 'વેવલો') આ અરવિન્દ–('અરવિન્દ મીંઢો') આ મહેન્દ્ર–(અવાજો–મહેન્દ્ર મસાણિયો) અને આ ચિત્તરંજન–('ચિત્તુ ચાડિયો'). હવે મહેરબાની કરીને બધા વ્યવસ્થિત રીતે બેસી જાવ.... રાતનો વખત છે....જરા વિનોદની વાતો કરીએ....કોઈ ગાય....કોઈ પિયાનો પર બેસે, કોઈ નાચે! જીવન ટૂંકું છે. આનંદ પારાવાર છે. ચાંદની ચાર દિનની છે. માણવાની ઇચ્છા છે ને, અનંત!

**કુન્દન** : એ બધા મલાવા મૂકી દે, પમુ! ઘણા દિવસે તેં અમને રમાડ્યા છે!

**પ્રમીલા** : તો હવે થોડી વાર તમે મને રમાડો!

**કુન્દન** : અમે ફરીથી કહીએ છીએ તને પ્રમીલા કે આ પ્રસંગ બહુ જ બારીક છે. અમારી માગણીનો તું સ્વીકાર કરે છે કે ઇન્કાર! સ્વીકારની સાથે સમાધાન અને શાંતિ છે અને ઇન્કારની સાથે તારી અને અમારી વચ્ચે એક મહાભયંકર સંઘર્ષણ છે એ ન ભૂલીશ! તું શાંતિ ચાહે છે કે સંઘર્ષ?....પ્રમીલા!

**પ્રમીલા** : શાંતિ!

**બધા** : બોલો સંઘશક્તિનો....જય!

**કુન્દન** : તું ખરેખર અમને પરણવા તૈયાર છે, પ્રમીલા?

**પ્રમીલા** : તમને બધાને?

**અનંત** : વળી પાછી ઉડાવવા માંડી! અમે શું કહેવા માગીએ છીએ તે તું બરોબર સમજે છે, પ્રમીલા!

**પ્રમીલા** : તમારી ઇચ્છા, તમારી માગણી—આજે બાર વાગ્યા પહેલાં મારે હાથે મીંઢળ બંધાવવાની છે ને? તે પૂરી કરવા હું બંધાઉ છું!

**બધા** : ઇન્કિલાબ ઝિન્દાબાદ! સંઘશક્તિનો જય!

**પ્રમીલા** : માશીબાની પૂજામાંથી એક હાર લઈ આવ તો જલદી, ગોવિંદ, અને આમ જો, અહીં કંઈ તોફાન નથી હો!........ચાલો, હવે ગોઠવાઈ જાવ. થોડાક વખતમાં હવે સ્વયંવર શરૂ થાય છે!

**વૃન્દાવન :** તું આટલી સહેલાઈથી માની જશે એમ અમે નહોતું માન્યું, લા !

**અરવિન્દ :** અમે તો લાંબા સંઘર્ષણને માટે તૈયાર થઈને બેઠા હતા, મીલી !

**ચિત્તરંજન :** અમારું અલ્ટીમેટમ સાંભળ્યા પછી અમારું મોઢું પણ તું નહિ જુએ એવી અમને ધાસ્તી હતી, માઈલા !

**પ્રમીલા :** પ્રણયીઓનું હમેશાં એવું જ હોય છે : પોતાની પ્રિયતમાને તે લોકો કદી પણ પિછાણી શકતા નથી. પણ આ ગોવિન્દ આવી ગયો......લાવ માળા, ગોવિન્દ !....ના ગોવિન્દ, તારે હવે બહાર જવાની જરૂર નથી. આજે મારા-જીવનની એક મહાગંભીર ઘડી છે. આવે વખતે તારા જેવો એક વિશ્વાસુ અને સ્વસ્થ માણસ મારી પડખે હોય એ ખૂબ જ જરૂરી છે. તું પાસે ઊભો હોઈશ, તો મારી ભૂલ નહિ થાય, ગોવિન્દ !......ચાલો હવે શરૂઆત કરીએ ! કુન્દનથી જ....બોલ કુન્દન, આ માળા હું તારા ગળામાં આરોપું, તો તું મને કેવી રીતે રાખીશ ?

**કુન્દન :** હું તને આ ફૂલોની પેઠે જ રાખીશ, પ્રમીલા !

**પ્રમીલા :** એટલે કે હું કરમાઈ જઈશ ત્યારે તું મને આ બારીમાંથી બહાર ફેંકી દઈશ ! ના....નો....મારે ફૂલની માફક નથી રહેવું. તું શું કરીશ અરવિંદ ?

**અરવિંદ :** હું તો તને મારી આંખોની કીકી સમજું છું, મીલી !

**પ્રમીલા :** ઊહું ! મારે કોઈનીયે આંખોની કીકી નથી બનવું. આંખોની કીકી તો જગતને જોવા માટે છે. મારો ઉપયોગ કોઈ જગતને જોવાના એક સાધન તરીકે કરે એ મને ન જ ગમે. તું શું કહે છે ઠોલર ?

**ડોલર :** તું મારું જગત છે, પ્રમીલા ! તું મને પરણીશ તો હું તારા સિવાય કોઈનેય નહિ જોઉં.

**પ્રમીલા :** એટલે કે તું આ ઘરમાં જ ભરાઈ રહીશ, એમ ને ? ના....ના, એવો વર તો કોઈનેય ન ગમે ? તારું શું છે, અનંત ?

**અનંત :** હું આખી દુનિયાની લક્ષ્મી તારા ચરણોમાં ધરીશ !

**પ્રમીલા :** બાપ રે ! એટલી વારમાં તો હું બુઢ્ઢી થઈ જઈશ ! તારો શું વિચાર છે હરિન ?

**હરિન :** હું તો તારા સૌન્દર્યનાં કાવ્ય જ કર્યા કરીશ.

**પ્રમીલા :** તો તો, તને પરણવાની કાંઈ જ જરૂર નથી, હરિન ! પરણેલી સ્રીને સૌંદર્ય જ નથી હોતું-ખાસ કરીને તેના પતિની પોતાની દૃષ્ટિએ ! તું શું કહે છે, કિશોર ?

**કિશોર :** હું તો છાયાની પેઠે તને અનુસરીશ, પ્રમીલા !

**પ્રમીલા :** એનો અર્થ તો એ જ કે હું ગાંડી જ થઈ જાઉં ! ઊહું ! તું મને શું કહે છે, પ્રમોદ ?

**પ્રમોદ** : દેવી તરીકે સ્થાપી તારી પૂજા કરીશ !

**પ્રમીલા** : એટલે તારે મને એક જીવતી જાગતી સ્ત્રીમાંથી પાષાણની એક પ્રતિમા બનાવવી છે, ખરું ને ! છી....છી ! મારો નવલ ક્યાં ગયો ?

**નવલ** : (ઊર્મિલતાથી) પ્રે....મી ! આખરે મને સંભાર્યો ખરો ! પ્રે....મી ! પણ મને તો તારે પૂછવાની પણ જરૂર નથી. તું મને પરણીશ તોપણ–હું તો જેમ અત્યારે વર્તું છું તેમ જ વર્તીશ. તારા નામની માળા જપ્યા કરીશ. પ્રે....મી !....પ્રે....મી !

**પ્રમીલા** : તને મારા નામની માળા જપવાની છૂટ છે, નવલ. સાત જન્મ સુધી ! એટલા ખાતર હું તને બંધનમાં નહિ રાખું ! હવે એક તું રહ્યો ભોગી, હું તને પરણું તો—

**ભોગી** : તો ? તો તે પછી મારે કેવી રીતે વર્તવું તે મને તારી જાતે જ શીખવવું પડશે. પ્રભુ ! દરરોજ સવારે તારે એક આજ્ઞાપત્ર ઘડવું પડશે કે, તે દિવસ પૂરતી મારી પાસે તારી શી શી અપેક્ષાઓ છે. હું તું કહીશ તે થઈશ, પ્રભુ....સહચર, અનુચર અને પરિચર ! વજીર, સેનાપતિ ને ગુલામ, દોસ્ત અને દિલબર—

**પ્રમીલા** : ટૂંકમાં બધું જ, એક માત્ર મારા સ્વામી સિવાય ! ઊંહું....

**કુન્દન** : આનો અર્થ એ જ, પ્રમીલા, કે તું અમારા અલ્ટીમેટમની હાંસી ઉડાવવા માગે છે ! તને તો અમારામાંથી કોઈ પણ...

**પ્રમીલા** : શું બધાની પરીક્ષા થઈ ગઈ, કુન્દન ? અને બધા જ નિષ્ફળ સાબિત થયા ?

**કુન્દન** : બધા જ, સિવાય કે આ ગોવિંદ !

**પ્રમીલા** : ઠીક સંભારી આપ્યું, કુન્દન ! આ ગોવિંદને પણ પૂછી લેવા દે, એક વાર !

**બધા** : (ગભરાઈ ઊઠ્યા હોય તેવી રીતે) ગોવિંદ !

**પ્રમીલા** : હા. ગોવિંદને ! આમ જો, ગોવિંદ ! અહીં જે ચાલી રહ્યું છે તે તો તું જાણે છે ને ?

(ગોવિંદ ચૂપ રહે છે.)

**પ્રમીલા** : આ બધાને મેં પૂછ્યું અને આ બધાએ શા જવાબો આપ્યા તે તેં (અવાજ સહેજ ઊંચો કરીને) સાંભળ્યાને ગોવિંદ ?

**ગોવિંદ** : હા.

**પ્રમીલા** : તો હવે તે જ સવાલ હું તને પૂછું છું, ગોવિંદ ! ધાર કે આ વરમાળા હું તારી ડોકમાં આરોપું તો....

**ગોવિંદ** : હું તો આપનો નોકર, બાઈસાહેબ.

**પ્રમીલા** : ઠીક છે. પણ ધાર કે આ વરમાળા હું તારા ગળામાં આરોપું તો, –તો તુ મને કેવી રીતે રાખે ?

ગોવિંદ : કેવી રીતે રાખું ? પરણ્યા પછી ? પહેલાં તો બાઈસાહેબ, આ આખા ધાડિયાંને ઊભા ને ઊભા જ તગડી મૂકું–હમેશને માટે. અને પછી ભવિષ્યમાં કોઈ ગડબડ ન થાય એટલા ખાતર તમને આ ઘરમાંથી બહાર જ ન નીકળવા દઉં !

**પ્રમીલા** : અને એમ કરવાની હું ના પાડું તો ?

**ગોવિંદ** : તો ? મારી બાયડી મારું કહ્યું કરવાની ના પાડે? તો આ હાથ જોયો છે, બાઈસાહેબ ? (ગર્જનાથી) આ હાથનો એક તમાચો ભલભલાની સાન ઠેકાણે લાવવા પૂરતો છે. હું પુરુષ છું બાઈસાહેબ !

**પ્રમીલા** : તું માત્ર પુરુષ નથી, ગોવિંદ. તું એક જ પુરુષ છે, અહીંયાં ! (ઘડિયાળના ટકોરા વાગે છે.) અને મારા માથે અલ્ટીમેટમ ગાજે છે, એટલે બીજા કોઈ કારણે નહિ, તોપણ આ ગૃહસ્થોને આમરણાંત નૈષ્ઠિક બ્રહ્મચર્ય ન પાળવું પડે એટલા ખાતર પણ તારે ગળે આ વરમાળા આરોપું છું.

**ઉશ્કેરાયેલા અવાજો** : પ્રમીલા ! લા ! માઈલા ! મીલી ! પીલુ ! પમુ ! આ શું કરે છે ? પાગલ થઈ છે ? જોઈ લેજે ? એક નોકરને ગળે વરમાળા આરોપે છે ?

**પ્રમીલા** : (ઘોંઘાટમાં તરી આવતો અવાજ) નોકર ? પરણ્યા પછી પત્નીના નોકર તરીકે રહેવાનું વચન આપનારાઓ કરતાં, નોકર હોવા છતાં પુરુષની પેઠે જીવનારાઓ શું ખોટા, મિત્રો ? અને વળી આ નોકરના પૂર્વજીવન ઉપર વધુ પ્રકાશ મેળવવા ઇચ્છતા હો તો આવતી કાલે સૌને આમંત્રણ છે–કુમારી પ્રમીલા દેસાઈ એમ. એ. અને પ્રૉ. પ્રણયકાંત અમીન એમ. એ., પીએચ. ડી.ની વેવિશાળ પાર્ટીમાં !

**બધા** : (આશ્ચર્યથી) હેં....હેં....આ શું ? ગોવિંદ....તે....પ્રૉ. પ્રણયકાંત....?

**ગોવિંદ ઉર્ફે પ્રણયકાંત** : (પ્રમીલાના કાનમાં) તેં મને ક્યારથી ઓળખી લીધો હતો, પ્રમીલા ?

**પ્રમીલા** : તું આશીબાની ભલામણ લઈને મારી નોકરીમાં જોડાયો ત્યારથી, અને સાચું કહું તો તે પળથી જ હું તને પરણી ચૂકી હતી, મનથી !

**બધા** : તો પછી અમને તો તેં નચાવ્યા ને, ટટળાવ્યા ને આટલા દિ' ?

**પ્રમીલા** : એ તો તમારામાંથી જ કોઈએ કહ્યું હતું ને હમણાં કે, પ્રણયીઓને અનેક જાતના પાઠ ભજવવા પડે છે !

**પ્રણયકાંત** : ખરું છે, તારા પ્રેમને ખાતર મારે નોકરનો પાઠ ભજવવો પડ્યો, પ્રમીલા !

**પ્રમીલા** : અને મારે શેઠાણીનો !

**બધા** : અને અમારે બેવકૂફોનો !

(પડદો પડે છે.)

## ૨ : જ્યોતસે જ્યોત જલે !

સ્થળ : મુંબઈનું કોઈ એક પરું.
સમય : સાંજ અને રાતની વચ્ચે.

**પાત્રો :**

મધુસૂદન.
સુધા : મધુસૂદનની પત્ની.
રશ્મિ : તેમનો એકનો એક પુત્ર, જે કૉલેજના છેલ્લા વરસમાં છે.
ઉમા : રશ્મિની સહાધ્યાયિની.
હરિદાસ શેઠ : એક શ્રીમંત.

[ *એક માળના એક જૂના મકાનના ભોંયતળિયાના બે બ્લોકોમાંથી એક બ્લોક.* મકાન એક મોટા કમ્પાઉન્ડમાં પડું પડું થતું ઊભું છે. ભંગાર જેવું ફાટક વટાવીને અંદર દાખલ થાઓ, તે પછી ખાસી એક મિનિટ ચાલવું પડે મકાન સુધી પહોંચતાં, એટલું મોટું કમ્પાઉન્ડ છે. વચ્ચે આવેલાં પાંચેક પગથિયાં ચઢ્યા કે તરત જ સામસામાં બે બારણાં આવે છે; તેમાંથી જમણી તરફનું બારણું જે બ્લોકમાં પડે છે, તે બ્લોક એ આપણી નાટિકાનું કાર્યક્ષેત્ર છે. કૉલબેલની વ્યવસ્થાની અહીં જરૂર જ નથી, કારણ કે બારણું મોટે ભાગે ઉઘાડું જ હોય છે...બ્લોકમાં દાખલ થતાં પહેલો બેઠકનો ઓરડો છે, જેમાં આપણી નાટિકા ભજવાય છે. બેઠકના ઓરડામાંથી સામે રસોડામાં જવા માટે અને બાજુ પર સૂવાના ઓરડામાં જવા માટે બારણાં છે. બાકી રહી કમ્પાઉન્ડના ફાટક તરફની દીવાલ-જેમાંની બે બારીઓ કમ્પાઉન્ડમાં પડે છે...બન્ને બારીઓનાં નીચલાં અડધિયાં હમેશાં બંધ રહે છે.

આ બેઠકના ઓરડામાં બે બારીઓની વચ્ચોવચ્ચ એક મોટું ટેબલ છે-જેના ઉપર બન્ને બાજુ ખડકાયેલાં પુસ્તકોની વચ્ચે વિનોબાજીનો ફોટો છે. ટેબલની સામે દીવાલ પર ગાંધીજીની એક મોટી (ઓરડાના પ્રમાણમાં સહેજ મોટી) છબી છે. રસોડા-ના બારણાવાળી દીવાલ અને આ દીવાલ વચ્ચેના ખૂણામાં ત્રાંસવા લોખંડનું કાચવાળું કબાટ છે, જેમાં કુટુંબ આખાનાં કપડાં રહે છે. કબાટની બન્ને બાજુએ, બે દીવાલો પર ઘરધણી અને ઘરધણિયાણીના જુવાનીના ફોટોગ્રાફ્સ, બહુ જ સુઘડ રીતે ઊભેલો માણસ હાથ લાંબો કરે તો સહેલાઈથી ઉતારી શકાય એટલી ઊંચાઈએ ટિંગાડેલ છે.

આ કબાટની બરાબર સામેવાળા ખૂણામાં એક નાની અને હલકી ટિપાઈ છે...અને એ ટિપાઈની બન્ને બાજુએ બે હલકી ફોલ્ડિંગ ખુરસીઓ છે. એક ફોલ્ડિંગ ખુરસી ટેબલની સામે છે. ]

**પડદો ઊપડે છે ત્યારે...**

મધુસૂદન અર્ધ-ઉઘાડા કબાટની સામે ઊભો ઊભો ઘડીક અરીસામાં અને ઘડીક બારીમાંથી બહાર કમ્પાઉન્ડમાં ઊભેલી મોટર તરફ જોતો જોતો કપડાં પહેરતો હોય છે. સુધા એને મદદ કરી રહી છે. અત્યારે મધુસૂદનમાં જેટલો તરવરાટ છે, તેટલી જ સુધામાં શિથિલતા છે.

**સુધા :** ( અત્યંત ઉદાસ ભાવે ) તમે આ ઠીક નથી કરતા, મધુ !

**મધુસૂદન :** ( હસતાં હસતાં ) એ તો તેં મને આજ એક સો ને દસ વાર કહ્યું છે, સુધી !

**સુધા :** ( હજુ પણ વધુ ગંભીર બનીને ) તો હવે એક સો ને અગિયારમી વાર કહું છું, મધુ, કે તમે આ ઠીક નથી કરતા ! ( એના ખમીસમાં બટન નાખવાનું શરૂ કરે છે. )

**મધુ :** ( મોટરનું ભૂંગળું સાંભળતાં ) જલદી ! જલદી ! અર્ધો કલાક થઈ ગયો મોટરને આવ્યે ! શેઠ વાટ જોતા હશે !

**સુધા :** ( બટન નાખતાં ) આનું પરિણામ આપણા કોઈના માટે સારું નહિ આવે, મધુ, ખરેખર, તમે આ ખોટું કરી રહ્યા છો !

**મધુ :** ( એકાએક કડક બનીને ) શું એક બાપ તરીકે દીકરાના ભાવિનો વિચાર કરવાનો મને અધિકાર નથી ?

**સુધા :** અધિકાર કેમ નથી ? છે ! જરૂર છે ! વિચાર કરવાનો અધિકાર જરૂર છે ! પણ તમે તો એના ભાવિનો વિચાર કરવાને બદલે નિર્ણય કરવા નીકળ્યા છો......મધુ !

**મધુ :** આમ જો, સુધી, આ લગ્ન થાય, તેની સામે તને વાંધો શો છે ? ( કબાટમાંથી ફોટો કાઢી તેને બતાવતાં ) આ માલતી તને નથી ગમતી ? આપણા રશ્મિ માટે તે યોગ્ય નથી, એમ તને લાગે છે ? ( ભૂંગળું સાંભળતાં—બારીમાંથી બહાર શોફરને ) આ આવ્યો, બે મિનિટમાં !...કેટલી સુંદર છે !

**સુધા :** કોણ મોટર કે માલતી ?

**મધુ :** બન્ને ! મોટર મોટરની રીતે અને માલતી માલતીની રીતે ! પણ તને આ ચહેરામાં કાંઈ કહેવાપણું લાગે છે ?

**સુધા :** કશું જ નહિ, મધુ ! માલતી ખૂબ રૂપાળી હશે, ખૂબ બુદ્ધિમાન હશે, ખૂબ સુશીલ પણ હશે, કદાચ ! પણ....

**મધુ :** પણ ? પણ શું ? ( અવાજને બહુ જ ધીમો કરીને, તેમ જ હાથથી આટલા બધાનો અભિનય કરીને ) આટલા બધા રૂપિયા લઈને તે આવવાની છે. આ ઘરમાં, તે નથી ગમતું ?

**સુધા :** ( કડવાશથી ) ના, નથી ગમતું ! ( વધુ કડવાશથી ) નથી જ ગમતું ! ( કરુણ સ્વરે ) તમે આ આટલા બધા રૂપિયાની વાત કરો છો મધુ, ને મને લાય લાગે છે !

**મધુ :** એ બધા વેવલાવેડા છે, સુધા ! Sheer Sentimentalism ! રૂપિયાથી કોઈને લાય લાગી હોય એમ સાંભળ્યું નથી; બાકી, હા, રૂપિયાના અભાવથી લાય જરૂર લાગે છે ! હું એ લાય ઓલવવા માગું છું, સુધા, તું સમજતી કેમ નથી ?

**સુધા :** (કબાટની પાસે, દીવાલ પર મધુસૂદનની જુવાનીનો એક ફોટો ટિંગાય છે, તે ઉતારીને) આને ઓળખો છો ?

**મધુ :** (હસીને) મને ખાતરી જ હતી, કે આખરે તું આ જ દલીલ ઉપર આવીશ. (ફોટો સુધાના હાથમાંથી પોતાના હાથમાં લઈને) આ શ્રીમાનને હું બરાબર ઓળખું છું, અથવા ઓળખતો હતો એમ કહેવું જોઈએ; કારણ કે એને ગુજરી ગયાને આજે પચ્ચીસ વરસ થઈ ગયાં.

**સુધા :** (એના મોં પર હથેળી દાબતાં) આવું અમંગળ શું કરવા બોલતા હશો, મધુ !

**મધુ :** મેં કહ્યું તે તને અમંગળ લાગતું હશે, કદાચ, સુધા, પણ તે અસત્ય તો નથી જ ! પચ્ચીસ વરસ પહેલાંનો મારો આ ફોટો જો, અને (કાચમાંના પ્રતિબિંબ સામે ઇશારો કરતાં) અને આજની આ મારી છબી જો ! કેટલો તફાવત છે બે વચ્ચે ! (હાથમાંના ફોટાને બતાવી) જે આણે કર્યું તે (કાચમાંના પ્રતિબિંબને ઉદ્દેશીને) આ કદી પણ કરી શકશે ? આણે આટલા બધા રૂપિયાને ઠોકરે માર્યા હતા...તારે ખાતર....!

**સુધા :** એ ભૂલ માટે આજે પસ્તાઓ છો, મધુ !

**મધુ :** એ ભૂલ નહોતી સુધા, મારા જીવનની એક અપૂર્વ ઘડી હતી...એ ઘડીની ઉષ્માથી તો મારું આખું જીવન આ હૈયા-બાળ ગરીબી વચ્ચે આનંદમય બની રહ્યું છે. (સુધાને મનાવવાનો પ્રયત્ન કરતાં) નથી માનતી, સુધી ! પેલી શ્રીમંત શ્યામાને મૂકીને હું તને પરણ્યો એને મેં મારા જીવનની એક પરમ શિખર-સિદ્ધિ ગણી છે. સુધી ! હમેશાં ગણી છે ! તને મારી આ વાતમાં શંકા આવે છે, સુધી !

**સુધા :** જરાય નહિ ! તમે કહો છો તેનો એકેએક અક્ષર હું સાચો માનું છું, મધુ ! એને માટે જ તો મને દુઃખ થાય છે ને કે, એક વખત જેણે હજારો રૂપિયાને લાત મારી, તે મારો મધુ....આજે જાતે ઊઠીને રૂપિયાને ખાતર પેટના દીકરાને....(વેચવાનો અભિનય કરે છે)....શું કહું ?

**મધુ :** કહે ને 'વેચે છે !' અચકાય છે શા માટે ? હું રૂપિયાને ખાતર આપણા રશ્મિને વેચી રહ્યો છું એમ તને લાગે છે ને ? ભલે, એમ તો એમ ! હું વેચી રહ્યો છું ? મારે એને વેચવો છે ! જે ગરીબીનું હળાહળ આ પચ્ચીસ વરસ દરમ્યાન મેં પીધું છે, સુધા, આપણે બન્નેએ પીધું છે—વગર વાંકે, તે હળાહળથી હવે મારે આપણા રશ્મિને બચાવી લેવો છે, બની શકે તો !

**સુધા :** (કડવાશથી હસતાં) : તમે ખરેખર વૃદ્ધ થયા છો, મધુ !

**મધુ :** એ મેણાની હવે મારા પર કશી જ અસર નથી થવાની, સુધા ! (ભૂંગળું) હું જાઉં છું સુધા ! મને માફ કરજે ! પણ જીવનમાં આ એક વાર તો તારું

નથી જ માનવાનો! (બહાર નીકળતાં નીકળતાં) અબઘડી પાછો આવું છું–બધું નક્કી કરીને!

(મધુ બારણામાંથી બહાર નીકળે છે તેની સાથે જ રશ્મિ અંદર આવે છે... અને બહાર મોટર ઊપડવાનો અવાજ આવે છે.)

**રશ્મિ :** બાપુ ક્યાં ગયા, બા? શું નક્કી કરવા ગયા એ?

(સુધા મધુસૂદનનો જુવાનીનો ફોટો પાછો એને ઠેકાણે લટકાવતી હોય છે.)

તું બોલતી કેમ નથી, બા? આજ આટલી બધી ઉદાસ કેમ છે, બા?

(સુધા ફોટો ટાંગીને ટેબલ સામે ખુરસી પર બેસી જાય છે...અને માથું ટેબલ પર ઢાળી દઈને ડૂસકાં દબાવવાનો પ્રયત્ન કરે છે.)

બા, બા, બા! તને મારા સમ, બા, મારાથી કંઈ છુપાવે તો! બાપુજી ક્યાં ગયા? શું નક્કી કરવા ગયા? હું તો તને એક ખુશ ખબર આપવા આવ્યો હતો....અને તું તો....

**સુધા :** તારા બાપુ તને ખૂબ ચાહે છે, બેટા! તારા સુખને ખાતર એ જીવ પણ કાઢી આપે!

**રશ્મિ :** એ હું ક્યાં નથી જાણતો બા! તમે બન્નેએ મને લાડ લડાવી લડાવીને એવો તો ફટવી મૂક્યો છે કે,....પણ બાપુજી શું નક્કી કરવા ગયા છે?

**સુધા :** પહેલાં તું મને એ કહે કે તું કયા ખુશ ખબર આપવા આવ્યો હતો!

**રશ્મિ :** નહિ, પહેલાં તું કહે, તું આટલી બધી ઉદાસ કેમ થઈ ગઈ હતી, બાપુજી ગયા ત્યારે?

**સુધા :** એ તો એમ છે ને, બેટા કે તારા બાપુજી મને મેલીને ક્યાંય જાય, એ મને જરાય ગમતું નથી!

**રશ્મિ :** કહે ન કહે બા, પણ આજ તું મારાથી કંઈક છુપાવે છે. (ભોંય પર પડેલા માલતીના ફોટા પર નજર પડતાં, તેને ઊંચકીને) અરે, આ માલતી-નો ફોટો અહીં ક્યાંથી, બા?

**સુધા :** તું એને ઓળખે છે બેટા?

**રશ્મિ :** આખું મુંબઈ ઓળખે છે, એને!

**સુધા :** કેટલો સુંદર અને કેટલો નિર્દોષ ચહેરો છે!

**રશ્મિ :** સુંદર છે એમ આખું મુંબઈ કહે છે. નિર્દોષ છે કે નહિ, કોણ જાણે! આખું મુંબઈ એની પાછળ ગાંડું છે.

**સુધા :** કહે છે કે એનો બાપ ખૂબ પૈસાદાર છે!

**રશ્મિ :** માટે સ્તો! ભારતમાં સૌથી શ્રીમંત જે દોઢસો બસો કુટુંબો છે તેમાંનું એક કુટુંબ છે આ...........

**સુધા :** ત્યારે તો...........

**રશ્મિ :** ત્યારે જ તો હું એને બરાબર ઓળખું છું ને ! એ લોકો જેટલું મહત્ત્વ મોટરને આપે છે, તેના સોમા ભાગનું પણ માણસને નથી આપતાં !

**સુધા :** મોટરની પણ દુનિયામાં જરૂર તો ખરી ને ?

**રશ્મિ :** શિકારીઓને તો ખાસ !

**સુધા :** એટલે ?

**રશ્મિ :** ન સમજી, બા ! આગળના વખતમાં શિકારીઓ ઘોડા ઉપર અથવા રથમાં બેસીને શિકાર કરવા જતા, હવે તેઓ મોટરમાં બેસીને શિકાર કરવા જાય છે ! શિકારના કરતાં શિકારીની ઝડપ વધારે હોય તો જ શિકારી ફાવે ને ?

**સુધા :** તને આવું આવું બોલતાં શીખવાડે છે કોણ ?

**રશ્મિ :** કોણ શીખવાડે છે, કહું ? આમ જો, એક તો આ, મારા બાપુ ! પચ્ચીસ વરસ પહેલાં, પહેલી વાર એ જેલમાં ગયા, તે વખતનો આ એમનો ફોટો ! એ મારા પહેલા ગુરુ ! એ વખતના સત્યાગ્રહી સૈનિકોમાં એ 'ખાંડાની ધાર'ને નામે ઓળખાતા તે વખતનાં એમનાં બધાં જ ભાષણો મેં વાંચ્યાં છે ! અહો હો, કોઈ જબરો પ્રેરણાનો ધોધ વહે છે, એ ભાષણો-માં ! અને (સુધાનો ફોટો, જે કબાટની બીજી બાજુ ટિંગાય છે, તે ઉતારીને) અને આમ જો બા........

**સુધા :** એમાં શું જોવાનું છે, બેટા ! એ તો મારી છબી !....

**રશ્મિ :** તું જેલમાંથી બહાર નીકળી, છેલ્લી વાર, તે વખતની–બાપુએ મને મારી સાતમી વરસગાંઠને દિવસે ભેટ આપેલી ! એ મારી બીજી પ્રેરણાદાત્રી ! આમ જો. આ તારો સંદેશ, તે વખતનો 'અમારાથી સવાયો બનજે !'.... મારા જેવો સદ્ભાગી મારી ઉંમરનો બીજો કોઈ વિદ્યાર્થી ભાગ્યે જ હશે. બા ! પણ હવે મને જવાબ દે. આ માલતીનો ફોટો અહીં ક્યાંથી આવ્યો ? અને બાપુ શું નક્કી કરવા ગયા છે ? અને હું આવ્યો ત્યારે તું ઉદાસ કેમ હતી ?........

**બહારથી ઉમાનો અવાજ :** આવું કે ?

**રશ્મિ :** લો, આ ઉમા પણ આવી પહોંચી !

**રશ્મિ અને સુધા :** (બન્ને) આવ, આવ, ઉમા !

(ઉમા અંદર દાખલ થાય છે. વીસેક વરસની ઉંમર. કાયા પાતળી અને ઠીક ઠીક ઊંચી. વાન ભીનો, ચહેરો લંબગોળ, આંખો માનવતા–સભર છતાં ચપળ અને રમતિયાળ; સાદી ખાદીની સાડી ..પગમાં સાદા ચંપલ .. )

**સુધા :** (ઊભી થઈને તેને વાંસે હાથ ફેરવતાં) આવ બેટા આવ, હું તને જ સંભારતી હતી, હમણાં મનમાં ને મનમાં ! મને થતું હતું કે અત્યારે ઉમા આવે તો કેવું સારું ! (એક ખુરશી નજીક ખેંચીને) બેસ બેસ !

**ઉમા** : (બેસતી) મારું કંઈ કામ હતું, માસી ?

**સુધા** : ઘણું જ અગત્યનું. રશ્મિ જો આ જગતમાં કોઈનું માનતો હોય, તો એક તારું–એ તો તને ખબર છે ?

**ઉમા** : એ તો તમને લાગે છે, માસી ! બાકી સૌથી પહેલાં તો એ તમારું માને છે; અને પછી બીજે નંબરે મધુમાસાનું ! પણ આજે કોઈ મતભેદ ઊભો થયો છે કે શું તમારી વચ્ચે ?

**રશ્મિ** : અમારી વચ્ચે મતભેદ શક્ય જ નથી, ઉમા !

**સુધા** : શક્ય તો નથી જ, પણ તારા જેવી કોઈ મધ્યસ્થ હાજર હોય તો સારું. પણ હવે પહેલાં તારા માટે ચા બનાવી લાવું !

**ઉમા** : ચા તો હું પીતી જ નથી, સુધામાસી, આપણા રશ્મિની પેઠે.

**સુધા** : અરે હા, એ તો હું ભૂલી જ ગઈ ! કૉફી બનાવી લાવું.

**ઉમા** : કૉફી પણ અમે મૂકી દીધી છે, માસી, આજથી જ !

**સુધા** : ઓહો, તમે બન્ને તો ત્યાગી થતાં જાઓ છો; પણ તો પછી ઉકાળો— કંઈ તો પીવું પડશે.

(જાય છે.)

**ઉમા** : (રશ્મિના કાનમાં બહુ જ ધીમેથી) શું છે ? આપણો વિચાર એમને ન ગમ્યો ?

**રશ્મિ** : આપણી વાત તો હજુ મેં એમને કરી જ નથી, ઉમા....!

**ઉમા** : ત્યારે ?

**રશ્મિ** : કોણ જાણે ! કંઈ સમજાતું નથી. બધાના મૂળમાં આ લાગે છે.

(માલતીનો ફોટો તેના હાથમાં મૂકે છે.)

**ઉમા** : (કોઈ બોઝ હથેળી પર મુકાયો હોય તેમ ચોંકીને) અરે, આ તો માલતીનો ફોટો ! અહીં ક્યાંથી ?

**રશ્મિ** : કોણ જાણે ? હું આવ્યો ત્યારે બાપુ 'હમણાં જ પાછો આવું છું–બધું નક્કી કરીને' એમ કહેતાકને કમ્પાઉન્ડમાં એક મોટર ઊભી'તી તેમાં ચાલ્યા ગયા. અને બા....ઉદાસ હતી....ખૂબ ખૂબ ઉદાસ ! અને પછી, આ ફોટો મારી નજરે ચઢ્યો, અને મેં પૂછ્યું તો....બા માલતીનાં વખાણ કરવા મંડી ! મને તો કંઈ જ સમજાતું નથી, ઉમા !

**ઉમા** : મને કંઈ સમજાય છે, રશ્મિ !

**રશ્મિ** : શું ?

**ઉમા** : તારા બાપુ માલતીની સાથે તારા વિવાહનું નક્કી કરવા ગયા લાગે છે !

**રશ્મિ** : (ચોંકીને) હોય નહિ !

ઉમા : (હસીને) એમાં આટલું ચોંકી ઊઠવાનું શું કારણ છે? માલતી (ફોટાને કૃત્રિમ વહાલ કરતી) સુંદર છે, શિક્ષિત છે, શ્રીમંત છે, એને કુમકુમ પગલે આ ઘરમાં લક્ષ્મીદેવી પધારશે, રશ્મિ!

રશ્મિ : બસ, આટલી જ વારમાં આવી ક્રૂર મશ્કરી કરવા માંડી મારી?

ઉમા : મશ્કરી નથી, રશ્મિ, હકીકત છે. ફોટો, મોટર, તારા બાપુના શબ્દો, માસીબાની ફિકર બધું એક દિશામાં આંગળી ચીંધે છે...અને એ દિશા છે આ માલતીબાઈના લગ્નમંડપની!

રશ્મિ : પણ તો પછી બા ઉદાસ કેમ હોય?

ઉમા : હોય! માસીબાએ તારા માટે કદાચ કોઈ બીજું શ્રીમંત ઠેકાણું શોધી રાખ્યું હોય!

રશ્મિ : અશક્ય! શ્રીમંત ઠેકાણાંઓની શોધમાં પડે એ મારાં મા-બાપ નહિ!

ઉમા : (લગભગ સ્વગત બોલતી હોય તેમ) માણસને જીવનમાં નબળાઈ ક્યારે આવે છે, કોણ કહી શકે?

રશ્મિ : તને મારા પર તો ભરોસો છે ને ઉમા!

ઉમા : જેટલો મારી જાત ઉપર છે તેટલો જ!

રશ્મિ : તો વચન આપ, ઉમા કે....

ઉમા : કે માસીબા, મને પલાળવાનો પ્રયત્ન કરે તોપણ મારે પલળવું નહિ! એ જ ને!

રશ્મિ : આપે છે વચન? મારી પડખે ઊભી રહીશ ને, છેવટ સુધી? આવું કંઈ હોય તો!

ઉમા : વચન આપું છું, પણ એક શરતે?

રશ્મિ : બોલ!

ઉમા : શરત એટલી જ કે હું ઊભી રહું...પણ તારે બેસી ન જવું! (બન્ને હસી પડે છે) અને એક બીજી પણ શરત રહેશે કે, હું ગમે તે બોલું, ગમે તે રીતે વર્તું, તારે મને રોકવી નહિ!....જરા નાટક કરવું પડશે!

રશ્મિ : પણ આપણી પાસે સમય થોડો છે, તે ન ભૂલતી! આજ રાતે તો આપણે નીકળવું જ જોઈએ, અહીંથી.

સુધા : (ઉકાળાના બે પ્યાલા લાવતાં) લે, કેટલી વાર લાગી? (ટિપાઈને નજીક ખેંચીને પ્યાલા ગોઠવે છે.) લો, શરૂ કરો!

ઉમા : (પ્યાલો ઉપાડીને) હવે બોલો માસી, શું કામ હતું મારું?

સુધા : પહેલું તો એ, ઉમા, કે તું જ મને કહે કે રશ્મિ હવે પરણવા જેવડો થયો છે કે નહિ?

ઉમા : એમાં કહેવા જેવું શું છે, માસી! આ દેશમાં માણસ બારથી બોંતેર સુધીની બધી જ ઉંમરે પરણવા જેવડો હોય છે!

**રશ્મિ** : લે, આને બોલાવીને શું ખાટી, બા ? બધી જ વાત મશ્કરીમાં કાઢે એ તો !

**સુધા** : હું મશ્કરીમાં નથી પૂછતી, ઉમા, ગંભીરતાથી પૂછું છું.

**ઉમા** : હું પણ ગંભીરતાથી જ જવાબ આપું છું, માસી-બા ! રશ્મિ હવે ખરેખર પરણવા જેવડો થયો છે અને હું તો ઉપરથી ચેતવણી પણ આપું છું કે, કોઈ સારું ઠેકાણું શોધીને એને હવે પરણાવી નહિ દો-તો એ કોઈને લઈને ભાગી પણ જશે !

**રશ્મિ** : તમે લોકો આવી વાતો કરો છો, ત્યારે મને જરૂર ભાગી જવાનું મન થાય છે, ઉમા, પણ તે એકલાં એકલાં ! કોઈને લીધા વગર જ !

(જવા માડે છે.)

**સુધા** : આકળો થા મા ! થોડી વાર મને ઉમા સાથે વાતો કરી લેવા દે !

**રશ્મિ** : કરજે ને વાતો મારી ગેરહાજરીમાં !

(જવા માંડે છે.)

**સુધા** : ( રોકતી ) મારે તો તારી હાજરીમાં જ આ બધી વાતો કરવી છે. બેટા ! ત્યારે એક વાતમાં તું સંમત છે કાં ઉમા ! કે રશ્મિએ હવે લગ્ન કરી નાખવું જોઈએ !

**ઉમા** : અવશ્ય, આજ પતતું હોય, તો આવતી કાલ ઉપર ન રાખવું !

**રશ્મિ** : આયે છે ને કેં ? કોને પરણવું ને કોને ઉતાવળ ?

**સુધા** : હવે જો ઉમા, રશ્મિને પરણવું જ હોય તો....તો પછી ( બૉમ્બ ફેંકતી હોય તેવી રીતે ) આ માલતી ખોટી છે કંઈ ?

**ઉમા** : હું પણ એ જ કહું છું, માસીબા, તમે ઉકાળો કરતાં હતાં, ત્યારે હું એ જ સમજાવી રહી હતી, રશ્મિને !

**સુધા** : હેં ! તું સમજાવી રહી હતી ? રશ્મિને ? માલતીને પરણવા ? પણ માલતી અને રશ્મિના વેવિશાળની વાતો ચાલે છે એ તને કહ્યું કોણે ?

**ઉમા** : અમને છોકરીઓને આવી બાબતમાં એક છઠ્ઠી જ્ઞાનેન્દ્રિય હોય છે, સુધામાસી !

**સુધા** : તો પછી રશ્મિ શું કહે છે, ઉમા ? માલતીને પરણવા એ ખુશી છે ?

**રશ્મિ** : માલતીને પરણવા કરતાં તો કોઈ મગરમચ્છ સાથે છેડાછેડી બાંધવા હું વધારે પસંદ કરીશ !

**ઉમા** : તમે પણ કેવાં છો સુધામાસી ! આવી વાતો છોકરાઓને પૂછવા જઈએ તો શું તેઓ કદી પણ સીધી રીતે હા પાડે ? મનમાં તો તેઓ ટાંપીને બેઠા જ હોય કે, ક્યારે કોઈ શ્રીમંત સસરો આવે, અને ક્યારે હું ઝડપું-પણ પહેલેથી આદર્શોની ડિંગો મારી હોય, એટલે બોલાય શી રીતે ?

**રશ્મિ** : ઉમા !

**ઉમા :** બોલવા દે, રશ્મિ! હું જાણું છું, તું શું કહેવા માગે છે તે! તું કહેવા માગે છે કે, બીજા જુવાનિયાઓ ભલે એવા હોય, પણ હું અપવાદરૂપ છું! તે હશે. એ તો ખરે ખબર પડે! માટે માસી, મારું માનો તો રશ્મિની સંમતિની વાટ જ ન જોતાં. માલતીની સાથે તેનું વેવિશાળ ગોઠવી કાઢો, ગોળધાણા વહેંચાવો, ઢોલત્રાંસાં વગડાવો અને સાજનમહાજન કરો ભેગા! એ તો ગીતો ગવાશે, કંકોતરીઓ છપાશે, આતશબાજી ફૂટશે, પાર્ટીઓ થશે, મંત્રો ઉચ્ચારાશે, ફેરા ફરાશે, પહેરામણી અપાશે, ફોટાઓ છપાશે, એટલે ઘીના ઠામમાં ઘી આપોઆપ પડી જશે, સુધામાસી! અને વળી માલતી જેવી વહુને પગલે આ ઘરમાં એટલી બધી લક્ષ્મી આવશે, સુધામાસી એટલી બધી લક્ષ્મી આવશે કે, પછી આ ઘર નાનું પડશે. આ ઠોઠાં જેવી ખુરસીઓને સ્થાને કિંમતી સોફાસેટો આવશે, ગાલીચાઓ પથરાશે.

**રશ્મિ :** અને આ વિનોબા અને આ ગાંધીજીને સ્થાને ઇંદ્ર અને કુબેરની તસવીરો આવશે....અને આ બા અને બાપુજીના જૂના ફોટાઓને બદલે શેઠ હરિદાસ અને તેમનાં ધર્મપત્નીનાં તૈલચિત્રો લટકતાં હશે! કહે ઉમા! એટલું બાકી શા માટે રાખે છે? માલતીને પગલે શું શું પલટાશે, તે બધું જ કહે ને!

**સુધા :** એક સવાલ પૂછું તમને બન્નેને, રશ્મિ, ઉમા!

**બન્ને :** બેલાશક! ખુશીથી!

**સુધા :** હું સીધો જ પૂછીશ હોં!

**ઉમા :** હું સીધો જ જવાબ આપીશ, માસીબા!

**સુધા :** તો સાંભળ, ઉમા! તું રશ્મિને ચાહે છે?

**ઉમા :** અ....હં....!

**સુધા :** અને રશ્મિ!....તું ઉમાને?

**રશ્મિ :** અ....હં....!

(સુધા એકાએક કોઈ ઊંડી મૂંઝવણમાં પડી ગઈ હોય એમ લાગે છે.)

**ઉમા :** અમે બન્નેએ એકબીજાને જીવનભર બસ ચાહવાની પ્રતિજ્ઞા લીધી છે, માસી!

**સુધા :** (પાછી સ્વસ્થ બનીને) ત્યારે તો વાંધો નહિ, પણ એવી વિચિત્ર પ્રતિજ્ઞા લેવાનું કારણ?

**ઉમા :** કારણ કે વ્યક્તિગત પ્રેમ માણસને ઢીલો કરી નાખે છે. અને અમારે.... તો જીવનભર દૃઢ રહેવું છે, માસી, અમે લીધેલા વ્રતમાં?

**સુધા :** તમે લીધેલા વ્રતમાં! વ્રત વળી તમે ક્યારે લીધું, ઉમા, રશ્મિ?

**ઉમા :** આજે જ, સુધામાસી! એક કલાક પહેલાં!

**રશ્મિ :** એ ખુશખબર આપવા માટે તો હું શ્વાસભેર દોડતો આવેલો, બા, પણ તું એટલી બધી ઉદાસ હતી....કે?

**સુધા :** કયું વ્રત લીધું છે તમે બન્નેએ?

**ઉમા:** આજીવન ગરીબીનું, સુધામાસી, અપરિગ્રહનું.

**રશ્મિ:** અને આજીવન સેવાનું!

**ઉમા:** વિનોબાજીના શબ્દમાં કહીએ, માસી, તો અમે બન્નેએ જીવનદાન આપ્યું છે....

**રશ્મિ:** અને આજ રાતની ગાડીમાં જ ઊપડી જવાનો અમે સંકલ્પ કર્યો છે, બા, અમારા કાર્યક્ષેત્ર તરફ!

**સુધા:** પણ પછી આ માલતીનું શું થશે?

**ઉમા:** મને માલતીની ચિંતા નથી, માસી; મને ચિંતા છે, મારા મધુમાસાની!

**સુધા:** એમની ચિંતા કરવાનો અધિકાર મારો છે, ઉમા!

**રશ્મિ:** (એકાએક ઘૂંટણિયે પડીને) ત્યારે તારા આશીર્વાદ છે ને બા, અમારા આ નવપ્રસ્થાનને!

**ઉમા:** (રશ્મિનું અનુસરણ કરતી) તમારા અને મારા મધુમાસાના જીવનમાંથી પ્રેરણા લઈને અમે આ પગલું ભર્યું છે...

**સુધા:** (બન્નેના માથા પર હાથ મૂકીને) ઈશ્વર તમારા શુભ સંકલ્પોને સદા જાગ્રત રાખો બેટા!

**રશ્મિ:** (ઊભો થઈને) તો તૈયારી કરીએ અમે બા? અમારી ગાડીને હવે ફક્ત એક જ કલાકની વાર છે.

**ઉમા:** હું તો તૈયારી કરીને જ આવી છું, રશ્મિ!....આપણે નક્કી કર્યું હતું તેવી રીતે (હસીને) મારા જીવનની તમામ જરૂરિયાતો આ થેલીમાં છે, માસીબા!

**સુધા:** વિચાર કરીએ છીએ ત્યારે કેટલી ઓછી વસ્તુઓ આપણને જરૂરી લાગે છે, ઉમા! અને છતાં કેટલી નકામી ચીજોની પાછળ માણસ પોતાનું જીવન વેડફી નાખે છે! ચાલ, રશ્મિ, (કબાટમાંથી એક થેલી કાઢીને) તું પણ તારો સંસાર ભરી લે, આમાં!

(સુધા રશ્મિને તેનાં કપડાં કબાટમાંથી કાઢી કાઢીને આપતી જાય છે; અને રશ્મિ થેલીમાં ભરતો જાય છે.)

**ઉમા:** (મા-દીકરાનું આ દૃશ્ય જોતાં જોતાં—ગાય છે.)

જનની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગ્યજી!

**સુધા:** (ભીની આંખોએ ઉમા સામું જોઈને) ઘણું મુશ્કેલ કામ છે ઉમા, ગોપીચંદની જનની બનવાનું. (આંસુ લૂછે છે.)

**ઉમા:** પણ માનવજાતિનું મંગળ એ જ રસ્તે છે, સુધામાસી, સ્ત્રીઓ ગોપીચંદની જનની બને એ જ રીતે!

જનની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગ્યજી!

(કમ્પાઉન્ડમાં મોટર દાખલ થવાનો અવાજ સાંભળીને)

મધુમાસા આવી પહોંચ્યા લાગે છે, માસી!

**સુધા :** (બારીમાંથી જોઈને) એ જ છે બેટા! પણ તમે તૈયારી ચાલુ રાખો, એમને હું સંભાળી લઈશ!

**ઉમા :** (થેલી ભરવામાં રશ્મિને મદદ કરતાં કરતાં)

જનની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગ્યજી!

(મોટર ઊભી રહે છે. બારણું ઉઘાડવાનો અવાજ આવે છે. શેઠ હરિદાસ અને મધુસૂદન હસતા હસતા અને વાતો કરતા કરતા નીચે ઊતરે છે. ઉમાના ભજનની પાર્શ્વભૂમિકામાં તેમની વાતો નીચે પ્રમાણે સંભળાય છે.)

**મધુસૂદન :** ધન્ય ભાગ્ય છે આજ આ જૂના મકાનનાં, શેઠસાહેબ, કે આપ જેવાનાં પગલાં થયાં!

**હરિદાસ :** અરે ધન્ય ભાગ્ય તો અમારાં છે, મધુભાઈ! કે આપ જેવા સગા મળ્યા! (બન્ને બેઠકના ઓરડામાં દાખલ થાય છે.)

**મધુ :** (પહેલો દાખલ થતો) આવો, આવો હરિદાસ શેઠ, (સુધા સામે આવી હોય છે. તેની સાથે ઓળખાણ કરાવતાં) આ સુધાગૌરી, રશ્મિની બા, (સુધા નમસ્તે કરે છે, હાથ જોડીને.)

**હરિદાસ :** તમારાં ખૂબ વખાણ સાંભળ્યાં છે, સુધાબહેન. (સુધા મૂંગી રહે છે.)

**મધુ :** અને આ અમારો રશ્મિ, (રશ્મિ કબાટ પાસે ઊભો ઊભો થેલીમાં કપડાં ભરતો હોય છે. ત્યાંથી હાથ જોડે છે.) અરે આ શું કરે છે, બેટા? હરિદાસ શેઠ આવ્યા છે. તેમની પાસે બેસ જરા! (તેની પાસે જઈ, તેના માથા પર હાથ મૂકીને) આજથી તારા જીવનમાં એક નવું પ્રકરણ શરૂ થાય છે, બેટા!

(રશ્મિ મૂંગો મૂંગો પિતાને ચરણસ્પર્શ કરે છે)

**સુધા :** એ નવા પ્રકરણની તૈયારી કરી રહ્યો છે અત્યારે, મધુ! એ રશ્મિ અને આ ઉમા બન્ને.

**મધુ :** (ભેદ સમજવાની કોશિશ કરતો) અરે ઉમા પણ અહીં જ છે કે શું? જા જા, જઈને મીઠાઈ વહેંચ તારી બહેનપણીઓમાં, તારો મિત્ર અને સહાધ્યાયી આજે જીવનનું એક નવું પર્વ શરૂ કરી રહ્યો છે!

**ઉમા :** મીઠાઈ તો હું વહેંચીને જ આવી છું, સુધામાસીની પ્રેરણા અને આશિષથી અમારા જીવનમાં આજે એક નવું પર્વ ઊઘડ્યું છે તે શુભ નિમિત્તે!

**મધુ :** (ચોંકીને): અમારા જીવનમાં? તું શું કહેવા માગે છે ઉમા? મારાથી કશું જ સમજાતું નથી! (સુધાને દબાવેલ ગુસ્સાથી) આ બધું શું છે, સુધી?

**સુધા :** ઉમા અને રશ્મિએ આજે આજીવન ગરીબીનું વ્રત લીધું છે, મધુ, માનવ-જાતિના નવનિર્માણના કાર્યને તેમણે જીવનદાન દીધું છે, મધુ, જેમ આપણે દીધું હતું આજથી પચ્ચીસ વરસ પહેલાં!

**મધુ :** હેં!

**સુધા** : તેઓ આજે જ, અત્યારે જ પોતાના સેવાક્ષેત્ર તરફ જઈ રહ્યાં છે.

**મધુ** : (ધરતીકંપના રોષથી ત્રાડ પાડીને) સુધા!

**રશ્મિ** : (સહઅંજલિ આગળ આવીને) એમાં બાનો જરાય દોષ નથી. બાપુ, એણે તો પોતાથી બનતું કર્યું, મને સમજાવવા માટે....

**ઉમા** : હું એની સાક્ષી છું.

**મધુ** : ચોરનો સાક્ષી ઘંટીચોર! લુચ્ચાઓ, બદમાશો!

**હરિદાસ** : (હવે પોતે આગળ આવવું જોઈએ એમ માની...હસતા અવાજે) ધીરે ધીરે. મધુભાઈ...ધીરે ધીરે! એ તો બાળક કહેવાય...

**મધુ** : રશ્મિ, સુધા! તમે બન્ને મળીને આ ઘરને પાયમાલ કરવા માગો છો, પણ હું એમ નહિ થવા દઉં!

(કોઈ કંઈ જવાબ નથી આપતું.)

**મધુ** : તું નહિ જઈ શકે રશ્મિ! હું આમને વચન આપી ચૂક્યો છું.

**રશ્મિ** : (આગળ આવી, ઘૂંટણિયે પડીને) તમારે મારું માથું જોઈતું હોય, તો લઈ લ્યો, બાપુ!...પણ...પણ મને આશીર્વાદ આપો, બાપુ!

(થોડીક પળો સુધી ભીષણ શાન્તિ છવાઈ રહે છે હૃદયના ધબકારા સુધ્ધાં સાંભળી શકાય એવી...પછી)

મેં સાંભળ્યું છે, બાપુ, આપને જ મોંએથી સાંભળ્યું છે કે વરસો પહેલાં, આપ મારી ઉંમરના હતા ત્યારે, આપના વડીલ, આવી જ રીતે, આપનો માર્ગ રોકીને ઊભા હતા, અને આપે આવી જ રીતે, એમની પાસે આશીર્વાદ માગ્યા હતા....

**સુધા** : (પેલો ફોટો ઉતારીને રશ્મિને બતાવતાં) માગ્યા હતા અને મેળવ્યા પણ હતા, આણે!

**મધુ** : આ બધાં તારાં કારસ્તાન છે, સુધા! પણ હું એ નહિ સાંખી લઉં! આજે તો તમારે હું કહું છું તે કરવું જ પડશે! બેવકૂફો, ઘરના ઘાતકીઓ,

(સુધાના હાથમાં જે પોતાનો ફોટો છે, તે ટેબલ પર પડેલા ત્રિનેત્રાના ફોટા ઉપર રોષથી ઝીંકે છે.)

મારા જ ઘરમાં મારી આજ્ઞાનો અનાદર! હું નહિ સાંખી લઉં! કદી નહિ! જવાબ દે, રશ્મિ! જવાબ દે સુધા! જવાબ દો, હું જવાબ માગું છું...

**સુધા** : જવાબ તો હવે તમારે આપવાનો છે, મધુ! આ પચ્ચાસ વરસની ઉંમરે જીવનની બધી જ સિદ્ધિઓ ઉપર પાણી ફેરવવા માગો છો? જુવાનીની જીતને ઘડપણની હારમાં પલટવા માગો છો? આયુષ્યના પૂર્વાર્ધમાં જે પ્રાપ્ત કર્યું તેને આ ઉત્તરાર્ધમાં ધૂળમાં મેળવવા માગો છો, થોડાક સોનાના ટુકડા માટે મધુ?

નવજુવાનીને ઉંબરે ઊભા રહી, જે આદર્શો સેવ્યા હતા—માનવજાતિની સેવાના, આત્મકલ્યાણના, જે આદર્શોની ખાતર અત્યાર સુધી અનેક બલિદાનો આપ્યાં, એ જ આદર્શો ઉપર પણ, આજે હવે રહી રહીને પાણી ફેરવવા માગો છો? એક વાર તમે સત્યાગ્રહીઓના શણગાર હતા. 'ખાંડાની ધાર' તરીકે તમારા સાથીઓ તમને તે વખતે ઓળખતા, તમારા નામની દુહાઈ દેતા, સુકાયેલાં લીલાં બનતાં, ભાંગેલાં સાજાં થતાં, નિરાશ પરાજિતો વિજયની ખુવારીથી મોતના મોંમાં આગેકૂચ કરવા તૈયાર થતાં, મડદાં સજીવન થઈ જતાં, વીરતા અને અડગપણું, ફનાગીરી અને શહાદત, એ તમારાં જૂજવાં નામો હતાં....

**મધુ :** (વિહ્વળતાથી) સુધા?

**સુધા :** આ રશ્મિ જન્મ્યો ત્યારે એક જ સ્વપ્ન તમારી આંખો સામે ઝૂલતું હતું.... એક દિવસ આ છોકરો મોટો થઈ તમારા હાથમાંથી મશાલ લઈને પ્રકાશની યાત્રાને આગળ ધપાવશે! એ સ્વપ્ન, એ આદર્શ હૃદયની આંખો સામે રાખીને અત્યાર સુધી શિક્ષણ અને સંસ્કારો એને આપ્યા.....

**મધુ :** (વિહ્વળતા વધતાં ખુરશી પર ફસડાઈ પડતાં) સુધા, બસ...બસ સુધા!

**રશ્મિ :** તમારાં એ સ્વપ્નોને મૂર્ત કરવા માટે હું જઈ રહ્યો છું, બાપુ, મને આશિષ આપો, બાપુ!

**મધુ :** આશિષ આપવાનો અધિકાર મેં ગુમાવ્યો છે, બેટા! પણ...ન કરે નારાયણ, અને આજથી પાંચ વરસે, દસ વરસે, પંદર વરસે, પચીસ વરસે, પણ તું નબળો પડે તો આ ઉમા તને તારા સત્સંકલ્પમાં ટકાવી રાખે એટલી પ્રાર્થના ઈશ્વર પાસે જરૂર કરું છું! (હરિદાસને) મને માફ કરજો, હરિદાસ શેઠ! ઈશ્વર તમારું કલ્યાણ કરો; સીધાવો તમે; શિવસ્તે પન્થાઃ બેટા ઉમા!...(બન્ને જાય છે.)

**હરિદાસ :** આવી વેવલાઈ દુનિયામાં ક્યાંય દીઠી નથી મધુભાઈ! ઠીક લ્યો આવજો... (જતાં જતાં) પણ એક વાત કહ્યા વગર રહેવાતું નથી...કે આવો દીકરો જો મને હોત ને...

**મધુ :** તો તમે એને ગોળીએ દઈ દેત ખરું ને! (શેઠ કરડાકીથી માથું હકારાત્મક રીતે નમાવે છે.) પણ આવો દીકરો તો ભાગ્યશાળીને ત્યાં જ જન્મે છે...(શેઠ જાય છે.) સુધા....મારી તારણહાર!

(પતિપત્નીનાં આનંદમિશ્ર ડૂસકાંની વચ્ચે પડદો પડે છે.)

## ૩ : ખુદા હાફિઝ !

[ કોઈ ખર્ચાળ હોટલનો ઓરડો છે કે કોઈ ઠીક ઠીક શ્રીમંતનું દીવાનખાનું–એવી શંકા બેશક ઊભી થઈ શકે છે. પણ છે તો એ આપણી આ નાનકડી નાટિકાની નાયિકા શીલાનો અભ્યાસખંડ. પ્રેક્ષકોની બરાબર સામે જે દીવાલ છે, તેને અડીને ચોપડીઓથી ખીચોખીચ ભરેલાં બે કબાટો ઊભાં છે. દીવાલને સામસામે છેડે એ બે કબાટો વચ્ચે, ઉપર, એક લોલકદાર ઘડિયાળ ટકટકી રહ્યું છે; અને નીચે પોલિશથી ઝગારા મારતું એક વિસ્તીર્ણ–પટ મેજ છે. મેજ ઉપર એટલે કે મેજના કાળા કાચ ઉપર, નાનાં મોટાં દશ–બાર પુસ્તકો આમતેમ પડ્યાં છે. મેજની ત્રણેય બાજુએ ત્રણ ખુરસીઓ મૂકેલી છે–અથવા મૂકવાની વ્યવસ્થા છે. પણ એમાંની ત્રણેત્રણ નહિ તો એકાદ બે ખુરસીઓ તો મોટે ભાગે, ઓરડાની બરોબર વચ્ચે જે એક શોફાસેટ ગોઠવેલ છે તેની જ તહેનાતમાં હોય છે.

ઓરડાની ડાબી બાજુની દીવાલના મધ્યભાગમાં ત્રણ દર્પણવાળું એક ડ્રેસિંગ ટેબલ છે...અને જમણી બાજુની દીવાલના બરાબર મધ્ય ભાગમાં બારણું છે... બારણાની બન્ને બાજુએ ટિપાઈઓ ઉપર ફૂલદાનોમાં ઘટ્ટ ફૂલગુચ્છાઓ છે.

પડદો ઊપડે છે ત્યારે શીલા પોતાની અભ્યાસ–ખુરસી ઉપર બેઠી બેઠી, સામેની એક ટિપાઈ ઉપર મૂકેલ કાગળો મોટેથી વાંચતી હોય છે. પણ તે અભ્યાસ–ખુરસી તેના મેજ સામે નહિ પરંતુ શોફાસેટ સામે–ત્રાંસમાં છે. શીલાની પીઠ બારણા તરફ છે.

ઓરડામાં શીલા ઉપરાંત ત્રણ વ્યક્તિઓ છે: એક પુરુષ અને બે સ્ત્રીઓ. બન્ને સ્ત્રીઓ લગભગ સરખી ઉંમરની દેખાય છે–પચ્ચીસથી પાંત્રીસ સુધી. એમની ઉંમરનો આંક ક્યાં મૂકવો તે જોનારની પોતાની ઉંમર અને તત્કાલ પૂરતા મિજાજ ઉપર અવલંબે છે. વસ્ત્રવિધાનની બાબતે તેઓ પોતે જ ઉદાસીન છે–અથવા લાગે છે, એટલે તેમણે શું પહેર્યું છે તે વાત એટલી મહત્ત્વની નથી. બન્ને શીલાની સામે ત્રાંસમાં શોફાને સામસામે છેડે ગોઠવાઈ છે.

બાકી રહ્યો એક પુરુષ. ઉંમર અઠ્ઠાવીસ–ત્રીસ. ખાદીના ધોતિયા ઉપર રેશમી કફની, ચીવટપૂર્વક ઓળેલું માથું–ખુલ્લું. ]

**શીલા :** ( વાંચે છે ) 'સંધ્યા એ જ ઉષા છે, એવું જ્યારે તેણે જાણ્યું, ત્યારે તેના આનંદનો પાર ન રહ્યો. દુર્ભાગ્યોથી ખદબદતા આ જગતમાં આવું સદ્ભાગ્ય કો'ક બડભાગીને સાંપડી શકે છે, અને આ કિસ્સામાં એવો બડભાગી એ પોતે જ છે, એવો વિચાર આવતાં તેની આંખો હર્ષનાં આંસુથી ભીંજાઈ ગઈ.' લ્યો બસ ? આ તમારી વાર્તા! થઈ પૂરી ! પણ મને તો હજુયે લાગે છે, મકરન્દ, કે આ બધી બાલિશતા છે.

**મકરન્દ :** ( નાટકી ગંભીરતાથી ) એ બાલિશતા છે કે નહિ તેની ચર્ચા પછી; પહેલાં તો તારી આ વાર્તા વિષે, તારી આ ઇનામી વાર્તા વિષે વિચાર કરી લઈએ. ભવિષ્યમાં એક સફળ અને શ્રેષ્ઠ વાર્તા તરીકે એ પ્રગટ થાય ત્યારે....

શીલા : (હસીને) તું તો એવી રીતે વાત કરે છે, મકરન્દ, જાણે કેમ મારી વાર્તાને ઇનામ મળી જ ન ગયું હોય! મળવાનું નક્કી જ ન હોય!

રસિકા : (મકરન્દ સામે એક સ્મિતભરી નજર ફેંકતી) તારી વાર્તાને ઇનામ નહિ મળે તો મકરન્દ પરીક્ષકોનું ખૂન કરશે.

મકરન્દ : (એની એ જ નાટકી ગંભીરતાથી) ખૂન હમેશાં જીવતાં માણસોનાં થાય છે, રસિકા, મડદાંનાં નથી થતાં!

રસિકા : એટલે?

મકરન્દ : (નાટકી ગાંભીર્યના હિમાચ્છાદિત શિખર પરથી નીચે ઊતરતાં ઊતરતાં) એટલે? ન સમજી? જો શીલાની આ વાર્તાને પરીક્ષકો ઇનામને લાયક નહિ ગણે, તો હું એમને જીવતે મૂએલા જ સમજીશ. જેમનામાં રસની સાચી પરખ નથી, તેમનામાં જીવન જ નથી! (વળી પાછો ગંભીરતાના શિખર ઉપર ચઢતો) પણ આ તો આપણે આડે રસ્તે ચઢી ગયાં. આ વાર્તાની છેલ્લી કંડિકા વિષે તમે શું ધારો છો, રસિકા, કાન્તા?

કાન્તા : (અત્યાર સુધી શૉફા ઉપર જમાનાનો થાક ઉતારતી હોય એવી રીતે આડી પડી હતી, તે ટટ્ટાર થઈ, નિશાળોના ઇન્સ્પેકટરની અદાથી) ફરી વાંચ તો, શીલા!

શીલા : તમે તો વંચાવી વંચાવીને મારો ઠરડ કાઢી નાખ્યો!

કાન્તા : તે ઇનામ કંઈ અમસ્તાં નથી મેળવાતાં, બાપુ!

મકરન્દ : કલા એ અનંત પરિશ્રમનું બીજું નામ છે; શીલા! વાંચ સીધી સીધી.

શીલા : (વાંચે છે–અથવા કહો કે, મોં બગાડીને વાંચવાનો ઢસરડો કરે છે) 'સંધ્યા એ જ ઉપા છે એવું જ્યારે તેણે જાણ્યું, ત્યારે તેના આનંદનો પાર ન રહ્યો. દુર્ભાગ્યેથી ખદબદતા આ જગતમાં આવું સદ્‌ભાગ્ય પણ કો'ક બડભાગીને સાંપડી શકે છે; અને આ કિસ્સામાં એવો બડભાગી એ પોતે જ છે એવો વિચાર આવતાં તેની આંખો હર્ષનાં આંસુથી ભીંજાઈ ગઈ.'

રસિકા : છેલ્લું વાક્ય કાઢી નાખ્યું હોય તો?

શીલા : (સાડી ઉપર ચઢી ગયેલ કોઈ જીવડાને ખંખેરતી હોય એમ) કેવી વાત કરે છે, રસિકા! છેલ્લું વાક્ય કાઢી નાખ્યું હોય તો? (ભારપૂર્વક ચીપી ચીપીને) છેલ્લું વાક્ય તો મને આ આખી વાર્તાનું શ્રેષ્ઠ વાક્ય લાગે છે!

(બધાં હસી પડે છે; મોટેથી. મકરન્દ સૌથી વધારે. બીજાં શાન્ત થાય છે તે પછી પણ મકરન્દનું અટ્ટહાસ્ય ચાલતું જ રહે છે–થોડીક પળો સુધી આ સામુદાયિક અટ્ટહાસ્ય દરમિયાન શીલાના મુખ પરના ભાવો ઝડપબંધ બદલાયા કરતા હોય છે. આશ્ચર્ય, ક્ષોભ, મૂંઝવણ, વિરક્તિ, ઉદાસીનતા, તિરસ્કાર અને છેવટે રોષ.)

શીલા : (સરોષ) કેમ? શું થયું? બધાં ગાંડાં થયાં છો કે શું? (ટીપમાં) મકરન્દ!

મકરન્દ : (અટ્ટહાસ્યને માંડ થંભાવીને) માનવીમાત્ર એક જ માટીનાં ઘડેલાં છે, શીલા! 'ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજવાં, અન્તે તો હેમનું હેમ હોયે....' નરસિંહ મહેતાની પંક્તિમાં 'હેમ'ને બદલે 'માટી' મૂકી દઈએ એટલી જ વાર!

શીલા : (રોષ ઉપર વિજય મેળવવાનો નિષ્ફળ પણ પ્રામાણિક પ્રયત્ન કરતી) પણ તું કહેવા શું માગે છે?

મકરન્દ : (તેના રોષની મશ્કરી કરતો હોય તેમ) એ જ! કે બે–પગાં કહ્યાં એટલે હુંપદ સઘળે એક સરખું! આ તારો જ દાખલો લે, શીલુ! તેં હજુ આ પહેલી જ વાર્તા લખી છે...

શીલા : (ઠંડીગાર થઈને ગરીબડે અવાજે) અને તે પણ તમારા બધાંના આગ્રહથી.

મકરન્દ : હા બાપુ, હા! અમારા બધાંના આગ્રહથી! પણ એ લખ્યા પછી એને માટે મમતા કેટલી બધી બંધાઈ ગઈ છે!....અને એના લેખક તરીકે હુંપદ કેટલું ભયંકર ઊભું થઈ ગયું છે! જાણે કોઈ સિદ્ધહસ્ત નોબેલ-પ્રાઇઝનો વિજેતા ન બોલતો હોય–(ચાળા પાડતાં) 'છેલ્લું વાક્ય તો આ આખીયે વાર્તાનું શ્રેષ્ઠ વાક્ય છે!' (સહેજ ઠપકાભર્યા અવાજે) મારી તો ખાતરી છે, શીલુ, કે તારી આ વાર્તાના એકેએક વાક્યને માટે, અરે એના એકેએક વિરામચિહ્નને માટે પણ, તું આવો જ દાવો કરવાની!

શીલા : (બચાવપક્ષના ધારાશાસ્ત્રીની આક્રમકતાથી) આત્મશ્રદ્ધા એ કલાકારનું એક આવશ્યક લક્ષણ છે એમ તું જ કહે છે, વારંવાર!

મકરન્દ : કહું છું, વારંવાર કહું છું, કહેતો હતો અને હજુ પણ કહીશ. પણ મારા જ એ વાક્યનો, આમ મારી જ શિષ્યાને હાથે, મારી જ સામે પ્રયોગ થશે, અને તે પણ આટલો જલદી, એવી કલ્પના નહોતી! તું ઝપાટાબંધ કલાકાર થવા માંડી, શીલા!

કાન્તા : હવે ત્રણ વાગવામાં ફક્ત દસ મિનિટ જ બાકી છે, મકરન્દ!

રસિકા : હા! એટલે હવે આ નકામી માથાફોડ છોડીને જે કામ કરવા મળ્યાં છીએ તે પતાવી લો. ત્રણના ટકોરા થશે અને આપણા મહાન વાર્તાકાર શ્રીમાન વિભાવસુ આવી પહોંચશે........

મકરન્દ : સાચું છે રસિકા! એ મહાપુરુષમાં બીજા કોઈ ગુણો હોય કે ન હોય, પણ આ નિયમિતતાનો ગુણ તો સોળે કળાએ ખીલેલો છે; અને આ કામ આપણે એને અંધારામાં રાખીને જ પતાવવા માગીએ છીએ...આ અખિલ ભારત વાર્તા–હરીફાઈમાં શીલાએ એક વાર્તા લખી મોકલી છે એવી ગંધ પણ વિભાવસુને ન આવી જોઈએ.

રસિકા : બધી મઝા જ એમાં છે ને! વિભાવસુ ન જાણે એમાં!

શીલા : શી મઝા છે એમાં, રસિકા? તમેય બધાં....નાહકનાં....

**કાન્તા :** અમે બધાંય નાહકનાં તને હેરાન નથી કરી રહ્યાં, શીલા! હકીકતમાં અમે બધાં શું કરી રહ્યાં છીએ તે તું બરાબર જાણે છે! આમ જો, આ અખિલ ભારત વાર્તા–હરીફાઈ, જેમાં તારી આ વાર્તા મોકલવાની છે, તેનું પરિણામ તારા અને વિભાવસુના લગ્નને આગલે દિવસે જાહેર થવાનું છે.... હવે જો તારી આ વાર્તાને ઇનામ ન મળે તો અમારો બાર ખાલી જાય.... પણ જો....

**મકરન્દ :** (કોઈ ત્રિકાલદ્રષ્ટાની શ્રદ્ધાથી, કાન્તાની સંશયાત્મક વૃત્તિને ઠપકો આપતો) હું તો શીલાની આ વાર્તાને ઇનામ મળશે જ એમ માનીને જ નાનકડી નાટિકા ગોઠવી રહ્યો છું. ઉદ્દેશ તમે સૌ જાણો છો, તેમ ફક્ત એક જ કે આપણા એ મહાન વાર્તાકારને આ શીલા સાથેના તેના લગ્નની સુખદ ઘડીએ એક વધુ સુખદ રોમાંચનો અનુભવ કરાવવો!

**રસિકા :** બરાબર છે. આપણી શીલા, તે ધારે છે તેમ ફક્ત એક મૂંગી સાહિત્ય-રસિકા જ નથી, પણ ધારે તો તે એક વાચાળ સાહિત્ય-સર્જક પણ થઈ શકે એવું સુખદ અથવા દુઃખદ ભાન તેને કરાવવું....

**કાન્તા :** સાદી ભાષામાં કહીએ તો આપણે આપણા એ વાર્તાકાર વરરાજાના લગ્નને દિવસે લાડીની સાથે, તેને શોભે એવી પહેરામણી પણ આપવા માગીએ છીએ.

**રસિકા :** બહુ જ સુંદર રીતે રજૂઆત કરી આપણા ઉદ્દેશની તેં, કાન્તા! ખરી પહેરામણી નીવડશે, શીલાની આ વાર્તા વિભાવસુને માટે!....પણ પછી તો આ વાર્તાનું નામ જ 'પહેરામણી' રાખીએ તો ?

**કાન્તા :** કંઈ ખોટું નથી!

**રસિકા :** અને વાર્તાના વિષય સાથે પણ તે બરાબર બંધબેસતું જ થઈ જાય છે! આ વાર્તામાં પણ નાયક, જેના ઉપર તેને પહેલેથી જ પ્રેમ છે, પણ જેને તેણે કદી જોઈ નથી એવી નાયિકાને, એ તે જ છે એમ જાણ્યા વગર મળે છે; અને પોતે તેને જેવી કલ્પી હતી તેથી પણ તે વધુ સુંદર, રસજ્ઞ અને શીલવતી છે એવો અનુભવ થતાં, તેની પાસે લગ્નની માગણી કરવા પ્રેરાય છે. પરંતુ પેલી જૂની પ્રિયતમા (જે આ જ છે એવી એને ખબર નથી!) પ્રત્યેની વફાદારી તેને આ નવી પ્રિયતમા પાસે એવી માગણી કરતાં રોકે છે. નાયિકા (એટલે કે નાયિકાની નવી આવૃત્તિ) નાયકની આ મૂંઝવણ કળી જાય છે; એટલે એ જાતે જ પોતાની જૂની આવૃત્તિ દ્વારા પોતાની નવી આવૃત્તિનું માગું કરાવે છે; અને પોતાની જાતને (એટલે પોતાની જૂની આવૃત્તિને) પહેરામણીમાં આપી દે છે!

**મકરન્દ :** તારે રાજકારણમાં પડવું જોઈતું હતું, રસિકા! એક તોલાભાર વાત કહેવા માટે એક ખાંડીભાર વાત કહેવાની કળા તને સારી રીતે આવડી ગઈ છે!

કાન્તા : અને ખૂબી તો એ છે, મકરન્દ, કે એક ખાંડીભાર શબ્દો વાપર્યા છતાંયે પેલી તોલાભાર વાત તો અણકથી જ રહી ગઈ! (રસિકાને–કહાવતી હોય તેમ) તુંયે અજબ છે, બહેન!....એમ જ કહે ને કે અરુણ ઉષાને ચાહે છે પણ ઉષાને એણે કંઈ દીઠી નથી. પછી ઉષા સંધ્યાવેષે અરુણના સંપર્કમાં આવે છે. આ 'સંધ્યા ઉપર' અરુણને એટલો બધો પ્રેમ ઉત્પન્ન થાય છે કે, તે તેની પાસે લગ્નની માગણી કરવા આતુર બને છે; પણ અરુણ પ્રકૃતિથી વફાદાર પ્રાણી છે. સંધ્યા પાસે આવી માગણી કરવી એ પોતાની જૂની માનસ–પ્રિયતમા ઉષાનો દ્રોહ કર્યા બરાબર છે એમ તે માને છે. આમ મહિનાઓ વીતી જાય છે. છેવટે, તેની આ મૂંઝવણ સમજી ગયેલી સંધ્યા, પોતે અને ઉષા બન્ને એક જ વ્યક્તિ છે એવો ખુલાસો કરીને તેને પરણી જાય છે.

મકરન્દ : (રસિકાને) જોયું! કેટલી સરળ અને સરસ રીતે કાન્તાએ વાર્તાનું વસ્તુ સમજાવી દીધું.

રસિકા : (ઈર્ષ્યા છુપાવવાનો પ્રયત્ન કરતી) આખરે તો એ શિક્ષિકા ખરી ને!....(મકરન્દનું લક્ષ કાન્તાની આ સિદ્ધિ ઉપર વધુ ન ટકવા દેવા માગતી હોય તેમ), પણ હવે ઝટ પતાવો! ત્યારે નામ 'પહેરામણી' રાખીએ ને?

મકરન્દ : શીલાને ગમતું હોય તો!

કાન્તા : બોલ ને ઝટ, મૂંગી! ગમે છે કે નથી ગમતું?

શીલા : 'પહેરામણી' નામ ન ગમે એવું નથી, કાન્તા,....

કાન્તા : પણ તને ગમતું નથી એમ ચોખ્ખું કહી દે ને! કે પછી સાહિત્યકાર થવા માંડી એટલે ગોળ ગોળ ભાષામાં જ હમેશાં બોલવાની!

રસિકા : ખરી વાત એ હશે, કાન્તા, કે શીલાએ પોતાની વાર્તાનું નામ વાર્તા લખતાં પહેલાં જ કદાચ નક્કી કરી રાખ્યું હશે...બોલ શીલા, શું નામ નક્કી કર્યું છે તેં?

શીલા : 'અભિજ્ઞાન–શાકુન્તલ : એક નૂતન્ આવૃત્તિ!'

રસિકા | (અપેક્ષા રાખી હોય ફૂલની અને હાથમાં આવી પડે પથ્થર એમ
કાન્તા | ચોંકીને): હેં! ફરી બોલ જોઈએ.

શીલા : 'અભિજ્ઞાન–શાકુન્તલ : એક નૂતન આવૃત્તિ!'

કાન્તા : આમાં પણ તારા આવૃત્તિ શબ્દની આવૃત્તિ તો છે જ, રસિકા! બાકી અર્થગર્ભ જરૂર છે આ નામ : 'અભિજ્ઞાન–શાકુન્તલ : એક નૂતન આવૃત્તિ!'

મકરન્દ : ઠીક છે. તો નામ 'અભિજ્ઞાન–શાકુન્તલ : એક નૂતન આવૃત્તિ'.... લેખિકા.... તખલ્લુસ જ રાખવું છે ને?

શીલા : ચોક્કસ વળી!

રસિકા : નહિતર મઝા શેની!

**કાન્તા :** ઇનામ મળી ગયા પછી જ એની લેખિકા શીલા છે એમ વિભાવસુ જાણે તો જ કંઈ Dramatic થાય....બોલ, શું રાખશું તખલ્લુસ ? એ પણ તેં નક્કી તો કર્યું જ હશે, અગાઉથી જ, બોલ ઝટ !

**શીલા :** મધુબાલા મહેતા !

**મકરન્દ :** સુંદર ! લેખિકા : મધુબાલા મહેતા. તખલ્લુસ હોવા છતાં મૂળ નામ જેવું લાગે છે ! તો હવે સાંભળી જાઓ ફરીથી, સહુ નામ : 'અભિજ્ઞાન શાકુન્તલ : એક નૂતન આવૃત્તિ ', લેખિકા : મધુબાલા મહેતા, ઓ. કે. ?...

**બધાં :** ઓ. કે.

**મકરન્દ :** (જાકીટના અંદરના ગજવામાં પાકીટ ગોઠવતાં) આજ સાંજે પોસ્ટ થઈ જશે હરીફાઈના સંચાલકોને ! (ત્રણના ટકોરા થાય છે) હવે બીજી વાત કરો.

(મકરન્દનો હાથ હજુ જાકીટના અંદરના ગજવામાં છે. ત્રણ ટકોરામાંના છેલ્લાનો રણકાર હજુ પૂરો શમ્યો નથી અને મકરન્દના છેલ્લા વાક્યનો છેલ્લો શબ્દ 'કરો' હજુ પૂરો ઉચ્ચારાઈ રહ્યો નથી, ત્યાં જમણી દીવાલમાં વચ્ચે જે બારણું છે તે વાટે વાર્તાકાર વિભાવસુ અને તેનો મિત્ર અસિત પ્રવેશ કરે છે. વિભાવસુ ઉંમરે લગભગ મકરન્દ જેવડો જ, પરંતુ દેખાવે અને પહેરવેશે એનાથી લગભગ ઊલટી દિશામાં છે. મકરન્દ કરતાં વધારે વજન અને ઓછી ઊંચાઈવાળા ઘઉંવર્ણા આ આદમીએ સંપૂર્ણ પાશ્ચાત્ય ઢબનો પોષાક પહેર્યો છે. એના વ્યક્તિત્વનું સૌથી વધારે ધ્યાન ખેંચનારું અંગ એની આંખો છે, જેમાં મોટે ભાગે ખંધી સ્વસ્થતાનો ભાવ, એથીયે હલકા બીજા અનેક ભાવોને મહાત કરીને સાર્વભૌમતા માણી રહ્યો હોય છે. અસિતમાં એના બુશકોટ અને પૅન્ટ સિવાય બીજું કશું નોંધપાત્ર હોય તો વાર્તાકાર વિભાવસુ પ્રત્યેનો એનો અહોભાવ છે.)

**વિભાવસુ :** (દાખલ થતાં થતાં અંદરની મંડળીને સંબોધીને) કોઈ ષડ્યંત્ર ગોઠવતાં અધવચ્ચે જ પકડાઈ ગયાં હો એમ લાગે છે, તમારા મોં ઉપરથી !

**મકરન્દ :** (જાકીટના અંદરના ગજવામાંથી ધીમે ધીમે હાથ બહાર કાઢતાં) તારું અનુમાન સાચું છે, વિભાવસુ. અમે ષડ્યંત્ર જ ગોઠવતાં હતાં અને તે પણ તારી જ વિરુદ્ધ ! પણ તે અધવચ્ચે નથી રહી ગયું ! પૂરેપૂરું ગોઠવાઈ ગયું છે ! કેમ ખરું ને, રસિકા !

(રસિકા, કાન્તા અને મકરન્દ ત્રણેય હસે છે. શીલા ફક્ત એક મંદ સ્મિતથી જ એ હાસ્યમાં સાથ પુરાવે છે.)

**રસિકા :** (આ હાસ્ય ચાલુ હોય છે તે દરમિયાન) હવે તારાં દમ નજીક આવતાં જાય છે એટલે કંઈક ષડ્યંત્ર તો ગોઠવવું પડે ને....

(ફરી બધાં હસે છે. દરમિયાન વિભાવસુ પેલા મેજ અને પુસ્તકોનાં કબાટો વચ્ચે મૂકેલી બે ખુરસીઓમાંથી એક ઊંચકીને શીલા જે ખુરસી ઉપર છે તેનાં અડાબર સામે મૂકે છે. દરમિયાન અસિત–અથવા એનાં બુશકોટ અને પૅન્ટ–દરવાજા પાસે જ ઊભા છે !)

**વિભાવસુ :** (બેસવા જતાં) અરે! મારા મિત્રની ઓળખાણ આપવી તો રહી જ ગઈ! આમ આવ, અસિત! (અસિત બારણા પાસેથી ખસીને વિભાવસુ પાસે આવે છે) Attention, everybody! આ મારા મિત્ર અસિત. અસિત ગુપ્ત, ઉત્તર ગુજરાતની એક કૉલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક છે. ઊગતી પેઢીના એક ઉત્તમ વક્તા, અભિનેતા, દિગ્દર્શક, વિદ્વાન અને વિવેચક છે.

**મકરન્દ :** આટલા બધા ગુણો એક જ વ્યક્તિમાં ભેગા થાય એવું ઇતિહાસમાં કોઈક જ વાર બને છે....(બધાં હસી પડે છે.)

**અસિત :** હા, પણ ઇતિહાસમાં એવું જ્યારે જ્યારે બને છે ત્યારે ત્યારે....

**વિભાવસુ :** (એનું મોં દાબીને) હજુ ઓળખાણનો વિધિ પૂરો નથી થયો, અસિત. એ થાય, પછી તું તારે ચલાવજેને, શબ્દોની ગોલંદાજી ચલાવવી હોય તેટલી! અહીં રોજ બપોરે ત્રણે વાગે અમારી મંડળી એટલા માટે તો મળે છે! જો હવે, આ શ્રીમાનનું નામ છે મકરન્દ. ઍડવોકેટ મકરન્દ. અત્યારે તો બ્રીફલેસ છે. પણ નજીકના ભવિષ્યમાં કોઈ સેતલવાડ કે ભૂલાભાઈ એમનામાંથી નહિ પ્રગટે, એની ખાતરી નથી. એની બટકબોલી અને વિનોદપ્રિય પ્રકૃતિનો પરિચય તો એણે તને હમણાં જ આપી દીધો છે!

**અસિત :** તમને મળી ઘણો જ આનંદ થયો, મિ. મકરન્દ.

**મકરન્દ :** મને સાંભળીને પણ તમને એટલો જ આનંદ થશે એવી આશા....

**વિભાવસુ :** (મકરન્દને આગળ બોલતાં અટકાવીને) એ બધું પછી, મકરન્દ. પહેલાં આ ઓળખાણો. આ મિસ કાન્તા અને આ મિસ રસિકા. બહેનો હોવા છતાં બહેનપણીઓ છે. બન્ને પીએચ. ડી. છે. રસિકાબહેન સંશોધનના ક્ષેત્રમાં છે અને કાન્તાબહેન શિક્ષણના ક્ષેત્રમાં છે. બન્ને મારી વાર્તાઓની કટ્ટરમાં કટ્ટર ટીકાકાર છે. ખરું કહું તો, તું જેટલો મારી વાર્તાકળાનો પ્રશંસક છે, તેટલી જ આ બહેનો ટીકાકાર છે.

**અસિત :** (આખરે પોતાની ચબરાકીનું પ્રદર્શન કરવાની તક મળી એવા આત્મસંતોષ સાથે) એમ હોય તો હું તમારા માટે ઘણો જ દિલગીર છું, બહેનો! કારણ કે તમે આખા ગુજરાતની સાહિત્યરસિક જનતામાં બહુ જ નાની માઈનોરિટીમાં છો! In fact, in a minority of two: વિભાવસુની વાર્તાકળાની ટીકા કરનાર લઘુમતી ફક્ત બેની જ છે.

**કાન્તા :** સત્ય હંમેશાં લઘુમતીમાં જ હોય છે, મિ. અસિત.

**રસિકા :** અને આમ જુઓ તો, અમારા આ નાનકડા ગુજરાતમાં તો અમે બહુમતીમાં જ છીએ.

**અસિત :** અને છતાં....

**વિભાવસુ :** અને છતાં અમે રોજ સાથે મળીને એકબીજાનું ખૂન કર્યા વગર ચાપાણી લઈ શકીએ છીએ એ જ આશ્ચર્ય છે ને!

**અસિત :** તારો સ્વભાવ જોતાં તો એ એક આશ્ચર્ય જ છે!

**મકરન્દ :** એ આશ્ચર્ય નથી, મિ. અસિત, લાચારી છે!

**અસિત :** (ચોંકીને) લાચારી?

**કાન્તા :** લાચારી સ્તો! તમારા મિત્રની ચોટલી અમારા હાથમાં છે!

**રસિકા :** ચોટલી નહિ, ચોટલો! ખરે, એમનો ચોટલો, રોટલો અને ઓટલો બધું જ અમારા હાથમાં છે. ઓળખાણ આગળ ચલાવ, વિભાવસુ!

**વિભાવસુ :** આ છે કુમારી શીલા. એમ. એ. માં છે. મારી વાર્તાકલાની તારા કરતાં પણ વધારે Admirer' છે. (મકરન્દ સામે આંગળી ચીંધીને) આમની પ્રિયતમ બહેન અને (કાન્તા–રસિકા તરફ ઇશારો કરીને) પ્રિયતમ બહેનપણી! અને અમારા સૌનું હૃદયદ્વિતીયમ્! થોડા જ વખતમાં હું અને એ....એ અને હું....હું અને એ....

**કાન્તા :** પરણવાનાં છો!

**અસિત :** તારી ફ્રાયેન્સી છે એટલું કહેતાં પણ જીભ નથી ઊપડતી, વિભાવસુ! તારા જેવા પ્રગલ્ભ વાર્તાકારો પણ આવી બાબતમાં આટલા બધા શરમાતા હશે એ તો આજે જ જાણ્યું!

**રસિકા :** વાર્તાકારોની સાથે રહેશો એટલે એમને વિષે આવું આવું ઘણુંય જાણવા મળશે, જે એમની વાર્તાઓ ઉપરથી કદી પણ જાણવા ન મળે! પણ બેસો તો ખરા!....

**વિભાવસુ :** (દોડીને, મેજ પાસે હવે એક જ ખુરશી છે.તેને ઊંચકી યોગ્ય સ્થાને ગોઠવતાં) I am sorry, અસિત, but before you take your seat, I must worn you...

**અસિત :** (ખુરશીની બેઠક ઉપર હાથ ફેરવતાં) ખુરશીની બેઠકમાં ટાંકણીઓ તો નથી ને?....ભલું પૂછવું!

**વિભાવસુ :** હું તને ચેતવણી આપવા જતો હતો. અસિત, તે આ ખુરશી અંગે નહિ, પરંતુ આ લોકોને અંગે!

**અસિત :** કે?

**વિભાવસુ :** કે શું? કે એ–કે આ લોકોને મારી સામે એટલી બધી દાઝ છે!

**અસિત :** દાઝ?

**વિભાવસુ :** દાઝ સ્તો! એમની આ પ્રિય સખીનું હરણ હું કરી જવાનો છું, એટલે દાઝ તો હોય જ ને! હાં, આ લોકોને મારી સામે એટલી બધી દાઝ છે કે, મારા વિષેના એમના અભિપ્રાયોને તારે.... With a pinch of salt જ લેવા પડશે! Oh, that reminds me, મકરન્દ! આપણે કંઈક લઈએ હવે. આ Pinch of salt નહિ હાં, કંઈ બીજું!

**મકરન્દ** (ઘંટડી વગાડતાં) **:** શું મંગાવશું?

**વિભાવસુ** : કોકાકોલા મંગાવીએ !....આ લોકોનાં કલેજાં જરા ઠંડાં થાય !....

**મકરન્દ** : (બટન દબાવતાંની સાથે જ બારણા પાસે હાજર થયેલ નોકરને) પાંચ કોકાકોલા !....

**અસિત** : (નોકર અદશ્ય થયા પછી) શીલાબહેન હજુ સુધી એક અક્ષર પણ બોલ્યાં નથી !

**વિભાવસુ** : She is a silent angel! એ તો મૂંગી પરી છે, અસિત!

**રસિકા** : પરણ્યા પહેલાં દરેક છોકરી Silent angel લાગે છે–એને પરણવા માગનારને !

**કાન્તા** : અને પરણ્યા પછી એ Silenceનું વળતર ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ચૂકવી દે છે !...

(શીલા અને વિભાવસુ સિવાય બધાં જ હસી પડે છે.)

**અસિત** : તમે કંઈ લખો છો, શીલાબહેન ?

**વિભાવસુ** : પ્રેમપત્રો સિવાય બીજું કશું જ નહિ !

**મકરન્દ** : એક ઘરમાં બે લેખકો ન હોવા જોઈએ એવો વિભાવસુનો અભિપ્રાય છે, અસિત !

**કાન્તા** : એનો સાચો અભિપ્રાય પૂછતા હો, તો તે એ છે કે, એક પ્રાંતમાં કે એક દેશમાં પણ બે લેખકો ન હોવા જોઈએ. વિભાવસુ સાહિત્યપ્રદેશના ફાસિસ્ટ છે, મિ. અસિત. એક ભાષા, એક સાહિત્યપ્રકાર, એક લેખક.

**રસિકા** : એક રીતે જુઓ તો એ અભિપ્રાય કંઈ ખોટો પણ નથી ! લેખક એક એવું પ્રાણી છે કે, જેને પોતાની જાતનાં બીજાં પ્રાણીઓ ભાગ્યે જ ગમતાં હોય છે !

**કાન્તા** : નથી જ ગમતાં, એમ કહે ને !....એ તો સારું છે કે મહારથીઓને એક કલમ સિવાય બીજાં કોઈ હથિયારો વાપરતાં જ નથી આવડતાં.... ....નહિતર....

**અસિત** : નહિતર શું ?

**કાન્તા** : નહિતર ચોવીશ કલાકની અંદર આ પૃથ્વી ન–લેખકી બની જાય ! જેમ શ્રીકૃષ્ણના જમાનામાં યાદવાસ્થળી થઈ હતી, તેમ આ જમાનામાં લેખકાસ્થળી થાય, અને લેખકો એકમેકને હાથે કપાઈ મરે !

**મકરન્દ** : આ લેખકાસ્થળી તો વગર હથિયારે ચાલતી જ હોય છે સદા, રસિકા ! –માનસિક ભૂમિકા ઉપર. હું તો માનું છું કે, જેટલાં યુદ્ધો સુંદરી અને સુવર્ણ માટે લડાયાં છે તેટલાં જ–બલકે તેથીયે વધારે, અને વધારે ખૂનખાર યુદ્ધો, સાહિત્યને માટે, પ્રતિભાને માટે લડાયાં છે !

**વિભાવસુ** : ફરક માત્ર એટલો છે કે સુંદરી અને સુવર્ણ માટેનાં યુદ્ધોમાં જ્યારે શોણિતના સાગરો રેલાયા છે ત્યારે અમારાં યુદ્ધોમાં ફક્ત શાહીના જ

સાગરો સર્જાય છે....

**અસિત :** ગમે તેમ પણ આ એક નવો દૃષ્ટિકોણ જરૂર છે.

**વિભાવસુ :** આ એટલે ?

**અસિત :** લેખકોની યુદ્ધ-ખોરી.

**વિભાવસુ :** શેના માટેનો દૃષ્ટિકોણ છે એ ?

**અસિત :** લેખકો માટે યોજાતી ઇનામી હરીફાઈઓનો.

**મકરન્દ :** તમારું પૃથક્કરણ તદ્દન સાચું છે, મિ. અસિત. આવી હરીફાઈઓ લેખકોના હૃદયમાં રુંધાયેલા આન્તરવિગ્રહના ઝેરી ઝનૂનને કૈંક અંશે નિરુપદ્રવી દિશામાં વાળીને હળવું જરૂર બનાવે છે....પણ ઠીક યાદ આવી ગયું. પેલા 'રાષ્ટ્ર-દિવાકર' દૈનિકે યોજેલી અખિલ ભારત વાર્તા હરીફાઈમાં તો તેં તો જરૂર વાર્તા મોકલી હશે, વિભાવસુ !

**વિભાવસુ :** ( મકરન્દે પોતા માટે કોઈ અભદ્ર સૂચન કર્યું હોય એવી રીતે મોં બગાડીને ) મેં ? મને આવી હરીફાઈઓમાં જરા પણ રસ નથી, મકરન્દ. શ્રદ્ધા પણ નથી.

**કાન્તા :** એટલે ?

**વિભાવસુ :** ( વધતા જતા આવેગથી ) એ હરીફાઈઓ બાળકો માટે છે, નવ-તરો અને શિખાઉઓ માટે છે, હજુ પૂરું ચાલતાં પણ ન શીખ્યાં હોય એવા વછેરાં માટે છે, અરબી ઘોડા માટે નથી. હું નથી માનતો કે કોઈ પ્રતિષ્ઠિત લેખક એમાં ભાગ લે. ( સ્વરને હજુ એક સપ્તક ઊંચે ચઢાવીને ) મારો તો એ પ્રશ્ન છે, મકરન્દ, કે આ દૈનિકના સંચાલકોને અધિકાર જ શો છે, આવી વાર્તાહરીફાઈઓ યોજવાનો ! આ વાર્તા ઇનામને લાયક છે અને આ વાર્તા કચરાની ટોપલીને લાયક છે એવો અભિપ્રાય ઉચ્ચારવાનો !

( નોકર કોકાકોલા લઈને દાખલ થાય છે. )

**મકરન્દ :** ( કોકાકોલા સામે આંગળી ચીંધીને ) લે, જરા ઠંડો થા, વિભાવસુ ! અને એક તારી સરતચૂક થઈ છે તે સુધારવા દે. હરીફાઈમાં આવેલી વાર્તાઓ વિષે અભિપ્રાય ઉચ્ચારવાનું કામ એ દૈનિકના સંચાલકોએ પોતાના હાથમાં રાખ્યું નથી, આપણી ભાષાના પાંચ લબ્ધપ્રતિષ્ઠિત સાક્ષરોના હાથમાં સોંપ્યું છે. તેમની નિષ્પક્ષતા ઉપર તને શ્રદ્ધા નથી ?

( નોકર કોકાકોલાની બાટલીઓને ટિપાઈ ઉપર મૂકીને ચાલ્યો જાય છે. )

**વિભાવસુ :** નિષ્પક્ષતા એક વાત છે, અને સાહિત્યની સાચી પરખ એ જુદી જ વાત છે....

**મકરન્દ :** તને પ્રો. જાગીરદારની વિવેચનશક્તિમાં શ્રદ્ધા નથી ?

**વિભાવસુ** : પ્રો. જાગીરદારને તો હું ગુજરાતના સર્વશ્રેષ્ઠ વિવેચક માનું છું.

**રસિકા** : છૂટકો જ નથી. તમારા વાર્તાસંગ્રહોને સાતમે આસમાને એમણે જ ચઢાવ્યાં છે.

**અસિત** : સુયોગ્ય રીતે જ.

**મકરન્દ** : સુયોગ્ય રીતે કે અયોગ્ય રીતે તેની ચર્ચા અત્યારે અસ્થાને છે. (વિભાવસુને) આ હરીફાઈના બીજા પરીક્ષક છે 'ન્યાયમૂર્તિ' પાર્વતીશંકર ! એમની સાહિત્યપરખ ઉપર....

**કાન્તા** : એમની સાહિત્યપરખ સામે તો આમનાથી એક આંગળી પણ ઊંચી કરી શકાય એમ નથી. એમના એકેએક પુસ્તકની એકેએક આવૃત્તિના પૂંઠા ઉપર ન્યાયમૂર્તિ પાર્વતીશંકરનો અભિપ્રાય લાલ-ભડક શાહીમાં છાપવામાં આવે છે.

**મકરન્દ** : ત્યારે દીવાનબહાદુર ચૌ....

**વિભાવસુ** : અરે ભાઈ, દીવાનબહાદુર ચૌકસી, બિંદુબહેન મારફતિયા અને ડૉ. કોલસાવાળા—પરીક્ષકપંચના પાંચેય સભ્યોમાંથી એકેયની ન્યાયનિષ્ઠા અને રસવૃત્તિ સામે મારે કશી જ ફરિયાદ કરવાની નથી; પણ આ તો સાહિત્યનો પ્રદેશ છે, મકરન્દ. અહીં પાત્રતા અને અપાત્રતા નક્કી કરવા માટે તારા ધારાશાસ્ત્રમાં હોય છે, તેવા કોઈ નિશ્ચિત, સ્પષ્ટ અને અટલ નિયમો અને કાનૂનો નથી ! અહીં તો 'मूंडे मूंडे मतिर्भिन्ना!' અને 'भिन्नरुचिर्हि लोकः!' જેટલી રુચિઓ તેટલાં ધોરણો છે અને જેટલાં સહૃદયો તેટલાં શાસ્ત્રો !

**શીલા** : અને છતાં એ બધાં ધોરણો અને શાસ્ત્રોમાં પણ એ સર્વના દૃઢભાજક જેવું કોઈ સર્વજ્ઞાનવાન એક ધોરણ અને શાસ્ત્ર તો હોવું જ જોઈએ ને ! નહિતર તો...

**અસિત** : The silent angel has spoken after all. તમે મારા આ મિત્ર-માતંગને સફળ રીતે અંકુશમાં રાખી શકશો, શીલાબહેન !

**વિભાવસુ** : વાહ રે વાહ ! તો એવું Silence પણ એક મોટામાં મોટું અંકુશ છે, અસિત ! તેં કહ્યું તે તદ્દન સાચું છે, શીલા....અને છતાં કોણ જાણે કેમ, આવી હરીફાઈઓના નિર્માતામાં મને શ્રદ્ધા જ નથી બેસતી ! આવા તમાશાઓ અગર યોજવા જ હોય તોપણ, ફક્ત Beginners માટે, શિખાઉ માટે જ યોજવા જોઈએ, કદી પણ લબ્ધપ્રતિષ્ઠ લેખકે તેમાં ભાગ ન લેવો જોઈએ એમ હું માનું છું....

**રસિકા** : શો અહંભાવ !

**કાન્તા** : એ અહંભાવ નથી, રસિકા, ડરપોકપણું છે. જાહેર હરીફાઈમાં ઊતરીએ

અને રખે કોઈ બારાખડી ઘૂંટતો છોકરો આપણને છક્કડ મારી જાય-એવી ભીતિ છે, ડર છે, આત્મશ્રદ્ધાનો અભાવ છે.

**વિભાવસુ :** (હાથ ખંખેરીને) જે કહો તો! બાકી મારે હવે ટૂંકી વાર્તાઓના ક્ષેત્રમાં ડરવા જેવું છે શું? અને કોનાથી? 'વસંતમાં પાનખર,' 'વગડો અને વડવાનલ,' 'જગતના ચોકમાં,' 'લલિતા અને બીજી વાતો,' 'અશ્રુઓ અને સ્મિતો': મારા વાર્તાસંગ્રહોને ગુજરાતની જનતાએ ઉત્તરોત્તર વધતા જતા ઉત્સાહથી વધાવી લીધા છે અને એક એકની ત્રણત્રણ ચચ્ચાર અને કોઈ કોઈની પાંચપાંચ આવૃત્તિઓ સુધ્ધાં થઈ ગઈ છે.

**કાન્તા :** જનતાની તો વાત જ ન કર, વિભાવસુ!....જનતા! જનતા તો રોજ એક નવા માણસને-નવી પ્રતિભાને-સવારે ઉત્સાહભેર વધાવે છે....અને સાંજે પાછી એ જ પ્રતિભાને-એ જ માણસને બમણા ઉત્સાહથી વખોડી નાખે છે!

**રસિકા :** અને આવૃત્તિઓ ઉપર નાચકૂદ કરતા હો, તો સિનેમાનાં ગીતોની ચોપડીઓની કોકવાર પચાસ પચાસ આવૃત્તિઓ થાય છે પણ તેથી શું એ ગીતોને તમે સાહિત્યની પ્રતિષ્ઠા આપશો?

**અસિત :** એવાં ગીતો પણ એકવાર લખી તો બતાવો, રસિકાબેન, લખવા બેસશો ત્યારે ખબર પડશે કે એ કામ 'ડૉક્ટરેટ' માટે 'થીસીસ' ઘસડવા જેવું સહેલું નથી!

**રસિકા :** (એના ઉપર ઘા આવતાં ઉશ્કેરાઈને) માફ કરજો, મિ. અસિત, પણ તમારા જેવાઓની ભાટાઈ જ....(શીલા તેના મોં ઉપર હાથ દાબી તેને બોલતાં અટકાવવાનો પ્રયત્ન કરે છે. મૂંગી મૂંગી એ પ્રયત્નને નિષ્ફળ બનાવતી) હા, હા, તમારા જેવાની ભાટાઈ જ આમના જેવા લેખકોના ફાટેલા અને માતેલા અહંભાવ માટે જવાબદાર હોય છે!....

**શીલા :** (રસિકા અને પોતાની વચ્ચેના ગજગ્રાહ દરમ્યાન, કટકે કટકે) રસિકા, રસિકા, એ....આપણા....મહેમાન છે, રસિકા! મહેમાનને....

**રસિકા :** (ઉશ્કેરાટની ક્ષણોમાં વધુ પડતું આગળ વધી જવાયું છે અને ત્યાંથી માનભેર પીછેહઠ કરવી શક્ય નથી, એવી પ્રતીતિ થતાં મરણિયાવૃત્તિથી હજુ પણ વધુ આગળ વધતાં) મહેમાન! મહેમાનના કરતાં સત્ય વધારે મહાન છે, શીલા!

**અસિત :** (એટલી જ મરણિયાવૃત્તિથી ફટકો ઉગામતાં) સત્યની વાત કરતાં હો તો....

**વિભાવસુ :** (પોતાની લોખંડી હથેળીથી તેનું મોં બંધ કરી દઈને) સત્યની વાત કરતાં હો તો સત્ય કરતાં પણ આ કોકાકોલા વધુ મહાન છે.

(કોકાકોલાની એક બાટલી લઈને પોતે ફોડે છે...અને એ ફૂટવાના અવાજ સાથે જ પડદો પડે છે.)

## દશ્ય બીજું

(સમય: પહેલા દશ્યની સમાપ્તિ પછી તરત જ. સ્થળ: રસ્તો)

**અસિત :** હું ખરેખર દિલગીર છું, વિભાવસુ!

**વિભાવસુ :** પણ શેને માટે?

**અસિત :** તમારી બેઠકના રંગમાં ભંગ પાડવા માટે!-ભંગ પડવાનું નિમિત્ત પૂરું પાડવા માટે!

**વિભાવસુ :** જવા દે ને, હવે! It's all right.

**અસિત :** તું ખોટું નથી લગાડતો એ તારી ઉદારતા છે, પણ મારે ઉશ્કેરાઈ જવું નહોતું જોઈતું! પણ ખરી વાત એ છે કે, આવી બહુ ભણેલી અને ચબરાક છોકરીઓ સાથે સીધા અને અંગત ચર્ચામાં ઊતરવાનો મારો આ પહેલો જ પ્રસંગ હતો. ખેર, પણ તને તો અભિનંદન જ ઘટે છે....એક નહિ, અનેક અભિનંદન-અનેક વાતો માટે!

**વિભાવસુ :** દાખલા તરીકે?

**અસિત :** દાખલા તરીકે આ શીલા જેવી મૂંગી પરીની પસંદગીને પ્રાપ્ત કર્યા માટે.

**વિભાવસુ :** એ અભિનંદન તારે મને નહિ, વાર્તાકાર તરીકેની મારી કીર્તિને આપવાનાં છે. શીલા મારા ઉપર નહિ, વાર્તાકાર તરીકેની મારી કીર્તિ ઉપર આફ્રીન છે. તેં જોયું તે પ્રમાણે એની આખી મંડળી મારી વિરુદ્ધ હોવા છતાં તે મને પરણવા કટિબદ્ધ થઈ ગઈ છે....

**અસિત :** કટિબદ્ધ....કે કીર્તિબદ્ધ?

**વિભાવસુ :** ગમે તે પણ બદ્ધ છે....પણ બીજાં અભિનંદન તું મને કઈ વાત બદલ આપવા માગતો હતો?

**અસિત :** જે Tactથી, જે સફાઈથી, જે કૌશલ્યથી, જે નાટ્યાત્મક રીતે તેં આપણી મિટિંગનો અંજામ આણ્યો, તે બદલ! It was perfectly theatric, my boy! 'કોકાકોલા સત્ય કરતાં પણ મહાન છે.' What an inspiration' એ વાક્ય તારે ક્યાંક નોંધી રાખવું જોઈએ. ભવિષ્યની કોઈ વાર્તામાં કામ લાગશે. પણ તારી સમતોલતા અજબ છે, વિભાવસુ!

**વિભાવસુ :** છે સ્તો! પણ શા માટે છે, ખબર છે? કારણ કે મેં એક નિયમ રાખ્યો છે કે, ચર્ચાના ઊંડા પાણીમાં કદી ઊતરવું જ નહિ! અને તેમાંય ખાસ કરીને છોકરીઓ સાથે!....

**અસિત :** હા....!

**વિભાવસુ :** અને તેમાં પણ વિશેષતઃ સુંદર છોકરીઓની સાથે કેવો વહેવાર રાખવો તે બાબત તો મેં એક સૂત્ર જ ગોખી રાખ્યું છે....સંભળાવું?

**અસિત :** સંભળાવને દોસ્ત! મને પણ કંઈક લાભ થશે એમાંથી!

**વિભાવસુ :** સાંભળ ત્યારે!

હસીનોંસે ફક્ત સાહબ સલામત દૂરકી અચ્છી;
ન ઉનકી દોસ્તી અચ્છી, ન ઉનકી દુશ્મની અચ્છી!

**અસિત :** અર્થાત્?

**વિભાવસુ :** અર્થાત્ સુંદર સ્ત્રીઓ સાથે દૂરથી જ લટકસલામનો નાતો રાખવો સારો–એમની દોસ્તી સારી નહિ, અને એમની દુશ્મની પણ સારી નહિ.

**અસિત :** તેં ઉર્દૂ ઠીક શીખી લીધું લાગે છે, વિભાવસુ!

**વિભાવસુ :** ઠીક તે આ પાંચ પંદર બેતો પૂરતું! તક મળે કે તરત જ એકાદ બેત ફટકારીએ એટલે આપણા ગુજરાતમાં તો સાક્ષાત્ શમ્સ–ઉલ્‌ઉલેમા જેવા લાગીએ અને મુશ્કેલ આસાન થઈ જાય એ નફામાં!

**અસિત :** મુંબઈ આવ્યા પછી થોડા જ વખતમાં તેં ઘણી જ પ્રગતિ કરી નાખી છે દોસ્ત, રંગ છે!

**વિભાવસુ :** રંગ તારી આંખો ઉપર, અસિત! પણ હવે બોલ બાકી રહી જાય છે, કોઈ વસ્તુ માટે અભિનંદન?...દેવાં હોય એટલાં દઈ દે આજે.

**અસિત :** હવે બાકી એક જ વસ્તુ બદલ અભિનંદન આપવું છે તને!

**વિભાવસુ :** કંઈ વસ્તુ બદલ? બોલ, ઝટ!

**અસિત :** પેલી અખિલ ભારત વાર્તા હરીફાઈમાં તેં પણ એક વાર્તા મોકલી છે, એ વાતને બહુ જ ચતુરાઈપૂર્વક છુપાવી રાખવા બદલ!

**વિભાવસુ :** (દશે દિશામાં વીજળીની ઝડપે નજર દોડાવીને) ચૂપ–ચૂપ–ચૂપ.... ભીંતને પણ કાન હોય છે, મૂરખા! આ વાર્તા હરીફાઈમાં મેં એક જ વાર્તા મોકલી છે તે વાતને તારે ઇનામની જાહેરાત થાય ત્યાં સુધી મનમાંથી જ ભૂંસી નાખવી!

**અસિત :** પણ શા માટે? તેં વાર્તા મોકલી છે એમાં કંઈ કોઈના બાપની ચોરી તો નથી કરીને! ખાસ કરીને શીલાબહેનથી તો આ વાત ન જ છુપાવવી જોઈએ.

**વિભાવસુ :** શીલાથી તો આ વાત છુપાવવાની ખાસ જરૂર છે. તું હજુ બાળક છે, અસિત! જો છુપાવવાની જરૂર નહોત તો એ વાર્તા મારે પોતાને નામે જાહેર રીતે મોકલવાને બદલે સૂર્યકાન્ત ત્રિવેદીના બનાવટી નામે શા માટે મોકલત?

**અસિત :** ખરું પૂછે, વિભાવસુ, તો હું પોતે જ હજુ નથી સમજતો કે, તું શા માટે આ વાત છુપાવી રહ્યો છે!

**વિભાવસુ :** શા માટે? શું કહેવું તને! અરે વેદિયા, એટલું પણ નથી સમજતો શું? જો સૂર્યકાન્ત ત્રિવેદીને ઇનામ મળશે તો સૂર્યકાન્ત ત્રિવેદી એ જ ગુજરાતના નવલિકાસમ્રાટ વિખ્યાતનામા વિભાવસુ છે એવી જાહેરાત કરીને જગતની સલામ લેવા ક્યાં આગળ નથી અવાતું! પણ ધારો કે એ વાર્તાને ઇનામ ન મળે તો....?

**અસિત :** તો?

**વિભાવસુ :** તો ? તો હરીફાઈમાં ભાગ લે છે જ કોણ ? વાર્તા લખી છે જ કોણે ? સૂર્યકાન્ત ત્રિવેદીને ઓળખે છે જ કિયો ભાઈ, અસિત ?

**અસિત :** હું સાંભળું છું....વિભાવસુ !

**વિભાવસુ :** ગુજરાતના સર્વશ્રેષ્ઠ વાર્તાકારને હવે એક પણ પરાજય પરવડે એમ નથી ! એણે સ્વહસ્તે કીર્તિનું જે મંદિર ચણ્યું છે તેમાં હવે એક પણ બાકોરું પડે એ તેને પોસાય એમ નથી !

**અસિત :** તું માત્ર વાર્તાકાર નથી, વિભાવસુ, વ્યવહારચતુર પણ છે !

**વિભાવસુ :** તું ધારે છે તેથી ઘણો જ વધારે !

**અસિત :** એટલે ?

**વિભાવસુ :** એટલે ? આ હરીફાઈમાં પહેલું ઇનામ કેટલા રૂપિયાનું છે ?

**અસિત :** દોઢ હજારનું.

**વિભાવસુ :** તો સાંભળ. બહુ જ થોડા વખતમાં આ દોઢ હજારની મારે જરૂર ઊભી થવાની છે !

**અસિત :** તારા લગ્નના ખર્ચની વાત કરે છે ?

**વિભાવસુ :** ત્યારે બીજાના લગ્નની ચિંતા કરું એવો હું છું ખરો ?

**અસિત :** પણ તેથી શું ?

**વિભાવસુ :** ન સમજ્યો ? આ ખર્ચની જોગવાઈ તો ગમે તે રીતે કરવાની જ છે ને ! તો પછી આમ વાર્તા–હરીફાઈમાં ભાગ લઈને શા માટે ન કરવી ? મને કન્યા અપાવી છે મારી વાર્તાકળાએ ! એટલે એ કન્યાને પરણવાનું ખર્ચ પણ મારે મારી વાર્તાકળામાંથી જ કાઢવું જોઈએ, પણ તે એક શરતે–વાર્તાકાર તરીકેની મારી ખ્યાતિને લેશ પણ આંચ પહોંચાડ્યા વગર !

**અસિત :** જબરો ગણતરીબાજ છે તું ! પણ તેં તો મને લખ્યું હતું કે એક લાખની પહેરામણીની જોગવાઈ થાય એવી એક કન્યા તારા હાથમાં આવી છે !

**વિભાવસુ :** સાચી વાત છે, શીલા એક લાખની પહેરામણી લઈને જ આવવાની છે. ખરું પૂછે તો એ લાખની પહેરામણીને ખાતર જ હું એને પરણવા તૈયાર થયો છું; બાકી કન્યાની તો ક્યાં આપણા ગુજરાતમાં અછત છે ?

**અસિત :** Don't be too Cynical, વધુ પડતી મશ્કરી જવા દે, વિભાવસુ ! તું તો એમ લખતો હતો કે એ છોકરી પર તને પ્રેમ છે !

**વિભાવસુ :** એ અર્ધસત્ય હતું. મને શીલા અને શીલાની સંપત્તિ બન્ને ઉપર પ્રેમ છે, એક સરખો જ.

**અસિત :** હું નથી માની શકતો....તારા જેવો આદર્શનો ગગનવિહારી....

**વિભાવસુ :** તેં મારું સાહિત્ય જ વાંચ્યું છે, અસિત....મારું જીવન નથી જોયું ! સાહિત્યમાં હું જેવો આદર્શવાદી છું તેવો જ જીવનમાં હું વાસ્તવવાદી છું.

**અસિત :** અદ્ભુત ! અદ્ભુત !....અદ્ભુત !

(પડદો)

દૃશ્ય ત્રીજું

[ રંગસજાવટ પહેલા દૃશ્ય જેવી જ. પડદો ઊપડે છે ત્યારે વિભાવસુ અને અસિત વચલા સોફા ઉપર બેઠેલા દૃષ્ટિગોચર થાય છે. ]

**વિભાવસુ :** (હાથમાંના છાપા ઉપર મુક્કાઓ વરસાવતો) ગધેડાઓ ! ગમારો !

**અસિત :** ( એ જ અભિનય સાથે ) લુચ્ચાઓ ! લબાડો !

**વિભાવસુ :** નાદાનો ! નાલાયકો !

**અસિત :** મૂરખાઓ ! મવાલીઓ ! પણ આપણી કંઈ ભૂલ તો નથી થતી ને, વિભાવસુ ! ખરેખર પહેલું ઇનામ તને નથી મળ્યું !

**વિભાવસુ :** (ઊભો થઈને આંટા મારતાં ) અરે પહેલું ઇનામ તો શું, બીજું ત્રીજુ, ચોથું, પાંચમું, છઠ્ઠું, કે સાતમું ઇનામ પણ આ ગધેડાઓએ મને નથી આપ્યું ! તું જ જોઈ લે ને ફરીવાર !

**અસિત :** (ગંભીરતાપૂર્વક છાપાનું અવલોકન કરતાં કરતાં) સાચું છે ! ઇનામોના વિજેતાઓમાં ક્યાંય નથી સૂર્યકાન્ત ત્રિવેદીનું નામ !

**વિભાવસુ :** વાહ પ્રો. જાગીરદાર, વાહ !

**અસિત :** વાહ રે ન્યાયમૂર્તિ પાર્વતીશંકર, વાહ !

**વિભાવસુ :** વાહરે બિન્દુબહેન મારફતિયા, વાહ ! સૂર્યકાન્ત ત્રિવેદીના બુરખામાં છુપાયેલ આ વિખ્યાતનામા વિભાવસુને તમે ઓળખી જ ન શક્યાં! મને તો ઘણાં વરસોથી વહેમ હતો અસિત, કે આ બધા કહેવાતા વિવેચકો અંદરખાનેથી બબૂચકો જ છે ! જેવું કપાળ તેવો ચાંદલો એટલું જ તેમને આવડે ફક્ત. આ વાર્તા મેં મારે પોતાને જ નામે મોકલી હોત તો.... મગદૂર જ નહોતી તેમની, કે પહેલું ઇનામ બીજા કોઈને આપે !

**અસિત :** મને આમાં તો એવું પણ નથી લાગતું, વિભાવસુ ! તું કહે છે તે પ્રમાણે પરીક્ષકો જો કોઈ ને કોઈ મોટા નામની મોહિનીથી જ અંજાઈ ગયા હોત તો પહેલું ઇનામ કોઈ સુપ્રસિદ્ધ વાર્તાકારને જ ફાળે ગયું હોત ...પણ આ જો, અહીં તો પહેલું ઇનામ એક તદ્દન અજાણી બહેન જીતી ગઈ છે ! આ જો, હરીફાઈની સર્વશ્રેષ્ઠ વાર્તા 'અભિજ્ઞાન શાકુન્તલ–એક નૂતન આવૃત્તિ'–લેખિકા મધુબાલા મહેતા !

**વિભાવસુ :** (એના હાથમાંથી છાપું ઝૂંટવી લઈ, તેને બન્ને હાથની હથેળીઓ વચ્ચે મસળતાં) એનો અર્થ કેવળ એટલો જ કે, આપણા વિદ્વાનો અને સાક્ષરો જેમ જેમ બુઢ્ઢા થતા જાય છે તેમ તેમ ઘાઘરા–ઘેલા થતા જાય છે ! કંકણ રણક્યું કે કાળજાં કોરાઈ ગયાં ! સાડીનો ફડફડાટ કાને પડ્યો કે સંકલ્પબળ હરાઈ ગયું ! પ્રેમદાનું નામ સંભળાયું કે પક્ષપાત જાગ્યો !

**અસિત :** પક્ષપાત ? કે પક્ષઘાત ?

**વિભાવસુ** : પાત કે ઘાત–જે કહો તે. પણ એમાં અત્યારે આપણું તો મોત થઈ જ ગયું! હવે તને સમજાય છે ને, મારું ડહાપણ અસિત, ખોટા નામે વાર્તા મોકલવાનું!

**અસિત** : બરાબર સમજાય છે, દોસ્ત! આ વાર્તા તારા સાચા નામે ગઈ હોત, તો તારી અને મારી–સર્જક અને વિવેચક બન્નેની–પ્રતિષ્ઠા ઉપર પાણી જ ફેરવાઈ જાત!

**વિભાવસુ** : ભારે કરી છે મારા વાઢીડાઓએ! જનમજનમનું વેર વાળ્યું છે, મારા બેટાઓએ! (વળી છાપું ખોલીને વાંચે છે) વાહ! અને પહેલું, બીજું, ત્રીજું કે સાતમું ઇનામ પણ ન આપીને જ તેઓ ધરાયા નથી, હરામજાદાઓ.

**અસિત** : પણ કેમ જાણે તું કોઈ શિખાઉ કૉલેજિયન ન હો, તેમ પચ્ચીસ ગણનાપાત્ર વાર્તાઓમાં તારી વાર્તાને સ્થાન આપ્યું છે.....

**વિભાવસુ** : અને તે પણ કેટલામું?

**અસિત** : ત્રેવીશમું! નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં–એ આનું જ નામ!

**વિભાવસુ** : (એકાએક ત્રાડ પાડીને) અસિત!

**અસિત** : (લશ્કરી અદાથી 'સાવધાન' થઈને) શું કહેવું છે?

**વિભાવસુ** : આ લોકો મને ઓળખતા નથી!

**અસિત** : તને કોણ ઓળખે છે, આખા જગતમાં, વિભાવસુ, એક મારા સિવાય!

**વિભાવસુ** : આ અપમાનનો હું બદલો લઈશ!

**અસિત** : કેવી રીતે?

**વિભાવસુ** : હું પરીક્ષકોને ઉઘાડા પાડીશ. હું છાપાના સંચાલકોનાં ગોટલાં–છોતરાં ઉડાવી દઈશ!

**અસિત** : તું જે કરીશ તેમાં હું તારી સાથે જ છું! ગમે તેમ કરીને પણ આવા લોકોની સાન ઠેકાણે લાવવી જોઈએ. ભવિષ્યમાં આવી હરીફાઈઓ યોજતા જ ભૂલી જાય!....ન જોયા હોય તો–મોટા હરીફાઈ યોજવાવાળા!

**વિભાવસુ** : (છાપું સંકેલી, ગજવામાં સંતાડીને) ચાલો, મૂકી દો હવે એ વાત! નાહક કોઈ સાંભળશે અને વહેમાશે! અને આજે જે આપણે બે જ જાણીએ છીએ તે આવતી કાલે, કદાચ, આખા ગુજરાતને ગામડે ગામડે ગવાતું થશે! આ વાર્તા હરીફાઈમાં આપણે ભાગ જ લીધો નથી!

**અસિત** : આ હરીફાઈની સાથે આપણે કશાં સ્નાન-સૂતક જ નથી!

**વિભાવસુ** : એનું પરિણામ આજે આવ્યું છે તે આપણે જાણતા જ નથી!

**અસિત** : એવી કોઈ હરીફાઈ જ યોજાઈ નથી!

**વિભાવસુ** : ગધેડાઓ! ગમારો! લુચ્ચાઓ! લબાડો! ધૂર્તો, ખબૂચકો...પણ આ મકરન્દ, આપણી મંડળી આ જ કયાં અદશ્ય થઈ ગઈ છે! આજે આપણે વહેલા આવીને બેઠા, તો આ લોકોનો પત્તો નથી! (ત્રણના ટકોરા થાય છે) એમને ખબર છે કે ત્રણના ટકોરાથી મોડો હું કદી આવતો નથી. અને છતાં (વળી પાછું ગજવામાંથી છાપું કાઢીને પાથરે છે, હવામાં અથવા ટેબલ ઉપર) શું મથાળું બાંધ્યું છે હરખપદુડાઓએ! 'પ્રતિષ્ઠિત વાર્તાકારોને પરાજિત કરીને પ્રથમ પારિતોષિક પ્રાપ્ત કરી ગયેલી એક અપરિચિત લેખિકા કુ. મધુબાલા મહેતા! પપ્પા ઉપર જ ઊતરી પડ્યા છે, મારા બેટાઓ! પ્રતિષ્ઠિત વાર્તાકારોને પરાજિત કરીને પ્રથમ પારિતોષિક પ્રાપ્ત કરી ગયેલી એક અપરિચિત પ્રેમદા. વાહ રે મધુબાલા મહેતા, વાહ! જરૂર થોડુંઘણું મધુ પાઈ દીધું હશે, તમે, આપણા બૂઢિયા સાક્ષરોને!

**અસિત** : Where is your chivalry, Man?...

**વિભાવસુ** : Chivalry be damned! (છાપામાં વાંચતાં) નોંધપાત્ર પચ્ચીસ કૃતિઓની નામાવલિ નં....૨૩. 'પાણીની ભીંત' લે.: સૂર્યકાન્ત ત્રિવેદી. વાહ રે વાહ, ડૉ. કોલસાવાળા વાહ! વાહ રે ન્યાયમૂર્તિ પાર્વતીશંકર વાહ! તમારી જાતના બૂઢિયા મારું!

(વળી પાછું છાપું સંકેલીને ગજવામાં સંતાડે છે.)

**અસિત** : તું નાહક આટલો બધો ઉશ્કેરાય છે, વિભાવસુ! સૂર્યકાન્ત ત્રિવેદીનો ભેદ આપણા બે સિવાય ત્રીજું તો કોઈ જાણતું જ નથી....એટલે આપણી બાંધી મૂઠી લાખની જ રહી ગઈ છે! પણ આ લોકોએ ગજબ કરી આજે....

**વિભાવસુ** : તપાસ કરીએ. (બટન દબાવે છે ત્યાં નોકર પ્રવેશે છે–તેને) તારા સાહેબ કયાં ગયા છે? કંઈ કહી ગયા છે?

**નોકર** : મેં કહ્યું નહિ, સાહેબ, કે એમણે આપને–આપને અને આમને બન્નેને, બેસવા માટે કહ્યું છે! હમણાં જ આવીએ છીએ કહીને બધાં જ બહાર ગયાં છે–સાથે મોટરમાં. આપ આવ્યા તેની પાંચદશ મિનિટ પહેલાં જ. ખૂબ જ આનંદમાં છે, સાહેબ, એ તો બધાં જ–આજ સવારથી! કંઈ લાવું આપને માટે, સાહેબ?

**વિભાવસુ** : લાવ એ કોકાકોલા!

**નોકર** : જી સાહેબ.

(જાય છે.)

**વિભાવસુ** : એ લોકોને ખબર તો નહિ પડી ગઈ હોય, અસિત, કે સૂર્યકાન્ત ત્રિવેદી એ જ હું છું? એ સિવાય એ આખી મંડળીને આનંદનું બીજું કારણ શું હોઈ શકે!

**અસિત :** તને ચિત્તભ્રમ તો નથી થવા માંડ્યોને, વિભાવસુ ? એ લોકોને શી રીતે ખબર પડે ? સિવાય કે તેં જાતે જ શીલાને કહી દીધું હોય, ખાનગીમાં ?

**વિભાવસુ :** શીલાને ? મેં કહ્યું હોય ? ખાનગીમાં ? અશક્ય. હું એવો ઓછો નથી, અસિત ! I am made of sterner stuff......

( નોકર ફૂલના ગુચ્છાઓ અને હાર લઈને દાખલ થાય છે. )

**નોકર :** ( ફૂલ ટિપાઈઓ ઉપર મૂકતાં ) આવી ગયાં, સાહેબ, બધાં....

**વિભાવસુ :** પણ આટલાં બધાં ફૂલ શા માટે આણ્યાં છે ?

**નોકર :** કોણ જાણે !

( જાય છે. )

( મકરન્દ આદિ દાખલ થાય છે ..સૌ કોઈ અપૂર્વ આનંદમાં દેખાય છે. )

**બધાં :** ( એકીસાથે તેમ જ જુદાં જુદાં ) મુબારક ! મુબારક ! અભિનંદન ! Congratulations ! મુબારક ! અભિનંદન !

**વિભાવસુ :** ( બાઘો બનીને ) પણ શેનાં એ તો કહેશો કે નહિ ? કે બસ મુબારક, અભિનંદન, મુબારક ! ચસકી તો નથી ગયું ને !

**મકરન્દ :** આજે મહાન બનાવ બની ગયો છે, વિભાવસુ, આપણા સૌનાં જીવનમાં !

**વિભાવસુ :** હું એ મહાન બનાવથી તદ્દન અપરિચિત છું, મકરન્દ ! ઇતિહાસની પ્રવાહ-ધારા મને સાવ કોરો મૂકીને આગળ વહી ગઈ લાગે છે !

**રસિકા :** તું કોરો નથી રહી ગયો, વિભાવસુ ! ભીંજાયો છે, સારી પેઠે ભીંજાયો છે ! પણ તને એની ખબર નથી હજુ ! તું હજુ અંધારામાં છે ?

**વિભાવસુ :** હું અંધારામાં છું તો તમે પ્રકાશ પાડો !

**કાન્તા :** આજે પેલી વાર્તા-હરીફાઈનું પરિણામ જાહેર થવાનું હતું તે તો યાદ છે ને !

**વિભાવસુ :** કઈ વાર્તા-હરીફાઈનું ?

**રસિકા :** આમ સાવ અજાણ્યાની પેઠે શાનો જવાબ આપે છે, વિભાવસુ ! જાણે કેમ....

**મકરન્દ :** જાણે કેમ વાર્તાની દુનિયાની કોઈ પણ ચીજની સાથે ભાઈસાહેબને કશી લેવાદેવા જ ન હોય ! છાપું આપ એના હાથમાં, શીલા, વંચાવ પરિણામ !

**વિભાવસુ :** વાંચ્યું છે ક્યારનું એ તો !

**મકરન્દ :** બરાબર નથી વાંચ્યું લાગતું ! આમ જો, આ પહેલું ઇનામ કોણ લઈ જાય છે ?

**વિભાવસુ :** તમે મારી મશ્કરી કરવા માગો છો ?

**મકરન્દ :** તારી મશ્કરી ?

**રસિકા**
**કાન્તા** } : આમાં તારી મશ્કરી ક્યાં આવી, વિભાવસુ ?

**વિભાવસુ :** મશ્કરી નહિ તો બીજું શું? You want to rub it in. તમે મને દાઝ્યા ઉપર ડામ દેવા માગો છો!

**મકરન્દ :** અરે ભલા આદમી, અમે તો તને જીત્યા ઉપર ચંદન ચોપડવા માગીએ છીએ. વિજેતાને વરમાળ પહેરાવવા માગીએ છીએ. (ટિપાઈ ઉપરથી એક હાર ઉપાડી વિભાવસુને પહેરાવવા જાય છે, વિભાવસુ સર્પથી નાસતો હોય, તેમ આઘો ભાગે છે.) મારી વાત તો સાંભળ, પહેલાં!

**વિભાવસુ :** નથી સાંભળવી મારે તારી વાત! તમારાં બધાંના મનમાં અત્યારે શું છે તે હું બરાબર સમજું છું, પણ તમે મને કંઈ પણ કહો, તે પહેલાં હું જ કહી દઉં છું કે આ હરીફાઈમાં મેં....

**અસિત :** (ચેતવણી આપતા સૂરે) વિભાવસુ!

**વિભાવસુ :** કે આ હરીફાઈના પરીક્ષકો ન્યાયપુરઃસર વર્ત્યા જ નથી!

**મકરન્દ :** અમે તો માનીએ છીએ, વિભાવસુ, કે પરીક્ષકો આ હરીફાઈમાં જેટલા ન્યાયપુરઃસર વર્ત્યા છે તેટલા જગતની બીજી કોઈ હરીફાઈમાં ભાગ્યે જ કદી વર્ત્યા હશે! એમ ન હોય તો મધુબાલા મહેતા જેવી એક અજાણી લેખિકાની વાર્તાને....

**વિભાવસુ :** સમજી ગયો!

**મકરન્દ :** શું સમજી ગયો?

**વિભાવસુ :** તમારા આનંદનું કારણ! મધુબાલા મહેતા જેવી એક અજાણી લેખિકાની વાર્તાને પહેલું ઇનામ મળે અને મને....

**રસિકા :** અમે તો એ લેખિકાને અને તને-બંનેને અભિનંદન આપવા માગીએ છીએ, વિભાવસુ!

**કાન્તા :** એમ જ છે. એ લેખિકાને પહેલું ઇનામ મેળવવા માટે અને તને....

**વિભાવસુ :** અને મને....એ લેખિકાને હાથે....

**અસિત :** વિભાવસુ!

**વિભાવસુ :** Shut up, man! let us have it out with this gang! અને મને એવી એક અજાણી લેખિકાને હાથે મારું નાક કપાવવા બદલ!

**મકરન્દ :** (ગરીબડે અવાજે) અમે સોગંદપૂર્વક કહીએ છીએ, વિભાવસુ, કે આ તું શું બોલી રહ્યો છે તે અમારાથી સમજી જ નથી શકાતું!

**રસિકા :** જ્યાં શોક કે દુઃખ માટે નહિ પણ આનંદને માટે પૂરતાં કારણો છે ત્યાં તું આટલો ઉશ્કેરાયેલો શા માટે છે તે પણ અમારાથી કળી નથી શકાતું!

**કાન્તા :** અને તારા જેવો મોટે ભાગે બધીએ ઋતુઓમાં સ્વસ્થ રહેનાર માણસ આજે આમ એકાએક અસ્વસ્થની માફક શા માટે વર્તવા માંડ્યો છે તે પણ અમારાથી....

**વિભાવસુ**: (ત્રણેયના ચાળા પાડતો–ભીષણ ઉશ્કેરાટ સાથે) સમજી જ નથી શકાતું! કળી જ નથી શકાતું! પામી જ નથી શકાતું! (વેગ અને આવેગ વધારીને) શું નથી સમજી શકાતું? શું નથી કળી શકાતું? જો નથી સમજી શકતાં તો પછી આ હારતોરા કોની મશ્કરી કરવા માટે લાવ્યાં છો? શું સૂર્યકાન્ત ત્રિવેદીએ પણ આ હરીફાઈમાં ભાગ લીધો છે તે નથી સમજી શકાતું?

**બધાં**: (શીલા સિવાય, આશ્ચર્યથી સ્તબ્ધ થઈને) સૂર્યકાન્ત ત્રિવેદી!

**વિભાવસુ**: (એમના આશ્ચર્યથી વધુ ઉશ્કેરાઈને) નકામો ઢોંગ ન કરો! તેમાં શું, જે હરીફાઈમાં સૂર્યકાન્ત ત્રિવેદીએ ભાગ લીધો હોય, તે હરીફાઈમાં પહેલું ઇનામ તેને જ મળવું જોઈએ એ તમે નથી જાણતાં?

**અસિત**: (શેતલ સૂરે) વિભાવસુ!

**વિભાવસુ**: (ત્રાડ નાખીને) ચૂપ રહે! *I must have it out with them!* અને શું એ સૂર્યકાન્ત ત્રિવેદીની શ્રેષ્ઠ કૃતિ 'પાણીની ભીંત'ને હરીફાઈના એ બેવકૂફ પરીક્ષકોએ પહેલું, બીજું કે ત્રીજું ઇનામ પણ નથી આપ્યું, પણ એને પચીસ ગણનાપાત્ર કૃતિઓમાં ત્રેવીશમે સ્થાને ધકેલી છે તે પણ તમે નથી જાણતાં!

(બધાં જ લાચારીનું પ્રદર્શન કરતાં લગભગ નિશ્ચેષ્ટ એવી હાલતમાં ઊભાં છે...હવે પછી આવનારા વજ્રપાતો માટે તૈયાર થઈને.)

**વિભાવસુ**: અને શું એ સૂર્યકાન્ત ત્રિવેદી તે જ....

**અસિત**: (અંતિમ પ્રયાસ કરી છૂટતાં) વિભાવસુ, For god's sake...

**વિભાવસુ**: God be blasted! અને શું એ સૂર્યકાન્ત ત્રિવેદી તે જ આ વિખ્યાતનામા વિભાવસુ છે તે પણ તમે નથી જાણતાં!

**બધાં**: (વીજળી પડી હોય તેમ) હેં...!

**વિભાવસુ**: શા માટે હજુ પણ ઢોંગ ચાલુ રાખો છો, બધું જાણો છો છતાં.... આ હારતોરા જ ચાડી ખાય છે, તમારી લુચ્ચાઈની....

**મકરન્દ**: તારી હાર માટે અમે ખરા અંતઃકરણપૂર્વક દિલગીર છીએ, વિભાવસુ.... પણ આ હારતોરા તો અમે તને અભિનંદન આપવા માટે જ લઈ આવેલાં.... કુ. મધુબાલા મહેતા.

**વિભાવસુ**: જહન્નમમાં જાય કુ. મધુબાલા મહેતા! જહન્નમમાં જાય એની આખી ઓલાદ!

**મકરન્દ**: પણ તું ઓળખ્યાપારખ્યા વગર જ....

**વિભાવસુ**: એમાં શું ઓળખવા પારખવાનું છે? કાં તો હશે હરીફાઈના સંચાલકોની કોઈ ઓળખીતી અને કાં તો હશે પરીક્ષકોના કોઈ પુત્રની પ્રિયતમા! આખો સંસાર જ આજકાલ મામા-માસીનાંનો જ છે!

**મકરન્દ :** પણ પરીક્ષકોમાં તો એવા ન્યાયનિષ્ઠ અને વયોવૃદ્ધ વિદ્વાન વિવેચકો છે કે જેની તું પણ તારીફ કરતો હતો! દાખલા તરીકે પ્રો. જાગીરદાર, જેને તું ગૂજરાતના સર્વશ્રેષ્ઠ વિવેચક ગણે છે.

**વિભાવસુ :** (ઠંડી ખાટાશથી) સર્વશ્રેષ્ઠ વિવેચકની બુદ્ધિ પણ કોઈવાર ન ફરી જાય એમ હું નથી માનતો!

**રસિકા :** એનો અર્થ તો એટલો જ, વિભાવસુ, કે આપણી કૃતિઓને માથે ચડાવીને ફરે ત્યાં સુધી જ એ સર્વશ્રેષ્ઠ વિવેચક....

**કાન્તા :** અને નહિતર એ સર્વશ્રેષ્ઠ બબૂચક!

**વિભાવસુ :** જેમ સમજો તેમ....પણ કુ. મધુબાલા મહેતાને આ પહેલું ઇનામ એની વાર્તા માટે મળ્યું હોય એમ હું નથી માનતો!

**શીલા :** (અત્યાર સુધી આ આખાયે દૃશ્યની સ્વસ્થ પ્રેક્ષક લાગતી હતી, તે પોતાના આસન ઉપરથી કૂદી, આગળ આવી, વિભાવસુને ખભે હાથ મૂકી, રંગમંચની મધ્યમાં, લગભગ 'ફૂટલાઈટ્સ' સુધી તેને ખેંચી લાવીને) કુ. મધુબાલાને આ ઇનામ એની વાર્તા માટે મળ્યું છે એમ તમે નથી માનતા?

**વિભાવસુ :** (કોઈ ગૂઢ પ્રારબ્ધ જાણે એને વિનાશની ગર્તા ભણી ખેંચી રહ્યું હોય એમ, એવી જક્કી આત્મઘાતક વૃત્તિથી) બિલકુલ નહિ!

**બધાં :** (જેઓ શીલાની પાછળ અર્ધચંદ્રાકારે ગોઠવાય છે): વિભાવસુ!

**શીલા :** (સૌને શાંત રહેવાનું સૂચન કરતી–હાથથી) ત્યારે શેના માટે મળ્યું હશે, એમ માનો છો?

**વિભાવસુ :** ગમે તે માટે! કદાચ એની સાડી પહેરવાની છટા માટે મળ્યું હોય!

**અસિત :** અથવા તો એના વાળની વાદળઘટા માટે મળ્યુ હોય!

(શીલાની મુખમુદ્રા ઉપર કઠોરતા પથરાતી જાય છે)

**વિભાવસુ :** (એ જ આત્મઘાતક વૃત્તિના તોરમાં) મોટા મોટા મુનિવરોને પણ ચળાવી દે એવી લાખ વસ્તુઓ સ્ત્રીઓ પાસે હોય છે.....

**શીલા :** (ગુસ્સાથી લગભગ ધ્રૂજતી) ફક્ત એક વાર્તાકળા સિવાય, એટલું જ ને!

**વિભાવસુ :** વિભાવસુની વાર્તાને નોંધપાત્ર પચીશ કૃતિઓમાં ત્રેવીશમે સ્થાને ધકેલીને પહેલું ઇનામ પડાવી જાય, એવી વાર્તાકળા તો નહિ જ, શીલા!

**શીલા :** (ક્રોધને રોકતી, વિભાવસુને એક છેલ્લો 'ચાન્સ' આપવા માગતી) પણ તું મધુબાલાને ઓળખે છે, વિભાવસુ!?

**વિભાવસુ :** એમાં ઓળખવાની જરૂર જ શી છે, શીલા! જેવી એક બાળા, તેવી બીજી બાળા! એ કુ. મધુબાલા કુમારી મટીને શ્રીમતી બનશે ત્યારે, આ વિભાવસુને પણ મહાત કરે એવા કોઈ મહાન વાર્તાકારનું સર્જન

કદાચ કરી શકશે, પણ એક સારી વાર્તાનું સર્જન તે કરી શકે એ ચમત્કાર નથી કદી બન્યો, નથી કદી બનવાનો!

**શીલા :** એ ચમત્કાર ભવિષ્યમાં કદી બનવાનો છે કે નહિ, વિભાવસુ, તે હું નથી જાણતી, પણ ભૂતકાળમાં, નજીકના ભૂતકાળમાં, તદ્દન નજીકના ભૂતકાળમાં એ ચમત્કાર એકવાર બની જ ગયો છે, અને....

**મકરન્દ | રસિકા | કાન્તા :** (હાથમાં પુષ્પહાર સાથે આગળ વધતાં) અને એ ચમત્કારના સાક્ષીઓ તરીકે આ પુષ્પમાળા અમે એ ચમત્કારની વિધાત્રીને સપ્રેમ અર્પણ કરીએ છીએ.

(હાર પહેરાવે છે.)

**વિભાવસુ :** (પ્રલયાગ્નિ જેવો પ્રકાશ પોતા ઉપર, આખરે, ઊતરતાં) : હેં શું શીલા એ જ મધુબાલા મહેતા! (પાંચેક પળ ભીષણ શાંતિ છવાઈ રહે છે—પ્રલય પહેલાં પૃથ્વી ઉપર કદાચ છવાશે, એવી એ શાંતિના ઓથારને છાતી ઉપરથી ખસેડવા પ્રયત્ન કરતાં) તેં મને છેતર્યો, શીલા!

**શીલા :** (ડામ દેતી હોય તેમ) જે જાતે જ હમેશાં પોતાની જાતને છેતરી રહ્યો છે તેને છેતરવાનો પ્રયત્ન પણ કોણ કરે!....બાકી હા, એક વાત હું જાણું છું કે હું જાતે છેતરાતાં છેતરાતાં બચી ગઈ!

**વિભાવસુ :** (ઢગલો થઈને પડવાની તૈયારી કરતાં) શીલા!

**શીલા :** ગૂડ બાઈ, વિભાવસુ!

**વિભાવસુ :** ગૂડ બાઈ?

**શીલા :** હા, હા, ગૂડ બાઈ! અંગ્રેજી એકાએક ભૂલી ગયો કે શું? ગૂડ બાઈ! (પોતાની અને વિભાવસુની વચ્ચેનું અંતર વધારતી. એક એક શબ્દે એક એક કદમ પાછળ હઠતી) જય જય! રામ રામ! નમસ્તે! ખુદા હાફિઝ!....

**વિભાવસુ :** (ઢગલો થઈને ઢળી પડતાં) : શીલા, ક્ષમા કર શીલા!...હું સજાને પાત્ર છું, શીલા, છતાં ક્ષમા માગું છું. સજા કરતાં ક્ષમા મહાન છે, શીલા....

**શીલા :** અને ક્ષમા કરતાં આ કોકાકોલા વધુ મહાન છે, વિભાવસુ. એને ઠંડો કર, મકરન્દ, એક બાટલી પાઈને....

(મકરન્દ બાટલી લઈ વિભાવસુ પાસે જાય છે અને બાટલી ફોડે છે અને એની સાથે જ પડદો પડે છે.)

*

## (ख) રેડિયો નાટિકા

### ૧ : પરણતાં કેટલી વાર?

#### દૃશ્ય પહેલું

[ પાશ્ચાત્ય ઢબનું શ્રીમંત દીવાનખાનું. દીવાનખાનાના વિસ્તારના પ્રમાણમાં છેક જ નાની લાગે એવી એક ગોળ ટિપાઈફરતી ગોઠવાયેલી ચારેક ખુરશીઓમાંથી બેના ઉપર એક તરુણ અને તરુણી બેઠાં છે. ]

( પડદો ઊપડે છે ત્યારે ચાના છેલ્લા ઘૂંટડા પીવાતા હોય છે. )

**દિનકર :** ( તરુણીના ચાળા પાડતો ) પિતાજી....પિતાજી....પિતાજી! કેટલીક વાર તો મને એમ પણ લાગે છે કાન્તા, કે આ તે અદ્યતન યુગની કોઈ ગ્રેજ્યુએટ તરુણી છે કે....

**કાન્તા :** ( હસીને ) કે સત્તરમા સૈકાના ગુજરાતની કોઈ અણઘડ અને અણુઝ ઢીંગલી! દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય, એ સનાતન સૂત્રમાં માનવાવાળી!

**દિનકર :** ( ફિક્કું હસીને ) પણ ત્યારે મારે સમજવું શું? આજકાલ....આજકાલ કરતાં તેં પૂરાં પાંચ વરસ વીતાડ્યાં!

**કાન્તા :** ( સનાતન સત્ય ઉચ્ચારતી હોય એટલી ગંભીરતાથી ) પણ પિતાજીની સંમતિ વગર મારાથી....

**દિનકર :** ( કડવાશથી ) પણ પિતાજી કાંઈ સર્વજ્ઞ ઓછા જ છે કે, તારા દિલની વાત વગર કહ્યે સમજી લઈ તને સંમતિ આપે? તેં હજી એમને પૂછ્યું જ નથી તેનું શું?

**કાન્તા :** ( તેને પંપાળતી હોય તેમ ) પણ પૂછ્યું નથી એટલે પૂછવાનો નિશ્ચય જ કર્યો નથી એમ તો તું નથી માનતો ને!

**દિનકર :** તો પછી પૂછ્યું શા માટે નથી?

**કાન્તા :** ( વધુ અનુભવની આત્મશ્રદ્ધાથી ) એનું કારણ હું તને કહીશ તોયે તે તને સમજાશે નહિ!

**દિનકર :** એમાં એવી તે કઈ મોટી ફિલસૂફીનો કોયડો છે, જે મને ન સમજાય!....તારી હિંમત નહિ ચાલતી હોય!....

**કાન્તા :** ( કરુણ સ્વરે ) તું પુરુષ છો, દિનુ, સ્ત્રીના હૃદયની, પુત્રીના હૃદયની, તને ક્યાંથી ખબર પડે!

**દિનકર :** તો પાડને ખબર!

**કાન્તા :** ( તહોમતનામું ઉચ્ચારતા ન્યાયાધીશની છટાથી ) આજ પાંચ પાંચ વરસોથી મારી સાથે રહ્યા છતાં તું જે ન સમજી શક્યો. તે આજે ફક્ત મારે કહ્યે સમજી જવાનો હતો! તું આ ઘર તો જુએ છે ને? એમાં શું

નથી ?....નોકરચાકર છે, પૈસા છે, પ્રતિષ્ઠા છે, પ્રશંસકો છે....પરંતુ પિતાજીનું હૃદય ઠાલવવા માટે કોઈ....!

**દિનકર :** ( આશ્વાસન આપતો હોય તેમ ) એમાં ગળગળી શું થઈ જાય છે, કાન્તા! પરણ્યા પછી તું એમની પુત્રી ઓછી જ મટી જવાની છે?

**કાન્તા :** ના, મટી જવાની નથી....પરંતુ....

**દિનકર :** ઓછી થઈ જવાની છો, એમ ને ?

**કાન્તા :** ( છેવટનો ફેંસલો આપતી હોય તેમ ) હું એમનું સર્વસ્વ છું, દિનુ !

**દિનકર :** તું મારુંય સર્વસ્વ છો, કાન્તા !

**કાન્તા :** પરંતુ આપણી સામે તો આખું જીવન પડયું છે....ઉજ્જવળ આશાઓથી છલકતું ! એમાંથી બે–ચાર વરસો ઓછાં થયાં તોયે શું ! પરંતુ પિતાજીની પાસે શું છે....ભૂતકાળના સંભારણા સિવાય ! મને બે વરસનીને એમના ખોળામાં મૂકીને બા ગયાં, તે દિવસ પછીનાં વીસ વરસો એમણે એક મારા સામું જોઈને જ જીવી કાઢ્યાં. મને બાની ખોટ ન જણાવા દેવી એ જ એમના જીવનનું એક મહાકાર્ય એમણે બનાવી દીધું !....અને....આજે હવે....આજે હવે....હું તેમની માતા બની છું ત્યારે....

**દિનકર :** ત્યારે ?

**કાન્તા :** સાચું જ કહું છું, દિનુ ! ઘણીયે વાર મેં એમને આપણે વિષે પૂછી જોવાનો નિશ્ચય કર્યો છે; ઘણીયે વાર, ધડકતે હૃદયે, એ જ પ્રશ્ન હોઠ ઉપર લઈને મેં એમના ઓરડામાં પ્રવેશ કર્યો છે. પરંતુ કોઈ વખત તે એકલા બેઠા બેઠા બાની છબી ઉપર મીટ માંડી રહ્યા હોય; તો કોઈવાર આરામ-ખુરશીમાં પડ્યાપડ્યા અરધી મીંચેલી આંખોએ, એમની જૂની નોંધપોથીનાં પાનાં ફેરવી રહ્યા હોય; કોઈવાર કાંઈ, તો કોઈ વાર કાંઈ; પણ દર વખતે કંઈક એવું જ બને કે મારા હોઠ ખૂલે નહિ, અને હું પાછે પગે, એમની મારા ઉપર દૃષ્ટિ પડે તે પહેલાં જ, પાછી ચાલી જાઉં ! મને એમ જ થઈ આવે દિનુ, કે હું બોલીશ ને એમનું હૈયું ચિરાઈ...

**દિનકર :** ઘેલી રે ઘેલી ! એ બધી ભ્રમણા જ છે તારી ! હું તો ઊલટું એમ માનું છું કે, આ વાત તું એમને કહીશ ત્યારે એ ખુશી થશે. તારા સુખમાં જ એ પોતાનું સુખ માને છે, કાન્તા !

**કાન્તા :** માટે જ તો મારી જીભ નથી ઊપડતી ને, દિનુ ! એ વિરોધ કરશે એવો મને લગીરેય અંદેશો હોત, તો તો મેં ક્યારનીયે એમની કને આ વાત, વિના સંકોચે, મૂકી હોત ! પરંતુ આ તો મને ખાતરી છે કે...મારા તરફથી આપણી વાતનો ઇશારો પહોંચતાં એ પોતાની સંમતિ આપી દેશે; અને...પછી...અને પછી...નહિ, મારાથી એ નહિ બને ! એમની એકાકિતા મારાથી નહિ સહેવાય ! મને માફ કર, દિનુ...અને ( કંઈક વિચાર કરીને ) કહું ? મારું કહ્યું માનીશ ?

દિનકર: (મરણિયા નિશ્ચયથી) ના, મુદ્દલ નહિ. તું શું કહેવા માગે છે એ હું જાણું છું...(પોતાને ફાંસીની સજા ફરમાવતો હોય તેમ) હું વાટ જોઈશ.

કાન્તા: (કરગરતી) તને મારા તરફ ગુસ્સો નથી આવતો, દિનુ?

દિનકર: (કાતિલ અનાસક્તિથી) તારા ઉપર ગુસ્સો કરવાનો મને અધિકાર નથી.

કાન્તા: તને બહુ માઠું લાગ્યું છે, દિનુ!

દિનકર: લાગ્યું છે, હું જૂઠું નહિ બોલું! પણ તેનો કાંઈ ઉપાય નથી.

કાન્તા: (તેની આંખોમાં આંખો ગૂંથીને) મારા પ્રેમ વિષે તો તને...

દિનકર: (તેના હોઠને પોતાની હથેલીથી દાબતો) હું દેવ નથી, કાન્તા, ફક્ત માનવ છું. મારી અધીરાઈથી તને દુઃખ થયું હશે. મને ક્ષમા નહિ કરે?...

કાન્તા: (તેને પટાવતી) એવું ગાંડું ગાંડું શું બોલ્યા કરે છે? આ વખતે પિતાજી દિલ્હીથી પાછા ફરશે કે તરત જ તેમની કને હું આપણી વાત મૂકવાની તક લઈશ... બસ હવે?

દિનકર: આ જ વાત બરાબર અઢાર મહિના થયાં તું કહેતી આવે છે, કાન્તા, પિતાજી એ અરસામાં છ વખત દિલ્હી ગયા અને છ વખત દિલ્હીથી પાછા ફર્યા! પરંતુ આપણું દિલ્હી તો હજુ એટલું ને એટલું દૂર જ છે!

કાન્તા: પણ આ વખતે તો હું મનને મજબૂત કરીશ.

દિનકર: દર વખતે તું એમ જ કહે છે.

કાન્તા: શું કરું, દિનુ...પણ...

દિનકર: પિતાજી ક્યારે આવવાના છે?

કાન્તા: હું દરેક પળે તેમના આવવાના તારની રાહ જ જોઈ રહી છું. આઠ દિવસથી વધુ એ કદી જ દિલ્હીમાં રોકાતા નથી. તેને બદલે આ વખતે તો બાવીશ થયા....

(બહાર કોઈ મોટર આવ્યાનો અવાજ સંભળાય છે. બંનેની આંખો દરવાજા ભણી જાય છે. એક નોકર હાંફળોફાંફળો અંદર પ્રવેશે છે.)

નોકર: બહેન, બહેન, સાહેબ પધાર્યા!

(કાન્તા અને દિનકર ઊભાં થઈ જાય છે)

કાન્તા (દરવાજા ભણી ધસતી): (દિનકરને) તું અહીં જ રહેજે, દિનુ!

નોકર: પિતાજીની સાથે એક બાઈ પણ છે, બહેન!

કાન્તા: બાઈ?

દિનકર: દિલ્હીનાં કોઈ મિત્ર હશે એમનાં?

(એટલામાં કાન્તાના પિતા અને પેલાં 'બાઈ' દાખલ થાય છે. પાંત્રીસેક વરસની લાગતી આ સ્ત્રીની લાવણ્યનીતરતી આંખોમાં બાવીશ વરસની કાન્તામાં પણ પરાજયની ભાવના જગાડે એટલું મારકણાપણું છે...નવયુવતી અને પ્રૌઢા બે ચાર ક્ષણ એકમેક સામે જોઈ રહે છે.)

પિતા: (કાન્તાની અને પેલી સ્ત્રીની આંખો વિખૂટી થાય તે પહેલાં... અનુભવી પ્રૌઢની ધૃષ્ટ સ્વસ્થતાથી) ચાલો, પહેલાં તમારી બન્નેની ઓળખાણ કરાવી

આપું ! આમ આવ કાન્તા ! જો, મનોરમા, આ મારી પુત્રી કાન્તા, જેના વિષે મેં તારી પાસે અનેકવાર વાતો કરી છે.

**મનોરમા :** તમને જોઈને મને બહુ જ આનંદ થયો, કાન્તાબહેન !

**કાન્તા :** પણ આ તો તમે અરધી જ ઓળખાણ આપી, પિતાજી ?

**પિતા :** બાકીની અરધી હમણાં જ પૂરી કરું છું ! આ મનોરમા, તે તારી.... તારી મા !

**કાન્તા :** મા ? (સરી જતી સ્વસ્થતાને થંભાવીને) નમસ્તે !

**મનોરમા :** (કટોકટીની પળ જલદી પૂરી કરવાનો સંકલ્પ કરીને) પણ આ યુવકની ઓળખાણ તો હજુ....?

**પિતા :** (દિનકર સામે જોઈ) એ તો આપણી કાન્તાનો કોલેજનો....!

**કાન્તા :** (પોતાની પ્રિયતમ વ્યક્તિ સામે પ્રાણહારી ગોળી છોડતી હોય એવી સખતાઈથી) એ મારા પતિ છે, મનોરમાબહેન !....

**પિતા :** પતિ ? મને તો કશી જ....

**કાન્તા :** આપની સંમતિ મળશે જ એવી શ્રદ્ધાથી....

**પિતા :** પરણી પણ ગયાં ?

**કાન્તા :** પરણતાં કેટલી વાર, પિતાજી !

(સૌ હસી પડે છે)

(પડદો)

## ૨ : આંધી

[ મુંબઈના એક પરામાં કે એક બંગલાના કમ્પાઉન્ડમાં આવેલા ગેરેજ પર બાંધેલો ત્રણ રૂમનો બ્લોક. લાકડાની સીડી ઉપર થઈને જતાં પહેલું દીવાનખાનું આવે છે, જેનો શયનગૃહ તરીકે પણ ઉપયોગ કરવામાં આવતો હોય એમ લાગે છે. સીડીવાળા બારણાંમાંથી દીવાનખાનામાં દાખલ થતાં, ડાબી બાજુની દીવાલની અડોઅડ બે બારીઓની વચ્ચે એક લાકડાનો પલંગ છે. એની બરોબર સામે, એક ટેબલ છે. તેના ફરતી ત્રણ ખુરશીઓ ગોઠવેલી છે અને દીવાલ ઉપર એક પુસ્તક-ઘોડો ટાંગેલો છે. ટેબલ ઉપર એક નાનું ટેબલ લેમ્પ, લેખન-સામગ્રી તથા થોડાંક પુસ્તકો વેરવિખેર પડ્યાં છે.

દીવાનખાનામાંથી અંદર જવાનાં બારણાં આડે બદામી કપડાનો પડદો છે અને એક ઇલેક્ટ્રિક ઘડિયાળ ટાંગ્યું છે.

પડદો ઊપડે છે ત્યારે વીસ-એકવીસ વરસની એક યુવતી કલા પલંગ ઉપર આડે પડખે પડીપડી એક કાગળ વાંચતી હોય છે. એ ભીના વાનની, નાજુક બાંધાની, મધ્યમ ઊંચાઈની નમણી યુવતી છે. એના આકર્ષક ચહેરા પર અસ્વસ્થતા તરવરે છે, એની મોહક આંખોમાંથી એના હૃદયની અસ્થિરતા અને અસંતોષવૃત્તિ ડોકિયાં કરી રહી છે. ]

**કલા :** (મોટેથી કાગળ વાંચતાં) હરીશ હમણાં જ દિલ્હી આવી ગયો. તારી બહેન વિદ્યુલ્લેખા પણ સાથે હતી. તે લોકો તો પરણી ગયાં છે ! હરીશના નૃત્યપ્રયોગો અહીંના એક હોલમાં રજૂ થયા હતા. હું તો જોવા નહોતી

જઈ શકી, પણ જોનારા કહે છે તે પ્રમાણે પ્રયોગો ઠીક ઠીક સફળ થયા. હરીશ–નટરાજ હરીશ–એના વખાણનારાઓએ એને નટરાજનું બિરુદ આપ્યું છે. ખૂબ રંગમાં હતા એમ સાંભળ્યું. પણ તું તો એને સારી રીતે ઓળખે છે! યુરોપ જવાની વાતો કરતા હતા. તારી બહેનને લહેર છે! કલાકારની સાથે દુનિયાના એકેએક દેશમાં ફરવું.......

તું મજામાં હશે, તારા પતિને સ્મરણ–વંદન. એ તો એમની શાળામાં જ રચ્યાપચ્યા હશે. હું ધારું છું કે, તને પણ આખરે શિક્ષિકા બનાવીને જ જંપશે! લિ. તારી રમા

(કલા એક ઊંડા નિઃશ્વાસ સાથે બેઠી થઈ, કાગળને ઓશીકા નીચે દબાવતી બોલે છે:)

એક સપનું સુજ ખોવાઈ ગયું!
જ્યાં ઝંખી'તી ઝરમર ઝાંખી,
ત્યાં એવી મુશળધારા થઈ
પ્રીતિનું કોરું પાનેતર,
શેતાન કરે ચોરાઈ ગયું.

(બહારથી ઘંટડી વાગે છે, પણ કલા અન્યમનસ્ક રીતે પોતાનું ગાવાનું ચાલુ રાખે છે.)

એક સપનું સુજ ખોવાઈ ગયું!
કૌતુક તો અગણિત દીઠાં છે,
પણ આવું અચરજ ના દીઠું
કે આંસુઓ લો'વા જાતાં
લોચન જાતે લો'વાઈ ગયાં.

(બહારથી ઘંટડી ચાલુ છે અને તેમાં 'કલા, કલા, કલા---!' એવો પોકાર ભળે છે. એ સાંભળીને ચોંકી ઊઠી હોય એવી રીતે કલા બારણાં પાસે જઈ બારણું ઉઘાડે છે. તેનો પતિ રશ્મિ અંદર આવે છે અને ફરી બારણું વાસતાં)

**કલા** : આવતી હતી, એટલી વારમાં આટલી બૂમાબૂમ? (ઘડિયાળ સામે આંગળી ચીંધતાં) હજુ તો ફક્ત સાડાચાર જ થયા છે? આજ આટલો બધો વહેલો.......!

**રશ્મિ** : એક કલાક વહેલો ખાસ રજા મેળવીને આવ્યો છું, કલા! આજે આપણા લગ્નની વરસગાંઠનો દિવસ છે, એ ભૂલી તો નથી ગઈને?

**કલા** : લગ્નની વરસગાંઠ? આપણા લગ્નની વરસગાંઠ? હું એ ભૂલવા લાખ ફાંફાં મારું રશ્મિ, તો ય ક્યાં ભૂલી શકાય એમ છે, એ દિવસ!

**રશ્મિ** : આપણને પરણ્યાંને આજે વરસ પૂરું થયું.

**કલા** : એક વરસ થયું? બ....સ! મને તો ઘણીયે વાર થાય છે, રશ્મિ, કે આપણને પરણ્યાને દસ–બાર–પંદર વરસ વીતી ગયાં છે!

(વળી પાછી અન્યમનસ્કતામાં સરી પડે છે.)

એક સપનું મુજ ખોવાઈ ગયું !
હું પૂછું : પુષ્પો પથ્થરમાં
એકાએક શેં પલટાઈ ગયાં
ને અબીલ–ગુલાલ તણું અર્ચન શો
પંક ઝબકોળાઈ ગયું ?

**રશ્મિ :** કેટલી ખુશામત કરીને હેડમાસ્તરની રજા મેળવી મેં આજે, કલા ! અને કેટલા ઉમંગથી હું વહેલો ઘેર આવ્યો ? મને એમ કે આજે......પણ તારી પાસે બધા જ ઉમળકા નકામા લાગે છે!

**કલા :** તારી પાસે મેં કંઈ જ છુપાવ્યું નથી રશ્મિ, મારામાં બીજા અનેક દુર્ગુણો હશે પણ દંભનો દુર્ગુણ તો નથી જ. હું તને પરણી છું તે પ્રેમથી નહિ, રશ્મિ, પણ એક સાંસારિક ફરજ તરીકે અને તે તું જાણે છે. મેં તને એ જ વખતે આ વાત ગાઈબજાવીને કહી હતી પણ તું મારી પાછળ પાગલ હતો.

**રશ્મિ :** હું તો આજે પણ તારી પાછળ પાગલ છું, કલા ! અને મારા હૃદયની સાક્ષીએ કહી શકું છું કે, ભવિષ્યમાં પણ હમેશાં તારી પાછળ પાગલ રહેવાનો છું. અને મારી તો ખાતરી છે, કલા, કે આજે ભલે તું ગમે તેવી વાતો કરે, પણ જ્યારે તું મારા હૃદયની વાત સમજશે ત્યારે....

**કલા :** તારી એ આશા વ્યર્થ છે, રશ્મિ ! હું તને પરણી છું અને એક પત્ની તરીકે જે જે ફરજો મારે ભાગે આવે છે તે સંપૂર્ણ વફાદારીપૂર્વક બજાવતી રહું છું....અને બજાવતી રહેવાની પણ છું....પણ આથી વિશેષ મારી પાસેથી કશાની જ અપેક્ષા ન રાખતો, રશ્મિ ! હવે તારા માટે ચા બનાવી લાવું છું.

(જવા કરે છે.)

**રશ્મિ :** (તેને રોકતાં) રહેવા દે, કલા, હવે ચા પીવાની જરાય ઇચ્છા નથી.

**કલા :** એમ ગુસ્સે થવું નહિ ચાલે. હું બે મિનિટમાં જ ચા બનાવી લાવું છું. (બારણાની ઘંટડી વાગે છે.) જા, જોઈએ, કોણ છે ? તું જે હોય તેને પતાવ; ત્યાં સુધીમાં હું ચા બનાવીને આ આવી.

(જાય છે.)

**રશ્મિ :** (બારણું ઉઘાડતાં) ઓહો, વાસુદેવકાકા ! આવો આવો, કાકા, બેસો. હું જરા અંદર જઈ કલાને કહેતો આવું, તમારે માટે પણ ચા બનાવે.

**વાસુદેવ :** બેશક, કહી આવ અને સાથે એ પણ કહેજે કે, મારા પ્યાલામાં સાકર બે ચમચા વધારે નાખે. પણ આ ડાબડી હાથમાં કેમ ચકઠાવી રાખી છે ?

(રશ્મિ પોતાના હાથમાંની ડબ્બીનું એકાએક સ્મરણ થતાં ચોંકી ઊઠે છે. ડબ્બી તેના હાથમાંથી પડી જાય છે ને મોતીની માળા એમાંથી ઊછળીને નીચે પડે છે.)

**વાસુદેવ :** અરે, આ તો મોતીની માળા ! કલા માટે લાવ્યો લાગે છે ! તે હજુ

આપી કેમ નથી, રશ્મિ ? કોઈ સારા મુહૂર્તની રાહ જોઈને બેઠો હતો કે શું ? કેટલી સુંદર માળા છે આ ! અરે પણ એમાં શું લેવાઈ ગયો ? અમે પણ અમારી બૈરીઓને ભેટો આપતા હતા. એમાં શરમાવું શું ? જા જા, અંદર જઈને કલાને ચાનું કહી આવ.

(રશ્મિ જાય છે. કાકા માળાને ડબ્બીમાં ગોઠવતા ઢાંકણાંની અંદરની બાજુ પર રશ્મિના હસ્તાક્ષરવાળું લખાણ જુએ છે) અરે, આ તો રશ્મિના જ હસ્તાક્ષરો ! 'કમનીય કલાદેવીને અમારી પહેલી લગ્નતિથિને પ્રસંગે, એના પૂજારી તરફથી.' છોકરો તો ભારે રસિયો લાગે છે ! (ખોંખારો ખાતાં કાકા માળા ડબ્બીમાં ગોઠવે છે. રશ્મિ અંદરના ઓરડામાંથી બહાર આવે છે.) લે ભાઈ રશ્મિ, આ તારી માળા. પસંદગી બહુ જ સરસ છે....પણ મને લાગે છે કે હું બહુ જ કટાણે આવ્યો છું.

**રશ્મિ :** અરે ! એમ કેમ બોલો છો, કાકા ? તમે તો જ્યારે આવો ત્યારે Welcome જ છો.

**વાસુદેવ :** એની હું ક્યાં ના પાડું છું ? તો ય........અમારા વખતમાં અમનેય નહોતું ગમતું, બેની વચ્ચે કોઈ ત્રીજું ટપકી પડે તો ! અને તેમાંય વળી આજે તો તમારો ઉત્સવનો દિવસ છે. (પડદો ખસેડતી કલાને જોઈને) લે, આ ચા પણ આવી ગઈ ! કેમ છે દીકરી કલા ?

**કલા :** (ચાની ટ્રે ટિપૉય પર મૂકતાં) મઝામાં, કેટલે દિવસે તમે આવ્યા, કાકા ! (ચા આપતાં) આટલો વખત ક્યાં અલોપ થઈ ગયા હતા ?

**વાસુદેવ :** વચ્ચે હું બહારગામ ગયો હતો.

**રશ્મિ :** ક્યાં ક્યાં ફરી આવ્યા, કાકા ?

**વાસુદેવ :** ઉત્તર હિંદુસ્તાનમાં. ગયો હતો તો ધંધાને કાજે દિલ્હી, પણ પછી ત્યાંથી હરદ્વાર, મથુરા, જયપુર, ઉદેપુર, ચિતોડ અને નાથદ્વારા પણ લટાર મારી આવ્યો. મારી દીકરી રમા સાથે તો તારે અવારનવાર પત્રવ્યવહાર થયા કરે છે. તો શું રમાએ તને મારા વિશે કાંઈ જ નથી લખ્યું ? નહિ જ લખ્યું હોય ! તમ જુવાનિયાંઓને અમારા જેવા બુઢ્ઢાના સમાચારમાં શો રસ !

**કલા :** તમારો ખ્યાલ, કાકા....

**વાસુદેવ :** મારો ખ્યાલ જરાય ખોટો નથી. દીકરી ! અને તમ લોકોને અમ ઘરડાંઓના વિચારો ન જ આવે એ સ્વાભાવિક પણ છે. અમારા વખતમાં અમે પણ અમારા સંસારમાં જ રચ્યાંપચ્યાં રહેતાં. ડોસાડગરાંને....!

**રશ્મિ :** હું એ માનવાને તૈયાર નથી. કાકા ! સાંભળ્યું છે કે તમે તો તમારાં બાને ફૂલની પેઠે સાચવતા.

**વાસુદેવ :** તે અમારા ઘરમાં બા સિવાય તે વખત હતુંય કોણ ? રમાની બા

તો રમાને માત્ર ત્રણ વર્ષની મૂકીને સ્વર્ગે સીધાવી ગઈ હતી. એટલે મારાં બા એકલાં જ અમારા ઘરનો આધાર હતાં. એ તો દાદીમા હોય નહિ અને રમા મોટી થાય પણ નહિ.

કલા: તમે કેવડા હતા તે વખતે, કાકા?

વાસુદેવ: કયે વખતે?

કલા: રમાનાં બા ગુજરી ગયાં તે વખતે.

વાસુદેવ: હોઈશ પચ્ચીસ-છવ્વીસ વર્ષનો.

કલા: તો પછી તમે ફરીથી લગ્ન કેમ ન કર્યાં, કાકા? એ ઉમ્મર જરાય મોટી તો ન જ કહેવાય.

વાસુદેવ: અરે મારી બેન, જેને પરણવું જ છે, તેના માટે કોઈ પણ ઉમ્મર મોટી નથી. પણ આપણે તો એક જ લગ્નથી ધરાઈ ગયા હતા, ગળા સુધી!

રશ્મિ: એમ કહીને નાહક અન્યાય ન કરો, કાકા! અમારાં સ્વર્ગીય કાકીને અને તમારી જાતને પણ. મેં તો એમ સાંભળ્યું હતું કે, તમે બન્ને અરસપરસ ખૂબ ચાહતાં હતાં અને કાકીના પ્રેમને કારણે જ તમે....

વાસુદેવ: એ તો સમજ્યા મારા ભાઈ! જેમને જે બોલવું હોય તે બોલે. બાકી એક વાત હું જાણું કે, બીજી વાર ન પરણ્યો તે સારું જ થયું. અમારા ત્રણેય માટે. બા નિરાંતનું જીવન જીવીને સ્વર્ગે સીધાવ્યાં. આ બંદા પણ સુખચેનથી જીવી રહ્યા છે, કોઈ પણ જાતની લપ્પનછપ્પન વગર, અને મારી રમા દિલ્હીમાં એને સાસરે એવી સુખી છે કે બસ, જેવાં તમે સુખી છો. ચાલો હવે નીકળું હું....અરે પણ હુંય કેવો ભૂલકણો છું? એક વાત કહેવાની હતી તે તો સાવ ભૂલી જ ગયો! દીકરી કલા, તારી બહેન મને દિલ્હીમાં મળી હતી.

કલા: (ચોંકી ઊઠી હોય તેમ) કોણ વિદ્યુલ્લેખા? દિલ્હીમાં તમને મળી હતી? ક્યારે, ક્યાં?

વાસુદેવ: એક હોટલમાં, જે હોટલમાં મારો જાલંધરનો આડતિયો ઊતરેલો તે જ હોટલમાં એમનો કાફલો ઊતરેલો. દસ બાર છોકરીઓ અને પાંચ સાત છોકરાઓ! મારે એ હોટલમાં વખતોવખત જવાનું થતું હતું. પણ જ્યારે જાઉં ત્યારે બસ, એમના ઓરડામાં છનનન છૂમ્, છનનન છૂમ.... ચાલતું જ હોય. મઝા ઉડાવે છે મારાં વાલીડાં એ પણ!

કલા: પણ મારી બહેન કંઈ બોલી?

વાસુદેવ: પહેલાં તો હું એને ઓળખી જ ન શક્યો, પણ પછી જ્યારે અરસપરસ ઓળખાણ નીકળી અને મેં જ્યારે પૂછ્યું કે કલાને કહેવડાવવું છે કાંઈ, ત્યારે એ કહે કે કલાને કહેજો કે....

કલા: (અધીરાઈથી) કે શું કાકા?

**વાસુદેવ :** કલાને કહેજો કે, મને માફ કરે. મેં કહ્યું : 'દીકરી, તને ગમ્યો તે વર સાથે તું માબાપથી છાનીમાની નાસી ગઈ, એમાં માફ કરવાનું શું ? કદાચ માફ કરવાનું કશું હોય, તો તે પણ તારાં માબાપને ! કલાને શું હોય ?' પણ એ તો કહે કે, બસ, તમે આટલું જ કહેજો ને કાકા, કલાને, કે મને માફ કરજે. બસ...પછી તો એ માંડી રોવા.

દૃશ્ય બીજું

( ડૂસકાંના અવાજ વચ્ચે બીજા દૃશ્યની શરૂઆત થાય છે. )

**વિદ્યુલ્લેખા :** ( ડૂસકાં ભરતી ) તારા પ્રેમને ખાતર તો મેં મારી સગી બહેનનો દ્રોહ કર્યો, હરીશ ! એ પણ બિચારી મારી પેઠે જ તને ચાહતી હતી; કદાચ મારાથી પણ વધારે ચાહતી હશે; કોણ જાણે ? આખી દુનિયાની સામે થવું પડે તો તેમ કરીને પણ, તારી સાથે પરણવા તૈયાર હતી, એ હું જાણું છું અને તું પણ તેને ચાહતો હોય એવો દેખાવ કરતો હતો તે પણ હું જાણું છું. પણ તારું દિલ, તું કહેતો હતો તેમ, મારા ઉપર હતું...અને....

**હરીશ :** અને તું મારી સાથે નાસી આવી અને પછી હું સિવિલ મૅરેજના કાયદા પ્રમાણે પરણ્યો. હવે તારે જોઈએ છે શું ?

**લેખા :** મારે જોઈએ છે....પ્રેમ !

**હરીશ :** પ્રેમ....! ( હસીને ) કલાકારને ફક્ત એક જ વસ્તુ....! સાથે પ્રેમ કરવો પરવડે છે, લેખા ! અને તે વસ્તુ છે એની કલા !

**લેખા :** તું તારી કલા સાથે જ પ્રેમ કરતો હોય તો મને કશો જ વાંધો નથી. પણ તું તો....આપણાં કલાવૃન્દની લગભગ બધી જ છોકરીઓ સાથે ચેનચાળા કરતો હોય છે.

**હરીશ :** ચેનચાળા ! હૃદયોની આપલેને તું ભલે ચેનચાળા કહે લેખા, તેથી મારું કશું જ બગડવાનું નથી. ચેનચાળા....! આ અમારા કલાકારોનાં હૃદયને લીલાં રાખવા માટે એવા ચેનચાળા અનિવાર્ય છે. એ ચેનચાળા ઉપર તો મારી કલાના વિકાસનો આધાર છે, લેખા ! અને તને માઠું ન લાગે તો કહું, કે તને હવે જેની સામે આટલી બધી સૂગ ઊભી થઈ છે એવા ચેનચાળા તો હું તારી બહેન કલાની સાથે તેમ જ તારી પોતાની સાથે પણ કરતો હતો....

**લેખા :** કરતો હતો પણ પરણવાનું વચન આપીને....

**હરીશ :** ( અટ્ટહાસ્ય સાથે ) પરણવાનું વચન તો હું બધાંને આપું છું, લેખા ! જે માગે તેને અને જે ન માગે તેને પણ ! તારે તો ઊલટાનો ઈશ્વરનો પાડ માનવો જોઈએ કે....તારી સાથેનું એ વચન મેં પાળ્યું છે. હવે તારે શું જોઈએ છે તે જ મારાથી સમજાતું નથી.

**લેખા :** મેં કહ્યું નહિ મારે શું જોઈએ છે તે? મારે જોઈએ છે: દાંપત્યનો આનંદ, પરિણીત જીવનની સ્થિર શાંતિ, ગૃહસંસારની સુખદ સલામતી, મારા પતિનો અનન્ય અને એકનિષ્ઠ પ્રેમ! અને હું....

**હરીશ :** (વધુ અટ્ટહાસ્ય સાથે) તો તો તું ખોટે ઠેકાણે આવી ચઢી છે, લેખા! તારે એવો ચાલુ માલ જોઈતો હતો તો તારે કોઈ વેપારી પેઢીના કારકુનને અથવા તો કોઈ નિશાળના પંતુજીને પરણવું જોઈતું હતું. જેમ તારી બહેન કલા, આપણે હાથતાળી દઈને નાસી આવ્યાં પછી તે નિરાશ થઈને પેલા પંતુજીને પરણી ગઈ તેમ!

**લેખા :** આ સિવાય તારી પાસે બીજો જવાબ નથી?

**હરીશ :** છે, પણ મારે એ આપવો નથી. મારું ચાલે ત્યાં સુધી તો નથી જ આપવો. બાકી તું મને મજબૂર કરીશ તો તને નછૂટકે સંભળાવવું જ પડશે કે....

**લેખા :** કે....શું?

**હરીશ :** કે ચાલી જા!

**લેખા :** મારે એ જ સાંભળવું હતું, હરીશ.

**હરીશ :** તો એક વાર ફરીથી સાંભળી લે! મારી કલાને રૂંધે એવી એક પણ ચીજ મને પરવડતી નથી, લેખા! તારે જવું હોય તો તું જઈ શકે છે.

**લેખા :** તારી કલા! તું વ્યભિચારને કલા કહે છે?

**હરીશ :** ચાલી જા! હું તને ફૂલમાળા સમજીને ગળે વીંટાળીને લાવ્યો હતો! તારે મારા ગળાનો ફાંસો બનવું હોય તો ચાલી જા! આજે જ અને અત્યારે જ ચાલી જા!

**લેખા :** હું આ પળે જ ચાલી જાઉં છું. પણ જતાં પહેલાં એક ચેતવણી આપતી જાઉં છું કે, તારા આ અપકૃત્યની સજામાંથી તું નહિ જ છટકી શકે! મને ફસાવી છે તેમ બીજી કોઈને ફસાવી છે તો....

**હરીશ :** ચાલી જા!

(વિદ્યુલ્લેખાના છેલ્લા શબ્દો 'ચાલી જા, ચાલી જા'ની નીચે દટાઈ જાય છે અને એ શબ્દોનો જ જાણે જવાબ આપતું હોય તેમ ત્રીજું દૃશ્ય શરૂ થાય છે.)

### દૃશ્ય ત્રીજું

**રશ્મિ :** (કલાનો પત્ર વાંચે છે) આ સ્થિતિ મારા માટે અસહ્ય બનતાં હું ચાલી જાઉં છું, રશ્મિ! પણ ઘર છોડતી વખતે એક વાતનો એકરાર કરવાનું અનિવાર્ય સમજું છું. તેં મને સુખી કરવા માટે તારાથી બનતું બધું જ કર્યું છે, પણ સુખ મારા પ્રારબ્ધમાં જ નથી.

મારા જીવનનું નાવ જ્યારે સાવ ડામાડોળ હતું ત્યારે તેનો વણનોતર્યો સુકાની બની તેને સ્થિર અને સલામત રાખવાના પ્રયત્નો કરવા માટે તારો

જેટલો આભાર માનું તેટલો થોડો છે, રશ્મિ! મારા જીવનમાં આવેલ એ જબરદસ્ત પ્રસંગે તું ન હોત, હૃદયની અસીમ અને અવ્યક્ત ઉદાસીની વખતે તેં મારો હાથ ઝાલ્યો ન હોત તો સંભવ છે કે, તે જ વખતે મારા જીવનનો નાશ થઈ ગયો હોત.

પ્રાણ જતાં જે શરીર શબવત્ થયું, તેને કૃત્રિમ હવા આપીને જીવતું પણ ક્યાં સુધી રાખી શકાય? અને એવી રીતે એને જીવતું રાખવાથી ફાયદો પણ શો? એમાં તો જીવતું રાખનાર અને રહેનાર બંનેને ત્રાસ.

આ ત્રાસમાંથી તને મુક્ત કરવા—જાતે મુક્ત થવા આજે હું ઘર છોડીને ચાલી જાઉં છું. ઈશ્વર તને સદાય સુખી રાખે, સદાય તારું કલ્યાણ કરે, અને તારા પર પ્રેમની શતધારા વરસાવનારું કોઈ સુંદર શુદ્ધ હૃદય તને સત્વરે સાંપડે એવી પ્રાર્થના સાથે......

તારી દુર્ભાગી કલા

તા. ક. તું મને મળ્યો, મારા જીવનમાં આવ્યો, એના કરતાં એકાદ વરસ વહેલો આવ્યો હોત તો કેવું સારું થાત? મારી બહેનને મળવાનું થાય તો કહેજે કે, મેં એને ક્ષમા આપી છે. ઈશ્વર એનું સંસારસુખ અખંડ રાખે.

**રશ્મિ:** (કાગળ પૂરો કરીને એક ઊંડા નિઃશ્વાસ સાથે) કંઈ જ સમજાતું નથી.

**લેખા:** મને બધું જ સમજાય છે.

**રશ્મિ:** કોણ લેખા! તું અહીં? ક્યારે આવી?

**લેખા:** તારી પાછળ પાછળ ઘરમાં દાખલ થઈ હતી. પણ તું તારામાં એટલો બધો ખોવાઈ ગયો હતો કે તારું ધ્યાન જ ન ગયું. કલાનો આખો કાગળ મેં સાંભળ્યો છે. રશ્મિ! આખરે હું ધારતી હતી, તે જ થયું!

**રશ્મિ:** તું શું ધારતી હતી, લેખા, કલા આમ એકાએક ઘર છોડીને કેમ ચાલી ગઈ? ક્યાં ચાલી ગઈ? ઈશ્વરને ખાતર કંઈ સમજ પાડ, લેખા!

**લેખા:** વલોપાત કરે શું વળવાનું છે, રશ્મિ? જ્યારે તું બધી હકીકત જાણીશ ત્યારે તને ખબર પડશે કે, આવો વલોપાત કરવાનું જો કોઈને કારણ હોય, તો તે મને જ છે!

**રશ્મિ:** પણ છે શું આ બધું? મહેરબાની કરીને સમસ્યાઓમાં બોલવાનું બંધ કર, લેખા! અને કંઈ સમજાય એવી ભાષામાં વાત કર! કલા ક્યાં ગઈ છે?

**લેખા:** કલા ક્યાં ગઈ છે તે હું જાણતી નથી, રશ્મિ! પણ જે કારણે એ ગઈ છે, એ કારણો નાબૂદ કરવા માટે હું પાંચસો માઈલની મુસાફરી કરીને દોડતી આવી છું, પણ મને લાગે છે હું મોડી પડી છું.

**રશ્મિ:** તું શું કહેવા માગે છે, લેખા? અસ્પષ્ટતા હવે મારાથી સહન થતી નથી. કલા જ્યાં હશે ત્યાં કુશળ તો હશે ને? એણે આપઘાત તો નહિ....

**વાસુદેવકાકા:** (દાખલ થતાં જ) આપઘાત...આપઘાત કરે કલાના દુશ્મનો!

રશ્મિ : કાકા ?

લેખા : કલા જડી, કાકા ?

કાકા : કલા ક્યાં ખોવાઈ ગઈ હતી તે જડે, પાગલ ! એ તો જરા ફરવા ગઈ હતી, કોલાબાના સાગરકિનારા પર....ત્યાં....!

કલા : (ઝડપભેર પ્રવેશ કરીને) મારી શરમની વાત મને જ કહેવાં દો, કાકા !

રશ્મિ : કલા.......!

લેખા : બહેન.......!

કલા : તું પણ અહીં જ છે, લેખા ! બહુ સારું થયું. આ વાત તારે પણ જાણવી જરૂરી છે, બહુ જ જરૂરી છે.

રશ્મિ : પણ આ બધું છે શું, કલા ?

કલા : જૂઠું શા માટે બોલું, રશ્મિ ? ગઈ હતી તો આપઘાત કરવા....પણ....

રશ્મિ : આપઘાત....?

કલા : પણ ઈશ્વર જે કરે છે તે સારું જ કરે છે. ઘણા દિવસોથી હું આપઘાતના વિચારો કરી રહી હતી અને કોલાબાનો દરિયો પસંદ કર્યો હતો. પણ ત્યાં પહોંચતાં મેં જે દૃશ્ય જોયું તેણે મારી આંખો ઉઘાડી દીધી !

લેખા : એ દૃશ્યનો નાયક હરીશ હતો ને ?

કલા : તને કેમ ખબર પડી, લેખા ?

લેખા : એ હું તને પછી સમજાવીશ. પહેલાં તારી વાત પૂરી કર. તું કહેતી હતી કે એ દૃશ્યે તારી આંખો ઉઘાડી દીધી.

કલા : હા, એ દૃશ્યે મારી બુદ્ધિને ઠેકાણે આણીને મારા મનની આંધી ઉતારી નાખી. એણે જાણે મને એક જબરો તમાચો મારીને સમજાવ્યું કે, બેવકૂફ, તું જેને સોનાની ખાણ સમજે છે અને જેની પાછળ પાગલ બનીને તારા અને તારા પતિના જીવનને બરબાદ કરી રહી છે, તે એક ગંધાતો ઉકરડો છે !

લેખા : પણ તેં જોયું શું ? જો કે હું બધું જ કલ્પી શકું છું—હરીશને એના સાચા સ્વરૂપમાં જોયા પછી !

કલા : એ નાલાયકનું નામ સાંભળતાં જ હવે કંપારી છૂટે છે, બહેન ! એની સાથે બે છોકરીઓ હતી અને એ બન્નેની સાથે એ નિર્લજ્જપણે વર્તતો હતો ! મને તો એ જ સમજાતું નથી, બહેન, કે તું એ ગંદકીને આજ સુધી કેમ બરદાસ્ત કરી શકી ? પણ એમાં તારો પણ શું વાંક ? હું પણ એના ઉપર મુગ્ધ જ હતીને ! એને પરણી ન શકવા બદલ હું મનમાં ને મનમાં સમસમી રહી હતી ને ! પણ આ દૃશ્ય જોતાં મારી ભ્રાન્તિ ટળી અને ત્યારે મને એટલો બધો આઘાત લાગ્યો કે....જો આ કાકા તે વખતે ત્યાં આવી પહોંચ્યા ન હોત તો....!

**કાકા** : હવે એની રહારોળ મૂકોને ! કાચી ઉંમરની અને બિનઅનુભવી છોકરીઓને હરીશ જેવા ભામટાઓ અમારા વખતમાં પણ ભોળવી જતા.

**કલા** : હવે તું માફી આપીશને, લેખા ?

**લેખા** : માફી ? શેની માફી ?

**કલા** : આ આખું વરસ તારી ઈર્ષા કરી છે તેની !

**લેખા** : માફી તો તારે મને આપવાની છે, કલા ! તારો દ્રોહ કરીને હું હરીશને ઉઠાવી ગઈ હતી, તે એને સ્વર્ગ સમજીને સ્તો ! પણ જે પળે મારી ભૂલ સમજાઈ તે પળે જ દોડતી આવી છું, કલા, તારી પાસે ! મને ક્ષમા કરીશ ને ? તે વિના મને....

**કાકા** : આય છે ને કંઈ ? માફામાફીનું પુરાણ કયાં સુધી ચલાવશો ? આ રશ્મિ....

**કલા** : રશ્મિ....કયા મોંએ હું એની સાથે વાત કરું ? એના પ્રેમને....

**કાકા** : આ શી પીંજણ....? અમે તો અમારા વખતમાં બનેલું ભૂલી જવામાં જ માનતા ! જે થઈ ગયું છે એ કાંઈ ન થયું થવાનું છે ? અને મારો રશ્મિ કાંઈ નાના મનનો નથી. એ તો....

**કલા** : પણ કાકા, આ તો....

**કાકા** : મેં કહ્યું ને કે ગઈ ગુજરી ભૂલી જાવ. તમે બધાં પાછાં મળ્યાં છો તો આનંદ કરો. લ્યો હું જાઉં....

**લેખા** : કાકા, હું પણ તમારી સાથે આવું જ છું.

**કલા** : તું હવે કયાં જઈશ, બહેન ? આ ઘર....

**લેખા** : આ ઘરને હું મારું જ સમજીશ, કલા ! પણ મારે હજી કામ છે. હરીશને છોડતી વખતે મેં પ્રતિજ્ઞા લીધી છે, તે હજુ મારે પૂરી કરવાની છે.

**કલા** : શેની પ્રતિજ્ઞા, લેખા ?

**લેખા** : એને પાઠ શીખવવાની. ચાલો, કાકા.

(કાકા અને લેખા જાય છે)

**કલા** : મને ક્ષમા કરી શકીશ, રશ્મિ ?

**રશ્મિ** : (ગંભીર મોંએ) એક શરતે....!

**કલા** : (સંકોચાતાં) કઈ શરતે, રશ્મિ ?

**રશ્મિ** : આપણે લગ્નતિથિ ઊજવી નહોતી, તે લગ્નતિથિ ઊજવવાની શરતે.

**કલા** : આપણી સાચી લગ્નતિથિ આજે ઉજવાઈ.

**રશ્મિ** : ઠીક સંભારી આપ્યું કલા ! તે દિવસે તારા માટે એક મોતીની માળા લાવ્યો હતો....!

**કલા** : માળા....?

**રશ્મિ** : (ઊભો થઈને કબાટમાંથી લાવીને) હા, માળા. (માળા કાઢીને ડબ્બી નીચે મૂકે છે અને માળા કલાના ગળામાં પહેરાવે છે. કલા ડબ્બી હાથમાં લઈને વાંચે છે :)

'કમનીય કલાદેવીને, અમારી પહેલી લગ્નતિથિના પ્રસંગે એના પૂજારી તરફથી'
'એ રશ્મિ'....(કહેતી કલા એને વળગી પડે છે.)

**રશ્મિ** : તારે કદી પણ ક્ષમાની વાત ન ઉચ્ચારવી. કાકાની સલાહ સાચી છે, જે બન્યું છે તે....

**કલા** : ઘણું શરમજનક અને....

**રશ્મિ** : ના, હું એમ નથી કહેતો.

**કલા** : ત્યારે ?

**રશ્મિ** : ગઈ ગુજરી ભૂલી જા, મારે મન તો તું પહેલાં હતી તેવી જ છો.

**કલા** : આહ, રશ્મિ....! આંધી શમી ગઈ છે, રશ્મિ, હવે પછી એ કદી નહિ ચડે.

(પડદો પડે છે.)

## ૩ : સોનાની ખાણ

**પાત્રો :**

**નિર્મલ :** બેતાળીસેક વરસનો જાહેર કાર્યકર્તા.
**કમલ :** સાડત્રીસેક વરસની તેની મહત્ત્વાકાંક્ષી પત્ની.
**અમલ :** ઓગણીસ–વીસ વરસનો તેમનો પુત્ર.
**વિમલ :** સોળ–સત્તર વરસની તેમની પુત્રી.
**જગમલ :** પંચાવનેક વરસનો દેખાતો કરોડપતિ કૉન્ટ્રાક્ટર.
**પન્ના :** જગમલની ત્રીજી વારની નવજુવાન અને નમણી પત્ની.

[ મુંબઈના કોઈ પરામાં કમલે તાજા જ બંધાવેલા બેઠા ઘાટના નાજુક બંગલા 'કમલ–નિર્મલ'નો વાસ્તુવિધિ ચારસો પાંચસો આમંત્રિતોની હાજરીમાં હજુ હમણાં જ પૂરો થયો છે. મેવા અને આઈસ્ક્રીમને ઇન્સાફ આપીને અતિથિઓ હજુ હમણાં જ વિખેરાયા છે. પૂરી થયેલી મહેફિલના અવશેષો–ખાલી ખુરશીઓ, રકાબીઓ, કાચના પ્યાલાઓ વગેરે હજુ એમ ને એમ પડ્યા છે. બંગલો પશ્ચિમાભિમુખ હોઈ, સામે સાગર ઉપર ખીલવા માંડેલી સંધ્યાનો રતુમડો પ્રકાશ તેની મોવાડી સામે બે ભાગમાં પથરાયેલા નાનકડા ઉદ્યાન–ખંડોને સુરમ્યતર બનાવવા માંડ્યો છે.

અતિથિઓના છેલ્લા સમુદાયને, ફાટક બહાર ઊભી રહેલી તેમની મોટરો સુધી વળાવી આવીને નિર્મલ તથા તેની પત્ની કમલ, ફરી પાછાં ફાટકમાં પ્રવેશે છે, ત્યારે વિદાય થતી મોટરોનાં ભૂંગળાંના અવાજ સાથે પડદો ઊપડે છે. ]

**નિર્મલ** : (દાખલ થતાં જમણી બાજુના ઉદ્યાન ખંડમાં બંગલાની મોવાડીને કાટખૂણે ઝૂલતા, ગાદીતકિયાથી સજ્જ ત્રણે બાજુ કઠેડાવાળા હિંડોળા ઉપર કાયાને પડતી મૂકતાં) હા....શ ! (પણ એક મોટું બગાસું ખાઈને આળસ મરડતાં) પત્યું ! બધું સરસ રીતે પાર પડી ગયું !

**કમલ** : (હિંડોળાની સામે કાટખૂણે પડેલી એક નેતરની સોફા–ખુરસી ઉપર, ફાટક ઉપર નજર રાખી શકાય એવી રીતે ઝુકાવી, કોઈ રાણીની અદાથી

પોતાના રાજ્યવિસ્તાર ઉપર ગર્વભરી એક ફરતી નજર નાખીને) તે શું તમને એવી બીક હતી, નિર્મલ, કે બધું સરસ રીતે પાર નહિ પડે! (મુખ્ય દ્વારના તોરણ ઉપર લાલચોળ રંગે કોતરાયેલ બંગલાના નામાક્ષરો 'કમલ–નિર્મલ' ઉપર દૃષ્ટિ ફેંકીને) કે આપણા આ 'કમલ–નિર્મલ'નો વાસ્તુવિધિ હેમખેમ પૂરો નહિ થાય!

નિર્મલ: છેક એવું તો નહિ જ, કમલ, પણ આટલા બધા માણસો આવશે એવું તો મેં નહોતું જ ધાર્યું! અને તેમાંય વળી (આસપાસ નજર નાખી કોઈ જોતું કે સાંભળતું નથી, એવી ખાતરી કરીને) મિનિસ્ટરો આવશે એવું તો મેં નહોતું જ ધાર્યું—ખરેખર નહોતું ધાર્યું!

કમલ: તમે તો પહેલેથી જ મોં-સંતામણા રહ્યા, નિર્મલ! મહત્ત્વાકાંક્ષાનો છાંટો જ ન મળે! નહિતર....

નિર્મલ: નહિતર આજે હું જ મિનિસ્ટર હોત, કાં? (જાણે કોઈ મોટું વિનોદ-વાક્ય બોલી નાખ્યું હોય એમ હસે છે.) પણ આપણે આપણી આ ઝૂંપડી જ સારી, કમલ! કોણ જાણે શાથી, પણ આ બધા મિનિસ્ટરો સુખી છે એમ મારા માન્યતામાં નથી આવતું!

કમલ: તમારા માન્યામાં તો એ પણ નહોતું આવતું કે આવી ઝૂંપડી બાંધ-નારાઓ સુખી હશે!

નિર્મલ: તે હું તો હજુયે એમ માનું છું—ખરું પૂછતી હો તો—કે આપણે ભાડાના ઘરમાં પૂરેપૂરાં સુખી હતાં! આ ઘરનું ઘર બાંધ્યુ ભલે અને એ ગમે એવું પણ છે, પણ એમાં આપણે આપણા પેલા ભાડાના ઘર કરતાં વધારે સુખી થઈશું એમ માનવાની મારો જીવ ઘસીને ના પાડે છે!

કમલ: બળ્યો તમારો જીવ!

નિર્મલ: તું ગમે તેમ કહે, કમલ, પણ મારી તો દૃઢ માન્યતા છે કે....સેવા એ જ સેવાનું સાચું ફળ છે!

કમલ: તમતમારે બેલાશક માન્યા કરો, જે માનવું હોય તે! ફક્ત તમારી એ માન્યતાઓની ઘંટીનાં પડ અમારી ડોકે બાંધવાની કોશિશ ન કરો! અમે માણસો છીએ, નિર્મલ! દેવ નથી, તમારી પેઠે!

નિર્મલ: (લગભગ સ્વગત) હું પણ ક્યાં હવે દેવ રહ્યો છું, કમલ!

કમલ: (જાણે સાંભળ્યું જ ન હોય એવી રીતે) અમારે શરીર છે, નિર્મલ, અમને ભૂખ–તરસ ટાઢ–તડકો લાગે છે; અમારે મન છે, એ મનમાં હજાર જાતની વાસનાઓ છે, અમને ખાવા–પીવા પહેરવા–ઓઢવાની, મોજશોખની સારી સારી વસ્તુઓ ગમે છે. એ વસ્તુઓ નથી મળતી ત્યારે અમારાં મન ખૂબ દુઃખી દુઃખી થઈ જાય છે! અને એ વસ્તુઓ જ્યારે મળે છે ત્યારે અમારાં અંતરો, ડોલી ઊઠે છે, નાચી ઊઠે છે....એટલું તમે યાદ રાખો તો બસ છે!

નિર્મલ : (ભૂતકાળમાં કરેલા કોઈ મહાપાપનો પસ્તાવો કરતો હોય એવા સૂરે) એટલું યાદ રાખ્યું ત્યારે તો...(આગળના શબ્દો બોલતાં શરમાતો કે ડરતો હોય એવી રીતે એક નિઃશ્વાસ સાથે વાક્યને અધૂરું મૂકી દે છે.)

કમલ : (તેના ઘા ઉપર જાણી જોઈને મીઠું ભભરાવવા માગતી હોય તેમ, એટલું તમારી પાસે યાદ રખાવ્યું ત્યારે તો....આ નાનકડી મઢૂલી માંડ ઊભી થઈ! પણ મને પૂરેપૂરો સંતોષ તો ત્યારે જ થશે, જ્યારે....

નિર્મલ : જ્યારે હું પૂરેપૂરો વેચાઈ જઈશ!

કમલ : એમાં આટલા બધા કચવાઓ છો શાના! આ જગત તો આદિકાળથી સદા ઉઘાડા બજાર જેવું છે, નિર્મલ! જેમાં વેચવાની અને ખરીદવાની ક્રિયાઓ લગાતાર ચાલતી જ હોય છે, એકીસાથે! અહીં એક વસ્તુ ખરીદવી હોય, તો બીજી વસ્તુ વેચવી જ પડે! મફત કશું ના મળે!

નિર્મલ : મને શાંતિ જોઈતી હતી, કમલ, તે મેં નાનપણમાં મારાં સુખોને વેચીને ખરીદી....

કમલ : તે ભલે ને ખરીદી! મારે તમારી શાંતિનો જરાય ખપ નથી! કોઈનેયે ખપ નથી! મારે તો તમારી પાસે જે થોડીઘણી સેવાની પૂંજી છે, તે વેચવી છે....ધીમે ધીમે....બજાર જોઈને....જેમ બને તેમ વધુ કિંમત આવે તે રીતે!

નિર્મલ : પણ સેવા વેચાતાં મારી શાંતિ પણ વેચાઈ જવાની, કમલ!

કમલ : તેની સાથે મારે કશી જ નિસબત નથી!

નિર્મલ : તારે શેની સાથે નિસબત છે?

કમલ : મારાં સ્વપ્નાંની સાથે! મને આ ભૂખડીબારસ જીવન નથી ગમતું! અલબત્ત, પેલા ભાડાના મકાન કરતાં આ સારું છે. પણ મારું સ્વપ્ન તો છે–મલબાર હિલ્સ પર સાગરતટે આવેલા કોઈ સાત માળના આલીશાન મહેલની સામ્રાજ્ઞી બનવાનું! (આંખો મીંચીને ખરેખર સ્વપ્ન જોઈ રહી હોય એવી નાટકી અદાથી) ઊંચામાં ઊંચું અને મોંઘામાં મોંઘું રાચરચીલું, નોકરોની દોડધામ, આલીશાન બગીચામાં રોજ બસો–પાંચસો માણસોની મહેફિલ, બારણે દરવાનોની કતાર, મોટરોની લંગાર........

નિર્મલ : (હસીને) તારે કોઈ મારવાડીને પરણવું જોઈતું હતું, કમલ.

કમલ : (સૂચક હાસ્ય સાથે) હું મારવાડીને જ પરણી છું, નિર્મલ, એક એવા મારવાડીને, જે એવા હરેડ મખ્ખીચૂસ છે, કે પોતાની પૂંજીનો સંઘરો પોતાના અને પોતાનાં બૈરી–છોકરાંના સુખ અર્થે પણ વાપરતો નથી! નહિતર....

નિર્મલ : નહિતર શું?

કમલ : નહિતર....(ભૂમિતિનો કોઈ અટલ નિયમ ઉચ્ચારતી હોય તેમ) નહિતર એક ભૂતપૂર્વ અગ્રણી સત્યાગ્રહીની પત્નીને માટે....આ જગતમાં શું દુર્લભ

છે ?....જો એ સત્યાગ્રહી અગ્રણીને પોતાના પાસા બરાબર રમતાં આવડે તો !
(બંગલાની અંદરથી સત્તરેક વરસની કોઈ છોકરીનો અત્યંત મધુર કંઠ-સ્વર સંભળાય છેઃ)

પ્રભુની ધરતી પ્રભુને આપો,
પ્રભુની ધરતી પ્રભુને આપો : ભૂખ્યાં છે પ્રભુનાં સંતાન !
સંત ઘૂમતો પ્રભુને નામે, ગાતો માનવતાનાં ગાન :
પ્રભુની ધરતી પ્રભુને આપો : ભૂખ્યાં છે પ્રભુનાં સંતાન !

કમલ : (ગીત વિરમ્યા બાદ) આ વિમલને પણ તમે બગાડી છે, નિર્મલ ! આખો દિવસ આવાં જ ગીતો ગા—ગા કરે છે અને વ્યવહારશુદ્ધિમાંથી ભૂદાનમાં અને ભૂદાનમાંથી શ્રમદાનમાં અને શ્રમદાનમાંથી ગ્રામસેવામાં આંટા માર્યા કરે છે. એનું શિક્ષણ હવે મારે હાથમાં લેવું પડશે, નહિતર.... એ બાવી જ થવાની....અસલ તમારી પેઠે ! (કંઈ ચિઢાયેલ અને મોટે અવાજે) વિમલ, એય વિમલ ! વિમુ !

વિમલ : (અંદરથી—બહાર આવતાં) આવી બા ! (હિંડોળાની સાંકળોને પકડીને ઊભી રહેતાં) કેમ બા ? કેમ બાપુ ? કૈં કામ હતું ?

નિર્મલ : તારી બા તને કૈંક નવું શિક્ષણ આપવા માગે છે, વિમુ !

કમલ : હા, વિમુ ! આવતી કાલથી તારે પેલા ચક્રવર્તી બાબુના નૃત્યવર્ગોમાં જવાનું છે !

વિમલ : પણ આવતી કાલથી તો મેં અમારા શ્રમદાન શિબિરમાં જવાનો વિચાર કર્યો છે, બા !

(નિર્મલનો ચહેરો ખીલી ઊઠે છે.)

કમલ : (નિર્મલના ચહેરા ઉપરનો પ્રકાશ જોઈ ને—બેવડા ઝનૂનથી) શ્રમદાન—શિબિરમાં ? ત્યાં શું દાટયું છે ? આ તારા બાપુ શ્રમદાન કરી કરીને આવડા થયા, એ જ બસ નથી ! (વિમલ શિયાવિયા થઈ જાય છે, એ જોઈને ઊઠી, એની કેડ ફરતો હાથ વીંટાળી એને પોતાની પાસેની એક ખુરસી ખેંચીને બેસાડતાં એને પટાવતી હોય એવા અવાજે) તું હવે મોટી થઈ, વિમલ, તારે હવે સોસાયટીમાં હળવુંભળવું જોઈએ ! આપણો વિકાસ સધાય એવાં મંડળો સાથે સમાગમમાં આવવું જોઈએ !

વિમલ : (નિર્મલની સામે સહાયયાચક એક દૃષ્ટિ ફેંકીને) બાપુ તો એમ કહે છે, બા, કે આપણું સૌનું પહેલું અને છેલ્લું કર્તવ્ય સેવા છે, જનતા—નારાયણની સેવા છે !

કમલ : (ખૂબ ચિઢાઈને) તારા બાપુમાં જો અક્કલ...(બહાર મોટરનું ભૂંગળું વાગે છે તે સાંભળતાંવેંત ઊભી થઈને) શેઠ જગમલની કાર લાગે છે. હજુ હમણાં જ તો ગયા, અહીંથી, ને ફરી પાછા....જરૂર કૈંક અગત્યનું કામ હોવું જોઈએ....તું ઘરમાં જઈને બેસ જોઈએ, બેટા વિમુ....(વિમલ

બંગલામાં જવા માંડે છે.) અને આમ જો, દસેક મિનિટ થાય એટલે ચારેક પ્યાલા ચા-આપણી પેલી નવી ટ્રેમાં લાવજે. સાથે પન્ના પણ લાગે છે-શેઠની ત્રીજી વારનાં નવજુવાન શ્રીમતીજી. (વિમલ બંગલાના દ્વારમાં અદશ્ય થતી હોય છે તેને ફરીથી એક છેલ્લી વાર) અને આમ જો, પછી પન્ના સાથે જરા પ્રેમથી વાતો કરજે હોં! (વિમલ અદશ્ય થાય છે. પછી નિર્મલને) આમ બેઠા શું છો? ચાલો, ચાલો, સ્વાગત કરીએ શેઠનું અને શેઠાણીનું!

(બન્ને ફાટક તરફ લગભગ દોડે છે.)

**નિર્મલ અને કમલ:** (ફાટક પાસે પન્ના અને જગમલને જોતાંવેંત) પધારો, પધારો પન્નાબહેન! પધારો જગમલ શેઠ!

**કમલ:** આજ કૈં એવડી કૃપા કરી તમે! (એમ કરતાં કરતાં ચારેય જણ હિંડોળા પાસે આવી પહોંચે છે, પછી હિંડોળા પ્રત્યે ઇશારો કરીને, શેઠને) બિરાજો! (જગમલ બેસે છે, પછી પન્નાને હિંડોળા પરની શેઠની બાજુની જગ્યા બતાવતાં) બિરાજો! એમાં શરમાઓ છો શું! બિરાજો! બિરાજો! અમારી પણ આંખો ઠરે-જુગલ જોડી જોઈને!

(પન્ના સંકોચાઈને ઠેઠ સાંકળને અઢેલીને બેસે છે.)

**જગમલ:** (કમલ અને નિર્મલ બંનેને હજુ ઊભેલાં જોઈને) તે આપ બંને શું ઊભાં રહેવાનાં છો! બેસો! બેસો! અમે તો હવે નિરાંત લઈને આવ્યાં છીએ! કેમ પન્ના! (પન્નાના રૂપાળા ગાલ ઉપર મૂંઝવણની રતાશ તરી આવે છે.)જુઓને કમલબહેન, કેટલી શરમાય છે આ પન્ના! મારે તો એને તમારા જેવી બનાવવી છે....દેશસેવિકા! પણ તમે બેસોને બંને!

(નિર્મલ અને કમલ હિંડોળાની બન્ને બાજુએ પડેલી ફોલ્ડિંગ ખુરસીઓમાંથી બે ખેંચીને બન્ને બાજુએ બેસે છે.)

**કમલ:** (જગમલને સંબોધીને આત્મીયતાસૂચક સ્વરે) હું નથી માનતી, તમે હજુ ઘેર પણ પહોંચ્યા હો!

**જગમલ:** તમારી પાર્ટીમાંથી નીકળ્યા પછી અર્ધે રસ્તે પહોંચ્યો, ને કંઈક યાદ આવ્યું એટલે પછી તમે તો જાણો છો ને, મારો સ્વભાવ! ધરમના કામમાં ઢીલ ન કરવી! (હસે છે.) મનમાં થયું કે ચાલ અત્યારે ને અત્યારે નિર્મલભાઈને કાને વાત નાખી આવું!....

**નિર્મલ:** (પોતાનામાં ઊંડો ઊતરી ગયો હોવાને કારણે લગભગ ઊંઘી ગયો હોય એવો દેખાતો હતો, તે શેઠને મોંએથી પોતાનું નામ સાંભળતાં એકાએક ઝબકીને) ફરમાવો શેઠ, નિઃસંકોચ ફરમાવો! મારા જેવું કંઈ કામકાજ હશે તો હું....

**જગમલ:** મને વિશ્વાસ હતો ત્યારે તો હું અત્યારે ને અત્યારે મારતે ઘોડે બીજી

વાર આવ્યો! પણ વચ્ચે મને એક વાત યાદ આવી ગઈ, કમલબહેન, તે ભૂલી જાઉં તે પહેલાં કહી દઉં...આ પન્નાનો ચાર્જ હવેથી તમારે લેવો પડશે! તમારે અને આપણી વિમલે....અને આપણા આ નિર્મલબાબુએ.... તમે જાણો છો....ગૃહિણી ગૃહમુચ્યતે....આપણા આગળ પૈસા તો ઈશ્વરની કૃપાથી....જિંદગીભર બેઠાં બેઠાં રોટલો ખાઈએ એટલા છે....

**નિર્મલ :** એ તો આપની નમ્રતા છે, શેઠ! બાકી ભારતના સૌથી મોટા કરોડપતિઓમાં આપનું નામ છે....એ કોણ નથી જાણતું!

**જગમલ :** (નાકે આંગળી મૂકીને) સ્‌સ્‌....સૌથી મોટો તો ભગવાન છે, ભાઈ! અને એની નીચે સૌ સરખાં! તમે તો જાણો છો, મારા વિચારો નિર્મલભાઈ! હું સમાનતામાં માનું છું એટલે તો તમારા કોંગ્રેસવાળાઓ મને સમાજવાદી ગણે છે, સમાજવાદીઓ મને સામ્યવાદી ગણે છે અને સામ્યવાદીઓ મને સમાજવાદી ગણે છે; (હસે છે) પણ મુદ્દાની વાત એ છે કે આ પન્નાને મારે જાહેર કામમાં નાખવી છે અને એનું માર્ગદર્શન તમારે અને કમલબહેને કરવાનું છે....

**કમલ :** પન્નાબેન શું કહે છે?....

**પન્ના :** હું તો નાના જળનું માછલું, બહેન, જાહેર પ્રવૃત્તિઓના તમારા અગાધ જળમાં હું તો ડૂબી જ જઉં!

**કમલ :** (હસતાં હસતાં) આ અમારા જેવાં નથી ડૂબી ગયાં, તો તમે શેનાં ડૂબી જાઓ! અને (વધુ હસતાં હસતાં) તમે ડૂબવા માંડો તો અમારાં જેવાં ક્યાં નથી, જે તમારી કેડ ફરતાં લાઈફબેલ્ટ બનીને આપોઆપ વીંટાઈ જાય! તમારામાં શું નથી, પન્નાબહેન....યૌવન, રૂપ, વિદ્યા, પૈસો, પતિની હૂંફ...લાગવગ....તમે જો જગમલ શેઠના પ્રાસાદોની સોનેમઢી દીવાલોની બહાર આવો તો....આંખ મીંચીને ઉઘાડો એટલી વારમાં તો એક All India Figure થઈ જાઓ!

**પન્ના :** તમે શું કહો છો, નિર્મલભાઈ?

**નિર્મલ :** સ્ત્રીને પ્રકૃતિએ ઘરને સ્વર્ગમાં પલટાવવા માટે સર્જી છે....

**પન્ના :** લ્યો સાંભળો, બહેન!

**કમલ :** એમને તો હું આ આજ વીસ વરસથી સાંભળતી આવી છું....એમનો જીવ જ નિવૃત્તિમાર્ગી છે...એ તો હું એમની પડખે છું એટલે (બંગલા સામે ઇશારો કરીને) આટલું પણ છે, નહિતર એ તો પોતેય ભભૂત ચોળે અને અમને સૌને ભભૂત ચોળાવે એવા છે! તમે જરૂર જાહેર જીવનમાં આવો પન્નાબહેન!....(આગળથી નક્કી થયા પ્રમાણે જ વિમલ ચાર પ્યાલા ચાની ટ્રે સાથે બંગલામાંથી બહાર નીકળી હોય છે તેને જોતાંવેંત) આ લો, ચા પણ આવી ગઈ છે!....

પન્ના : (ઊઠીને વિમલ ભણી દોડતાં) અરે, અરે, વિમલબહેન, તમે શા માટે તસ્દી લીધી? મને બોલાવવી હતી ને! (તેના હાથમાંથી ટ્રે લઈ લેવાની ચેષ્ટા કરતાં) લાવો, આપો મને, હું લઈ લઉં!

વિમલ : (ટ્રે ન આપતાં) તમે પેલી ટિપોઈ પડી છે ને, પન્નાબહેન, તે ઊંચકીને વચ્ચે મૂકો!

(પન્ના ટિપોઈ ઊંચકીને હિંડોળા તેમ જ ખુરસીઓની વચ્ચે મૂકે છે.)

કમલ : (વિમલ ચાના પ્યાલા ટ્રે ઉપર ગોઠવતી હોય છે તે દરમિયાન) આ અમારી વિમલને તો જાહેર જીવનનો અત્યારથી જ શોખ, સેવા એ જ એના જીવનનો મંત્ર. આવતી કાલથી એણે શ્રમદાન-શિબિર ઊભો કર્યો છે.

વિમલ : (ચાના પ્યાલા ગોઠવાઈ ગયા બાદ, પિતાની ખુરસીની પીઠને અઢેલીને ઊભી રહેતાં) તમે પણ આવો ને, અમારા શ્રમદાન-શિબિરમાં, પન્નાબહેન, બહુ મઝા પડશે!

કમલ : (કપ ઉપાડીને જગમલના હાથમાં મૂકતાં) તું જરૂર લઈ જા, એમને વિમુ! તારા શ્રમ-શિબિરને માટે કેટલી મોટી જાહેરાત થશે, એમના આવવાથી! છાપાંવાળાઓ લખશે : સુપ્રસિદ્ધ મિલ-માલિકની પત્ની, હાથમાં કોદાળી લઈને....

પન્ના : એ તો કડછી મૂકી, ને કોદાળી લીધી; એથી દેશને શો લાભ, કમલબહેન!

કમલ : સૌથી મોટો લાભ....પ્રેરણાનો! તમ સરખાને શ્રમ કરતાં જોઈને બીજાઓને કેટલી પ્રેરણા મળે!

પન્ના : છાપાંવાળાઓને તો જરૂર!

જગમલ : તો એ પણ શું ઓછું છે, પન્ના! તું આમ રચનાત્મક કાર્યની મશ્કરી કર્યા કરે છે તે મને જરાય નથી ગમતું! દેશને અત્યારે પ્રામાણિક શ્રમની જરૂર છે; જનતા-જનાર્દનની સેવા અર્થે અત્યારે દેશનાં એકેએક નરનારીએ કટિબદ્ધ થવાનું છે. (વિમલને) તમારા શ્રમ-શિબિર માટે કંઈક ફંડફાળો જોઈએ, વિમલ, તો બેલાશક મને કહેજે! (કંઈક એકાએક સાંભરી આવ્યું હોય એવી રીતે) અરે હા, પણ તમારા એ શ્રમ-શિબિરનું ઉદ્ઘાટન કોણ કરવાનું છે?

વિમલ : ઉદ્ઘાટન? ઉદ્ઘાટન તો, પન્નાબહેન ધારે તો એ પણ કરી શકે, અને તમે ધારો તો તમે પણ કરી શકો, જગમલકાકા! અમે ઉદ્ઘાટન કરાવવામાં માનતાં જ નથી!

જગમલ : એ જ સાચું છે, બેટા, એ જ સાચું છે! ઊગતી પેઢી જરૂર આપણને ટક્કર મારશે. નિર્મલભાઈ....જરૂર આપણાં આદર્શો અધૂરાં હશે, તે પૂરાં કરશે!

નિર્મલ : (કડવાશથી) જેમ આપણે આપણી આગલી પેઢીનાં અધૂરાં પૂરાં કરીએ છીએ તેમ!

**કમલ :** ( ચા પિવાઈ રહી છે એ જોતાં અને ખાસ તો વિમલને અહીંથી ખસેડવાના ઇરાદાથી ) ચાલ બેટા, હવે આ પ્યાલા પાછા મૂકી આવ જોઈએ !

**પન્ના :** ચાલો, હું તમને મદદ કરાવું, વિમુબહેન.

( પન્ના ઉપાડવા જાય છે ! )

**કમલ :** ( તેને રોકીને ) અરે, તમે....તમે ઊઠીને....

**પન્ના :** હજુ હમણાં તો તમે શ્રમદાનનો મહિમા ગાતાં હતાં, કમલબહેન !

( થોડી થોડી વસ્તુઓ સાથે પન્ના અને વિમલ બન્ને બંગલામાં અદૃશ્ય થઈ જાય છે. )

**જગમલ :** કેટલી સરસ છોકરી છે, નિર્મલભાઈ ! આ વખતે ઇન્ટરમાં આવી ને ! આવીને તો અમેરિકા મોકલી હોય ને બે પાંચ વરસ, અભ્યાસ માટે, તો નામ કાઢે !

**નિર્મલ :** તમે કેવી વાત કરો છો, શેઠ, જાણે કેમ અહીં સોનાની ખાણ ન હોય !

**જગમલ :** ( બહુ જ ધીમેથી, લગભગ નિર્મલના કાનમાં ) ખરું પૂછતા હો નિર્મલભાઈ, તો અહીં સોનાની ખાણ જ છે, તમારે ત્યાં ! તમે પોતે જ ! ( હસી પડીને ) તમે શું કહો છો, કમલબહેન !

**કમલ :** હું તો એમને કહી કહીને થાકી, ભાઈ ! પણ સોનાને પોતાને જ જ્યાં ખબર નથી, કે પોતે સોનું છે, ત્યાં આપણે શું કરીએ ?

**જગમલ :** કેમ શું કરીએ ? આવી નિરાશાની વાણી કેમ ઉચ્ચારો છો, કમલબહેન ! સોનાને પોતે સોનું છે એવી ખબર ન હોય, તો આપણે તેને એ ખબર પાડીએ ! ( હસતાં હસતાં ) સમજાવીને પાડીએ, ફોસલાવીને પાડીએ, અરે, ચોંટિયા ભરી ભરીને પણ પાડીએ ! પ્રેમને બધો જ અધિકાર છે, કમલબહેન !

**નિર્મલ :** તમે તો કવિની ભાષામાં બોલવા મંડી પડ્યા, શેઠ !

**જગમલ :** કોઈ પણ વસ્તુને માટે માણસને જ્યારે સાચી લગની લાગે છે, નિર્મલ, ત્યારે એને કવિની ભાષામાં જ બોલવું પડે છે !–એવો મારો અનુભવ છે !

**નિર્મલ :** અત્યારે તમને શેની લગની લાગી છે !

**જગમલ :** બે વાતની ! એક તો મારી આ જનગણમંગલકારી યોજનાને પાર પાડવાની, જેને માટે હું તમારી પાસે આવ્યો છું અને બીજી તમને તમારી સાચી શક્તિઓની પિછાણ કરાવવાની !

**નિર્મલ :** ( હસતાં હસતાં ) અને ત્રીજી ? ત્રીજી કેમ ભૂલી જાઓ છો, જગમલજી !

**જગમલ :** ત્રીજી મારી લગની નથી, નિર્મલભાઈ, એ તો મારો સ્વભાવ છે. મારું ઘડતર જ નાનપણથી એવા પ્રકારનું છે કે મારી પાસે આવતી દરેક ચીજનો ઉપયોગ, આપોઆપ, મારી સંપત્તિ વધારવામાં થઈ જાય છે ! પણ માનો કે ન માનો, મારી સંપત્તિ વધારવી, એ કંઈ મારા જીવનનો પ્રધાન ઉદ્દેશ નથી !

( નિર્મલ ખડખડાટ હસી પડે છે )

**કમલ :** (નિર્મલને ઠામતી હોય એમ) અને કદાચ, સંપત્તિ વધારવી, એ જ જો કોઈના જીવનનો પ્રધાન ઉદ્દેશ હોય તો એમાં ખોટું પણ શું છે? આખરે તો આપણા આ કલ્યાણરાજની બધી જ પ્રવૃત્તિઓનો ઉદ્દેશ દેશની સંપત્તિ વધારવાનો જ છે ને! હું તો એમ ચોક્કસ માનું છું, નિર્મલ, કે માણુસ પોતે ભૂખડીબારસ રહીને દેશને આબાદ નહિ જ કરી શકે!

**નિર્મલ :** (તાળીઓ પાડી) હિયર હિયર! મને તો લાગે છે, જગમલ શેઠ, કે આવતી ચૂંટણીઓમાં તમે આ કમલને જ ઊભી રાખો, તમારી ફાઈનેશિન્યલ બેકિંગથી! તો તમારો અને એનો બંનેનો બેડો પાર થઈ જાય!

**કમલ :** ચોક્કસ થઈ જાય! પણ (કડવાશથી) મારી એકલીને લીધે કદાચ બેડો પાર ન પણ થઈ જાય! (અત્યંત કડવાશથી) હું કંઈ જેલમાં ઓછી ગઈ છું! સત્તાના શિખર ઉપર બેઠેલાઓનો મને કંઈ ઓછો જ સીધો સંપર્ક છે! ભૂતકાળમાં કોઈ સત્યાગ્રહ છાવણીનું અગ્રણીપદ મેં ઓછું જ કર્યું છે!

**જગમલ :** પણ તમે એવાનાં ધર્મપત્ની તો છો ને, કમલબહેન!

**કમલ :** પણ એ તો આ નિર્મલ પતિ તરીકેનો પોતાનો ધર્મ સમજે ત્યારે ને!

**નિર્મલ :** પણ મારો મારા પોતાના પ્રત્યેનો કોઈ ધર્મ ખરો કે નહિ?

**કમલ :** (રોષથી) તમે સ્વાર્થી છો! (ગળગળે સાદે) તમને તમારાં બાઈડી-છોકરાં કરતાં, પ્રામાણિક માણસ તરીકેની તમારી કીર્તિ વધારે વહાલી છે!

**નિર્મલ :** (મૃત સ્વજનનો શોક કરતો હોય એવી રીતે) પ્રામાણિક માણસ તરીકેની કીર્તિ! હવે એ કીર્તિ પણ આ 'કમલ–નિર્મલ'ના પાયામાં દફનાઈ ગઈ! શા માટે હજુયે તું જાતને છેતરવાનો પ્રયત્ન કરે છે, કમલ? જાતને અને મને પણ! અને આ જગમલ શેઠ તો બધુંય જાણે છે! એમણે જ આપણને (બંગલો બતાવી) આ બધું આપ્યું છે!

**જગમલ :** (કાન આડા હાથ મૂકીને) હું કશું જ નથી જાણતો, અને મેં કશું જ નથી આપ્યું; હું જાણું છું ફક્ત એટલું કે હું આપવા આવ્યો છું, લાખો રૂપિયા આપવા આવ્યો છું, પણ એ લેવા કોઈ તૈયાર નથી, (શેઠ થંભે છે. નિર્મલ કે કમલ બેમાંથી એક પણ કંઈ બોલતાં નથી, એટલે વધુ મોટે અને વધુ કરુણ અવાજે) હું જાણું છું ફક્ત એટલું કે આ નાનકડી ઇમારત એક ક્ષણના છઠ્ઠા ભાગમાં ગગનચુંબી મહેલમાં પલટાઈ શકે છે અને એ પલટાવવાનો મંત્ર હું સંભળાવવા માગું છું, પણ કોઈ સાંભળતું નથી!

**કમલ :** પણ હવે માનો કે અમે એ સાંભળવાને તૈયાર છીએ!

**નિર્મલ :** હું જરાય તૈયાર નથી! મેં એક વાર મારી જાતને વેચી....

**કમલ :** જાતને વેચી એમ ન કહો, નિર્મલ, જાતનું આત્મવિલોપન કર્યું એમ કહો! પણ કર્યું તો એમાં કયું આભ તૂટી પડ્યું? કઈ ધરતી ધણેણી ઊઠી!

કયો શેષ કૂંફાડી ઊઠ્યો ! એ બધા તો તમારા વેદિયાવેડા છે, નિર્મલ ! એને સાચવી રાખો તોયે એની કોઈને પડી નથી, અને એને સાગરમાં પધરાવી દો, તોય એની કોઈને પડી નથી ! જગતને તો પડી છે....માત્ર.... (હાથના ઇશારાથી વાકય પૂરું કરે છે.) બોલો શેઠ, બોલી નાખો, શું કરવાનું છે, આ વખતે ?

**નિર્મલ** : પણ આના કરતાં તમે સીધા જ જતા હો તો, શેઠ ! બારોબાર ! જેમના હાથમાં તમારું કામ કરી આપવાની સીધી સત્તા છે, તેમની પાસે !

**જગમલ** : સીધો નથી જતો, કારણ કે તમારા ઉપર લાગણી છે, નિર્મલ ! બાકી ઉપર તો બધે અંધારું જ છે ! આ તો મને એમ કે ઉપરવાળાની બાંધી મૂઠી રહે અને મારી પણ ! અને....અને તમારી મૂઠીમાં થોડુંક સોનું આવે !

**કમલ** : પણ કરવાનું શું છે તે નો તમે કહેતા નથી, શેઠ !

**જગમલ** : કશું જ નહિ, ફક્ત થોડીક જીભ જ હલાવવાની છે, વખત જોઈને !

**નિર્મલ** : એટલે કે બટન દબાવવાનું છે ! તમે નક્કી કર્યું હોય તે વખતે !

**જગમલ** : એ હું ન સમજ્યો !

**નિર્મલ** : એ તમારે સમજવાની જરૂર પણ નથી ! તમારે તો ફક્ત મારી પાસે બટન જ દબાવવાનું છે ને !

**જગમલ** : (પ્રકાશ લાધ્યો હોય એવી રીતે) હા, પણ બટન દાબતાં જ ઝબકારો થશે તેનો લાભ તમને પણ મળશે.

**નિર્મલ** : હા, પણ બટન દાબતાં જે બોમ્બ ફૂટશે અને એને પરિણામે જે એક જબરદસ્ત ઇમારત કડડભૂસ થઈને ધરતી પર પડશે, અને એની નીચે જે હજારો માણસો ચગદાઈ મરશે, એનું પાપ ?

**જગમલ** : આવી ગણતરી કરવા બેસીએ તો દુનિયામાં ડગલે ને પગલે પાપ જ દેખાય !

**કમલ** : અને છોકરાંઓને ભૂખે મરવાનો વારો આવે !

**નિર્મલ** : તારી આ જ ધમકીથી ડરીને એક વાર મેં પાપ–પુણ્યની ગણતરી નેવે મૂકી.

**કમલ** : તો (બંગલો બતાવીને) આ જોવા મળ્યું....

**નિર્મલ** : અને છતાં તું ધરાણી નહિ !

**કમલ** : (ફરી બંગલા સામે ઇશારો કરીને) આમાં ધરાવા જેવું છે શું ? આ તો એક ફૂંક મારતાં ઊડી જાય ! આમાં કંઈ મારો અમલ અને મારી વિમલ....તરી ન જાય !

**નિર્મલ** : પણ તો પછી આટલા માટે તેં મારી જાતને....

**કમલ:** વેચાવી શા માટે, એમ ને! બોલો! બોલો! તમને એ જ શબ્દ ગમે છેને, વારંવાર જીભે લાવવો! તો કહું, શા માટે વેચાવી? એટલા માટે કે તમને ખાતરી થાય કે તમે જાત સંભાળીને લંગોટીબદ્ધ રહો તોય દુનિયા તમને પૂજવાની નથી; અને તમે જાત વેચીને જાતને હીરામોતીથી શણગારો તોય દુનિયા તમને ધિક્કારવાની નથી! આજેજ તમને ખાતરી ન થઈ? મોટાનાના સૌ આવ્યા ને, તમને આશીર્વાદ અને અભિનંદન આપવાને! કોઈએ એમ પૂછયું, વરસો થયાં મહિને બસો–અઢીસોથી વધારે કમાતા નથી તો આ બંગલો કયાંથી આવ્યો?

**જગમલ:** કયાંથી પૂછે? કપડાંની હેઠે બધાંય નાગાં છે, કથરોટ કૂંડાને શું હસે!

**નિર્મલ:** તમે એમ માનો છો, જગમલ શેઠ, કે આ દેશમાંથી પુણ્ય પરવારી બેઠું છે?

**જગમલ:** જરાય નહિ! હું એવો મૂરખ નથી, નિર્મલભાઈ! બ્રહ્માંડ ફરે તોયે જેનું રુંવું ન ફરકે એવા અડીખમ આત્માઓ આપણી વચ્ચે હજુ ઊભા છે! અને એમની ખાંડાધાર અને અણીશુદ્ધ પવિત્રતાને બળે તો ધરતીમાતા હજુ અમારા જેવાનો ભાર બરદાસ્ત કરી રહ્યાં છે! પણ....

(કમલ સામુ સંકેતભરી નજરે જોઈને અટકી જાય છે.)

**કમલ:** એવા હિમાલયોને લાખ લાખ વંદન, નિર્મલ, પણ આપણે હવે એવા હિમાલય નથી થવું!

**નિર્મલ:** એવો હિમાલય તો હું હવે રહ્યો પણ નથી, કમલ!

**કમલ:** મને એ વાતનો ખરખરો પણ નથી; મને દુઃખ હોય તો તે ફક્ત એટલું જ છે, નિર્મલ, કે તમે અધવચ્ચે લટકી રહેવા તરફડિયાં નાખો છો!

**નિર્મલ:** એટલે તારે મને સપાટી ઉપર ઉતાર્યે જ છૂટકો કરવો છે!

**કમલ:** કારણ કે વચગાળાની હવાઈ અનિશ્ચિતતા કરતાં સપાટીની નક્કર સ્થિરતા લાખગણી સારી છે.

**જગમલ:** અને ભૂલતા નહિ, નિર્મલ, કે તમે જેને સપાટી કહો છો, તે પણ કોઈ એક શૈલનું શિખર જ છે! ફરક માત્ર એટલો છે કે એ પર્વતનો પાયો પાતાળમાં છે.

**નિર્મલ:** પાપના પાતાળમાં!

**કમલ:** વળી પાછી પાપપુણ્યની પીંજણને લાવ્યા ને વચ્ચે!

**જગમલ:** પીંજણ ભલે ને લાવ્યા કરે વચ્ચે વચ્ચે, કમલબહેન, જો પગ સપાટી ઉપર ઠેરવતા હોય તો!

**કમલ:** નહિ, જગમલ શેઠ! મને તો હવે આવી વાતોની પણ ચીઢ ચઢવા માંડી છે! આવી પાપપુણ્યની વાતો હાથેપગે બેડીઓ બનીને ઊભી રહે છે!.... અને બેડી પહેરેલો માણસ દોડી દોડીને પણ આખરે કેટલું દોડી શકે?

**જગમલ :** ( બંગલા તરફ ઇશારો કરતાં ) અહીં સુધી !

**કમલ :** એટલે હવે તો મારે આ બેડીઓ પણ કાઢી નાખવી છે ! બેડીઓ તો એમણે લાંબા વખત સુધી પહેરી'તી એક વાર, જૂના વખતમાં, અને એ ધારત, તો એ બેડીઓને સુવર્ણના સિંહાસનમાં પલટાવી શકત, જેની સામે પ્રજા આખી આદરપૂર્વક અંજલિ બાંધીને જયનાદ ગજાવતી ઊભી રહેત ! પણ એ તો....એમને આવડ્યું નહિ ! ( અત્યંત નિરાશ સૂરે ) એ તો એમનાથી બને એમ નથી !

**નિર્મલ :** એટલી વાત તારી તદ્દન સાચી છે, કમલ ! ફૂઈબાએ મારું નામ 'નિર્મલ' પાડ્યું તેને બદલે 'નિર્બલ' પાડવું જોઈતું હતું. સંકલ્પબળ મારામાં છે જ નહિ, જાણે ! હું સદાય સંશયાત્મા રહ્યો છું.

**કમલ :** એટલે જ મારે હવે તમને એ દશામાં નથી રહેવા દેવા ! તમે વૈરાગ્ય અને સંસાર બન્નેને બગાડો મા, નિર્મલ ! તમે જાણો છો કે, આપણાં વિમલ અને અમલ બન્ને હજુ મુગ્ધાવસ્થામાં છે; પરંતુ વરસે, બે વરસે, જ્યારે પણ એમની આંખ ઊઘડશે, ત્યારે તેઓ જોશે કે એમના પિતા વસિષ્ઠ તો નથી, પણ ઇંદ્ર કે કુબેર પણ નથી ! તેઓ જોશે કે તેમની ગણતરી જંગલના ઝાડમાંયે નથી અને બગીચાના છોડમાંયે નથી; તેઓ જોશે કે તેમના સમોવડિયા બધા જ પોતપોતાનાં માતાપિતાઓની લાગવગને પ્રતાપે યૂરોપ, અમેરિકા, ચીન, જાપાનમાં થઈને દેશનાં સર્વોચ્ચ શિખરો તરફ ચઢતાં જાય છે. જ્યારે તેમના પ્રારબ્ધમાં મામૂલી કારકુની અને ભંગાર લગ્નજીવન સિવાય બીજું કશું જ લખાયેલું નથી....અને તે પણ તેમનો પિતા ઉન્નતિને માટેનું સૌથી મોટું પ્રમાણપત્ર ધરાવતો હોવા છતાં....ત્યારે તે બન્નેને.......

**વિમલ :** ( પન્નાની સાથે બંગલાના મુખ્ય દ્વારમાંથી બગીચામાં પ્રવેશ કરતાં ) મેં નક્કી કરી નાખ્યુ છે, બા ! પન્નાબહેનની વાત મને સોયે સો ટકા સાચી લાગે છે, બા !

( વિમલ અને પન્ના હવે હિંડોળા પાસે આવી ગયાં છે. પન્ના હિંડોળાની એક બાજુએ અને વિમલ બીજી બાજુએ ઊભી રહે છે, સાંકળો ઝાલીને. )

**નિર્મલ :** શેની વાત, વિમુ ? ને શું નક્કી કરી નાખ્યું છે ? શું પન્નાબહેન તારી સાથે શ્રમદાન–શિબિરમાં—

**વિમલ :** એ તો આવવાનાં જ. હું જ્યાં કહું ત્યાં ! પણ....

**કમલ :** પણ, શું ? તું કંઈ નક્કી કરી નાખ્યાની વાત કરતી'તી ને ?

**વિમલ :** તમે જ કહો ને, પન્નાબહેન !

**પન્ના :** વિમુબહેને અમેરિકા જવાનું નક્કી કર્યું છે, કમલબહેન !

**નિર્મલ :** હેં !

**જગમલ :** એમાં હેં શું કહો છો, હા જ કહોને! તારા નિર્ણય માટે હું તને મુબારકબાદી આપું છું, વિમુ!

**વિમલ :** પણ એકલી નથી જવાની હોં. સાથે અમલને પણ....(ત્યાં અમલ સાઇકલ ઉપરથી બરાબર ફાટક પાસે ઊતરે છે) લ્યો, સો વરસની આવરદા લાગે છે ને શું, મારા અમલભાઈની! તારી જ વાત કરતાં'તાં ત્યાં....

**અમલ :** (સાઇકલને ટેકે હિંડોળા પાસે ઊભો રહીને) મારી જ વાત શું કરતાં'તાં?

**વિમલ :** તે હું તને પછી કહીશ, અમલ. પણ તું આટલો હાંફળોફાંફળો કેમ આવ્યો છે?

**અમલ :** આવ્યો છું બાપુને આ વંચાવવા. (છાપું ખોલી વાંચતાં) નૈતિક અધઃપતનના દાખલા ઠેઠ વરિષ્ઠ અધિકારીઓ સુધી મળી આવે છે....એક રાજ્યના પ્રધાને પોતાના ફોટાઓ દરેક ગામમાં હોવા જોઈએ એવો હુકમ બહાર પાડી, પછી તેના વેચાણમાંથી સારી એવી રકમ એકઠી કરી; એક ઉચ્ચ અમલદારે સરકારી મોટરને પોતાના ભાઈના નામે ચઢાવી દીધી....

**જગમલ :** પણ આ બધું એમને વંચાવવાથી શો લાભ, અમલ?

**અમલ :** એક જ કે એમનો આત્મા જરા તપે! હું એમને હમેશાં કહું છું કે બાપુ, તમારા જેવા પ્રામાણિકતાના આગ્રહી માણસો રાજકારણથી અળગા રહે છે એ જ ખોટું છે! તમારે રાજકારણમાં ઝંપલાવવું જોઈએ. ધારાસભાઓમાં ચૂંટાવું જોઈએ, પ્રધાનમંડળમાં આવવું જોઈએ...જો આવો ઘોર સડો અટકાવવો હોય તો, જો ગાંધીજીના આદર્શો પ્રમાણે દેશને ચલાવવો હોય તો....જો આ દેશની આઝાદી માટે તમારા જેવા હજારો માણસોએ આપેલાં બલિદાનોને એળે ન જવા દેવાં હોય તો...

**જગમલ :** શાબાશ છે, અમલ! પુત્ર હજો તો તારા જેવા જ હજો–પણ લે, હું તને ખુશ ખબર આપું! તારા બાપુએ રાજકારણમાં ઝંપલાવવાનો નિર્ણય કર્યો છે. આવતી ચૂંટણીમાં તે ઊભા પણ રહેશે.

**નિર્મલ :** જગમલ શેઠ!

**કમલ :** કશું જ બોલતા નહિ, નિર્મલ!

**જગમલ :** પ્રેમને બધો જ અધિકાર છે!

(પડદો)

*

# વિભાગ પાંચમો

## વિવિધ લેખો

કવિતાનો સદાગ્રહ એક જ હોવો ઘટે: કવિતા બનવાનો. એમ કરવા જતાં, તત્કાલીન લોકરુચિગત કોઈ વિષયની ઓથે સરળ લલિત પદાવલિમાં આવિર્ભૂત થઈ લોકના કોઈ બહુ જ મોટા થરમાં તે લોકપ્રિય બને, તો છો બને. એવી લોકપ્રિયતાથી એને ડરવાનું નથી! સામી બાજુએ, લોકરુચિથી સદંતર દૂર તરી, ચૈતન્યના કોઈ નિગૂઢતમ રહસ્ય–સાક્ષાત્કારને પોતાનો વિષય બનાવીને એ કોઈ એવું વિરલ–જનઆસ્વાદ્ય વ્યક્તિત્વ સર્જે, કે એના સર્જકને એને માટે:

उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ।

એવા ઉદ્ગારો કાઢવા પડે તો તેનોય કશો વાંધો નથી! શરત, બન્ને પક્ષે, ફક્ત એક જ: આવિર્ભૂત થયેલી નિર્મિતિ કાવ્ય હોવી જોઈએ. પછી લોકપ્રિયતા નથી એના માટે કિરીટ કે નથી લોકપ્રિયતાનો અભાવ એના માટે કલંક!

('કાવ્યમાત્રનો આત્મા: સચ્ચિદાનંદ'માંથી)

## (क) વિવેચનાત્મક

### ૧ : કાવ્યમાત્રનો આત્મા : સચ્ચિદાનંદ

કાવ્યની ઉંમરનો આધાર જેમ કવિની ઉંમર ઉપર નથી, તેમ એની ગુણવત્તાનો આધાર એની લોકપ્રિયતા ઉપર પણ નથી. લોકપ્રિયતા અને ગુણ વચ્ચે (જીવનના કોઈ પણ ક્ષેત્રે, અને કાવ્યક્ષેત્રે તો વિશેષતઃ) અન્વય કે વ્યતિરેક કોઈ પણ પ્રકારની વ્યાપ્તિ નથી. લોકપ્રિય હોય માટે સારો કવિ હોય એવું નથી; અને લોકપ્રિય ન હોય, માટે સારો કવિ હોય એવું પણ નથી!

હકીકતમાં આ લોકપ્રિયતા શબ્દ જ ભ્રામક છે. અધિકારભેદે 'લોક'ના અનેક થરો છે; અને અધિકારનું ઉપાદાન કારણ ફક્ત કહેવાતી કેળવણી જ નથી. વિદ્યાપીઠના સ્નાતક નાગરિક કરતાં અશિક્ષિત ગામડિયો, કાવ્યક્ષેત્રે વધુ અધિકારી હોય એમ પણ બને! વ્યાકરણ, શબ્દકોશ અને છંદશાસ્ત્ર: એ ત્રણનો સંગમ જેમ કવિત્વને નથી સરજી શકતો, તેમ સહૃદયત્વને પણ નથી સરજી શકતો. રસિકતાના નિર્માણમાં પણ, કવિતાના નિર્માણની પેઠે, આ ત્રણ ઉપરાંત કોઈ ચોથું અગમ્ય, અગોચર, અનિર્વચનીય તત્ત્વ ઉપાદાનરૂપે છે. એ તત્ત્વનું પૃથક્કરણ કરવું અશક્ય છે, પણ કાવ્યનું તેમ જ રસિકતાનું મૂળ તો એ તત્ત્વમાં જ. પહેલાં ત્રણ જરૂરી, પણ ચોથું તો અનિવાર્ય જ. આ ચોથું તત્ત્વ કંગાળ હોય, તો પહેલાં ત્રણની સમૃદ્ધિ સાવ એળે જવાની, પણ જો એ ચોથું તત્ત્વ સમૃદ્ધ હોય, તો પહેલાં ત્રણની ઊણપો ઢંકાઈ જવાની, બલકે ક્યાંક ક્યાંક ભૂષણરૂપ પણ બનવાની!

– બાકી લોકપ્રિયતાના તાત્ત્વિક અર્થમાં તો પ્રત્યેક કૃતિ લોકપ્રિય જ હોય છે, અને નથી પણ હોતી! કારણ કે 'લોક'ના કોઈ ને કોઈ 'થર'ને તો, તે સંસ્પર્શે છે જ,–જો એ કાવ્ય હોય તો! સામી બાજુએ 'લોક'ના કોઈ ને કોઈ થરો તેનાથી *અસ્પૃષ્ટ પણ રહી જાય છે,–એ કાવ્ય હોવા છતાં! વળી* 'લોક'ના કોઈ ને કોઈ થરો એવી કાવ્યકૃતિથી અસંસ્પૃષ્ટ રહી જાય છે તે પણ, તેમની પોતાની કોઈ ખાસ જડતાને કારણે જ માત્ર નહિ, પણ કાવ્યકૃતિની પોતાની મર્યાદાઓને કારણે પણ!

આમ કહેવું એમાં આદર્શ કાવ્યની ઉચ્ચતમ શક્યતાઓનો ઇન્કાર નથી, પણ કવિની વાસ્તવિક વ્યક્તિગત મર્યાદાઓનો એકરાર છે. આવું ન હોત તો, વ્યાસમાં તેની પોતાની આગવી પ્રાકૃતિક વ્યાપકતા અને બલવત્તાની સાથોસાથ વાલ્મીકિનું 'તંત્રી-લય-સમન્વિતમ્' માધુર્ય પણ શા માટે ન હોત! અને ભવભૂતિમાં તેના પોતાના ગ્રાવ-દ્રાવક ભાવાવેગની સાથોસાથ કાલિદાસનું ગ્રાવ-સંસ્કારક રચના-કૌશલ્ય પણ શા માટે ન હોત!

આટલું કહ્યા પછી લોક અને કાવ્યને નિસબત છે ત્યાં સુધી એક સર્વમાન્ય

સૂત્ર અવશ્ય ઉચ્ચારી શકાય કે–

કાવ્યનું ધ્યેય લોકપ્રિય બનવાનું નથી, પણ લોકનું ધ્યેય કાવ્યપ્રિય બનવાનું જરૂર હોવું ઘટે. બીજા શબ્દોમાં કહીએ તો લોકભોગ્યતા એ કાવ્યની ઉચ્ચતાની કસોટી નથી; પણ કાવ્ય-ભોક્તૃત્વ એ લોક–રુચિની ઉચ્ચતાની કસોટી અવશ્ય છે.

કવિતાનો સદાગ્રહ એક જ હોવો ઘટે: કવિતા બનવાનો. એમ કરવા જતાં, તત્કાલીન લોકરુચિગત કોઈ વિષયની ઓથે સરલ લલિત પદાવલિમાં આવિર્ભૂત થઈ લોકના કોઈ બહુ જ મોટા થરમાં તે લોકપ્રિય બને, તો છો બને. એવી લોકપ્રિયતાથી એને ડરવાનું નથી ! સામી બાજુએ, લોકરુચિથી સદંતર દૂર તરી, ચૈતન્યના કોઈ નિગૂઢતમ રહસ્ય–સાક્ષાત્કારને પોતાનો વિષય બનાવીને એ કોઈ એવું વિરલ–જન–આસ્વાદ્ય વ્યક્તિત્વ સર્જે કે, એના સર્જકને એને માટે :

*उत्पत्स्यतेऽस्ति मम कोपि समानधर्मा कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी* એવા ઉદ્ગારો કાઢવા પડે તો તેનોય કશો વાંધો નથી ! શરત, બન્ને પક્ષે, ફક્ત એક જ : આવિર્ભૂત થયેલી નિર્મિતિ કાવ્ય હોવી જોઈએ. પછી લોકપ્રિયતા નથી એના માટે કિરીટ, કે નથી લોકપ્રિયતાનો અભાવ એના માટે કલંક !

> ......What the poet writes
> He writes; mankind accept it
> if it suits,
> *And that is success; if not, the poem's passed*
> From hand to hand, and yet from hand to hand,
> Until the unborn snatch it, crying out
> In pity on their father's being so dull,
> And that's success too !
>
> (Mrs. Browning)

એક ત્રીજી વાત. જેમ લોકપ્રિયતાને અને કાવ્યતત્ત્વને કશી લેવાદેવા નથી, તેમ કાવ્યની ગુણવત્તાનો આધાર એના દેહની આકૃતિ ઉપર પણ નથી. વર્ણમેળ વૃત્તોમાં કે માત્રામેળ છંદોમાં, ફારસી કે ઉર્દૂ ઢબના આવર્તનોમાં કે અંગ્રેજી ઢબના લયબંધોમાં,–કે નિર્બંધ ગદ્ય–લયમાં, કાવ્ય હોય છે તો ગમે તેવા દેહમાં હોય છે અને નથી હોતું તો ગમે તેવા દેહમાં નથી હોતું. વળી ગેય અગેયના ભેદો પણ, કાવ્ય પરત્વે, અપ્રસ્તુત. ગેયત્વ કે અગેયત્વ, એમાંથી એકેય, એના પ્રચલિત અર્થમાં, કાવ્યતત્ત્વનું કોઈ અનિવાર્ય અંગ નથી. વાલ્મીકિનું રામાયણ કે હોમરનું ઇલિયડ, ગાવાં હોય તો સુગેય છે–એ ગવાતાં જ હતાં, ગાવા માટે જ લખાયાં છે, એવું એમની પરંપરાઓનું કથન છે; પણ સામાન્ય રીતે આપણે જેને 'ગાવું' કહીએ છીએ, તેવી રીતે ભાગ્યે જ આજે એને કોઈ ગાય છે. પણ એની સાથે આટલું પણ ખરું કે એની પદાવલિઓમાં જે સંગીત અનુસ્યૂત છે, તેને આત્મસાત્ કર્યા વગર તેમના કાવ્યનો રસાસ્વાદ ભાગ્યે જ લઈ શકાય. પણ આટલી

વાત તો કોઈ ગદ્યકાવ્યના રસાસ્વાદ માટે પણ અનિવાર્ય.

તકેદારી ફક્ત એટલી જ રાખવાની—બંને બાજુએ—કે કોઈ અકાવ્ય પદાવલિ રસિક અથવા સર્જકને સંગીતનો ગીણો ચઢાવીને એને માથે ન ચઢી બેસે; અને કોઈ કાવ્યકૃતિ સુગેય છે અને ગવાય છે એ વાતથી સુગાઈને કોઈ સહૃદય અથવા સર્જક એ કૃતિને કાવ્યના આસનેથી ઉતારી પાડવાની કોશિશ ન કરે!

દેહની વાત કરીએ છીએ ત્યારે એને વધુ આકર્ષક બનાવવા માટે વપરાતાં આભૂષણોની વાત પણ સાથે સાથે કરી લઈએ. અલંકારો ઉપર—અર્થાલંકારો ઉપર પણ—કાવ્યતત્ત્વની ઉચ્ચાવચતાનો આધાર નથી, અરે એના અસ્તિત્વ સુધ્ધાંનો આધાર નથી! ક્યાંક ક્યાંક સદંતર અલંકારવિહીન પણ કાવ્ય હોય, (अनलंकृती पुनः क्वापि) અને ઘણેય ઠેકાણે અલંકારોનો ભરમાર ખડકલો કેવળ ભારરૂપ જ હોય!

અને છેલ્લે 'અર્થ'. કાવ્યનું ઉપાદાન શબ્દ છે, અને શબ્દ અર્થની સાથે, શિવ જેમ પાર્વતીની સાથે સંપૃક્ત છે તેમ, સંપૃક્ત છે; એટલે કોઈ ને કોઈ અર્થ તો કાવ્યમાં હોવાનો જ. પણ એ અર્થ, એ વિચાર, એ વસ્તુ જાતે કાવ્ય નથી; અને એવા 'અર્થ', વિચાર કે વસ્તુની પોતાની ઉચ્ચતા એ કાવ્યની ઉચ્ચતાની દ્યોતક નથી.

પણ ત્યારે કાવ્ય એ છે શું? આ સવાલનો જવાબ આપવાની કોશિશ ઠેઠ આદિકવિ વાલ્મીકિના વખતથી થતી આવી છે. સંભવ છે કે તે પહેલાંથી પણ થતી આવી હોય, પણ રામાયણમાં તો આપણને એનાં સ્પષ્ટ એંધાણો સાંપડે છે. રામાયણના કાવ્યના મૂળમાં ક્રૌંચીના વિલાપે આદિકવિના અંતરમાં પ્રગટાવેલ 'શોક' હતો, એમ રામાયણે જાતે જ પ્રતિપાદન કર્યું છે. 'શોક'ને 'શ્લોક'ના ઉપાદાનરૂપે વર્ણવીને વાલ્મીકિએ કાવ્યનો આત્મા કલ્પનોત્થ સમ—સંવેદનજન્ય ઉત્કટ ઊર્મિ છે એવું સૂચવ્યું, તે પછી આજ સુધીમાં કાવ્ય શબ્દનું સીધું લક્ષણ બાંધવાના, અથવા એ શબ્દમાં સમાયેલા ભાવનું નિરૂપણ કરી, આડકતરી રીતે, કાવ્યનું કોઈ લક્ષણ સૂચવવાના પ્રયત્નો હરહંમેશ થયા જ કર્યા છે. પણ એ બધા જ પ્રયત્નોનાં પરિણામોનો સરવાળો કર્યા પછી પણ કાવ્યના સ્વરૂપ વિષે છેલ્લો શબ્દ બોલાઈ ગયો હોય, એમ હજુ લાગતું નથી. क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः એ વચનમાં આપણે ધારીએ છીએ તેથી ઘણું જ વધારે સત્ય છે; અને રમણીયતાનું કયું નવું રૂપ, આજે સાંજે કે કાલે સવારે કે કાલે સાંજે, આપણી સમક્ષ પ્રગટ થશે એવો વર્તારો કોઈથીયે ભાખી શકાય એમ નથી! અને કાવ્યનું એક લક્ષણ 'રમણીય અર્થનો પ્રતિપાદક શબ્દ' (रमणीयार्थ-प्रतिपादकः शब्दः काव्यम्) છે એ જોતાં કાવ્યનું સ્વરૂપ પણ આવતી કાલે કોઈ નવી રમણીયતા નહિ વિલસાવે એવી કોઈ ખાતરી નથી!

એટલે કાવ્યની મીમાંસા કરનારે dogmatic થવું, સ્વમત—દુરાગ્રહી થવું, એ એક બૌદ્ધિક સ્ખલન જ છે.

માનવ-શરીર-સૌંદર્યનો દાખલો લઈએ. એવું સૌંદર્ય એક 'ભાવ' લેખે, એક conception લેખે, શું છે તે બાબત સર્વત્ર એકમતતા જ વરતાય છે: જેના દર્શનથી ચિત્ત આહ્લાદ અનુભવે, એને 'સૌંદર્ય' એવું નામ આપવાની સામે કોઈ વિરોધ નહિ કરે. પરંતુ એવું સૌંદર્ય કયા શરીરમાં જોવા મળે છે, તે પ્રશ્ન ઉપર આવતાંવેંત મતભેદો શરૂ થઈ જશે!

કાવ્યને ક્ષેત્રે, માનવદેહના આ સૌંદર્યનું ઉદાહરણ સોએ સો ટકા બંધબેસતું નથી એ કહેવાની ભાગ્યે જ જરૂર છે; અને છતાં એનો બોધપાઠ પ્રસ્તુત છે–સૂચક છે: હબસી સૌંદર્ય હબસી માનસ સાથે તાદાત્મ્ય સાધ્યા વગર ભાગ્યે જ સમજી શકાય!

આવી જ રીતે કાવ્યનું સૌંદર્ય પણ, જે સ્થળકાળથી એ કૃતિ મર્યાદિત છે, તે સ્થળકાળ સાથે તાદાત્મ્ય સાધ્યા વગર ભાગ્યે જ માણી શકાય! કાવ્યની બાબતમાં વિશેષતા માત્ર એટલી જ છે કે એ સ્થળકાળ સાથે રસિક વાચકને તાદાત્મ્ય સધાવવામાં, અમુક અંશે, કાવ્ય જાતે જ મદદ કરે છે;–'સાધારણીકરણ'–વ્યાપાર દ્વારા એ કૃતિને સ્થળકાળના કારાગારમાંથી મુક્ત કરીને!

આપણે સહેજ આડા ઊતરી ગયા. આપણે વાત કરતા હતા, કાવ્યના લક્ષણની. કવિએ કવિએ, વિવેચકે વિવેચકે અને સમયે સમયે એ લક્ષણ કેવા કેવા વળાંકો લેતું રહે છે, અને કેવી નવી નવી કોરો કાઢતું રહે છે, તેની! સ્રષ્ટાની સૌંદર્ય-નિર્માણ-શક્તિ અનંત છે. રમ્યતા–વૈવિધ્યનો એનો ખજાનો અખૂટ છે. પળે પળે પરાધીનોને હિસાબે રમ્ય નાવીન્યોના અભૂતપૂર્વ નમૂનાઓ સરજતાં સરજતાં, સૌંદર્યમીમાંસકોને અને રસશાસ્ત્રીઓને એ થકવી નાખે છે. ભવભૂતિએ 'આદ્ય ઋષિઓની વાણી પાછળ અર્થ દોડતો આવે છે' એમ કહ્યું છે; તેમ અહીં, રોજેરોજ સૌંદર્યનો કોઈ નવો ઉન્મેષ લઈને આવતાં સર્જનની પાછળ વિવેચનના શાસ્ત્રને દોડતું આવવું પડે છે; અને સર્જક, આમ, વિવેચકને માટે રોજેરોજ એક નવો કોયડો ઊભો કરતો જ રહે છે. ગઈ કાલના નવોન્મેષને કોઠા વાર ગોઠવીને તેના નામકરણસંસ્કાર વિવેચક હજુ માંડ આટોપી રહ્યો હોય છે, ત્યાં સર્જક વળી કોઈ બીજી જ નવીનતા અંકુરાવે છે અને વિવેચનના કાર્યની પૂર્ણાહુતિ કદી થતી જ નથી!

સર્જન વિવેચનને નજર સામે રાખીને ચાલતું નથી–અને વિવેચનને જ નજર સામે રાખીને ચાલે તે સર્જન પ્રાણવાન બનતું નથી. વળી, એક બીજી આનુષંગિક વાત પણ સ્મરણમાં રાખવી ઘટે કે, સમર્થ સર્જન જેમ વિવેચનની લેશમાત્ર પરવા કરતું નથી, તેમ કંગાળ સર્જનને ગમે તેટલું સમર્થ વિવેચન પણ જિવાડી શકતું નથી.

ત્યારે આટલી વાત આમાંથી ફલિત થાય છે કે સર્જનની પાછળ, એને પગલે પગલે, ચાલ્યા આવતા વિવેચન પાસે, કાવ્યની કોઈ અંતિમ અને સંપૂર્ણ વ્યાખ્યાની અપેક્ષા રાખવી એ તત્ત્વજ્ઞાનીઓ પાસે, આ બ્રહ્માંડનો અંત કેવો

આવશે તેની સાચી આગાહી સાંભળવાની અપેક્ષા રાખવા જેવું છે.

અને છતાં કાવ્યના સાધારણ સ્વરૂપ વિષે, એના સામાન્ય ચહેરામહોરા વિષે કોઈ ખાસ અતંત્રતા નથી પ્રવર્તતી. સચ્ચિદાનંદની અનુભૂતિ એ કાવ્ય માત્રનો સાર્વભૌમ, સર્વકાલીન આત્મા છે–પછી ભલે કાવ્યની અનેક જુદી જુદી વ્યાખ્યાઓ સચ્ચિદાનંદનાં જુદાં જુદાં અંગોને સાપેક્ષ પ્રાધાન્ય આપતી રહે!

અને સામી બાજુએ, અનુભૂતિ એ રસિક હૃદયમાં થતા સંવેદનનો વિષય હોઈ, સહૃદય–હૃદય–સંવેદ્યત્વ એ કાવ્યના એક સર્વમાન્ય દૃઢભાજક તત્ત્વ તરીકે સુપ્રસિદ્ધ બન્યું છે.

પણ અહીં જ વળી પાછી, ભીંત ભૂલવાની અને થાપ ખાઈ જવાની શક્યતાઓ ઊભી થાય છે! આંખોને આંજી નાખે એવો ફુટાટોપ લઈને આવનાર સર્જક કેટલીક વાર પોતાના એ ફુટાટોપથી પોતે જ વ્યામોહ પામે છે અને પછી કેટલીયે વાર, સર્જકની આ ભ્રામક આત્મશ્રદ્ધાની ઠેસથી અને આસપાસના કોલાહલના કેફથી પોતાની સમતોલતા ખોઈ બેસતા ભલભલા વિવેચકો પણ ગોથું ખાઈ જાય છે! સર્જક–વિવેચકની આવી આત્મ–પ્રતારક પણ પ્રામાણિક જોડી, કોઈ કોઈ વાર વાચકોની એકાદ બે પેઢીઓની આંખે પાટા બાંધી દેવામાં ફાવી જાય છે! અને પોતે પ્રામાણિક હોય છે તેને કારણે, એમ કરવામાં કૃતકૃત્યતા પણ અનુભવે છે.

છતાં એની પાછળ, હું ઉપર કહી ગયો તે પ્રમાણે કોઈ અપ્રામાણિકતાની ભાવના નથી હોતી. હોય છે માત્ર, પ્રતિભાના નવનવોન્મેષને પોંખવાની ઉત્સુકતા. અને છે એવું કે, નવે ચીલે ચાલવાની કોશિશ કરતા સર્જનના નવા ઉન્મેષને રખેને અન્યાય થઈ બેસે, એવી–સદ્‌વિવેચનના આરોગ્યની સૂચક–ભીતિના પ્રત્યાઘાતરૂપે નવીનતા ઉપર ઓળઘોળ થઈ જવાની વૃત્તિ વિવેચકમાં જન્મે છે! અને એ અહોભાવમાંથી અનિષ્ટો સર્જાય છે! ખરેખર, સર્જક–પ્રતિભાનો કોઈ નવો ઉન્મેષ એ વિવેચનની આકરામાં આકરી કસોટી છે.

સર્જક, વિવેચક કે કેવળ સહૃદય, કાવ્યની કોઈ પણ પ્રકારની ઉપાસના કરનાર વ્યક્તિ ઉપરની વિચારણાથી અલિપ્ત ભાગ્યે જ રહી શકે, પછી ભલે તે વિચારણા અભાનપણે અને અવ્યવસ્થિત રીતે પણ ચાલતી હોય. પણ એક વાત નિર્વિવાદ: સભાનપણે અને સુવ્યવસ્થિત રીતે ચાલતી આવી વિચારણાને પરિણામે સર્જન, વિવેચન તથા સહૃદય–પરિશીલન ત્રણેયને લાભ થાય છે. સર્જન, એક બાજુ, કેવળ નાવીન્ય મોહને ખાતર જ અળવીતરાં કરતું અટકે છે, તો બીજી બાજુ નવા ચીલા કોરવાની હિંમતને અભાવે ગતાનુગતિકતાનો ગ્રાસ બનતું નથી; વિવેચન. એક તરફ શૃંખલામાં બંધાતું બચે છે, તો બીજી તરફ ઝનૂની પ્રહારપ્રિયતાના આવેશમાં અટવાતું અટકે છે અને સહૃદય વાચન સાહિત્યાભાસી કૃતિઓ પાછળ થતા નિરર્થક કાળક્ષેપથી અને વ્યર્થ પરિશ્રમના માનસિક સંતાપથી દૂર રહી શકે છે.

## . ૨ : નવી કવિતા

નવી શબ્દની આસપાસ એક વાતાવરણ છે. પણ એ હવે જૂનું થઈ ગયું છે. નવી પેઢીને માટે તો એ એક ઇતિહાસ જેવું જ ગણી શકાય. કારણ કે હવે 'નવી' કરવા સામે કાયદાનો પ્રતિબંધ છે.

—પણ, 'નવી' એ શબ્દની સાથે અક્કડ, જુવાન, ઠસ્સાદાર, રૂપાળી, નખરાળી, મિજાજી, તોછડી, વાચાળ, હુંપદસભાન, માનિની, રિસાળ વગેરે વિશેષણોથી જાગૃત થતા ભાવો સંકળાયેલા હતા, એમ જૂની-નવીના કિસ્સાઓ નોંધનાર ઇતિહાસ કહે છે.'

આમાંથી નવી કવિતાને કેટલાં વિશેષણો લાગુ પડે?

જુવાન તો એ છે જ. જુવાન શું? બહુધા કાચી કિશોર વયની અને ક્યાંક ક્યાંક તો સાવ ભાંખોડિયાં ભરતી શિશુ જેવી પણ છે. અક્કડ પણ એ છે અને ફક્કડ પણ ક્યાંક ક્યાંક છે એ નફામાં. ઠસ્સોયે ખાસ્સો ખરો જ. રૂપાળી એ છે કે નહિ તે તો જોનારની આંખ એવો ઉકેલ. પણ જોનારની આંખની એને જરાય ખેવના નથી, એટલી તો એ પોતાનામાં મસ્ત છે—આત્મરત છે. નવા અર્થમાં પણ એને રૂપાળી કહેવાનો ઇન્કાર કરનાર પણ એને નખરાળી તો જરૂર કહેશે. અને જૂના અને નવા, દેશી અને ફારસી બધા જ અર્થમાં મિજાજી તો એ છે જ. મિજાજનું જ ચિત્રણ કરે છે અને પેલા 'ઇશ્કેહકીકી' અને 'ઇશ્કેમિજાજી' એ બે શબ્દો તો યાદ છે ને? એમાં એનો દાવો 'હકીકી' કરતાં 'મિજાજી' વધારે છે. બલ્કે 'હકીકી' પોતે જરાય નથી અને મિજાજી પોતે પૂરી છે, એવો એનો દાવો છે. કોઈને તોછડી પણ લાગે—ખાસ કરીને એની પાસેથી ગુલછડીની અપેક્ષા રાખનારને. 'વાચાળ' તો જૂની જેટલી જ છે, બલ્કે વધારે; કારણ કે પોતે થોડું બોલીને જ ઝાઝું કહી શકે છે એવો એનો દાવો છે. હું-સભાનતા એ, કદાચ, એની સૌથી મોટી ખાસિયત. અને આવું બધું હોય ત્યાં 'માનિત્વ અને રિસામણી પણ કેમ ન હોય?

નવી-જૂનીના જમાનાનું એક જોડકણું કહે છે કે:

> નવી નવ દહાડા રહેશે સેજા માલણી રે—
> જૂની જિંદગીભર રહેશે સેજા માલણી રે.

એ પ્રમાણે આ 'નવી કવિતા'ના હજી નવ દહાડા પૂરા નથી થયા એ દેખીતી વાત છે. નહિતર નવી શબ્દ ઉપરથી એનો હક્ક આપોઆપ ઊઠી ગયો હોત.

*

પણ આ ઉપરથી એક વાત એ સાબિત થાય છે કે—જો આવી સ્વયંસિદ્ધ વાતને કોઈ સાબિતીની જરૂર હોય તો—પ્રત્યેક જૂની કોઈ વેળા 'નવી' જ હતી: અને નાવીન્યના નવ દહાડા પૂરા થયા પછી એ 'જૂની'ઓની જમાતમાં ભળી

ગઈ. અને પછી જ એનું સાચું મૂલ્યાંકન શરૂ થયું અથવા કહો કે સાચું મૂલ્ય સમજાયું.

पुराणमित्येव न साधु सर्वम् એવી ફરિયાદ કરનાર કાલિદાસ, એ पुराणम्‌ની અપેક્ષાએ નવો હતો : અને पुराणનો વ્યુત્પત્તિ અર્થ તો पुरा नवम्–જે પહેલાં નવું હતું–એ જ છે ને!

પણ હા, એમાં એક ફરક છે કદાચ તાત્ત્વિક, કદાચ ઉપર ઉપરનો. પહેલાંના નવા કવિઓ 'પોતે જૂનાના ખૂબ ઋણી છે' એ વાતનો ઢંઢેરો ઢોલ પીટી પીટીને કરતા. દાખલા તરીકે :

अथवा कृतवाग्द्वारे वंशेऽस्मिन् पूर्वसूरिभिः ।
मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्येवास्ति मे गतिः ॥

એમ કહીને કાલિદાસ, 'વાલ્મીકિને કારણે જ પોતાનો માર્ગ સરળ બન્યો છે' એવી નમ્રતા દાખવે છે. જ્યારે અત્યારની 'નવી' કવિતા, 'જૂની' સાથે પોતાને સનાનસૂતક નથી એ વાતનો ઢંઢેરો કોઈ વાર ઢોલ પીટીને તો કોઈ વાર મૂંગી અદાથી રાતદહાડો કર્યા જ કરતી હોય છે.

પણ આ એકમેકથી વિરોધી જાહેરાતોનો, અને એકમેકથી વિરોધી રીતે રજૂ થતી જાહેરાતોનો આશય તો બન્ને પક્ષે એક જ છે. અંદરખાનેથી એ આશય છે પોતાનું ગૌરવ વધારવાનો. સાવ સ્વાભાવિક છે. કાલિદાસને વાલ્મીકિના ઉલ્લેખથી પોતાનું ગૌરવ વધતું લાગ્યું હશે.

—'નવી' કવિતાને, 'જૂની'ના અનુલ્લેખથી પણ, કદાચ, એવો જ આભાસ ઊપજતો હશે.

*

પણ સત્ય એ છે કે, મુક્ત એકરારની બાબત ગમે તેટલી તકરાર હોય, પણ 'જૂની'નો ઇન્કાર 'નવી'થી કદી થઈ શકતો નથી. 'નવી'ના નાવીન્યનો આખો દાખડો 'જૂની'ના જૂનાપણા ઉપર જ હોય છે! 'નવી' જેમ પોતા વિષે સભાન છે, તેમ 'જૂની' વિષે પણ સભાન છે.–એટલી જ, બલ્કે એથીયે વધારે સભાન છે. રખેને 'જૂની'નો અણસાર પણ પોતાનામાં આવીને પોતાના નવાપણાને આંચ આપે! 'નવી' જેટલે અંશે પોતાના નવાપણા બાબત વિશેષ સભાન, તેટલે અંશે તે 'જૂની'ના જૂનાપણા બાબત પણ સવિશેષ સભાન એવી સાધારણ વ્યાપ્તિ પણ બાંધી શકાય.

પણ એક જૂની માન્યતા છે ભગવાનને પામવા વિષે. જય–વિજય નામના વિષ્ણુના પેલા દ્વારપાળો કોઈ મુનિને છંછેડીને વૈકુંઠમાંથી સ્થાનભ્રષ્ટ થયા, ત્યારે તેમની સૌથી તીવ્ર ઇચ્છા વૈકુંઠમાં ભગવાનના સાન્નિધ્યે ફરી સ્થિર થવાની હતી; એટલે મુનિએ અનુગ્રહ કરેલો : 'જો ભગવાનને ભક્તિભાવે ભજશો તો એને સાત જન્મે પામશો, પણ જો એને વૈરભાવે ભજશો તો ત્રણ જ ભવમાં તમારો છુટકારો થઈ જશે!'

'નવી' કવિતા, જૂનીને વૈરભાવે ભજતી હોય તો તેની પાછળ આવી તો કોઈ માનસ-આંટી નહિ હોય ને!

એક બીજી રીતે જોઈએ. કોઈ કારખાનું, કોઈ દુકાન, કોઈ ઉપાહારગૃહ, ગમે તે કારણે નામાંકિત થાય એટલે એના નામે લોકોમાં જે ઇજ્જત ઊભી કરી હોય તેનો લાભ લેવા માટે, કોઈ નવો માણસ જ્યારે એ પ્રકારનો ઉદ્યોગ આદરે ત્યારે પોતાના રોજગારને એવું જ નામ આપે છે અને સાથોસાથ 'કોપીરાઈટ'ના કાયદાની ચુંગાલમાંથી છટકવા માટે આગળ 'ન્યુ' અથવા 'નૂતન' જેવો શબ્દ ઉમેરી દે છે. દા. ત. ન્યુ સુંદર વિલાસ ઉપાહારગૃહ! એવું જ આ 'નવી' કવિતાનું કેટલું? કવિતા-શબ્દે જગતમાં જે પ્રતિષ્ઠા સરજી છે તેનો લાભ પોતાને મળે એમ તો એ ઇચ્છે છે જ; અને છતાં, પોતે તે નથી, એ કવિતાનો કોઈ વંશવિસ્તાર નથી, પણ કોઈ જુદી જ છે એમ સૂચવવા તે 'નવી' શબ્દ વાપરે છે.

એમાં ફાયદો આટલો:

'તારામાં કોઈ પહેલાંના જેવાં મધુરતા, ઊર્મિસભરતા, વિચારઘનતા, અર્થગૌરવ, પદલાલિત્ય, ઉપમા-વૈભવ, ચમત્કૃતિ, રમણીયતા, ધ્વનિસમૃદ્ધતા, સદ્‌ગુણ, નિર્દોષતા, જીવનમીમાંસા કેમ દેખાતાં નથી?' એવો આક્ષેપ-પ્રશ્ન જો કોઈ તેને પૂછે તો એ કહેશે કે, 'હું તો 'નવી' છું. 'જૂની'ની એ બધી ખાસિયતોની મારી પાસે અપેક્ષા રાખવી નકામી છે.'

અને કોઈ એના પર એવો આક્ષેપ મૂકે કે, 'તું તો 'નવી' છો. તારો શો ભરોસો?' તો એ જવાબ આપશે કે, 'હા, હું 'નવી' જરૂર છું....પણ સાથોસાથ કવિતા પણ છું—એ ન ભૂલશો!'

*

પણ 'નવી'ને ન્યાય કરવા ખાતર કહેવું જોઈએ કે, પોતાને 'નવી' કહેવાની શરૂઆત એણે પોતે નથી કરી. એણે તો કોઈ બીજાનો શબ્દ જ સગવડભર્યો લાગતાં ઉપાડી લીધો છે.

બાકી 'નવી'ના 'કવિ'ને મન, 'નવી' એ 'નવી' નથી! કારણ કે એને કોઈ 'જૂની' સાથે સંબંધ નથી. એને તો આ એક જ એની સંસારસ્વામિની છે—જેમ 'જૂના'ને 'જૂની' એક જ હતી તેમ!

હકીકતમાં 'નવી' શું કે 'જૂની' શું? કવિતાનું જે અવતારકાર્ય હોય તે જેના દ્વારા પૂરું થાય તે કવિતા—

—અને ન થાય તે કવિતા નહિ.

—પછી ભલે કવિતાને નામે છપાયેલી એ શબ્દાવલિ 'જૂની' હોય કે 'નવી'!

પણ કવિતાનું અવતારકાર્ય શું? 'નવી' કવિતા કયા અવતારકાર્યને પોતાનું માને છે? તેને રસનિષ્પત્તિ સાથે, સૌંદર્યઅનુભૂતિ સાથે, જીવનદર્શન સાથે,

સૃષ્ટિના અને મનુષ્યના હાર્દ સાથે સંબંધ ખરો કે નહિ? કે પછી એ જૂના શબ્દોની એની વ્યાખ્યા પણ નવી છે?

જૂના શબ્દોની નવી વ્યાખ્યા ન સંભવે એમ માનવાને કંઈ જ કારણ નથી. 'ધર્મ'ની અને 'યોગ'ની અનેક વ્યાખ્યાઓ થઈ છે અને પરસ્પર વિરોધી વ્યાખ્યાઓ પણ કેટલીક વાર ક્યાં નથી થઈ?

પણ લાગે છે કે 'નવી' કવિતાને સૌથી વધુ કંઈ પણ પ્રિય હોય તો તે જીવન છે. જીવનને ( એ જેવું એને જુએ છે ) સમજવાનો ( જો જીવન સમજી શકાય એવી વસ્તુ હોય તો ), એનો પ્રામાણિક પ્રયત્ન છે. હકીકતમાં 'નવી' કવિતા એ જીવનના કૌંસમાં જે કવિતા છે તેમાં, અથવા કૌંસમાં જે કવિતા છે, તેના કૌંસમાં જે જીવન છે તેમાં જીવે છે. સંભવ છે કે 'જૂની' કવિતા આની સામે દાખલા રૂપે પૂછે :

'ત્યારે શું કૌંસ નવો છે?'

*

'નવી' કવિતાની એક બીજી વિશેષતા એની વાચાળતા છે. જેને એ ગમતી નથી તેને એ ચાટુલતા, વાતુલતા પણ લાગે! પણ જે લાગે તે–નવી શાળાની શૈલી એ ચાળાશૈલી તો છે જ–એમાં અક્ષર કરતાં અવકાશનું, શબ્દ કરતાં આકાશનું અને અર્થ કરતાં અવ્યક્તનું પ્રમાણ વધારે છે.

એમાં છાપેલા કાગળો કરતાં કોરા કાગળો વધારે છે અને સ્પષ્ટ કે અસ્પષ્ટ રીતે પણ, જે વ્યક્ત થયું છે તેના કરતાં જે સર્વથા અવ્યક્ત છે તેનું પ્રમાણ વધારે છે!

....પણ જીવનમાં પણ અવ્યક્તનું પ્રમાણ ક્યાં વધારે નથી?

## ૩ : આવતી કાલની કવિતા

[ 'નવી કવિતા'ના વાચન પછી, સહજ 'પુરાણી કવિતા' તરફ ધ્યાન ન જાય; 'આવતી કાલની કવિતા'નાં ૩૫રંગ જોવા જાણવાની ભાવના તો જાગે જ અને તેની મધુર વિવેચના કવિસૃષ્ટિમાં રસ જગાડે! ]

મારું રામાયણ યાવત્ સ્થાસ્યંતિ ગિરયઃ 'પર્વતો જ્યાં સુધી ઊભા રહેશે ત્યાં સુધી' રહેશે, એવી શ્રદ્ધા વાલ્મીકિએ વ્યક્ત કરી છે. પોતે ફક્ત પોતાના સમકાલીનો માટે નહિ; પણ આવતી કાલ માટે, અનંત આવતી કાલ માટે પણ લખી રહ્યા છે અને એ આવતી કાલને તેમનું સર્જન, જેટલું એ આજને લાગે છે, તેટલું જ બલ્કે તેથી પણ વધારે સુંદર લાગશે એવી તેમની શ્રદ્ધા છે.

બીજી તરફ ભવભૂતિ છે. એને આજના ઉપર વાલ્મીકિના જેટલી શ્રદ્ધા નથી. એ સાશંક છે. પોતાનું સર્જન માણી શકે એવી સૂક્ષ્મ રસદૃષ્ટિ પોતાના

સમકાલીનોમાં કદાચ નહિ હોય, તો પોતાના અનુગામીઓમાં તો અવશ્ય કો'ક વેળા આવવાની એવો તેનો વિશ્વાસ છે.

उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी॥

છે જન્મશે કદીક વા સમધર્મી મારો;
આ કાલ છે નિરવધિ, વસુધા વિશાળ.

કવિતા હમેશાં આવતી કાલ માટે જ લખાય છે; પછી ભલે એ હોય ગમે તે કાલની! કો'ક વિરલ વાલ્મીકિ આજ તેમ જ આવતી કાલના શ્રોતૃવૃંદ વિષે સંપૂર્ણ શ્રદ્ધા રાખતા હોય છે. તો કો'ક વિરલ ભવભૂતિ અચકાતાં અચકાતાં પણ આજને માટે નહિ તો આવતી કાલે પણ પોતાને દાદ અવશ્ય મળવાની એવો વિશ્વાસ વ્યક્ત કરે છે. પણ આ બાબતે જેઓ સાવ મૂંગા રહે છે, તેમને પણ અંતરના અંતરમાં તો ઊંડી ખાતરી જ હોય છે–આજનો અંદાજ અમે નથી આપી શકતા પણ આવતી કાલે અમારી પ્રશંસાના પખવાજો બેશક બજવાના જ છે! આવતી કાલ પોતાની કવિતા ઉપર પરિતૃપ્તિની મહોર મારે તો જ લેખણ હાથમાં લીધી એમ લાગે, એવી માન્યતા જાણે–અજાણે વ્યક્ત કે અવ્યક્તરૂપે કવિ માત્રના હૃદયમાં વસતી હોય છે!

એટલે 'આવતી કાલની કવિતા કેવી હશે' એવા પ્રશ્નો કરતાં 'આવતી કાલને કેવી કવિતા ગમશે' એ પ્રશ્ન કંઈક વધારે સયુક્તિક લાગે છે! અને એવા પ્રશ્નનો જવાબ તો–સાચો ખોટો જવાબ પણ આપણને આજના પ્રત્યેક કામના સર્જનમાંથી મળી જ રહે છે; કારણ કે પ્રત્યેક કવિ, આપણે હમણાં જ જોયું તેવી રીતે આવતી કાલને માટે લખવાનો દાવો કરતો હોય છે!

શું કવિતા કે શું ઇતર સાહિત્ય કે શું સમાજ કે શું રાજ્ય; આવતી કાલે કોણ કેવું હશે એ ભાખવું અશક્ય ભલે ન હોય, પણ સહેલું તો જરાય નથી! તેમાંય કવિતા જેવી તોરીલી, તરંગીલી પ્રવૃત્તિ વિષે ભવિષ્યવાણીરૂપે પણ કહેવું એ તો સોએ સો ટકા જોખમ! 'પિંગળ પાઠ પઢ્યા વિના' કવિ ન જ થવાય; એમ નિષ્ઠાપૂર્વક માનનાર દલપતરામને ક્યાં ખબર હતી કે, તેનો પોતાનો જ પુત્ર પિંગળના ડિંગળને જ નેવે મૂકીને કાવ્યો લખશે. અને એ કાવ્યોને કારણે કવિ તરીકેની ખ્યાતિ એની પોતાની ખ્યાતિ કરતાં ઊંચા પ્રકારની હશે!

દલપતરામથી અને ગુજરાતી ભાષાથી પણ આગળ જઈએ, ઘણા જ આગળ જઈએ આગળ કે પાછળ! व्यासोच्छिष्टम् जगत् सर्वम् એટલે આખું જગત વ્યાસનું ઉચ્છિષ્ટ છે, એટલે કે જગતમાં એવો કોઈ વિષય નથી, જેને વ્યાસે ન સ્પર્શ્યો હોય–એવું કહેનારને ક્યાં ખબર હતી કે વ્યાસે ભલે જગતના તમામ વિષયો ઉપર કવિતા લખી નાખી હોય પણ 'જાજરૂની માખી' તેમણે બાકી જ રાખી હતી.

કવિતાનાં અનેક લક્ષણો બાંધવાના પ્રયત્નો સદીઓ થયાં બધાય દેશોમાં થયા કરે છે. એ લક્ષણોમાં એકવાક્યતા બહુ થોડી છે. પણ એક બાબતમાં તો

એ બધાં લક્ષણો એકમત જ છે અને તે એ 'કવિતામાં શબ્દ અને અર્થ એ બે ઓછામાં ઓછા હોવા જ જોઈએ.'

આવતી કાલની કવિતામાં શબ્દો હશે અને એ શબ્દોને માટે ભાગે અર્થો હશે. એટલી ભવિષ્યવાણી સોએ સો ટકા બિનજોખમે ભાખી શકાય.

પણ આવતી કાલની કવિતા પર પિંગળની હકૂમત કેટલી હશે? અને કઈ જાતની? નાનાલાલે પિંગળની સરમુખત્યારશાહી માટે total revolt–સંપૂર્ણ બંડ પોતાની અનેક કૃતિઓમાં કર્યું; તે તેમનો અનુભવ જોયા પછી એટલી ભવિષ્યવાણી તો જરૂર ઉચ્ચારી શકાય: આવતી કાલની કવિતા સોએક વરસોના ગાળા સુધી તો એ બંડના કરુણ પરિણામને નજર સામે રાખીને છંદનું સૈદ્ધાંતિક સાર્વભૌમત્વ તો સ્વીકારશે જ! પોતાના આંતરિક સ્વશાસનને બાધ ન આવે, તેવી રીતે!

અને આજે નવી કવિતાને નામે કવિતાના છાંદસ દેહ સાથે તો અટકચાળાં થઈ રહ્યાં છે—તેનું પરિણામ પણ આવું જ કંઈક આવવાનું!–છંદ એ કવિતા માટે Sacred inevilability–પવિત્ર અનિવાર્યતા નથી. કવિતા ઉપર એને કોઈ Divine right નથી એટલો સિદ્ધાન્ત સ્થાપિત થયો, એ આ બધાં અટકચાળાં, ઠેઠ નાનાલાલથી માંડીને નવી કવિતા સુધીના અટકચાળાનું એ મંગળ પરિણામ પણ, એટલું સ્વીકાર્યા પછી, પિંગળના, છંદના, કલાત્મક વિનિયોગની અનિવાર્યતા પણ સામે છે, એટલું જ સર્વસ્વીકૃત ગણાશે; અને આવતીકાલના કવિતાના વિષયો? અહીં એક વાત ઉપર ધ્યાન દોરવાની અત્યંત આવશ્યકતા છે.

ભૂતકાળ, વર્તમાન કરતાં સાવ જુદો છે, અને પરિણામે આવતી કાલ, આજના કરતાં જુદી જ ઊગવાની, એવી માન્યતા–એક પ્રકારના સાંપ્રદાયિક ઝનૂનની જેવી માન્યતા–જે લોકો સેવે છે, તેમણે આજનો અને ભૂતકાળનો પ્રાયોગિક અભ્યાસ કદી કર્યો છે? સામાજિક આકૃતિઓ બદલાય છે તેટલી, અને તેટલા જ પ્રમાણમાં–એની સંસ્કૃતિઓ અને વિકૃતિઓ બદલાય છે ખરી? પ્રવૃત્તિઓનાં બાહ્ય કલેવરો બદલાય છે, તેની સાથોસાથ વૃત્તિઓનાં સ્વરૂપોમાં એવડો મોટો ફેરફાર થાય છે ખરો?

અને કવિતાનો દાવો તો, ઉપરનાં પડોની અંદર વહેતા પ્રવાહોને અવલોકવાનો છે ને?

આટલું કહ્યા પછી આવતી કાલની કવિતાને માથે એક ભય અથવા બે ભયો અથવા એક જ ભયનાં બે જૂજવાં સ્વરૂપો ઝૂઝી રહ્યાં છે, એવી ચેતવણી જરૂર ઉચ્ચારવી જોઈએ.

એ ભય છે–સમાજમાંથી ધીરે ધીરે લુપ્ત થતી જતી વ્યક્તિત્વ–પ્રતિષ્ઠા–પ્રભાના અશેષ વિલોપનનો; કેન્દ્રિત, રાજકીય અને આર્થિક હિંસક સત્તાના સાર્વભૌમત્વ નીચે ધીરે ધીરે ગૂંગળાતી જતી, દબાતી જતી અને અંતે મૂંગી, નિઃશબ્દ

બનતી—અને છેલ્લે મૂંગા બન્યાનું દુઃખદર્દ પણ વીસરતી અને રીઢી બનતી, વ્યક્તિત્વપ્રભાનો.

અને એ ભયનું બીજું સ્વરૂપ છે,—એના પ્રત્યાઘાતરૂપ, વ્યક્તિત્વપ્રતિભાના વિકૃત આવિર્ભાવનો.

આખરે તો કવિતા એ માનવીના વ્યક્તિત્વનું જ ઉત્થાન છે, એ સભાન સ્વાતંત્ર્યનું ગાન છે, મુક્ત ચિત્તનો ઉલ્લાસ છે, વ્યષ્ટિ અને સમષ્ટિ વચ્ચેના અપરતંત્ર સંવાદનું અનિરુદ્ધ સંગીત છે.

એના ઉગમ માટે, એના વિવર્ધન અને સંરક્ષણ માટે, એની અપ્રતિહત ગતિ અને એના અકુંઠિત પ્રવહણ માટે, એની સર્વતંત્ર સ્વતંત્ર કવિહૃદયની અપેક્ષા છે.

એવું કવિહૃદય આવતી કાલના યુદ્ધઘેલા અને ભીતિપ્રેર્યા કામાર્થી અને અર્થકામી હિંસારત અને હિંસાર્ત સમાજ સર્જાવી શકશે ખરો ?

આવતી કાલની કવિતાનું ભાવિ આ સવાલના જવાબ ઉપર અવલંબે છે અને એ જવાબ નિશ્ચિતરૂપે હકારમાં આપી શકીએ એવી આબોહવા આજ દેખાતી નથી. જ્યારે નિશ્ચિતરૂપે એનો જવાબ નજરથી આપવો પડે, એવાં કોઈ કાળાં ઘોર વિનાશ-વાદળો પણ આજે કલ્પનાની ક્ષિતિજ ઉપર વરતાતાં નથી !

હકીકત તો એ છે કે, માનવજાતિ આજે એક દુશ્ચક્રમાં અટવાઈ છે.

કવિઓ—પ્લેટોની ભાષામાં કહીએ તો તત્ત્વદ્રષ્ટાઓ જ સમાજના સર્વકલ્યાણના બંદરે દોરી જવા માટે સૌથી વધુ પાત્ર છે; પણ એવા કવિઓને સર્જવવા માટે જે સમાજ જોઈએ, તે સમાજને પણ કવિઓએ જ સર્જવવાનો છે ! પોતાને સર્જી શકે તેવો સમાજ કવિઓ પોતે સર્જી શકશે ખરા ? ઈશ્વરને સર્જી શકે તેવી સૃષ્ટિ ઈશ્વરને ઉત્પન્ન કરી શકે ખરી ?

## (ख) રેખાચિત્રો

### ૧ : શ્રી કાકાસાહેબ કાલેલકર

એમની મોટામાં મોટી નિર્બળતા...ગાંધીજી. ગાંધીધર્મના એ સ્વયં-નિર્ણીત દાર્શનિક અને સ્મૃતિકાર. જગતના પ્રથમ પુરુષના અંતરના અવાજને શ્રુતિનું સમર્થન હોવું જ જોઈએ, એવી એમની શ્રદ્ધા–ઊંડે ઊંડે.

કલાકારની રસેપ્સા અને પંડિતની પ્રજ્ઞા, બન્નેનો સમન્વય આ પરિવ્રાજકના આત્મામાં સધાયો છે. પ્રજ્ઞા એમના પગને પૃથ્વી ઉપર રાખે, રસેપ્સા એમના આત્મા પાસે વિશ્વનું પર્યટન કરાવે. પરિણામે સ્થિતિચુસ્તતા અને પ્રગતિશીલતા બન્નેના સંદેશાનો એમને લાભ !

એ જીવનના ઉપાસક છે. रथनाभौ अराणींव प्राणे सर्वं प्रतिष्ठितम् એ ઉપનિષદ–મંત્રનો દ્રષ્ટા તેમનો જ કોઈ સમાનધર્મા ઋષિ હોવો જોઈએ. જેમાં સૌની પ્રતિષ્ઠા છે એવા 'પ્રાણ'ની જ તેઓ જીવનમાં 'પ્રાણપ્રતિષ્ઠા' ચાહે છે !....

એમનું જીવનકાર્ય શું છે તે કદાચ એ પોતે પણ હજુ નક્કી નથી કરી શક્યા. એમનું આખું જીવન એમના જીવનકાર્યની તલાશમાં જ જાણે વ્યતીત થયું છે ! હિંસાવાદી, ક્રાન્તિકારી, પત્રકાર, પરિવ્રાજક, અધ્યાપક, અહિંસક, અસહકારી, રાષ્ટ્રભાષાપ્રચારક, એવું એવું ઘણુંયે એ થઈ ચૂક્યા છે...અને હજુ ઘણુંયે એ થશે; પરંતુ એક વાત નિર્વિવાદ : સાહિત્યને એમણે જીવનકાર્ય નથી કદી બનાવ્યું અને નથી કદી બનાવવા માગતા.

અને છતાં, જેટલું સાહિત્ય એમણે આપ્યું છે તેટલામાંથી, ઓછામાં ઓછા એક ડઝન ધંધાદારી સાહિત્યકારો સહેજે સર્જાઈ શક્યા હોત !

એમનો આસ્તિક આત્મા જીવનના એકેએક અંગમાં સૌંદર્યનું દર્શન કરી શકે છે. એ સૌંદર્ય એમની વ્યાપક અને વિશુદ્ધ રસિકતાનો સંપર્ક પામી વાઙ્મયના રૂપમાં પરિવર્તન પામે છે. મોસંબીની છાલ ઉતારવાની ક્રિયા હોય કે 'મનોરા'દ્વીપ ઉપરનાં મોજાંઓનું તાંડવ હોય : એમની રસિક દૃષ્ટિ બન્ને ઘટનાઓમાં કાવ્ય જુએ : એક જ આનંદમય રસબ્રહ્મનો, બન્નેમાં સાક્ષાત્કાર અનુભવે.

કાવ્ય ? હા ! કાકાસાહેબ કવિ ભલે ન હોય, પણ કાવ્યસર્જક છે. વ્યાકરણ, શબ્દકોશ અને પિંગળના જ ફક્ત જોર ઉપર મુસ્તાક થઈને ફરતા શાયરોને સ્વપ્ને પણ, ન આવે એટએટલી કવિતાસમૃદ્ધિ એમના લેખોમાં પાથરી છે ! નદીઓ અને નક્ષત્રો, પર્વતો અને પ્રપાતો, ગહ્વરો, ગુફાઓ અને ગિરિમાળાઓ, તેજ, અંધકાર અને ગ્રીષ્મ, માનવી અને પ્રકૃતિના રંગો અને તરંગોમાંથી એમની સૌંદર્યગ્રાહી દૃષ્ટિ એક જ કિરણ–પ્રવાસે કાવ્ય ઊંચકી લાવે છે અને આમજનતા આસ્વાદ લઈ શકે એવી સરળ અને તળપદી બાનીમાં પીરસે છે....

એમના લેખો એટલે બ્રહ્માનંદનું બાળબોધ વ્યાકરણ.

આ 'બાળબોધ' વિશેષણ કાકાસાહેબમાં રહેલ કેળવણીકાર પ્રત્યે આપણું લક્ષ ખેંચે છે. સાચા કલારસિક દરજીને જેમ પોતાનાં સીવેલ લૂગડાં સૌને પહેરાવવાનો આગ્રહ, તેમ કાકાને પોતાના આદર્શો, સૌના જીવનને શક્ય તેટલા પ્રમાણમાં, પહેરાવવાનો આગ્રહ !

એટલે 'પ્રચારલક્ષીત્વ' એ એમના સાહિત્યનો પ્રધાનધર્મ. અલબત્ત, એ *પ્રચાર પીઠ ઉપર સવાર થઈને સાહિત્યના દેહાત્મા ઉપર અત્યાચાર ન કરે એ* બાબતની એમની તકેદારી સદોદિત ખરી.

આવા પ્રમાણમાં ઘણી જ. સમૃદ્ધ એવી સર્વગ્રાહી દૃષ્ટિના સ્વામી પણ, પૂર્વગ્રહોથી વંચિત ન હોય એ માનવસ્વભાવની અગમ્ય જટિલતાનું એક દૃષ્ટાંત. આ યુગની સિનેમાદિ કેટલીક નવીનતાઓને એ Benefit of doubt પણ ન આપે; 'મોન્ટેસોરી'ને નામે ઓળખાતી બાલશિક્ષણની નવપદ્ધતિમાં, ઇષ્ટ અને હિતાવહ હોય એવું કશું પણ નાવીન્ય. એ ન જુએ; સ્ત્રી-પુરુષ સંબંધની ભદ્રતાના પોતાના સદાગ્રહને સાહિત્યમાં તેમ જ જીવનમાં ભદ્રંભદ્રીય મિથ્યાગ્રહની કોટિએ કોઈ કોઈ વાર પહોંચાડે....

અને ગાંધીજીની જીવનદૃષ્ટિ ઉપર સવાઈ–ગાંધી વાર્તિક રચે !

સાચે જ એમના જીવનની મોટામાં મોટી પ્રેરણા જ એમની મોટામાં મોટી નિર્બળતા બની ગઈ હોય એમ લાગે છે !

## ૨ : શ્રી કનૈયાલાલ મા. મુનશી

એમના જીવનની મહત્ત્વાકાંક્ષાઓ બે : એક ગુજરાતનો નાથ થવાની અને બીજી, મંજરીને જીવન–સખી બનાવવાની.

આ બેમાંથી પહેલી પૂરી થઈ છે–ગુજરાતી નવલકથાઓના પ્રદેશમાં. બીજી પૂરી થઈ છે કે કેમ તે તો પોતે અથવા અ. સૌ. લીલાબહેન સિવાય બીજું કોણ કહી શકે ?

ગુજરાતી અસ્મિતાની ભાવના તેમણે સર્જી !. મૂળ તો 'અસ્મિત'ના જ પોતે આશક; એ અસ્મિતાને 'ગુજરાતી' એવું વિશેષણ આપીને એમને ગુજરાતને માન આપ્યું તેની પાછળ ગુજરાત અને પોતે એ બંને એક જ વસ્તુ છે એવી તેમની તાદાત્મ્યવૃત્તિ જ !

છતાં ગુજરાતને તેમણે આપ્યું છે તેટલું ભાગ્યે જ બીજા કોઈ સારસ્વતે આપ્યું હશે ! એમનું દુઃખ માત્ર એ છે કે, એમની એ સેવાના બદલામાં ગુજરાત પાસેથી ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે એમને જે મળવું જોઈએ તે હજુ મળ્યું નથી એવી તેમની માન્યતા છે !

'શિશુ અને સખી'ના આ લેખક પાસે કવિતા છે, છતાં તે કવિ નથી. ફક્ત એટલા માટે જ નહિ કે કાવ્યસર્જન માટે અનિવાર્ય એવી ઊર્મિસૃષ્ટિ અને છંદપ્રભુતાની એમની પાસે અછત છે; પરંતુ એટલા માટે કે કવિ–આત્માને અનિવાર્ય એવું આત્મવિલોપન એમની પ્રકૃતિથી વિરુદ્ધ છે.

નવલકથાકાર તરીકે ૧૯૧૬ પછીના ગુજરાતમાં તેમની જોડી મળવી હજી બાકી જ છે. લાઘવગ્રંથિથી પીડાતા તેમના કેટલાક ટીકાકારો કહે છે તે પ્રમાણે સંભવ છે કે, તેમણે ડ્યુમામાંથી થોકબંધ ચોરીઓ કરી હોય....પરંતુ ગુજરાતના ઉત્તમોત્તમ નવલસર્જક તરીકેનું તેમનું કીર્તિમંદિર એકલા એ ચૌર્ય–કર્મના પાયા ઉપર નથી ચણાયું! ગુજરાત જેવડા નાનકડા પ્રાંતમાં એક સામટા દશ નવલ–લેખકોને પૂરી પડે એટલી પ્રચૂર કલ્પનાશક્તિ અને સર્જકપ્રતિભાના તેઓ સ્વામી છે એ સત્ય સૌએ સ્વીકાર્યે જ છૂટકો! નવલકથા સિવાયના બીજા વાઙ્મય–પ્રકારોમાં પણ તેમણે માથું માર્યું છે....પણ ત્યાં તેઓ પગ જમાવી શક્યા નથી! તેમનો રસિક આત્મા ઇતિહાસ અને સંશોધન સાથે પણ કોઈ કોઈવાર અડપલાં કરી લે છે–પણ તે માત્ર અડપલાં જ!

છતાં તેમનાં નાટકોની બાબતમાં આપણને અપવાદ કરવો જ પડશે! ઐતિહાસિક અને પૌરાણિક બન્ને પ્રકારની નાટ્યકૃતિઓમાં તેમનો 'તોફાની' આત્મા હૂબહૂ તરવરે છે.

પણ મુનશીની ખરી ખૂબી એ છે કે, એ પુસ્તકિયા–વેદિયા નથી! સરસ્વતીની ઉપાસના એ એમનો શ્વાસોચ્છ્વાસ છે અને છતાં, બીજા સામાન્ય સરસ્વતીપૂજકોની પેઠે એમનું આખું જીવન એ એક જ વસ્તુમાં નથી સમાઈ જતું!

એમને સાહિત્યજીવનના કોડ છે. પોતાની નવલકથાઓનાં પાત્રોની પેઠે એ પોતે પણ પ્રેમ અને શૌર્યનાં, રસના અને રાજખટપટનાં પાણીપતો સદા ખેડતા જ હોય છે! એ વ્યૂહો રચે છે, શક્તિઓ અને સામગ્રીઓ સંચે છે, રણે ચડે છે, ઝૂઝે છે, હારે છે, જીતે છે....

બધાં યુદ્ધો ગુજરાતની અસ્મિતાને અને છેલ્લે છેલ્લે હિંદની અખંડિતતાને ટકાવી રાખવા માટેનાં જ હોય છે એમ માને છે અને મનાવાનો પ્રયત્ન કરે છે! અને એમાં કોઈ કોઈવાર એ સાચા પણ હોય છે!

એક વખત હતો કે, જ્યારે ચોખલિયાઓ તેમની નવલકથાઓ અને નાટકોમાંથી નીતરતી 'અસંયમ અને વિલાસ'ની જીવનફિલસૂફી ભણી રોષથી અંગુલિનિર્દેશ કરતા!

પણ એ રોષ આજે શમ્યો છે, કારણ કે એક તરફ તે વખતના ચોખલિયાઓ આજે જીવનમાં વધુ ઉલ્લાસની અગત્ય સમજતા થયા છે અને બીજી તરફ કાં તો ચિરપરિચયને કારણે અથવા તો ધોરણ બદલાયાને કારણે મુનશીનાં પાત્રો પણ તેમને પહેલાંનાં જેટલાં અસંયમી અને વિલાસી નથી દેખાતાં!

:

## ૩ : શ્રી બળવંતરાય ક. ઠાકોર

એમના નામના આ પ્રથમાક્ષરોના ઉચ્ચારણમાં જે બરછટપણું છે તે જ બરછટપણું એમના વ્યક્તિત્વની લાક્ષણિકતા છે.

બરછટપણું નહિ, તો બ. ક. ઠા. નહિ!

અદ્યતન ગુજરાતે કેળવેલી લગભગ સ્રૈણ એવી નાજુકાઈ અને સુંવાળપ સામેના પોતાના રોષના પ્રતીક રૂપે જ જાણે એમણે આ બરછટપણું કેળવેલું છે.

એટલે બરછટપણું એ એમનો સહજ નહિ પણ કેળવેલ ગુણ છે.

પણ એ બરછટપણાના બાહ્ય થરોની નીચે, ઊંડેઊંડે, કેટલીકવાર તો બહુ ઊંડે, વહે છે એમની પ્રકૃતિસિદ્ધ રસવત્તા. એ રસવત્તાનો આસ્વાદ માણવા માટે એમના બાહ્ય બરછટપણા સામે નિષ્કામ કુસ્તી કર્યે જ છૂટકો!

એક નવલકથા સિવાય સાહિત્યના ઘણાખરા પ્રકારો ઉપર તેમણે હાથ અજમાવ્યો છે. તેની પાછળ શક્તિ કરતાં સાહસની પ્રેરણા વધુ છે. તેમની ટૂંકી વાર્તાઓ અદ્યતન દષ્ટિએ પુરાતન ઢબની અને પુરાતન દષ્ટિએ અદ્યતન ઢબની લાગે એવી છે. તેમનાં નાટકોનાં પુસ્તકોનાં પૂંઠાં ઉપર 'આ નાટક છે' એવો ઉલ્લેખ ન હોય તો સામાન્ય માણસ એને સંવાદ જ સમજે.

પણ તેઓ જાણીતા છે તે કવિ તરીકે. તેમને અતિ પ્રિય એવા પૃથ્વી છંદના દુરુપયોગ તેમ જ સદુપયોગનાં સારામાં સારાં દષ્ટાંતો તેમનાં કાવ્યોમાંથી જડશે. કાવ્યમાં અર્થઘનતાના એ શોખીન છે, પણ કેટલીક વાર એમનો ઝોક 'અર્થ' કરતાં 'ઘન' ઉપર વધારે હોય છે!

પણ ગુજરાતી સાહિત્યમાં એ જીવશે તે એમના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ, લેખિત અને મૌખિક વિવેચનોથી! સાધારણ રીતે વિશ્વાસપાત્ર, પણ કેટલીકવાર અવળે રવાડે ચડાવી દેતી, સૌંદર્યપરખના એ ધણી છે! પણ, વિવેચકને માટે એથીયે વધુ અગત્યનો એવો સ્પષ્ટવક્તૃત્વનો સદ્‌ગુણ એમનામાં સોળે કળાએ ખીલેલો છે. એ સ્પષ્ટવક્તૃત્વ જ્યારે કોઈકોઈ વાર એમના બરછટપણાના રંગમાં રંગાઈને તાજું જ બહાર આવે છે ત્યારે તે કમાલ કરી નાખે છે! તાજેતરમાં બહાર પડેલા એક કાવ્યસંગ્રહને એમણે 'આમાં કાંઈ દમ નથી!' એ ચાર શબ્દોમાં જ ખતમ કરી નાખ્યો છે. ટૂંકી વાર્તાઓના એક લેખકને તેમણે, ગુજરાતી વ્યાકરણનાં મૂળ તત્ત્વો, માનસશાસ્ત્રનાં મૂળ તત્ત્વો વગેરે વાંચી જવાનું ફરમાન કાઢેલું!

સાહિત્યની દુનિયામાં સદા વિરોધ-પક્ષના બાંકડા ઉપર બેસતા આ વૃદ્ધ જુવાન બીજી બધી રીતે સ્થાપિત હિતોને વફાદાર છે એ એમના જીવનનું એક મહત્ત્વનું આશ્ચર્ય છે. પૂ. મહાત્મા ગાંધીજીને 'મોહનદાસભાઈ' એ નામે જ બોલાવનારા ભારતભરમાં એ કદાચ એકલા જ હશે!

## ૪ : કવિશ્રી નાનાલાલ

ગુજરાતમાં 'મહા' શબ્દ જો કોઈને પણ, જીવનનાં સારાં–અસારાં લગભગ બધાં જ ક્ષેત્રોમાં વાજબી રીતે લાગુ પાડી શકાય એમ હોય તો તે, ઓળખે અને આત્માએ 'કવિ', એવા આ ક. દ. ડા.ના પુત્રને!

એટલે ગુજરાતી જનતા એમને 'મહાકવિ' તરીકે ઓળખે છે. એમાં નવાઈ નથી. 'કવિ' શબ્દની આસપાસ લોકમાનસે સારીમાઠી ભાવનાઓની જે એક મહાસૃષ્ટિ રચી છે તે આખીયે એમના જીવનમાં મૂર્તિમંત બની હોય એમ લાગે છે!

એટલે એ કવિ–બાદશાહ મહા જિદ્દી છે, મહા તરંગી છે, મહા....ટૂંકામાં, કોઈના પણ બાપની સાડીબાર રાખે એવા નથી!

એ મહાછંદની શોધમાં ગયા....અને એક તોતિંગ બખડજંતર પકડી લાવ્યા! એમણે અપદ્યાગદ્ય સર્જ્યું, એમ કહેવા કરતાં, અપદ્યાગદ્ય એમના માર્ગમાં, ક્યાંક, કાટ ખાતું, પડ્યું હતું, તેને એ મહાઅધીરા પુરુષ ઊંચકી લાવ્યા એમ કહેવું જ વધારે ઉચિત ગણાશે!

કોઈ કાચોપોચો કે નાનોસૂનો કવિઆત્મા હોત, તો એ અપદ્યાગદ્યના ભાર નીચે એ ચગદાઈ જ મરત. પણ આ તો હતા સાચેસાચ મહાકવિ....એટલે નાનામોટા અનેક જખ્મો સાથે, પણ જીવતા, એ બહાર તો નીકળ્યાં જ!

એટલે જ એમના કાવ્યને સંપૂર્ણ અને અણીશુદ્ધ સ્વરૂપમાં માણવા ઇચ્છનારે છંદોબદ્ધ કૃતિઓ સામે જ જોવું રહ્યું! એમનું પિતૃતર્પણ, 'ગુર્જરી વાડીમાં' 'ભાત રેવા' અને 'નદી રેવા'ની પેઠે જ 'અનુત્તમં!'

પણ એમને રસના કૈલાસે કોઈએ પહોંચાડ્યા હોય, તો તે એમનાં ગીતોએ, રાસોએ અને ગરબાઓએ. 'વિરાટ'ને પણ એમણે આપણા ગુજરાતી આકમઓળ હિંડોળે ચડાવેલ છે; અને એમાં વિરાટ અને હિંડોળો બન્ને, ધન્ય અને કૃતાર્થ બન્યા છે!

અને છતાં એટલું કહ્યા વગર ચાલે એમ નથી કે, એ બહુધા કૌમાર્યના જ કવિ છે! એમના કવનની વસંત હતી ત્યારે, નવયુગ ભણી પગલાં માંડતા ગુજરાતનું પણ, કૌમાર્ય જ હતું ને!

એટલે જ તેમનું કાવ્ય કૌમાર્યસુલભ આકાશમાં સર્વતંત્રસ્વતંત્ર વિહરે છે, ત્યાં ઉષા અને સંધ્યાની ઊર્મિઓને ઉદ્દીપ્તતી રંગસૃષ્ટિ છે; મુગ્ધ પ્રણયના રંગવિધાન માટે જોઈતો સાજ પૂરો પાડતાં ચંદ્રી, શુક્રી અને નવલખ તારાઓ છે, કોકિલા છે, બંસરી છે....

પણ વાસ્તવિકતાની નક્કર ભોંય, ક્યાંય કહેતાં ક્યાંય નથી! શેક્સપિયરની ભાષામાં કહીએ તો એમને airy nothings ને Local Habitation and a name

જેવું બહુ જ ઓછું છે!

જેટલું માન ગુજરાતે એક વેળા એમને આપ્યું છે તેટલું ભાગ્યે જ કોઈ બીજા સારસ્વતને આપ્યું હશે. પાત્રતાની વાત કરવા બેસીએ તો એથીયે વધુ માનના તે અધિકારી છે....પરંતુ મળ્યું છે તેટલું માન પણ એમનાથી જીરવાયું નથી!

અને નથી જીરવાણો એમનાથી, પોતે અસહકારના યુગમાં કરેલો ત્યાગ! આ બે વસ્તુઓનું મહા-અજીર્ણું–એ એમના કવિજીવનના ઉત્તરકાંડની નિષ્ફળતાનું કારણ! ગાંધી-યુગને ક. દ. ડા. ના આ સુપુત્ર કદી ઓળખી જ ન શક્યા! પરિણામે ગાંધી-યુગે મહાકવિની શક્તિઓ ગુમાવી....અને મહાકવિએ ગાંધી-યુગની પ્રેરણા ખોઈ!....

અને છતાં, એણે કર્યું છે એટલાથી જ ગુજરાતી વાઙ્મય પૂરતી સાપેક્ષ અમરતાના અધિકારી તો એ ઠરી જ ચૂક્યા છે.....

ગુજરાતે હજારો વર્ષો પછી સરજેલા જગતના એક મહાપુરુષને, એમણે આપેલી નવસેં ને નવાણું ગાળો માટે, ગુજરાત જ્યારે એમને માફી બક્ષી શકશે, અને જ્યારે, નવેસરથી એમનું મૂલ્યાંકન થશે,....

ત્યારે એમણે લખેલું ઘણુંખરું, અક્ષરબ્રહ્મના નિષ્ફળ અખતરા જેવું ઠરી, કાળની-ટોપલીને હવાલે થશે....

પરંતુ જે થોડુંઘણું પણ બાકી રહેશે, તે એમના યુગના અનેક સમાનધર્મીઓના એક સામટા સર્જન-ગંજને ટપી જઈ, अत्यत्तिष्ठद्दशांगुलम् જેવું થઈ રહેશે!

## ૫: રમણલાલ વ. દેસાઈ

જીભને સ્વાદનાં ગલગલિયાં કરાવે અને નબળામાં નબળી હોજરીને પણ તસ્દી ન આપે એવું નવલ-ખાદ્ય એમણે ગુજરાતી મધ્યમ વર્ગની નવરાશના આહાર માટે સર્જ્યું છે!

એમની નવલકથાઓમાં વિચારસરણી કરતાં વસ્તુને, વસ્તુ કરતાં વાર્તાને, વાર્તા કરતાં વાર્તાકથનને અને વાર્તાકથન કરતાં પણ, વાચકગણમનરંજનને વધુ મહત્ત્વનું સ્થાન.

પલકે પલકે પલટાતા લોકરુચિતંત્રની સારીગમની એમને હૈયાઉકલત છે. તત્કાળ ફુંકાતા પવનમાંથી એ પાત્રો સરજે છે–અથવા કહો કે ઊંચકી લાવે છે! અખાડાના યુગમાં એમનો કથાનાયક વ્યાયામ-કેસરીનો વાઘો પહેરીને આવે અને સત્યાગ્રહના યુગમાં આઝાદીના અહિંસક સૈનિકનો....

પણ 'અંતે તો હેમનું હેમ હોય!' એકનો એક ગંજીપો અને વિધવિધ બાજી! ફરક માત્ર એટલો કે ગંજીપામાં મૂળભૂત તત્ત્વો બાવન, જ્યારે શ્રી રમણલાલ પાસેનાં મૂળભૂત તત્ત્વો ત્રણ! એક યુવક અને બે યુવતીઓ અથવા એક યુવતી અને બે યુવકો!

ચિત્રકારની નહિ, પરંતુ ફોટોગ્રાફરની કલાની એ વધુ નજીક છે. પરંતુ એમની ફોટોગ્રાફી અંગ્રેજીમાં જેને 'ટેબલ-ટૉપ ફોટોગ્રાફી' કહે છે તે પ્રકારની. આ ફોટોગ્રાફો લેવા માટે પણ શ્રી રમણલાલ પોતાના શહેરી ઘરના દીવાનખાનાની અટારીએથી ભાગ્યે જ હેઠા ઊતરે છે. કોઈ વાર એમની કથાને શહેર બહાર જવાનું થાય છે ત્યારે મોટેભાગે એ 'સ્ટુડિયો'નો આશરો લે છે અને ઘરને આંગણે ગામડાંઓનાં 'મૉડેલો' બનાવીને કામ ચલાવી લે છે.

એટલે જ એમની નવલકથાઓની સફળતાની માત્રા, એમનું વસ્તુ એમના શહેરી નિવાસસ્થાનની કેટલું સમીપ છે તે ઉપર અવલંબે છે.

મેઘાણીનું ધરતીનું ધાવણ અને ભાવોદ્રેક કે મુનશીની સજીવ વેગવત્તા અને સ્થાપત્ય શ્રી રમણલાલ કને નથી. અદ્યતન માનસને આઘાત ન થાય એટલી પરંપુરાપરસ્તી, પ્રાચીનો ન ભડકી ઊઠે એટલી અદ્યતનતા, સલામત સપાટીથી આઘે કે ઊંડે જવાની અશક્તિ, વાત લડાવવાની ફાવટ. ફિકરવિહોણી ફુરસદ અને વેવલાઈની સરહદ ઉપર ઊભેલી ગુજરાતી ઉજળિયાત વર્ગની ઊર્મિલતા —આટલા એમના સાફલ્યના આધારસ્તંભો!

એટલે એમનાં પાત્રો, કોઈ પુખ્ત ઉંમરના માનવીને જીવનભરના સંગી બનાવવાની વૃત્તિ ઊપજે એવાં નથી! એમનાં સહવાસ અને સંભાષણ ગમે તો ખરાં પણ તે થોડી વારને માટે.

છતાં ગુજરાતી સાહિત્યની એમની સેવા ઐતિહાસિક ગણી શકાય એવી છે. સાહિત્યના નામથી સો જોજન છેટા રહેતા ગુજરાતીઓમાં એમણે પૈસા ખરચીને વાંચવાનો રસ જગાવ્યો એટલું જ નહિ, પરંતુ સાહિત્યવાચન અને સંસ્કારિતાને લગભગ પર્યાય શબ્દો જેવા બનાવી દીધાં.

શ્રી રમણલાલે નવલકથાઓ ઉપરાંત, નાટકો, ટૂંકી વાર્તાઓ અને કાવ્યો પણ લખ્યાં છે અને એમના 'શંકિત હૃદયે' તો બિનધંધાદારી નાટકહૃદય ઉપર કંઈ નહિ તો પૂરા એક દશકા સુધી સામ્રાજ્ય પણ ભોગવ્યું છે....

પણ ગુજરાતી સાહિત્યના કાળમહોદધિમાં યદિ એ તરશે-તો તે ફક્ત એમની નવલકથાઓના જ તુંબડા પર!

## ૯ : શ્રી ઝવેરચંદ મેઘાણી

એ છે સોરઠી બહારવટિયો–સાહિત્ય-પ્રદેશનો. જનતા અને જીવન સાથે સીધો સંપર્કઃ એ છે એમનો ધ્યેયમંત્ર, એમના બહારવટાની ધજા ઉપર ચીતરેલો.

કલાવિવેચકોનું અને કેટલીક વાર કલાનું સુદ્ધાં દાસત્વ એમણે કદી સ્વીકાર્યું નથી. શિષ્ટ અને પ્રતિષ્ઠિત સાહિત્ય સમીક્ષકોની દરમ્યાનગીરીથી જ મળી શકે એવી કીર્તિસુંદરીનું સંવનન એમણે કદી કર્યું જ નથી. એમની આવી અમીરી લાપરવાહી ઉપર ઓળઘોળ થઈને જ જાણે, જનતાએ એમને 'સૌ કોઈના લાડકવાયા'નું

અવિધિસરનું બિરુદ, વણમાગ્યું, આપી દીધું છે.

એમણે શું નથી લખ્યું? નવલિકાઓ અને નવલકથાઓ, કાવ્યો અને નિબંધો, વિવેચન-લેખો અને સંશોધન-લેખો, નાટકો અને જીવનચરિત્રો અને પ્રવાસવર્ણનો....

અને પત્રકારત્વ તો એમની પ્રવૃત્તિ જ. એમનાં ભાતીગળ લખાણો ઉપર, એક નહિ તો બીજે રૂપે, એમની આ પ્રવૃત્તિની અસર, બહુ ઝીણવટથી ન જોનારની પણ નજરે ચડે એવી રીતે, પડેલી છે.

ઘેરા રંગોના એ આશક છે. એમની આંખોની ઘેરી લાલાશ અને એમના અવાજની ઘેરી ગંભીરતાની પેઠે, એમના સાહિત્યની ઘેરી રેલમછેલ, ગુજરાતને સુપરિચિત છે.

ઉન્નતભ્રૂ (High-brow) સમીક્ષકો એમની આ વિશેષતા સામે ગમે તેટલા ડોળા કાઢે, આજનો આમવર્ગ એમના ઉપર આફરીન છે.

જનતાનાં સુખદુઃખ એમણે ગાયાં છે અને રોયાં છે; જનતાનાં પ્રેમશૌર્ય એમણે લડાવ્યાં છે અને બિરદાવ્યાં છે; જનતાની ભૂલો અને ભ્રાંતિઓ ઉપર એમણે આંસુ સાર્યાં છે અને ઉર બાળ્યાં છે; જનતાના જુલમગારોને-પછી ભલે તે મુગટધારીઓ હોય કે મુફલિસો-એમણે ડાર્યાં છે અને પડકાર્યાં છે. ટૂંકામાં એમની સમકાલીન આમજનતાનું આખુંયે ઊર્મિજીવન, રંગ અને રસની મહેફિલ જેવી એમની સાહિત્યસૃષ્ટિમાં, સર્વતંત્રસ્વતંત્ર રીતે ચિત્રાંકિત થયું છે.

ઊર્મિજીવનના આવા મજનુ પાસે સમતોલતા અને સ્વસ્થતાની આશા રાખવી ફોગટ છે. ડુબ્યા ત્યાં હીનાના હોજ રેલાવનાર અને રૂઠ્યા ત્યાં જોટાળી બંદૂકનો તાશિરો બોલાવનાર આ સાહિત્યસુભટને કલેજે ટાઢી સબૂરીની અપેક્ષા રાખનાર આપણા કેટલાક ધીરગંભીર વિવેચક વીરોને ઘણીયે વાર નિરાશ થવું પડયું છે.

આનો અર્થ એવો નથી કે, સ્વસ્થતા અને સમતોલતાનો એમનામાં અત્યંતાભાવ છે. હકીકત એ છે કે, જીવન માટેની એમની તાલાવેલી એમનાથી ઝાલી ઝલાતી નથી અને એ માણકી ઘોડી, એમના જેવા તરવરિયા અને તાલીમબાજ અસવારની રાંગમાંથી પણ, અનેક વાર, નીકળી જાય છે.

એમની સારામાં સારી એવી કેટલીએક કૃતિઓની પ્રેરણા પાછળ પરભાષાના સાહિત્યની પ્રેરણા છે એ સત્ય છે; પણ તેથી, એમના સ્વતંત્ર સર્જનમાં ઉચ્ચ કોટિની કૃતિઓ નથી એમ ભાગ્યે જ ફલિત થાય છે.

અલબત્ત, એમણે લખ્યું છે તે બધુંયે ચિરંજીવ સાહિત્યની કોટિમાં આવે એવું નથી. ચિરંજીવ બનવા માટે એ સર્જાયું નથી. એમનો પોતાનો એવો દાવો પણ નથી. એટલે એમનાં વિપુલ લખાણમાંથી ઠીક ઠીક સારા એવા એક ભાગને, વિવેચનની અદાલતને ઊંબરેથી જ માનભરી રૂખસદ આપવી પડશે....

'લેખકની પ્રામાણિક અને નિર્વ્યાજ ઊર્મિવિવશતાથી એ લખાયું; ઊલટભેર વાટ જોઈને બેઠેલ હજારો વાચનરસિયાઓ વચ્ચે એ ફેલાયું અને સૌના દિલને ઘડી–બે–ઘડી ડોલાવીને, એ શાંત અને કૃતકૃત્ય થયું' એટલી જ અવસાનનોંધ એ લેખનગંજ માટે પર્યાપ્ત છે.

પણ એ સૌને પતાવ્યા પછી જે બાકી રહે છે તે, ગુજરાતી સાહિત્યનું ગજું જોતાં, ભલભલાની છાતીમાં પણ પોરસ ચડાવે એટલું અને એવું છે. નવલકથાઓના ક્ષેત્રમાં એમની સ્વતંત્ર કૃતિઓનો જ વિચાર કરીએ તોપણ–એક મુનશી સિવાય બીજું કોઈ એમને ટપી જતું નથી; ટૂંકી વાર્તાઓના પ્રદેશે, વસ્તુવૈવિધ્યે અને વાસ્તવિકતાએ, કથનકસબે અને સંવાદશિલ્પે, એમણે પોતાની જ કહી શકાય એવી એક આખી શૈલી નિર્માણ કરી છે; અને કાવ્યોમાં....

ગેયતા અને કાવ્ય બન્ને, પત્ની અને પ્રિયતમાની પેઠે એક સ્થાને ન જ રહી શકે, એવા જહરમતનું, તેમણે, સહેજ પણ શંકા અવશિષ્ટ ન રહે એવી રીતે, ખંડન કર્યું છે.

આવતી કાલનો વિવેચક, એમને ઉપકવિથી વિશેષ સ્થાન આપવાનો, સંભવ છે કે, ઇન્કાર કરશે; પણ આવતી કાલના એ વિવેચક પાસે તો, આપણા સમકાલીન કાવ્યલેખકોમાંથી ઊભા પણ કેટલા રહી શકશે તેય કોણ જાણે છે?

શ્રી મેઘાણીની સમગ્ર શક્તિઓની પાછળ એકધારું જો કોઈ પણ એક બળ હોય, તો તે ધરતીના ધાવણનું છે. આસપાસની જનતાના જીવનનું અવલોકન એ એમનું પુસ્તક છે....અને એ સિવાય બીજાં પુસ્તકોના વાચન માટે એમની પાસે સમય જ ક્યાં છે!

બાકી તો, જો એમનામાં વિશાળ પશ્ચાદ્‌ભૂમિકા ઉપર સંવિધાન કરવાની મુનશીની શક્તિ અને મુનશીનો 'ઓપ' હોત, કાકાસાહેબની જીવનદૃષ્ટિ હોત, પાઠકની ટાઢી સ્વસ્થતા હોત....

પણ, તો પછી મેઘાણી તે મેઘાણી જ કેમ રહેત?

## ૭ : શ્રી ઉમાશંકર જોશી

તરુણ સાહિત્યિકોમાં, નિઃસંદેહ, શ્રેષ્ઠ.

એમને એક બાજુએ તારવીને નવી પેઢીના સાહિત્યસેવકોની સરાસરી મૂલ્યવત્તા આંકવા બેસીએ, તો જબરદસ્ત અન્યાય જ થઈ જાય—નવી પેઢીને સ્તો!

કાવ્યપ્રદેશે તો તેમની કને છે તે અન્યત્ર આદર્શરૂપ છે; એમની કને નથી તે અન્યત્ર પણ નથી; અને અન્યત્ર છે તે એમની કને તો છે જ; અને નથી તે સંઘરવા જેવું પણ નથી!

વિદ્યુતના ઝગારા સમી સુતીક્ષ્ણ છતાં શરદપૂર્ણિમાના શશીની જ્યોત્સ્ના સમી સુસ્થિર અને આહ્‌લાદમયી મેધા, અને સૂક્ષ્માતિસૂક્ષ્મ સ્પર્શથી પણ રણઝણી

ઊઠતી વીણા શી કોમલ, છતાં મહાન કો વટરાજના સમી ખડતલ.-એવી ભાવના-શીલતાના અતિવિરલ સમન્વયયોગથી એમની પ્રતિભા સુમંડિત છે. બહુધા વિફળ એવા વૈયક્તિક પ્રણયનાં ચૂંથણાં ચૂંથતા કવિ–પ્રેમીઓને એમણે એક તરફ વિરાટ પ્રણયનો અભિજાત રાજમાર્ગ ચીંધી આપ્યો છે, અને બીજી તરફ, પ્રિયામાં કવિતા અને કવિતામાં પ્રિયાને નિહાળવાનો રસકીમિયો પણ બતાવી દીધો છે.

પણ વિશ્વશાંતિ, અને વિરાટ પ્રણયનાં ગીતો ચગવનાર કવિ અન્નબ્રહ્મને ભૂલ્યો નથી, અને એ જ બતાવી આપે છે કે શ્રી ઉમાશંકરનો કાવ્યાત્મા ભલે વ્યોમના તારાખચિત વિતાનમાં વિહાર કરતો હોય, પણ એમના ચરણો તો આ નક્કર ધરતી ઉપર સાબૂત છે! પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ–પંચમહાભૂતોમાંથી એકેયને એ ઉવેખતો નથી; અને એકેયને એ વીફરવા કે વીખરવા પણ દેતો નથી; અને એમાં જ એના કાવ્યતત્ત્વનો અને એના વ્યક્તિત્વનો વિજય છે–तं वेधा विदधे नूनम् महाभूतसमाधिना !....

સંસ્કૃત વૃત્તોમાં તેમ જ દેશી ઢાળોમાં શ્રી ઉમાશંકરની કાવ્ય-ગંગોત્રી એક સરખી જ પ્રસન્ન ગંભીરતાથી વહી જાય છે. વિષયોની મર્યાદા એમના પ્રાણને ક્યાંય રૂંધતી નથી; શૈલીની શંખલાઓ એમના આત્માને ક્યાંય જકડતી નથી; રંગદર્શી, આત્મલક્ષી, પરલક્ષી વગેરે સૌ એક અને અદ્વિતીય એવા કાવ્યતત્ત્વના કેવળ વિવેચન–ચણ્યા સીમાડાઓ જ છે....

એ સમજવું હોય તેમને શ્રી ઉમાશંકરનો અભ્યાસ અનિવાર્ય.

પરંતુ કાવ્યના આનંદને તે શું માણી શકે જે ફક્ત કાવ્ય જ માણે, એ સત્યને સ્મરણમાં રાખીને શ્રી ઉમાશંકરે જીવનનું કાવ્ય નાટકોમાં અને ટૂંકી વાર્તાઓમાં પણ ઉતાર્યું છે.

એમની નવલકથાને તો હું ગણતો જ નથી; કારણ કે એના નામ પ્રમાણે એમની પ્રતિભાને માટે એ 'પારકાં જણ્યાં' જેવી જ નીવડી છે; 'પારકાં જણ્યાં'–ને પણ પોતાના કરવા જેટલી લેખકની પ્રતિભાની નિર્બંધ માનવતા સિવાય બીજા કશા સૌંદર્યનું એમાં દર્શન જ નથી.

પણ 'સાપના ભારા' જેવાં નાટકોની એમણે કરેલી જતનભરેલી અને એમની પ્રતિભાને શોભે એવી સારવાર એમની પાસેથી હજુ વધારે નાટકો માગવાની વૃત્તિ જગાડે એવી છે.

અંતે નવલિકાઓનું સર્જન તો એમણે કરવું જ જોઈએ. એમના 'ત્રણ અડધું બે' અને 'શ્રાવણી મેળા'નો સ્વાદ ગુજરાતની દાઢમાં હજુ પણ રહી ગયો છે!

પણ શ્રી ઉમાશંકરનું મોટું દુઃખ એ છે કે એમની પ્રતિભા કેવળ સર્જક જ નહિ પરંતુ સાથે સાથે વિવેચક પણ છે; અને એમની સર્જક પ્રતિભા અને ગુજરાતી સાહિત્ય-શ્રેયના કલ્યાણાર્થે એમની વિવેચકપ્રતિભાના આંદોલન ઉપર

પ્રતિબંધ મૂકવામાં સહાયભૂત થાય એવો કોઈ 'સાહિત્ય સંરક્ષણધારો' 'હિંદ સંરક્ષણધારા' જેવો આપણે ત્યાં વિદ્યમાન નથી !

આનો અર્થ એવો નથી જ કે 'અખો' અને 'ક્લાન્ત કવિ'ની કિંમત ગુજરાત ઓછી આંકે છે. ના; લેશમાત્ર નહિ; ગુજરાતની તો ફક્ત એટલી જ ઇચ્છા છે કે એ વિવેચન ગ્રંથોનું મૂલ્ય તેને બહુ ભારે–શ્રી ઉમાશંકરની સર્જક પ્રતિભાના ભોગરૂપે ન આપવું પડે ! વિશ્વશાંતિ, ગંગોત્રી અને નિશીથના કવિને કુંજદ્વારે ગુજરાતની તો ફક્ત એટલી જ આરઝુ છે કે :

ગાણું અધૂરું મેલ્ય મા,'લ્યા વાલમા, ગાણું અધૂરું મેલ્ય મા !

છતાં....અમદાવાદ અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીથી તો શ્રી ઉમાશંકર ચેતે જ ! એ છે એમનાં સાચાં ભયસ્થાનો....એમની સર્વભૂતહિતરત માનવતા છે.

## ૮ : શ્રી રામનારાયણ પાઠક

રૂપે અને રંગે શુષ્ક દેખાતા આ સાક્ષરનો ચક્રવર્તી ગુણ છે રસિકતા.

એમણે સ્વીકારેલ 'સ્વૈરવિહારી' અને 'દ્વિરેફ' જેવાં રંગીલાં તખલ્લુસોની પાછળ પણ આ રસિકતાની જ પ્રેરણા. બાકી, 'રામનારાયણ'માં પણ બે 'ર' કાર છે અને 'દ્વિરેફ' તથા 'સ્વૈરવિહારી'માં પણ બે જ 'ર'કારો છે એ દલીલ જો આ તખલ્લુસોની પસંદગી માટે કરતા હોય, તો એ એમની તર્કપ્રિયતા જ પુરવાર કરે છે, બીજું કશું નહિ.

આ રસિકતામાં, પ્રશ્નોત્તરી ચાવળાઈ અને અમદાવાદી ઠાવકાઈ ઉમેર્યાં, એટલે તરત જ, શ્રી પાઠકની સાહિત્યશક્તિની પ્રસ્થાનત્રયી હાથમાં આવી ગઈ.

પણ, એમની સાહિત્યસૃષ્ટિમાં આ ત્રણેય ગુણો, બધે ઠેકાણે એક સરખા, પાંગર્યા નથી. દા. ત. એમની વાર્તાઓમાં રસિકતા સાર્વભૌમ છે અને ઠાવકાઈ લગભગ પરાજિત બની ગઈ છે, જ્યારે એમનાં વિવેચનોમાં, કેટલીયે વાર, એમની ઠાવકાઈએ એમની રસિકતાને પરાસ્ત કરી નાખી છે !

'દ્વિરેફ' કને વાર્તાકલાની સિદ્ધિ છે; અને માટે જ, જ્યારે એમની એ કલા, કેટલીક વાર, જાતીય (Sexual) તત્ત્વના તાંડવ નીચે ચગદાઈ મરે છે, ત્યારે રસિકોના હૃદયમાંથી અરેરાટી છૂટ્યા વિના રહેતી નથી કે 'અરેરે ! તમે ઊઠીને આશ્રમહરિણી ઉપર આવડો મોટો અત્યાચાર કરવા નીકળ્યા ! તમે પણ—!'

વિવેચનના ક્ષેત્રમાં શ્રી પાઠકની સ્થિતિ

जानामि धर्मं न च मे प्रवृत्तिः जानाम्यधर्मं न च मे निवृत्तिः ।

–જેવી છે. સૌંદર્યની એમને પિછાણ છે. સાચા કાવ્યતત્ત્વની એમને પરખ છે. પણ જેટલું એ સમજે છે તેટલું એ કહેતા નથી; કહેવા ઇચ્છતા નથી. ન કહેવાની લાંબા કાળની ટેવને પરિણામે કહી શકતા નથી. વિવેચનના શત્રુસમી પ્રિયભાષિતાના પાશમાંથી ભાગ્યે જ તે બહાર નીકળે છે.

આનું કારણ કદાચ તૃતીયમ્ પણ હોય ! શ્રી પાઠક કેવળ વાર્તાકાર કે વિવેચક જ નથી; હાસ્યરસિક પણ છે. જીવનને વિલોકવાને, હમદર્દ અને હળવો, છતાં વેધક અને વક્ર એવો એક દૃષ્ટિકોણ પણ તેમની કને છે. આને લઈને, "હવે ગુજરાતી સાહિત્યની અમુક કૃતિની બાબત આપણે બહુ ઊંડાણથી પીંજણ ન કરી, તો તેમાં જગતની કઈ ઊલટાસૂલટી થઈ જવાની છે!....મરશે!" એ વૃત્તિ પણ ખાંડાની ધાર જેવા વિશુદ્ધ વિવેચનના માર્ગથી કેટલીક વાર તેમને આઘે રાખતી હોય!

ઉપરનિર્દિષ્ટ વૈશિષ્ટ્યોવાળી વ્યક્તિ પાસેથી જેવી જાતની કવિતાઓની આશા રાખી શકાય એવી કવિતાઓ શ્રી પાઠકે લખી છે. એમાંથી થોડીક આંગળીઓને વેઢે ગણી શકાય તેટલી આપણા સાહિત્યની ઉત્તમ અને મધ્યમ કૃતિઓમાં સ્થાન લઈ શકે એવી પણ છે. બાકી તો, વાર્તાલાપ દરમ્યાન શ્રી પાઠક પોતે જ કેટલીક વાર કહે છે તેમ, એ કવિ નથી, પરંતુ કવિતાકાર છે અને ગુજરાતી કવિતા સાહિત્યની આજની પરિસ્થિતિમાં એટલુંયે ક્યાં રેઢું પડ્યું છે! કવિતાલેખન માટે એમણે સ્વીકારેલ 'શેષ'ના તખલ્લુસથી સૂચિત થાય છે તેમ, વાર્તાલેખન, હાસ્ય અને વિવેચન પાછળ ખરચાતાં ખરચાતાં; શેષ રહેતી શક્તિઓને જ એ કાવ્યલેખનમાં વાપરતા હોય એમ લાગે છે.

પણ પાઠકનું મૂલ્યાંકન આટલેથી પતતું નથી. સાહિત્યમાં એમણે એક અક્ષર સુદ્ધાં આલેખ્યો ન હોત તોપણ ગુજરાતના સામાજિક અને શિક્ષણ-વિષયક જીવનમાં સહેજે આગળ તરી આવે એટલી બહુશ્રુતતા અને ચિંતનશીલતા એમનામાં છે. રંગમંચ ઉપરના વક્તા તરીકે કદાચ આટલા માટે જ તે ખીલી શકતા નથી; પરંતુ વાર્તાલાપની કળાના તો તે, કોઈ કોઈ વાર કાકાસાહેબ કાલેલકરની યાદ અપાવે એવા, કળાધર છે. એમના લખેલ શબ્દ કરતાં એમનો બોલેલ શબ્દ વધારે વિશ્વાસપાત્ર છે.

અને સંભવ છે કે એમના જેવા સ્વૈરવિહારીને લખેલ શબ્દોના જડ બોજ કરતાં બોલેલ શબ્દોના ફૂલદડા ઉછાળવાનું વધારે ફાવતું હોય.

આટલું કહ્યા પછી પણ નવલરામ પછી ગુજરાતી વિવેચન કળાની ખાલી પડેલી ગાદી ઉપર આરૂઢ થવા માટે જો કોઈ પણ વ્યક્તિ સુયોગ્ય હોય, તો તે શ્રી પાઠક જ. નવલરામના અવસાન પછી વિવેચનક્ષેત્રને વિષે નિરાશામાં વિલીન બનેલ સ્વ. વલ્લભ પોપટ શેઠમાં ભાવિના ગર્ભમાં જોવાની આર્ષદૃષ્ટિ હોત તો તે

ટીકાકારતણી ગાદી ખાલી પડી ગુજરાતે!
કોણ હીરા પારખે ઝવેરી જાતાં, આજે?

એવા ઉદ્ગારો જરૂર ન જ કાઢત.

*

[ આ રેખાચિત્રો બધાં ૧૯૪૪માં લખાયાં હતાં. ]

# વિભાગ છઠ્ઠો

## નવલિકાઓ

'શતગણી સ્મિત આંસુ થકી બની
હૃદયલોમ તણી ફળદ્રુપતા !'

# પ્રેમમાં પડ્યો !

તમને રામદુહાઈ છે !

કોઈને કહેતા નહિ—મારી આ ખાનગી વાત !

એક વાર હુંયે પ્રેમમાં પડ્યો હતો !—તમને તો શું, મને પણ કલ્પના ન આવે એવા સંયોગો વચ્ચે !

તમે તરત જ ટકોર કરશો, ''હુંયે' એમ કહીને તમે શું સૂચવવા માગો છો ? તમે તે વળી કઈ વાડીના મૂળા કે તમે પ્રેમમાં ન પડો !'

સાચી વાત !—હું કોઈ વાડીનો મૂળો નથી, તેમ કોઈ મૂળાની વાડી પણ નથી ! છું ફક્ત મૂળાને પાંદડે મોજ કરનાર એક સાધારણ, કાળા માથાનો માનવી ! મારા જેવાના નસીબમાં પ્રેમ જેવી દિવ્ય વસ્તુ હોય પણ ક્યાંથી !

માટે જ તો લખું છું ને,—કે 'હુંયે' પ્રેમમાં પડ્યો હતો, એટલે કે મારા જેવા મુફલિસના જીવનમાં પણ એક વાર પ્રેમનો દિવસ ઊગ્યો હતો !

મેં શું કહ્યું ? પ્રેમનો દિવસ ?

ના, પ્રેમ જ્યારે મારા જીવનમાં ઊગ્યો ત્યારે દિવસ નહોતો; રાત હતી, કાળી ઘોર મધરાત હતી !

પણ હવે હું તમને સીધેસીધી મારી એ પ્રેમ–કહાણી સંભળાવી જ દઉં !

એક વાર શિયાળાની મધરાતે હું અમૃતસરથી લાહોર આવતો હતો—એક બસમાં ! એ શહેરો વચ્ચે લગભગ અઢાર માઈલનું કે છત્રીસનું ?—અંતર છે.

બરાબર અધવચ્ચે આવીને અમારી બસ—જેમ ઘણાયના જીવનની બસનું થાય છે તેમ—ખોટવાઈ ગઈ. ડ્રાઈવરે અને કંડક્ટરે નીચે ઊતરીને મશીન ખોલ્યું. નાનાં મોટાં એકેએક ચક્કર ઝીણવટથી ફેરવી ફેરવીને જોયાં, પરંતુ દર્દ ક્યાં છે તે કોઈથી કલ્પી શકાયું જ નહિ !

આખરે ડ્રાઈવરે સુણાવી દીધું : 'આ બસ હવે એક ડગલું પણ આગળ ભરે એમ નથી. અહીં જ રાતવાસો કરવો પડશે !'

કારણ કે, એ છેલ્લી બસ હતી—અમૃતસરથી લાહોર ભણી જતી !

પંજાબનો શિયાળો અને તે પણ મધરાતનો ! એ તો જેણે વેઠ્યો હોય તે જાણે ! સૌ વહેલાં વહેલાં લાહોર પહોંચી, પોતપોતાની હૂંફાળી રજાઈઓની સોડમાં લપાઈ જવા આકુળવ્યાકુળ હતાં.

કોઈએ છાની છાની ડ્રાઈવરને અને કંડક્ટરને ગાળો દીધી; કોઈએ જાહેર રીતે, બસ કંપનીના સંચાલકોની બેપરવાઈ ઉપર રોષ ઠાલવ્યો અને કોઈ ફિલસૂફોએ પોતાને આવા આવા અકસ્માતો પહેલાં કયા કયા સંજોગો વચ્ચે થયા હતા, તેની કથા પોતાથી ઓછા અનુભવીઓના ઠંડીથી થરથરતા કાનમાં કહેવા માંડી !

બે–ચાર વ્યવહારદક્ષોએ આસપાસથી સૂકાં લાકડાં ભેળાં કરીને આવે ટાણે કામમાં આવતી દિવાસળીની પોતાના ગજવામાં શુભ હાજરીને માટે જવાબદાર એવી પોતાની સિગારેટ પીવાની ટેવની પ્રશંસા કરતાં કરતાં અગ્નિ સળગાવ્યો.

અને હું–મારે કોઈ ઘર ન હોવાથી આ બધાં આજની રાત માટે ઘરથી અને ગૃહિણીઓથી વિખૂટાં પડી જવા નિર્માયેલા વિરહીઓને ઘરભેળાં કરવાનો ઉપાય વિચારતો એક ખૂણે ઊભો રહ્યો !

તમે કહેશો, 'નથી સાંભળવી અમારે આ વાત ! આમાં પ્રેમ તો હજી ક્યાંય આવ્યો નહિ !' પણ જરા ધીરા ! હવે પ્રેમ આવે છે....

લાહોરથી અમૃતસર જતી છેલ્લી બસમાં !

એ આવતી હતી–બુઝાઈ ગયેલી આશાઓને ફરી એક વાર ચેતાવતી; આગળ અંધકારના ઘીચ જંગલ સોંસરી પ્રકાશની એક નાનીસરખી કેડી કોરતી; અને પાછળ ઘડીભર પ્રકાશિત થયાને લીધે વધુ ગાઢ બનેલ અંધકારના ઉદરમાં એક કારમી ચિરાડ પાડતી !

અધવચ્ચે રઝળી પડેલાં અમ સૌ માટે, અત્યારે તો એ સમગ્ર આશાઓના એક અને અનન્ય અવલંબન જેવી હતી ! એને કોઈ પણ રીતે થંભાવવી જોઈએ !

અમે બધાએ રસ્તાની વચ્ચોવચ ટોળે મળી ઊભા રહી એકસામટો કોલાહલ કરીને એને માંડ માંડ આંતરી ! એ નવી બસના ડ્રાઈવર અને કંડક્ટર અને અંદર બેઠેલ ઉતારુઓમાંથી થોડાંક સ્ત્રી–પુરુષો નીચે ઊતર્યાં ! અમારી બસના મશીનની એક વાર ફરીથી ચિકિત્સા થઈ. એક વાર ફરીથી તબીબી ફેંસલો સંભળાવાયો : 'ખબર નથી પડતી !'

'કદાચ કડકડતી ઠંડીથી એનું અંતર ઠૂંઠવાઈ ગયું હશે !' કોઈ પરીસૂરત તરુણીએ સ્મિત કરતાં કરતાં ટકોર ઉછાળી–જેની મરજી હોય તે ઝીલે. એવા શહેનશાહી બેપરવાઈભર્યા ભાવથી !

કેટલીક વાર ટકોરો પણ કેટલી મોહક અને મીઠી લાગે છે !....

પણ ટકોરની મીઠાશ અને મોહકતા માણવાનો અત્યારે કોઈને સમય નહોતો....અલબત્ત, એક મારા સિવાય !

પેલી બસનાં ઉતારુઓ અમૃતસર પહોંચવા માટે અધીરાં થઈ ગયાં હતાં !

એટલે બગડેલા વખતનું વળતર વાળવાનો નિશ્ચય કરીને ડ્રાઈવરે બસ ઉપાડવાની તૈયારી કરી !

મેં ડ્રાઈવરને કહ્યું : 'તું આ ઉતારુઓને અમૃતસર પહોંચાડી બસને પાછી અહીં ન લઈ આવે ! અમને લાહોર ભેગા કરી દઈશ, તો આવતાજતાનું બધુંય ભાડું અને ઉપરથી એક રૂપિયો બક્ષિસનો તને આપવા અમે તૈયાર છીએ.'

ખોટવાયેલી બસના એકેએક ઉતારુને મારી આ મૌલિક સૂચના પસંદ પડી ! સૌએ પેલા ડ્રાઈવરને પલાળવા માટે મારી સાથે સાદ પુરાવ્યો !

પણ પંજાબી ડ્રાઈવર જેનું નામ ! 'હું અમૃતસરથી પાછો આવું તે દરમિયાન

તમને બીજી બસ મળી જાય અને તમે ચડી બેસો તો મારાં પેટ્રોલ અને પરિશ્રમ બન્ને નકામાં જાય ને!

ડ્રાઈવરે જાણે સૌના અંતરની જ વાત કહી નાખી હતી! એ સાચી વાતનો અમારી બસનાં ઉતારુઓ પાસે કંઈ ઉત્તર નહોતો. મનુષ્યસ્વભાવના તેના ઊંડા જ્ઞાન માટે મને ડ્રાઈવર તરફ માન ઊપજ્યું!

આખરે પંદરમે પ્રકરણે ઊભી થયેલી ભુલભુલામણીમાંથી નીકળવાનો, કોઈ નવલકથાને જેમ એકાએક માર્ગ સૂઝે, તેમ મને પણ એ સમસ્યાનો ઉકેલ એકાએક સૂઝ્યો!

મેં કહ્યું: 'જો ભાઈ, એનો જામીન હું! હું તારી બસમાં અમૃતસર સુધી આવું!'.......

મારી જીભ આ શબ્દો બોલતી હતી તે વખતે મારી દૃષ્ટિ, એ બસમાં, મૃત્યુના મોંમાં આવી પડેલ માણસ, પોતાના હૃદયમાં, પ્રાણ બચાવવાની અનેક નિષ્ફળ યોજનાઓની ભીડ આડે છુપાઈ ગયેલ, કોઈ એક સફળ પ્રયુક્તિને શોધી રહે, તેમ બસના ઉતારુઓના ઘર આડે પેલી સ્મિતવદનાને શોધી રહી હતી....

'તે બેસશો ક્યાં,' 'ડ્રાઈવરે ગર્જના કરી, 'મારે માથે! જોતા નથી, પચીશની જગ્યાએ પિસ્તાળીશ તો ખડકાયા છે અને તેમાંયે બિચારી બહેનો ચગદાઈ ગઈ છે!'

પણ મારામાં પરદુઃખભંજન વિક્રમ મરણિયો બનીને જાગતો જતો હતો!

મેં એનો પણ તોડ કાઢ્યો.

'હું બસની બહાર બારી પાસેનાં પગથિયાં ઉપર ઊભો રહીશ બારી પકડીને.'

ડ્રાઈવરે શાબાશીસૂચક નજરે મને એક વાર નેણ ભરીને નીરખી લીધો.

પરંતુ, મારી નજર હજુ પેલી પ્રતિમાને જ ખોળી રહી હતી....

અને મારું અંતર, મારા અંતરાત્માને, ફક્ત એક જ સવાલ પૂછી રહ્યુ હતું:

'તેણે–તે જ્યાં બેઠી હોય ત્યાંથી–મારા આ શૌર્ય-શબ્દો સાંભળ્યા હશે?'

આખરે માંડ માંડ કરીને મેં બસવાળાને મનાવ્યો.

મને પગથિયા ઉપર ઊભા રહેવાની રજા મળી....

અને બસ ઊપડી!

એક સહેજ મલકાટ અને એક સાદી ટકોરઃ એટલાથી જ જેણે તમારા, એકલવાયા 'પરદેશી' હૃદય ઉપર કામણ કરી નાખ્યું હોય એવી તરુણી અને તમે બંને એક જ બસનાં ઉતારુ છો–એ ભાન કેટલું રમણીય અને રોમાંચકારી છેઃ જાણો છો?

પરંતુ સાધારણ માનવતાના થરોના થરો વચ્ચે દબાયેલી એ દિવ્યતાની કણિકાને, મારી આંખો ઉપાડી શકે તે પહેલાં જ....બસની અંદર ઝાંખી રોશની પાથરતી બેય બત્તીઓને બુઝાવી દેવામાં આવી....

....અને હું, અંધકારને ચીરતા અંધકારનું પૂંછડું પકડીને, અમૃતસર ભણી ઝિંકાવા માંડ્યો !....

બસની અંદરના અને બહારના અંધકાર આડે કશુંયે દેખાતું નહોતું. મેં બારીના સળિયાને પકડ્યા પછી, બસ ઉપડ્યા બાદ મારા હાથને હજુ એકકે ઠેકાણે મજબૂત પકડ સાંપડી નહોતી. એ સળિયા ઉપર, અંદરનાં ઉતારુઓના અનેક પંજાબી હાથોનાં તોરણો વીંટાયેલાં હતાં. તેના ઉપર મારે મારા હાથની પકડ જમાવવાની હતી !

ધીમે ધીમે એ પકડ મને લાધી—

અકસ્માત્...

એક સુંવાળા હાથ ઉપર !....

અને હું ચમક્યો.

મારે માટે એ શું ધારી બેસશે !

મને બીક લાગી કે હમણાંજ કોઈ પંજાબી ગાળની લહાણ મારે માણવી પડશે. પણ ત્યાં તો....

એ હાથ જાણે પોતે પણ કોઈ હૂંફભરી સુંવાળપ માટે તલસતો હોય એમ, ધીમે ધીમે સરતો મારા હાથની બરાબર નીચે ગોઠવાઈ ગયો ! મારું અંતર ગુંજી ઊઠ્યું :

**લલિત મોહન સ્પર્શની માધુરી !**

અને મારો આત્મા દીવાસ્વપ્નોને હિંડોળે ચડ્યો !

મધુર સ્મિત, મધુર ટકોર, મધુર હાથવાળી એ માનિની કોણ હશે ? તે યૌવનને ઉંબરે ઊભેલી કોઈ મુગ્ધા હશે કે તારુણ્યના આંગણામાં રમતી કોઈ તરુણી !

તેનું હૃદય કોઈ સદ્‌ભાગ્યશાળીને સમર્પિત થઈ ચૂક્યું હશે કે મારા જેવા કોઈ પૂજારીની પ્રતીક્ષા કરતું ધબકી રહ્યું હશે ?

લલિત સ્પર્શોની ગૂઢ લિપિનું તમને જ્ઞાન છે ? સૂર્ય, ચંદ્ર અને નવલખ તારા જ્યારે બુઝાઈ જશે ત્યારે પણ માનવી અપંગ નહિ બને !–સ્પર્શઇંદ્રિયની અદ્‌ભુત શક્તિઓની મને ખાતરી થવા લાગી !

પ્રથમ દૃષ્ટિએ ઉત્પન્ન થયેલ પ્રેમ, લગ્નમાં રૂપાંતર પામી, આમરણાંત બંને જીવનોને રસબોળ કરે એવી અનેક પ્રેમકથાઓ મેં વાંચેલી અને સાંભળેલી ! શા માટે અમારે પણ આવું ન બને !....

આવું બનવાનું ન હોત તો આવો વિચિત્ર અકસ્માત થાત પણ શા માટે ?

કાતિલ ઠંડીના સપાટાને ન ગણકારી જેમની સાથે ફક્ત બસના એક કલાક વારના સહ-ઉતારુપણા સિવાય બીજો કશોયે સંબંધ નથી, એવાં માનવીઓને, પોતપોતાની પ્રિયતમાઓ કે પત્નીઓ પાસે પહોંચાડવા માટે આવી જોખમ-

ભરી મુસાફરી ખેડનાર હું-જવાન-તેને કેવો લાગ્યો હોઈશ ?

સાંભળ્યું હતું કે પંજાબીઓ વીર હોય છે!-વીરપૂજક હોય છે?

એ જાણતી હશે કે મારા એ સાહસની પ્રેરણા પણ એ પોતે જ છે!

બસને એક આંચકો આવ્યો: અમારા હાથ એકબીજા સાથે વધુ આત્મીયતાથી ચંપાયા-મારું આખું જીવન એના અપ્રતિમ વ્યક્તિત્વની મધુરતા સાથે, જાણે મારા હાથ મારફત, ચંપાઈ ગયું! અને....

મારા અંતરે કાન માંડ્યા-સ્પર્શની એ ગૂઢ ગિરાના એકેએક શબ્દને સાંભળવા અને સમજવા!

મારા હાથની નીચે આપમેળે દબાયેલા એ હાથનાં સ્ફુરણોમાં એ અજ્ઞાત-નામ નારીના અંતર-ધબકાર મેં સાંભળ્યા!

અને જગત ઓસરી ગયું!....

હું પૃથ્વીની પેલી પાર, 'વહાં' ભણી કદમ માંડતો હતો-'કાળને કમનીય કિનારે!' મેં કહ્યું :

''હું લટકતો હતો ભવાટવીમાં સાથીવિહોણો, સ્વજનવિહોણો! તેં મને પહેલી જ વાર શીખવ્યું છે, સુંદરી, કે જીવન જીવવા જેવું છે.' તે બોલી:

'એ તો હું તમારી પાસેથી જ શીખી છું, પ્રીતમ! -તે એક જ ક્ષણમાં!' એક જ ક્ષણ! કેટલી અનંતતાભરી હોય છે, કોઈ કોઈ ક્ષણો પણ-સાજન! તમે કેટલા ચતુર! મારી એ ટકોર તમે સમજી ગયા, તરત જ! એમ તો ત્યાં બીજા ઘણાય હતા! એમને સૌને લાગ્યું હશે કે હું મશીનને ઉદ્દેશીને બોલતી હોઈશ કાં!-પરંતુ મારું પોતાનું હૃદય જ એકલતાથી ઠૂંઠવાઈને જ્યાં થીજી ગયું હતું, ત્યાં મશીનની મશ્કરી હું શી રીતે કરી શકું?'

'અને એ મશીન....હવે મશ્કરીને પાત્ર રહ્યું પણ નથી, સજની!....જેણે પોતે થીજી જઈને બે થીજેલાં અંતરોને એકબીજાની હૂંફમાં ગેલતાં કર્યાં, તેને...'

'તેને આપણે આપણાં હૈયાંની હૂંફથી ફરી સજીવન કરીશું; અને એ આપણા જીવનની બસને દૂર દૂર સુદૂર લઈ જશે, જ્યાં ન હોય તમારું લાહોર કે ન હોય મારું અમૃતસર....'

'અમૃતસર!' એવા ડ્રાઈવરના અવાજ સાથે બસની બત્તીઓ ઝળહળી ઊઠી! કોઈ બીજા ઉતારુની દૃષ્ટિ અમારાં એ હસ્તસંવનન પર પડે તે પહેલાં જ હું મારા હાથને ખસેડીને એનું મુખ જોવા જતો હતો....

તેટલામાં એ હાથના માલિકે મારો હાથ પકડીને તળપદી પંજાબી ભાષામાં કહ્યું:

'રુક જાઓ, બાબુ, ડિગ પઓગે!'

('ઠહરો, બાબુ! ગિર જાઓગે!')

ધોળી દાઢી અને મૂછોથી શોભતા એ સિત્તેર વર્ષના શીખે તે મધરાતે

જરૂર એમ માન્યું હશે કે તેણે એક ઉતાવળા સ્વભાવના ગુજરાતી છોકરાનો જીવ બચાવ્યો છે! તેને મારે શી રીતે સમજાવવું કે....તેણે મારા એક મીઠા સ્વપ્નના ભાંગીને ભુક્કા કરી નાખ્યા હતા!....

કે તેણે મારા આખા જીવનને પલટી નાખે એવી એક પ્રેમકહાણીના, ભુક્કાઓને સહજ એવી ઠંડી નિર્દયતાથી ટુકડેટુકડા કરી નાખ્યા હતા!

## 'થેંક યુ સર!'

### [પ્રેમની કૃતાર્થતાની કથા.]

ચન્દ્રકાન્ત જેવા તેજસ્વી અને સહૃદય નવજુવાનના આપઘાતથી કૉલેજના મિત્રમંડળ ઉપર ફરી વળેલ શોક હજુ પૂરેપૂરો તો નહોતો જ શમ્યો; પણ સમાચારના પ્રથમ આઘાતે ચઢાવેલી કળ હવે ધીરેધીરે વળવા માંડી હતી, અને પ્રથમની ક્ષણોની દિગ્મૂઢ નીરવતાનું સ્થાન હવે આપઘાતના કારણરૂપ–કે કારણરૂપ મનાતી–ઘટનાઓના વિશ્લેષણ કરતી ઝીણી ઝીણી ગુસવટોએ લેવા માંડ્યું હતું.

મોં ઉઘાડનારાઓમાં પહેલા પ્રો. કૌશિક હતા. 'ઊર્મિલતા એ નવયૌવનનું સહજ લક્ષણ છે, ભૂષણ પણ છે–પણ તે અમુક મર્યાદામાં જ.' મન સાથે જ વાત કરતા હોય એમ એ કહેતા હતા, 'પણ સમતોલતા, સ્વસ્થતા, ગમે તેવા પ્રતિકૂળ સંયોગો વચ્ચે પણ આત્મઘાતક નિરાશાની કાળખીણમાં ફંગોળાઈ જવાનો ઇન્કાર કરવા જેટલી શૌર્યભરી સબૂરી વિના બધું જ નકામું!'

'એ તો, સાહેબ, વાતો કરવી સહેલી છે.' એમ. એ.ના બીજા વર્ષમાં ભણતી ચારુબાળાએ ટકોર કરી.

'અને ખાસ કરીને યૌવનના છેલ્લા સીમાચિહ્નને વટાવી ગયા પછી!' ચારુબાળાની ચારુતાનું એક તીરછી નજરથી આચમન કરી લઈને અનિલે પડઘો પાડ્યો. પોતાની પ્રેયસીના પ્રત્યેક વિધાનનું ભારપૂર્વક સમર્થન કરવું એ અનિલનો જીવનમંત્ર હતો. ઉપરાંત ગાંભીર્યની સાક્ષાત્ મૂર્તિરૂપ લાગતા પ્રો. કૌશિક સામે, તેના છીછરા સ્વભાવને, આમેય તે કંઈક અણગમો તો હતો જ.

'કિસીકે દિલકી કોઈ કયા જાને!' આ વરસે જ મૅટ્રિક પસાર કરીને કૉલેજના પ્રથમ વર્ષમાં જોડાયેલી, છતાં ચમકારા મારતી મેધા અને ઝગારા મારતા સૌંદર્યને કારણે 'સિનિયરો'માં પણ 'સિનિયર' થઈ બેઠેલી નયનતારા એક ઊંડો નિશ્વાસ નાખીને ગણગણી.

મંડળી થોડીક પળો સુધી ફરીવાર મૌનના સાગરમાં ડૂબી ગઈ.

'પ્રેમમાં નિષ્ફળતા મળવી એ કંઈ માનવીના આળા મન માટે જેવો તેવો ફટકો નથી.' ડૂબેલાઓને કોઈ કુશળ તારાની અદાથી પાણીની સપાટી ઉપર લાવવાની કોશિશ કરતાં પ્રો. કૌશિકે ફરી શરૂઆત કરી. 'પણ નિષ્ફળતાનાં ઝેર અમૃત ગણીને ગટગટાવ્યા વગર સાચી માનવતા કદી પાંગરતી જ નથી.'

વિદ્યાર્થીવૃન્દને આ 'તત્ત્વટૂંપણું' કૈંક હાસ્યાસ્પદ લાગવા માંડ્યું.

'આવા પ્રસંગમાં તમે હો, સાહેબ, તો શું કરો?' ચબરાક નયનતારાથી પૂછી જવાયું........

અને ગણિતના અધ્યાપકને ચાલતે વર્ગે 'ગાન્ધર્વમલારમાં કયા કયા સૂરો આવે છે, સર?' એવો પ્રશ્ન કોઈ ટીખળી વિદ્યાર્થી પૂછી બેસે એવો તાલ થઈ ગયો. બીજો કોઈ પ્રસંગ હોત, તો આવા સવાલે અટ્ટહાસ્ય જ સર્જ્યું હોત પણ....

પ્રો. કૌશિક જેનું નામ! એમને વળી આવો પ્રસંગ આવે! ક્યાં તત્ત્વ-જ્ઞાનની શુષ્કતા અને ક્યાં પ્રેમની રસમસ્તી!....સૌને થયું. પણ પ્રો. કૌશિકના મુખ ઉપરની તો એક રેખા સુધ્ધાં નહોતી બદલાઈ.

'આવા પ્રસંગમાં હું હોઉં તો?' એક એક શબ્દને વાગોળી વાગોળીને તેમણે પડઘો પાડ્યો, 'કોણ જાણે! પણ એવા અનેક પ્રસંગો મેં દીઠા છે, જ્યાં પ્રેમમાં નિષ્ફળતા સાંપડ્યા છતાં પ્રેમીઓએ આપઘાત તો નથી જ કર્યો!'

'પણ તો પછી એ પ્રેમીઓ જ નહિ હોય!' મંડળીમાંથી એક જણે 'રિડકશિયો ઍડ ઍબ્સરડમ'ની પદ્ધતિએ દલીલ કરી, 'પ્રેમી વગર જીવી શકે એ પ્રેમ જ નહિ!'

પ્રૉફેસરનો ચહેરો એકાએક વધુ ગંભીર બની ગયો, પણ તે એક જ પળને માટે. આવા બિનઅનુભવી સ્વમત–આગ્રહને સમજાવવો શી રીતે, એમ પણ તેમને થયું હશે, કદાચ. 'એમ પણ હોઈ શકે.' દુનિયાની કોઈ પણ વસ્તુને અંગે સંપૂર્ણ શ્રદ્ધાશીલ બનવું શક્ય જ નથી એવો કોઈ સામાન્ય સિદ્ધાંત મંજૂર રાખતા હોય એવા અવાજે તેમણે કહ્યું, 'પણ ઘનશ્યામ અને સુલોચનાને વિષે આ મિત્રે કહ્યું તેવી શંકા, તે વખતે તો કોઈએ ઉઠાવી નહોતી!'

'ઘનશ્યામ? સુલોચના? એ વખતે એટલે કયા વખતે? આપ કોની વાત કરો છો, સાહેબ?' એકીસાથે અનેક સવાલો તેમની સામે ઊછળી રહ્યા.

'મારા એક અતિ નિકટના મિત્રની. ત્રીસેક વરસ પહેલાંની વાત છે. હું એમ. એ. થઈને યુ. પી.ની એક કૉલેજમાં લેક્ચરર નિમાયો ત્યારે ઘનશ્યામ પણ ત્યાં લેક્ચરર. હતો મારી જ ઉંમરનો અને મારા જ જેવો પુસ્તક–કીટ. વિદ્યાર્થી સમક્ષ ભાષણ કરતો હોય તેટલી જ વાર એ જગતના સંપર્કમાં; બાકી તો ભલો એ, અને ભલું એનું લેખન–વાંચન. જડ, શુષ્ક, માનવવેષધારી પુસ્તક, એવાં એવાં અનેક વિશેષણોથી સૌ એની મશ્કરી કરતાં, ફક્ત બે જ જણ સિવાય.'

'એ બે ધન્ય આત્માઓમાંથી એક તો આપ હશો.' સર્વજ્ઞતાના ઠાઠથી નયનતારા વચ્ચે બોલી ઊઠી, 'અને બીજા હશે તમારા એ ઘનશ્યામ જાતે જ!'

પ્રૉફેસર કૌશિકે તેની સામે જોયા વગર જ જવાબ આપ્યો: 'ઘનશ્યામની મશ્કરી ન કરનાર બે જણમાં બીજી હતી સુલોચના!'

'તો પછી એ સુલોચના પણ તમારા ઘનશ્યામ જેવી અને તમારા જેવી

પુસ્તક-કીટ જ હોવી જોઈએ!'

'હોવી જોઈએ ? હતી જ! સુલોચના તમે કલ્પો છો તેવી પુસ્તક-કીટ જ હતી. પણ તે સિવાય પણ એ ઘણું ઘણું હતી! એની આંખો,—પણ હું તમને એક વાત તો કહેતાં જ ભૂલી ગયો! સુલોચના એ કંઈ એનું કોઈએ પાડેલું નામ નહોતું! એ તો ઘનશ્યામે જ એનું આ નામ પાડેલું હતું; અને ખરેખર એ આંખો, જીવનમાં એકાદ વાર જ જોવા મળે અને કદીયે ન ભુલાય એવી હતી! પ્રકૃતિએ એ આંખોને જાણે પુરુષહૃદયને ચગડોળે ચડાવવા માટે જ સરજી હતી! આનો અર્થ એવો પણ નથી કે એ આંખોમાં ચકળવકળતા હતી. ના, જરાય નહિ. એ તો રહેતી સદૈવ સ્થિરતેજ અને શાંત. પોપચાં મોટે ભાગે ઢળેલાં જ હોય! સૌને એમ જ થાય કે, ક્યારે આ પડદા ઊંચકાય અને ક્યારે એની પાછળ નર્તન કરતા તેજફુવારાની થોડાંઘણાં શીતળ શીકરો અમે ઝીલીએ.

'આમ પોપચાંના પડદા પાછળ પથરાયેલી એ સૌંદર્યસૃષ્ટિની ઝાંખી કરવા અમારી કૉલેજની દોઢેક હજાર જેટલી આંખો નિરંતર અદ્ધર જ રહ્યા કરતી.'

'એક ફક્ત ઘનશ્યામ અને આપની ચાર આંખો સિવાય!'

'હું તે વખતે પંચાવન વરસનો નહોતો, નયનતારા!' નયનતારાની દખલગીરી જાણે સાવ સ્વાભાવિક હોય એવા ભાવે પ્રૉ. કૌશિકે સમજાવ્યું. 'અને ઘનશ્યામ પણ. અમે નવા લેકચરરો અને તે વખત પણ જુદો. એનું Code of behaviour-આચારશાસ્ત્ર પણ આજના કરતાં સહેજ જુદું. એટલે જરા વધુ સંભાળીને રહેવું પડે. પણ પેલું સંસ્કૃત સુભાષિત છે ને........

अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र।

'એક દિવસ સુલોચના કૉલેજનાં પગથિયાં ચઢતી હતી અને એકાંત જોઈને કોઈ ગૂંડા વિદ્યાર્થીને તેના સાન્નિધ્યનો નશો ચઢ્યો. સુલોચનાની પોપચાં ઢાળી આંખોની પાસે મુગ્ધભાવસૂચક એક અશ્લીલ કર-અભિનય કરીને તેણે ઇશ્ક-ટપકતી એક ઉર્દૂ ગઝલની પંક્તિ છેડી!'

'વિદ્યાર્થીઓ તમારા જમાનામાં પણ આજના જેટલા જ તોફાની અને ટીખળી, રસીલા અને રંગીલા હતા તે જાણીને અમને ખૂબ જ આનંદ થયો, સાહેબ.' ચારુબાળાની સામે એક રંગભરી નજર ફેંકીને અનિલે સંતોષ વ્યક્ત કર્યો. એની અપેક્ષા તો મંડળી પાસેથી, આ ચબરાક ઉદ્ગારના બદલામાં પ્રશંસાની થોડીક ખંડણી ઉઘરાવી લઈને પોતાની પ્રિયતમા ચારુને ચરણે ધરવાની હતી; પણ મંડળી હવે વાર્તાશ્રવણમાં એટલી તલ્લીન બનતી જતી હતી કે, તેની આ પ્રશંસાની કોઈએ નોંધ લીધી નહિ. ચારુબાળા સુધ્ધાંયે નહિ!

'તમને આનંદ થાય એ સ્વાભાવિક છે.' પ્રૉ. કૌશિકે અનિલ સામે જોઈને આગળ ચલાવ્યું, 'પણ એ ગઝલ લલકારનારનો આનંદ તો ક્ષણજીવી જ નીવડ્યો. પંક્તિ પૂરી થાય તે પહેલાં જ એના ગાલ ઉપર એક એવો તમાચો ચોંટી ગયો કે....

એ તો સારું થયું કે એટલામાં કોઈ હતું નહિ, નહિતર એક મોટું ટોળું જ જમા થઈ જાત અને તમાચાના કારણની જાણ થતાં, એ નયનરસિયા ઉપર તૂટી જ પડત.

'તમાચો ખાનાર તમાચો મારનાર કરતાં ખાસ્સો અડધો ફૂટ ઊંચો હતો— અને ઘણા જ વધારે મજબૂત બાંધાનો. એક સુંદર સ્ત્રીના દેખતાં પોતાની આવી અવહેલના કરનાર સામે તેણે પ્રત્યાક્રમણ કર્યું હોત તો શું થાત એ પ્રશ્નનો જવાબ મને આજ લગી મળ્યો નથી. પણ એક તો ગુનો જાતે જ રાંક છે; અને બીજું, તમાચો મારનાર, શારીરિક દૃષ્ટિએ ગમે તેવો નબળો હોવા છતાં, લેક્ચરર હતો; એટલે 'હવે મહેરબાની કરીને મારી ફજેતી આટલેથી જ અટકાવો' એવી મૂંગી આજીજી ચહેરા પર પાથરીને, ચચળતા ગાલને ખંજવાળવાનીયે ચેષ્ટા કર્યા વગર, ગૂંડો ત્યાંથી ચૂપચાપ ચાલ્યો ગયો.

ઘનશ્યામ અને સુલોચનાનો આ પ્રથમ પરિચય. સુલોચનાનાં સદા ઢળેલ રહેતાં પોપચાં, તે વખતે પહેલો જ વાર, ઊંચકાયાં, ફક્ત એક જ પળને માટે. પણ એ એક પળમાં તો ઘનશ્યામ, એ આંખોના શાંત તેજ-સાગરમાં ક્યાંય ઊંડો ઊતરી ગયો; અને તે જ પળમાં ચંપાકળી શા સુલોચનાના હોઠ વચ્ચેથી ખુશબૂની પેઠે પ્રગટેલ 'થેંક યુ સર!' એ ત્રણ શબ્દો પણ ઘનશ્યામના હૃદયની આરપાર, તેના આત્મામાં ક્યાંય ઊંડા ઊતરી ગયા.

અને પછી તો મહિનાઓ વીતી ગયા. આ પ્રસંગ કદી બન્યો જ નહોતો જાણે! સુલોચના અને ઘનશ્યામ, વિદ્યાર્થિની અને લેક્ચરર, પહેલાંની પેઠે એક-બીજાથી સદંતર અપરિચિત હોય તેમ પોતપોતાના નિત્યના જીવનક્રમમાં ગૂંથાઈ ગયાં.

'પહેલાંની પેઠે જ! એમ મેં કહ્યું ને?' જાત સાથે એક અતિ મહત્ત્વની બાબતમાં એકવાર ફરીથી સંતલસ કરીને પોતાની ભૂલ સુધારતા હોય એવી રીતે પ્રોફેસરે આગળ ચલાવ્યું. 'ના, સાવ પહેલાંની પેઠે નહિ જ! પોતે મારેલ તમાચાએ પોતાના જીવનમાં એક આમૂલ પરિવર્તન કરી નાખ્યું છે એમ ઘનશ્યામને ધીરે ધીરે લાગવા માંડ્યું. વર્ગમાં પ્રવચન કરતાં, કે ઘેર અભ્યાસ કરતાં, લખતાં, વાંચતાં, વિચારતાં, સૂતાં, બેસતાં, ઊઠતાં, જાગતાં, હસતાં, ફરતાં, ખાતાં-પીતાં, પેલા 'થેંક યુ સર!' એ ત્રણ શબ્દો તેના આત્મામાં, નિરંતર ગુંજતા જ રહેતા; અને સંગીતના આ ગુંજારવની સાથે, સહેજ ઊઘડતી ચંપાકળી શા હોઠ, તેજની ઘડાયેલી હોય એવી ઉજ્જ્વળ અને નાજુક દંતપંક્તિ, અને સદા ઢળેલાં રહેતાં પોપચાંના પડદા પાછળ સંઘરાયેલી. આસપાસની આખી સૃષ્ટિને દેદીપ્યમાન કરી શકે એટલી તેજસમૃદ્ધિ...એનાં મનશ્ચક્ષુ સામે તરવર્યા જ કરતાં.

અને માટે જ વર્ગ હોતી વખતે વારાફરતી એકેએક વિદ્યાર્થી સાગે મંડાવા ટેવાયેલી એની આંખો, સુલોચના સામે આવતી ત્યારે ત્યાં એક નિમેષ જેટલું પણ થંભ્યા વગર આગળ નીકળી જતી! કેમ જાણે....

'જેને હ્રુદય જ સર્વદા જોયા કરે છે તેને સ્થૂલ આંખોએ એક નિમેષ માટે દીઠી તોયે શું અને ન દીઠી તોયે શું–એમ તેને ન થતું હોય!'

'ગજબનો સંયમી લાગે છે, સાહેબ, તમારો આ ઘનશ્યામ તો!' એક જણે ટકોર કરી.

'સંયમી શાનો, ડરપોક!' બીજાએ સુધારો મૂક્યો.

'બન્ને...પણ પછી?' વાર્તારસમાં ખલેલ પહોંચાડવાની કોશિશ કરવા માટે આ બન્નેને ઠપકાભરી એક નજરથી ફટકાવીને નયનતારા ચૂપ થઈ ગઈ.

'સંયમ કહો, કે ડરપોકપણું કહો, કે ત્રીજું જ કંઈ નામ આપો; પણ ઘનશ્યામને માટે આવું બધું કરવાની જરૂર ઝાઝી વાર ન રહી....

બી. એ. પાસ થતાં સુલોચનાએ કૉલેજ છોડી દીધી.

આ દિવસ ઘનશ્યામને માટે કેટલો વેદનામય હતો, ઘનશ્યામ જ જાણે! બ્રાહ્મમુહૂર્તે ધુમ્મસથી છવાયેલ ધરતીની ક્ષિતિજ ઉપર પળ બે પળ કોઈ અદ્‌ભુત સૌંદર્યપ્રતિમા ધીમે, અતિ ધીમે પગલે આપણા ભણી આવતી દેખાય અને અબઘડી વિખેરાઈ જશે અને અબઘડી એની સૌંદર્યસમૃદ્ધિ આપણી આંખોમાં, આપણા આત્મામાં સમાઈ જશે એવી શ્રદ્ધા બેસતી જતી હોય, ત્યાં એ આકૃતિ એકાએક અવળી દિશામાં ચાલીને ધુમ્મસ વિખેરાયા પહેલાં જ, ક્ષિતિજની પેલી પાર ઊતરી પડે....એવી એની દશા થઈ!

પણ ઘનશ્યામ માત્ર પ્રેમી નહોતો, તત્ત્વચિંતક પણ હતો. જેની સિદ્ધિ અશક્ય છે, તેની સાધના શી, એવો સંકલ્પ કરીને સુલોચનાને તેણે વિસારવા માંડી....પણ....'

'આવી બાબતોમાં ભૂલવાની કોશિશ કરવી એ પણ સ્મૃતિને વધુ બળવાન બનાવવા બરાબર છે!' છાના છાના પ્રેમમાં પડીને, છાની છાની નિષ્ફળતાને, છાની છાની રીતે બરદાસ્ત કરી રહેલા એક નવજુવાને પોતાનો અનુભવ કહ્યો.

'છે સ્તો!' સમભાવપૂર્વક એની સાથે સંમત થઈને પ્રો. કૌશિકે આગળ ચલાવ્યું, 'પણ અહીં તો સાક્ષાત્ વિધિ જ વિસ્મરણની વિરુદ્ધ હતો; સુલોચનાને ઘનશ્યામ ભૂલી ન જાય એવી જ કદાચ તેની ઇચ્છા હતી.

'એક દિવસ ઘનશ્યામ તેની ભાડાની ઓરડીમાંથી કૉલેજમાં આવવા નીકળતો હતો ત્યાં–

'આપને એક તકલીફ આપવા આવી છું, સાહેબ!' સુલોચના તેની સન્મુખ સદેહે પ્રગટ થઈ ગઈ. 'મારે આપની પાસેથી એક પ્રમાણપત્ર લેવું છે.'

'પ્રમાણપત્ર!' પોતાને માટે ત્રિપદા ગાયત્રી જેવા થઈ પડેલા પેલા ત્રણ શબ્દો, 'થેંક યુ સર!' પોતાના મુખમાંથી નીકળું નીકળું થઈ રહ્યા હતા, તેમને માંડ રોકીને ઘનશ્યામે પૂછવાને ખાતર પૂછ્યું.

'એમાં ચોંકી શું ગયા, સાહેબ! હું આપના પ્રમાણપત્રને પણ લાયક નથી

શું?' પોતાના ભૂતપૂર્વ 'લેક્ચરર'ને સ્મિતોથી પંપાળતાં પંપાળતાં સુલોચનાએ સામો સવાલ પૂછ્યો.

ઘનશ્યામ બિચારો શું જવાબ આપે! જેને સરજીને ખુદ સરજનહારે પોતાની રસિકતાનું પ્રમાણપત્ર આપ્યું છે, તેને પ્રમાણપત્ર આપનાર હું કોણ, એમ કહે? અને છતાં એ પ્રમાણપત્ર તો તેના મનમાં ક્યારનુંયે લખાવું શરૂ થઈ ગયું હતું.

'આ છે સુલોચના,' મન લખ્યે જતું હતું, 'જેની આંખો પોતે શાંત રહીને આખા બ્રહ્માંડને અશાંત કરી મૂકે છે; જેના ચંપાકળી શા હોઠ ઉપર, આમંત્રણ અને પડકાર બન્ને સાથે જ રમે છે; પ્રેમના કીર્તિસ્તંભ સમી જેની ડોક, જરાય અક્કડ નહિ છતાં સદાય અણનમ રહે છે; જેનાં...'

'કેમ કંઈ જવાબ આપતા નથી, સાહેબ?' સુલોચનાએ એક ઊંચા અવાજે તેને પ્રમાણપત્ર-સમાધિમાંથી જાગ્રત કર્યો. પોતે આપી રહ્યો હતો, તે જ પ્રમાણપત્ર સાચું હોવા છતાં કોઈ લેક્ચરરથી કોઈ વિદ્યાર્થિનીને તો તે ન જ આપી શકાય, એવું ભાન થતાં તે બોલ્યો:

'હું તો એ જ વિચાર કરતો હતો કે મારા પ્રમાણપત્રની તમને વળી શી જરૂર પડી?'

'મારે એક કન્યાવિદ્યાલયમાં અરજી કરવી છે અને પ્રમાણપત્ર વગર અરજી કરી શકાતી નથી. લખી આપોને, સાહેબ!' પોતાની નાજુક ફાઉન્ટનપેનને ઘનશ્યામના હાથમાં ગોઠવી દઈને, તેણે પોતાના જીવન-મરણનો આખો આધાર જાણે આજના આ પ્રમાણપત્ર ઉપર હોય એવો કરુણસુંદર ભાવ શબ્દોમાં ભરીને કહ્યું: 'અત્યારે ને અત્યારે જ.'

અને આ ઘરની તેમ જ ઘરના માલિકની પણ પોતે જ માલિક હોય એવી સ્વસ્થ સ્વાભાવિક છટાથી ઓરડીમાં એક ખૂણે પડેલ ટેબલ પાસે જઈને તે પર અસ્તવ્યસ્ત દશામાં પડેલાં પુસ્તકો અને કાગળોને છૂટા પાડી, તેમને યોગ્ય સ્થાને ગોઠવી, એક બીજા ખૂણામાં પડેલી ઘરની એકની એક ખુરશીને ઊંચકીને ટેબલ સામે મૂકી, પોતાને મૂળ સ્થાને થીજી ગયેલા ઘનશ્યામને પીગળાવતી પીગળાવતી કહેવા લાગી:

'લ્યો ચાલો, સાહેબ, બધું તૈયાર છે, લખી આપો.'

ઘનશ્યામ માટે પોતાની જિંદગીનું આ પહેલું જ પ્રમાણપત્ર હતું. કવિ પોતાના પ્રથમ કાવ્યની રચના વેળાએ જે રોમાંચ અને અધીરતા અનુભવે, તેવું જ કંઈક, સુલોચનાની ફાઉન્ટનપેનને, સુલોચનાએ જ તૈયાર કરી આપેલા કાગળો ઉપર વિહાર કરાવતાં કરાવતાં તેણે અનુભવ્યું.

દરમ્યાન, ટેબલના એક ખૂણાને અઢેલીને ઊભેલી સુલોચનાનાં લોચનો ઓરડીના એકેએક ચોરસ ઇંચનો, અરે ઘન ઇંચનો તાગ લેતાં લેતાં દશે દિશાઓમાં વિહરવા માંડ્યાં!

'મને તો એમ હતું, સાહેબ,' આ નિરીક્ષણ પૂરું કરીને તે બોલી કે, 'પ્રૉફેસર સાહેબને ત્યાં જઈશું તો પ્રમાણપત્રની સાથે ચા પણ મળશે. પણ અહીં એક તો પરાણે જ લીધું...અને બીજું....આપ એકલા જ છો, સાહેબ?'

'મા છે, અને બારેક વરસની બહેન છે. બન્ને ગામડે રહે છે. પણ ચા તો....આ ઘરમાં જ છે. આ લખી રહું કે તરત જ....'

'તમને કંઈ વાંધો ન હોય તો હું જાતે જ બનાવી લઉં.'

'અને પ્રમાણપત્ર તો હજી પૂરું જ નહોતું થયું તે પહેલાં ઓરડીનો ચહેરો-મહોરો બદલાઈ ગયો. ચા બનાવવાની તૈયારી કરવાને બહાને સુલોચનાએ આખા ઘરમાં ચક્રવર્તી થઈને બેઠેલી અવ્યવસ્થાને હાંકી કાઢી; તે એટલે સુધી કે ઓરડી-ને જો વાચા હોત તો–

'ભલું થજો તારું, બહેન! આજે ઘણે વરસે તેં મને મારું નષ્ટ થયેલું સ્વત્વ પાછું આપ્યું.' એવું જ કોઈ પ્રમાણપત્ર ગણગણત!

અને ઘનશ્યામનું પ્રમાણપત્ર હજુ ચાલુ જ હતું ત્યાં ચાના બે પ્યાલા ટેબલ ઉપર આવીને તેની સામે હાજર થઈ ગયા.

'હવે કેટલું બાકી છે, સર?'

'ફક્ત સહી જ....પણ તમે આટલી બધી તકલીફ શા માટે લીધી?' ઓરડી ઉપર ફરતી નજર નાખતાં ઘનશ્યામે પૂછ્યું.

'ચા પી લો, સાહેબ, નહિતર ઠંડી થઈ જશે; અને મારી બા પણ વાટ જોતી હશે, બિચારી. હા....ઠીક સાંભરી આવ્યું. બા ક્યારનાં કહ્યાં કરે છે કે તારા પ્રૉફેસરને એકવાર આપણું ઘર તો દેખાડ! ફુરસદ હોય તો હું આજ સાંજે જ તેડવા આવું.'

'ફુરસદ? જગત કેટલું બધું અજ્ઞાન છે.' ઘનશ્યામને થયું. 'અહીં ઘનશ્યામના હૃદયને સુલોચના સિવાય બીજું કામ જ શું હતું? પણ આટલી ઝડપથી અપાયેલા આવી જાતના આમંત્રણને, સહેજ પણ આગ્રહ કરાવ્યા વગર સ્વીકારી લેવું એ યોગ્ય ગણાય કે કેમ?' એવા વિચારો કરતાં કરતાં પ્રમાણપત્ર તેણે સુલોચનાના હાથમાં મૂક્યું....અને પછી પોતાના મનની ઉપરવટ થઈને તે સાંજના આમંત્રણની ના પાડવા જતો હતો; ત્યાં તો...

'થેંક યુ સર!' કરતીકને સુલોચના બારણા ભણી જવા ઊપડી અને ઘન-શ્યામ કંઈ જ બોલી શકે તે પહેલાં જ 'આજ સાંજે છ વાગે હું તેડવા આવીશ, આપ તૈયાર રહેજો. જમવાનું અમારે ત્યાં જ છે.' એમ કહીને જેટલી એકાએક એ પ્રગટી હતી, તેટલી જ એકાએક એ અદૃશ્ય થઈ ગઈ....

એમ ઘનશ્યામને લાગ્યું...

અને પછી તો—

પછી વહ્યાં વરસો, દિવસો સમાં,
સમય—સીમ વિલુપ્ત થઈ ગઈ;
દિવસ—રાત્રિ તણી ગણના વિના
સમયસ્રોત અખંડ વહ્યો ગયો!

સુલોચના જેટલો સમય કન્યાશાળામાં ગાળતી અને ઘનશ્યામ જેટલો સમય કૉલેજમાં ગાળતો, તેટલો જ સમય તેઓ એકમેકથી જુદાં રહેતાં. ક્યારેક સુલોચનાની 'બા'નું બે માળનું મકાન અને ક્યારેક ઘનશ્યામની, હવે પહેલાંની તંદ્રામાંથી છૂટી, જાગીને, ઝળાંહળાં થતી ઓરડી આ વિચિત્ર યુગલના 'કાવ્ય-શાસ્ત્રવિનોદેન' અથવા કેવળ 'વિનોદેન' હરહંમેશ ગુંજતાં રહેતાં.

સુલોચનાની બાને, તેની પોતાની જ છોકરીએ હસમુખ બનાવેલો, અને છતાં સાધારણ રીતે તો ગંભીર જ રહેતો આ તરુણ ખૂબ જ ગમી ગયો હતો. મોંએ ચઢાવેલી, અને સારી પેઠે મનસ્વિની એવી પોતાની છોકરી, જ્યાં પોતાનું નથી માનતી ત્યાં આ પ્રોફેસરનું માને છે, એ હકીકતની તેણે શોધ કરી હતી, અને આ શોધ બીજી માતાઓના હૃદયમાં જ્યાં ઘણીયવાર વહેમ અને ઈર્ષાની લાગણીઓને જન્માવે, ત્યાં સુલોચનાની બાના હૃદયમાં એક વિચિત્ર જાતની આશાને જન્માવી રહી હતી!'

'એમાં વિચિત્ર શું છે, સાહેબ?' ચારુબાળા બોલી ઊઠી, 'સરખાસરખી જોડ દેખીને ડોશીનું હૈયું ઠર્યું હશે......અને છોકરી હવે ઠેકાણે પડશે એવી આશા તેને બંધાણી હશે.'

'તારી કલ્પના તદ્દન ખોટી પડે છે, ચારુ,' પ્રોફેસરે સહેજ વિશ્રાન્તિ લઈને વાત આગળ ચલાવી, 'હકીકત એ હતી કે 'ડોશી' છેલ્લાં ચાર પાંચ વરસ થયાં છોકરીને પરણાવવા ઉત્સુક હતાં. મહિને એકને હિસાબે માગાં તેની કને આવતાં; અને એમાંનાં કેટલાંક તો ખૂબ જ આકર્ષક. પણ સુલોચનાને કોઈ કહેતાં કોઈ પસંદ ન આવે! હવે ઘનશ્યામ જેવો મિત્ર સાંપડ્યો છે અને તેનો પડ્યો બોલ સુલોચના કદી જ ઉથાપતી નથી, એ જોઈને ડોશીને એવી આશા બંધાણી કે હવે સુલોચના પાસે હા પડાવવા માટે ઘનશ્યામનો ઉપયોગ કરી શકાશે!'

'આઈ સી!' એકી સાથે પાંચ છ ઠેકાણેથી ઊડીને આ ઉદ્ગારો પ્રોફેસરના કાને પડ્યા!

'માનવીના મનની લીલા અકળ છે.' આ ઉદ્ગારોને સાંભળ્યા ન સાંભળ્યા કરીને પ્રો. કૌશિકે આગળ ચલાવ્યું. 'ઘણીવાર એકને જે obvious–તદ્દન સ્પષ્ટ અને પ્રત્યક્ષ લાગે છે તે બીજાને દેખાતું સુધ્ધાં નથી. ઘનશ્યામ અને સુલોચનાની બાબતમાં ડોશીને આમ જ થયું. યુગલને તે જાણીબૂઝીને એકાન્ત આપવા માંડી!

એકવાર સુલોચનાની ગેરહાજરીનો લાભ લઈને ઘનશ્યામને તેણે વિશ્વાસમાં લીધો:

'તારે મારું એક કામ કરવું પડશે, બેટા!'

'જે હોય તે બેલાશક બોલો !'

'સુલોચના આ દુનિયામાં એક તારું જ માને છે એ તો તું જોતો હોઈશ.' ડોશીએ પ્રસ્તાવના કરવા માંડી.

બેશક, ઘનશ્યામ એ જોતો હતો ! જોતી નહોતી ફક્ત ડોશી, કે ઘનશ્યામ એને લીધે તો જીવતો હતો ! આ ડોશી શું કહેવા માગતી હશે ?

'એ હવે પરણવા જેવડી થઈ છે, બેટા !' ડોશીએ આગળ ચલાવ્યું, અને ઘનશ્યામને સ્વર્ગનાં દ્વાર પોતાની સન્મુખ આપમેળે જ ઊઘડતાં લાગ્યાં. 'અત્યાર સુધીમાં કંઈક માગાં આવ્યાં, એકથી એક સવાયાં. કોઈ વકીલ, કોઈ બૅરિસ્ટર, કોઈ ડૉક્ટર, ઘણા વિલાયત જઈ આવેલા નવજુવાનો, લક્ષ્મી, ખાનદાની, ઇજ્જત–આબરુ, ચારિત્ર્ય....બધીયે વાતે પૂરા. પણ આ છોકરીએ કુંવારા રહેવાની પોતાની ધૂનમાં ને ધૂનમાં....'

ઘનશ્યામની નસોમાં વહેતા રુધિરની ગતિ દ્રુતતર થવા માંડી. ડોશી તેને નિરર્થક વાચાળ લાગતી હતી, નહિતર ઝટ લઈને પૂરું ન કરે ? આમેયે એ શું કહેવા માગતી હતી તે એ સમજી ગયો હતોસ્તો ! 'હવે થયું તે ન થયું કોઈ કાળેય ન થનાર નથી, માજી !' અધીરતાને માંડ રોકીને તેણે ડોશીને કહ્યું, 'હવે કરવું છે શું, તે જ કહો.'

'હવે પાછું એક સરસ માગું આવ્યું છે. છોકરો આ તરફના એક જાગીરદારનો એકનો એક પુત્ર છે. વિલાયત જઈ આવ્યો છે. રૂપે કામદેવ જેવો છે. જેણે પૂર્વજન્મમાં પાંચે આંગળીએ પરમેશ્વર પૂજ્યા હશે....'

પણ ઘનશ્યામને તો હવે ક્યારનાંય ચક્કર આવવા લાગ્યાં હતાં. ગગનમાં વિહરતું કોઈ વિમાન પેટ્રોલ ખૂટી જતાં ગોથાં ખાતું ખાતું એકાએક પૃથ્વી ભણી તૂટી પડે તેમ સ્વર્ગના ઉંબર સુધી પહોંચી ગયેલી પોતાની જાતને ઘનશ્યામે એકાએક પૃથ્વી ભણી ફૂંગોળાતી દીઠી ! ડોશી તો હજુ પણ પેલા 'છેલ્લા' મૂરતિયાનાં વખાણ જ કર્યા કરતાં હતાં, પણ ઘનશ્યામની કર્ણેન્દ્રિય અને એનું મગજ એ બે વચ્ચેના સંબંધનો હવે સાવ વિચ્છેદ થઈ ગયો હતો !

છેવટે ડોશીમા જ્યારે 'તારે સુલોચનાને સમજાવવી પડશે !' એ વાક્ય સુધી આવ્યાં અને 'સમજાવીશને ?' એ પ્રશ્ન તેમણે એક ઉથલિયે ત્રણ વાર પૂછ્યો ત્યારે જ ઘનશ્યામ લથડતી જતી પોતાની જાતને સંભાળવામાં કંઈક અંશે ફળીભૂત થયો–અને 'કેમ નહિ ?' એવો મોઘમ જવાબ આપીને તેણે તે ક્ષણ–અને ડોશી–પૂરતું તો બીનું સંકેલ્યું.

× × ×

તે જ રાતે ઘનશ્યામ અને સુલોચના ગંગાજી ઉપર નૌકાવિહાર માટે ઊપડ્યાં. આ કાર્યક્રમ તો દિવસો પહેલાં નક્કી થઈ ગયો હતો, પણ બપોરના ડોશી સાથેના સંવાદ પછી ઘનશ્યામ એટલો બધો ઉદાસ થઈ ગયો હતો કે પ્રથમ

તો એણે ઘરમાંથી બહાર નીકળવાની પણ ના પાડી.

'પણ મેં હોડીવાળાને સૂથી પણ દઈ દીધી છે.' સુલોચનાએ ઘનશ્યામને સમજાવવા માંડ્યો.

'મૂઆ, એવા આઠ–બાર આના ગયા તો!' ઘનશ્યામે ખુરસી ઉપર વધુ નિરાંતથી ગોઠવાતાં જવાબ આપ્યો.

'આઠ–બાર આનાનો સવાલ નથી, પૂરા પાંચ રૂપિયાનો છે. હોડી મેં આખી રાત માટે રાખી લીધી છે–પછી ભલે આપણે તેનો ઉપયોગ કરીએ કે ન કરીએ. હોડીવાળાને મેં તમારું સરનામું આપ્યું છે....આવતી કાલે....'

'આવતી કાલે એને પૂરા પાંચ રૂપિયા ચૂકવી આપીશ, પછી કંઈ?'.

'પછી ફક્ત એટલું જ કે આજે શરદપૂર્ણિમા છે; આ વર્ષે ચૂકયાં તો પછી આવતે વર્ષે.'

'મારે તો હંમેશાં શરદપૂર્ણિમા જ છે, સુલુ!–તું પાસે હોય છે ત્યારે....'

'થેંક યુ સર! પણ તો તો આજ જરૂર ચાલો! બેવડી શરદપૂર્ણિમા ઊજવવાનો લાભ મળશે!'

એટલામાં 'બા' નીચે હતાં તે ઉપર આવ્યાં. તેમને જોઈ, મુખમુદ્રા ઉપર પળના પાંચમા ભાગમાં નિરાધારીની કરુણતા પાથરી દઈને સુલોચનાએ તેમની પાસે રાવ કરીઃ 'જુવોને, બા, આજે આ માનતા જ નથી....અને હું તો હોડી પણ બાંધી આવી છું!'

'બા'ને તો હંમેશની પેઠે કાર્યક્રમથી પહેલાંથી જ પરિચિત રાખવામાં આવી હતી, એટલે સુલોચનાની ફરિયાદનું હાર્દ એ તરત જ સમજી ગઈ! બપોરે પોતે તેને ભળાવેલ એક મહાકાર્યનું ચિંતન જ એ કરતાં હતાં, એટલે ઘનશ્યામનો હાથ ખેંચીને ખુરસી ઉપરથી ઊઠાડતાં એમણે કહ્યું : 'જા જા હવે, એકવાર નક્કી કર્યા પછી કાર્યક્રમ કદી છોડાતા હશે! આ તો થોડાક કલાકનો સોદો છે....પણ જીવનનો સોદો હોય તોપણ....શું થઈ ગયું?'

× × ×

પૂનમનો ચાંદ લગભગ માથા ઉપર આવ્યો હતો અને હોડી દૂર દેશાવરમાં પરણાવેલી કોઈ છોકરી પેઠે પોતાની બધી બહેનપણીઓથી છૂટી પડી ગઈ હતી.... છતાં ઘનશ્યામ હજુ સૂમસામ બેઠો હતો!

'અત્યારે એક પ્રચંડ વંટોળ ચડી આવે તો કેવું સારું!' ઘનશ્યામની ઉદાસીનતા અને મૌનને દૂર કરવાના અનેક પ્રયત્નો કરી કરીને થાકેલી સુલોચનાએ એક ઊંડા નિઃશ્વાસ સાથે કહ્યું.

પણ ઘનશ્યામ ઉપર તેની કશી જ અસર થઈ નહિ....દેખાઈ નહિ.

'એક પ્રચંડ વંટોળ ચડી આવે, આ નિરભ્ર આકાશ અને પૂર્ણ ચન્દ્ર ચારેકોરથી ચઢી આવેલાં વાદળ-દળથી પરાસ્ત થઈ જાય, શરદ વર્ષામાં અને પૂર્ણિમા

અમાવાસ્યામાં પલટાઈ જાય, આ શાન્ત ગંગાજળમાં તોફાની સાગરને પણ હરાવી દે, એવડા મોટા મોટા લોઢ આવે....અને આ હોડી ઊલટી વળી જાય.'........

'પણ આવી બધી ગાંડી ગાંડી વાતો શા માટે, સુલુ?'

'તમને બોલાવવા માટે.'

સુલોચના અને ઘનશ્યામની વચ્ચે હોડીવાળાને ખાતર રાખવું ઘટે એટલું જ અંતર હતું: શારીરિક અંતર. તેને પણ થોડુંક ઘટાડીને સુલોચના બોલી, 'આજે છે શું? કોઈ મહાન કાવ્યરચનામાં તો નથી પરોવાયા ને?'

'રચાયેલું કાવ્ય જ જ્યાં કરમાઈ રહ્યું છે ત્યાં નવી કાવ્યરચનાની વાત જ શી?' બપોરની ડોશીની વાત તેના આત્મામાં શૂળ બનીને ભોંકાયેલી હતી. એને કાઢી નાખ્યા વગર નષ્ટ થયેલી શાંતિ તેને પુનઃ પ્રાપ્ત થવાની જ નહોતી; અને એ કાઢવાની શરૂઆત માટે આના જેવો અવસર બીજો, અત્યારે ભાગ્યે જ મળવાનો હતો....એમ વિચારીને ઘનશ્યામે, એ જ લયમાં ને લયમાં આગળ ચલાવ્યું: 'બા બપોરે તારા લગ્નની વાત કરી રહ્યાં હતાં.'

'બાને તો એ રોજની ટેવ છે.' બીમારીનું નિદાન થઈ ગયા પછી જે સ્વસ્થ શ્રદ્ધાથી વૈદ્ય વાત કરે એ સ્વસ્થ શ્રદ્ધાથી સુલોચનાએ જવાબ આપ્યો; 'બાની એ વાતો તો મને સદી ગઈ છે, તેમ થોડા વખત પછી તમને પણ સદી જશે. આ વખતે કોનું માગું છે—કોઈ બૅરિસ્ટરનું કે સિવિલિયનનું?'

'એ તો આ તરફના કોઈ મોટા જાગીરદારના એકના એક પુત્રની વાત કરતાં હતાં, સુલુ! વિલાયત જઈ આવ્યા છે, રૂપે કામદેવના અવતાર છે........'

'બુદ્ધિએ બૃહસ્પતિ છે, પરાક્રમે સૂર્ય છે, રસિકતાએ ચંદ્ર છે, ઉન્નતતાએ મેરુ છે અને વિષમતાએ વાસુકિ નાગ છે........'

વાક્યે વાક્યે સુલોચના અટ્ટહાસ્ય વેરતી જતી હતી; અને અટ્ટહાસ્યના એ ધવલ ખંડો, ગંગાજળની ચંદ્રિકા–ચર્ચિત છાતી ઉપર, ચારેકોર વેરાઈને, આકાશનો ચંદ્ર જ જાણે શતખંડમાં વિભક્ત થઈને ગંગામાં ડૂબકી મારતો હોય એવો આભાસ ઊભો કરતા હતા.

પણ ઘનશ્યામના મનમાં અત્યારે આ સૌંદર્ય માણવા જેટલી સ્વસ્થતા ન હતી.

સુલોચનાના અટ્ટહાસ્યનો છેલ્લો રણકો શમતાં વેંત તે બોલ્યો: 'પણ એક દિ' આખરે પરણવાનું તો છે જ ને!'

'તેની કોણ ના પાડે છે?'

'તો પછી આમ દરેક માગાંનો વિચાર સરખો પણ કર્યા વગર પાછું ઠેલવાનો શો અર્થ?'

'એ જ કે મારું માગું થઈ ગયું છે!'

આ અચિંત્યા કડાકાએ ઘનશ્યામના હૃદયને થંભાવી દીધું—પણ તે એક જ પળ માટે. બીજી જ પળે સ્વસ્થ થઈને તેણે પૂછયું: 'બાથી પણ છૂપી રીતે?'

'આંખો ઉઘાડી છતાં જેઓ જોઈ નથી શકતાં, તેમને કહીને પણ શો લાભ?'

'લાભ એ કે પછી એમના આત્માને નિરાંત થાય, અને મારા જેવા વચ્ચકુટિયાઓને તમને સમજાવવાનો નાહક પરિશ્રમ ન આપે!'

'સમજી! માજીએ હવે તમને પોતાના વકીલ નીમ્યા છે, એમ ને! ત્યારે તમે જ કહો કે મેં જેમનું માગું કબૂલ્યું છે, તે આને ગમશે ખરા?'

'તમે કોનું માગું કબૂલ્યું છે તે જાણ્યા વગર શી રીતે અભિપ્રાય આપી શકું?'

'તમારું!' સંપૂર્ણ સ્વસ્થતાથી સુલોચનાએ ઉત્તર આપી દીધો.

'સુલોચના મશ્કરી કરતી હતી કે સાચું બોલતી હતી, તે જ ઘનશ્યામથી સમજાયું નહિ. ત્રણેક વર્ષ પહેલાં પોતે આને માટે મનમાં ને મનમાં ઘડેલું પ્રમાણપત્ર તેને યાદ આવી ગયું! 'આ છે સુલોચના, જેની આંખો પોતે શાંત રહીને આખા બ્રહ્માંડને અશાંત કરી મૂકે છે....'

પોપચાં-ઢળેલી આંખોમાં પોતાની આંખો પરોવીને આ વાત ન માનતો હોય તેમ તેણે પૂછ્યું.

'મારું?'

'હા, તમારું, તમારું, તમારું!'

'પણ મેં ક્યારે તમારું માગું કર્યું?'

'ક્યારે? પહેલાં તો કૉલેજની પેલી સીડી ઉપર પેલા તમાચાની સાક્ષીએ; પછી પ્રમાણપત્ર આપતી વખતે; અને છેલ્લે ત્રીજું, આજ બપોરે, બાની વાતો સાંભળતી વખતે. અને તે વચ્ચે તો આ ત્રણ ચાર વરસોમાં ત્રણ ચારસો વાર માગાં કર્યાં....એ બધાં ગણાવવા બેસું તો મોટો ગ્રંથ જ ભરાય!'

'સુલુ!' સુલોચનાની આ કેફિયતને શબ્દે શબ્દે પુલકિતતાનું એક એક શિખર ચડી ચૂકેલા ઘનશ્યામે આખા જીવનને એ બે અક્ષરોમાં મૂકીને કહ્યું!

'તમે તમાચો માર્યો પેલાને, અને લાગ્યો મને!' સુલોચનાની કેફિયત હજુ આગળ વધ્યે જતી હતી. 'તે દિવસથી, તે જ ઘડીથી, હું તમારી થઈ છું, મારા ઘનશ્યામ, તે હવે બીજાનું માગું કેમ સ્વીકારું?'

'પણ તો પછી આપણે બાને કહી દઈએ એટલે એમનો આત્મા ચિંતા-મુક્ત થાય.'

'તમે બાને હજુ ઓળખતા નથી. મને બી એ. સુધી ભણાવી, આટલાં વરસો સુધી કુંવારી રાખી; કન્યાશાળામાં નોકરી લેવા દીધી, તમારી સાથે આટલી છૂટથી હળવા-મળવા દીધી....એ ઉપરથી એ મને ગમે તેની સાથે રાજી-ખુશીથી પરણવા પણ દેશે એમ માનતા હો તો તમે ભ્રમ જ સેવો છો!'

'પણ ત્યારે?'

'ત્યારે શું! વાટ જોવી, બાનો પ્રેમ જીતી શકાય ત્યાં સુધી! તમે હવે

મારું સંવનન પૂરું કર્યું, હવે બાનું સંવનન શરૂ કરો....'

'પણ....'

'પણ શું?'

'કૈં નહિ!'

'ના, એમ નહિ. તમે કૈંક કહેવા જરૂર જતા હતા! મારી પાસે મનચોરી કરશો? અને તે પણ અત્યારથી જ!'

'મનચોરી કરવા નથી માગતો, સુલુ, પણ તને દુઃખ લાગે...'

'મને દુઃખ તો તમારી મનચોરીથી જ લાગે! બોલો, શું કહેવા જતા હતા?'

'એ જ કે આપણે વાટ ન જોવી, જેમ બને તેમ જલદી લગ્ન કરી લેવાં!'

'તમે બાને પૂરેપૂરા ઓળખતા હોત તો આમ ન જ કહેત, એમની મરજી વિરુદ્ધ આપણે કંઈ કરીએ એટલે એ ઝેર જ ખાય. એમાં મીનમેખ જ નહિ!'

'પણ એ જ ભય તને કદાચ....'

'નિશ્ચિંત રહેજો, હું પણ એ જ બાની દીકરી છું. અનંતકાળ સુધી વાટ જોઈશ, પણ સંકલ્પભ્રષ્ટ કદીયે નહિ થાઉં. બાકી હા, તમે વાટ જોઈ શકતા ન હો, તો, તમે છૂટા છો!'

સુલોચનાના અવાજમાં ઘનશ્યામે આજે પહેલી જ વાર ગળગળાપણું અનુભવ્યું. પોતાની અશ્રદ્ધા ઉપર તેને ક્રોધ આવ્યો.

'મારી ભૂલ થઈ, સુલુ! હવે તો તું છૂટી થઈશ તોપણ મારું બંધન છૂટવાનું નથી. હું ક્યાં તારી સાથે કોઈ પૂર્વશરત નક્કી કરીને તારા બંધનમાં પડ્યો છું, સુલુ?'

'થેંક યુ ઙર!' નજર સાથે નજર ગૂંથીને સુલોચનાએ કહ્યું.

અને બન્ને હસી પડ્યાં!

હોડી ઘણે જ દૂર નીકળી ગઈ હતી.

× × ×

આ પછી બીજી જ સવારે એકીસાથે બે ઘટનાઓ બની:

એક સુલોચનાને ત્યાં. કાશ્મીરમાં વ્યાપાર કરતો તેનો મામો, 'એક અત્યંત જરૂરી કામ' માટે પોતાની બહેનને મળવા આવ્યો.

બીજી, ઘનશ્યામને એક તાર મળ્યો: મા બીમાર છે. જલદી આવો.

ઘનશ્યામ તાર લઈને સુલોચનાને ત્યાં ગયો ત્યારે તેણે મા–દીકરી–મામા ત્રણેયને એક આવેશભરી ચર્ચામાં ઓતપ્રોત દીઠાં.

'આવું ઘર અને આવો મૂરતિયો ફરી કદીયે હાથમાં આવવાનો નથી!' મામો કહેતો હતો!

'હું પણ એમ જ કહું છું, પણ આ છોડી હા પાડે ત્યારે ને?'

'પણ મારે નથી પરણવું તેનું શું?'

'તમે હવે આને જરા સમજાવો—બહુ ચડી ગઈ છે તે?' ઘનશ્યામને આવેલો દેખીને સુલોચનાની માએ તેને આ ચર્ચામાં સામેલ કરવા માંડ્યો! 'આ પ્રોફેસર ઘનશ્યામ,' પોતાના ભાઈ તરફ વળીને એણે પરિચય કરાવવા માંડ્યો: 'આપણા કુટુંબીજન જેવા જ છે.'

'મામો જમાનાનો ખાધેલો હતો. ડોશી વરસોમાં નહોતી સમજી શકી તે મામો એક પળમાં જ પામી ગયો.

'તમને મળીને બહુ જ આનંદ થયો, પ્રોફેસર સાહેબ. આ છોકરીને તમે કંઈ ડહાપણ આપો ને!' ઔપચારિક ટાઢાશથી તેણે કહ્યું.

'એ તે મને શું ડહાપણ આપવાના હતા?' સુલોચનાએ વાતને ઉડાવવા માંડી!

'હું તો તમારી રજા લેવા આવ્યો છું, માજી, સુલુ!' તાર મામાના હાથમાં મૂકીને ઘનશ્યામે કહ્યું, 'અહીંથી જ સીધો સ્ટેશને જાઉં છું. ગાડી ચાળીસ મિનિટમાં જ છે. જે જે, મામાજી! જે જે, માજી!'

'તમે બન્ને સુરતિયા વિષે ચર્ચા કરો, ત્યાં હું આમને સ્ટેશન સુધી પહોંચાડીને અબઘડી આવું છું.' કહેતીકને સુલોચના તદ્દન અનૌપચારિક રીતે, ઘનશ્યામની સાથે ઘરની બહાર નીકળી ગઈ.

× × ×

ઘનશ્યામ અને સુલોચનાના જીવનમાં એકમેકથી જુદા પડવાનો આ પહેલો જ પ્રસંગ હતો. પોપચાં ઢાળેલી આંખો આજે પહેલી જ વાર, એણે મીચાયેલી દીઠી; આજે પહેલી જ વાર ઘનશ્યામે ચંપાકળી શા હોઠ ઉપર એક ઝીણી ધ્રુજારી ભાળી.

'તું આમ ઢીલી થઈશ તો હું તો ઢગલો જ થઈને ઢળીશ, હો!'

સુલોચનાનાં આંસુ હવે મુક્ત રીતે વહેવા માંડ્યાં.

'હું જેમ બને તેમ જલદી આવીશ, સુલુ! સંભાળીને રહેજે હો! અને યાદ રાખજે કે તું છુટ્ટી છો અને હું બંધનમાં છું.'

'થેંક યુ સર!' મુખ ઉપર માંડ એક શેતલ સ્મિત લાવીને સુલોચનાએ જવાબ આપ્યો. 'પણ બંધનમાં આપણે બંને....'

અને ગાડી ઊપડી!

× × ×

આ પછી બરાબર આઠમે દિવસે, યમરાજના દ્વાર સુધી પહોંચી ગયેલ પોતાની માને પાછી વાળીને ઘનશ્યામ પાછો ફર્યો; અને ગાડીમાંથી ઊતરીને સીધો સુલોચનાને જ ઘેર ગયો ત્યારે તેણે બે માળના એ મકાનને બારણે એક મોટું તાળું ઝૂલતું દીઠું.

અણુધાર્યું હતું....પણ અહીં તો આખી સૃષ્ટિ જ 'નવી' અને 'અણુધારી' બની ગઈ હતી !

પ્રલય તો ક્યારનોય થઈ ગયો છે; હવે તેણે કરેલા સંહારની વિગતવાર ખબર પડવાની જ બાકી છે, એવું તેને ભાન થયું.

'ક્યારે આવ્યા ?' ડોશીએ હલ્લો કરતી હોય એમ પ્રશ્ન પૂછ્યો.

'ચાલ્યો જ આવું છું–સ્ટેશનથી સીધો !' ઘનશ્યામે માંડ માંડ જવાબ દીધો.

'શા માટે ?'

ઘનશ્યામ હવે સાવ અવાચક થઈ ગયો.

'આમ બાઘાની માફક ઊભા શું રહ્યા છો ? જવાબ આપોને, શા માટે આવ્યા છો ?'

'તમારી પાસેથી આવા સત્કારની મેં આશા રાખી નહોતી'–હતી તેટલી સ્વસ્થતા ભેગી કરીને, ઘનશ્યામ કંઈક બોલ્યો.

'તમારી પાસેથી પણ મેં આવી દુષ્ટતાની આશા નહોતી રાખી !'

'આ !' પેલો પડછાયો ચીસ પાડી ઊઠ્યો. એ ચીસમાં ઘનશ્યામે પોતાના બુઝાઈ ગયેલ આશા–દીપકને, ફરી પાછો ટમટમતો દીઠો પણ તે ફક્ત એક જ પળને માટે.

'તું મને વચન આપી ચૂકી છો, હોં ! મને જિવાડવી હોય તો ચૂપ રહે !'

'સુલોચના !' અંધારામાં ડૂબતા ઘનશ્યામે સહાય માટે પડછાયાને સંબોધીને ધા નાખી !

'એનું નામ સુલોચના નથી !' ડોશીએ ત્રાડ પાડી. પડછાયો બેઠો થઈ ગયો.

'આમની સાથે આવી રીતે વર્તીશ તો હું આ ઘરનો અબઘડી જ ત્યાગ કરીશ !'

'હું તને લેવા માટે આવ્યો છું, સુલુ !'

'એ હું જાણું છું, ઘનશ્યામ, પણ હવે....પણ....હવે....' પડછાયો રડી ઊઠ્યો !

'તું તો સંકલ્પની પ્રતિમા, સુલુ ! આવી નિર્બળતા તને શોભે ?'

'મને ક્ષમા કરજે, ઘનશ્યામ !' પડછાયાએ ઊભા થઈને ઘનશ્યામને પગે પડતાં કહ્યું : 'ના, હું જાણું છું કે તું મને કદી જ ક્ષમા નહિ કરી શકે; પણ હું લાચાર છું. હું તને કદીયે ભૂલીશ નહિ. ભૂલી શકીશ પણ નહિ, ભૂલવા પામીશ પણ નહિ....પણ તમે મને....ભૂલવાની કોશિશ તો કરજો જ...'

'ઈશ્વર તને સદૈવ સુખી રાખે, સુલુ !' પોતાના પગ પાસે ગૂંચળું વળીને પડેલ પડછાયાને છેલ્લાં વંદન કરીને ઘનશ્યામ જેવો એ ઘરમાં દાખલ થયો હતો, તેવો જ એ ઘરની બહાર નીકળી ગયો !

× × ×

'એ ઘનશ્યામ હજુ જીવે છે અને સુલોચનાના સ્નેહની આણ હજુ પણ એના હૃદય ઉપર સાર્વભૌમ છે !'

શાંતાને હમણાં હમણાં એક નવો નાદ લાગ્યો હતો. છાપું આવે કે સૌથી પહેલાં એ ઉઠમણાની કૉલમ શોધી કાઢે અને પછી એમાં કોઈ સહેજસાજ પણ ઓળખાણવાળું નીકળ્યું, તો બાળકની પેઠે મોટેથી વાંચી સંભળાવે. એ પ્રમાણે તે વાંચતી હતી:

'ગંગાબહેન જયંતીલાલ, ઉ. વ. ૪૬, તે સ્વ. જયંતીલાલ જીવરાજ ગાંધીનાં ધર્મપત્ની, સોમવાર તા. ૧૪–૭–૫૮ ને રોજ શ્રીજીચરણ પામ્યાં છે. તેમની સાદડી....'

'પતિ–પત્ની બન્ને છ મહિનામાં રવાના થઈ ગયાં.' કંઈક બોલવું જોઈએ એમ માનીને મેં કહ્યું: 'વખત કેટલી ઝડપથી વીતતો જાય છે, શાંતા! હજુ તો હમણાં જ જાણે પરણીને આવ્યાં, આપણી નજર સામે!'

'પણ જયંતીલાલ ગંગા કરતાં....'

'પંદરેક વર્ષ મોટા,' શાંતા શું કહેવા માગતી હતી તે સમજી જઈને મેં પૂર્તિ કરી.

'એમનાં બીજી વારનાં?'

'ના, જયંતીભાઈ જરા મોટી ઉંમરે પરણ્યા, એટલું જ. તને કદાચ ખબર નહિ હોય શાંતા, પણ મૂળ તો એમને પરણવું જ નહોતું.'

'એ તો બધા ભાયડાઓનું એવું જ હોય છે.' શાંતાએ તરાપ મારી, 'આ તમારી જ વાત.....

'મારી વાતનું તો ઠીક, પણ જયંતીભાઈને તો ખરેખર નહોતું પરણવું, શાંતા. પહેલેથી જ એ કંઈક સૌથી જુદા તરી આવે એવા ખરા.'

'એ તો ખરુંસ્તો! તે વિના મોટા માણસ થયા હશે!'

'મોટા માણસનું તો જાણે સમજ્યા!' કોઈ અસંપ્રજ્ઞાત ઈર્ષ્યા મારી પાસે બોલાવી ગઈ.

'કેમ સમજ્યા! જયંતીભાઈ ગુજરી ગયા તે વખતે છાપાંમાં તેમની છબી નહોતી છપાણી! અને કેવું કેવું લખ્યું'તું એની નીચે! મારી છબી છાપીને નીચે એનાથી અર્ધું પણ લખવાના હો, તો હું આજે જ મરવા તૈયાર છું, ચાલો!' માનવમાત્રમાં રહેલી લોકૈષણાને શાંતાએ ટીખળમાં વાચા આપી અને પછી ઉમેર્યું: 'એમના માટે સભા પણ ભરાયેલી; જોકે માણસો ઝાઝાં નહોતાં–અને એમાં તમે પણ ખાસ્સું અર્ધો કલાક ભાષણ ભરડેલું! અને હું ન ભૂલતી હોઉં તો જયંતીભાઈ જુવાનીમાં અંગ્રેજ સરકારની સામે લડવા માટે છૂપી રીતે હથિયારો ભેળાં કરનારી કોઈ મંડળીમાં જોડાયા હતા, એવું પણ તમે કહેલું!'

'મેં તો એમ પણ કહેલું શાંતા, કે જયંતીભાઈને લોકોએ એ વખતે 'વીર'નો ઇલકાબ પણ આપેલો!'

'આ બીજી વાત આપે શા ઉપરથી જાણી, સાહેબ?'

'એ પરણ્યો નથી એ ઉપરથી.'

'એને આપઘાતનો વિચાર જ કદી નથી આવ્યો?'

'આપઘાત કરવાનો વિચાર એને કદી જ નથી આવ્યો એમ તો ન જ કહી શકાય. પહેલા એકાદ બે મહિના દરમ્યાન તો અનેક વાર એવા વિચારો આવતા: પણ દરેક વખતે એક જ વિચાર તેને રોકતો. એ વિચાર હતો: મારા આપઘાતના સમાચાર સાંભળીને સુલોચનાને કેટલી યાતના થશે? મારા મૃત્યુનું કારણ એ પોતે જ છે એમ સમજીને એ કેટલી દુઃખમય બની જશે? જેને હું વધારેમાં વધારે ચાહું છું તેનું ખૂન મારા હાથે થયું. એના ભાનથી તેની જિંદગી કેટલી વિષમય બની જશે? માતાને ખાતર તેણે એક ઝેર તો પીધું! આપઘાત કરીને. હવે એક બીજું ઝેર તેના જીવનમાં શા માટે રેડું...?'

'પણ ત્યારે ઘનશ્યામનું પોતાનું જીવન તો...' કોઈકે પૂછયું.

'સાક્ષાત્ દુઃખની પ્રતિકૃતિ જેવું હશે, એમ ને? હું માનું છું કે એ સાવ એવું નથી. ઊલટાનું તે કંઈ અંશે આનંદમય પણ છે. થોડાંક વરસોના સાહચર્યથી સુલોચનાએ એના જીવનમાં જે આનંદ રેડ્યો છે, તે તેને જન્મજન્માંતર સુધી ચાલશે, એમ તેને લાગે છે. સુલોચના જેવીને તેના જીવનમાંથી ખસેડી લેવા માટે તે પોતાના કિરતારને કોઈ કોઈ વાર ઠપકો જરૂર આપે છે, પણ સુલોચના જેવીને, ભલે થોડી વાર માટે પણ પોતાના જીવનમાં મોકલનાર કિરતારને તે 'થેંક યુ સર' કહેવા માટે એથીય વધારે તલસે છે!'

'હવે એક જ પ્રશ્ન, સાહેબ, અને તે છેલ્લો.'

'પૂછી લે નયનતારા.'

'આ વાત ખરેખર એક સત્ય ઘટના છે? આપે કહેલી તે જ સ્વરૂપમાં બની છે? ઘનશ્યામ અને સુલોચનાના હૃદયભાવોને સમજવામાં આપની જરા પણ ભૂલ નથી થઈ?'

'તેં તો એક જ પ્રશ્ન પૂછવાનું કહ્યું હતું, નયન. એને બદલે ત્રણ પૂછયા?' સહેજ હસીને પ્રોફેસરે જવાબ આપ્યો. 'પણ જવાબ એક જ છે. આમાં એક અક્ષર કે માત્રા સુધ્ધાં ખોટાં નથી. ઘનશ્યામને કે સુલોચનાને સમજવામાં મેં ક્યાંય કોઈ પણ જાતની ગેરસમજ કરી નથી.'

'પણ આપને આટલી બધી ખાતરી કેમ છે, સાહેબ?' નયનતારાએ શંકા વ્યક્ત કરી.

'ખાતરી એટલા માટે છે નયનતારા કે, એ ઘનશ્યામ તે હું જ છું...બસ, હવે થઈ શાન્તિ?'

'થેંક યુ સર!'

*

## સ્ત્રીનું પેટ

શાંતાને હમણાં હમણાં એક નવો નાદ લાગ્યો હતો. છાપું આવે કે સૌથી પહેલાં એ ઉઠમણાની કૉલમ શોધી કાઢે અને પછી એમાં કોઈ સહેજસાજ પણ ઓળખાણવાળું નીકળ્યું, તો બાળકની પેઠે મોટેથી વાંચી સંભળાવે. એ પ્રમાણે તે વાંચતી હતી :

'ગંગાબહેન જયંતીલાલ, ઉ. વ. ૪૬, તે સ્વ. જયંતીલાલ જીવરાજ ગાંધીનાં ધર્મપત્ની, સોમવાર તા. ૧૪–૭–૫૮ ને રોજ શ્રીજીચરણ પામ્યાં છે. તેમની સાદડી....'

'પતિ–પત્ની બંને છ મહિનામાં રવાના થઈ ગયાં.' કંઈક બોલવું જોઈએ એમ માનીને મેં કહ્યું : 'વખત કેટલી ઝડપથી વીતતો જાય છે, શાંતા! હજુ તો હમણાં જ જાણે પરણીને આવ્યાં, આપણી નજર સામે!'

'પણ જયંતીલાલ ગંગા કરતાં....'

'પંદરેક વર્ષ મોટા,' શાંતા શું કહેવા માગતી હતી તે સમજી જઈને મેં પૂર્તિ કરી.

'એમનાં બીજી વારનાં?'

'ના, જયંતીભાઈ જરા મોટી ઉંમરે પરણ્યા, એટલું જ. તને કદાચ ખબર નહિ હોય શાંતા, પણ મૂળ તો એમને પરણવું જ નહોતું.'

'એ તો બધા ભાયડાઓનું એવું જ હોય છે.' શાંતાએ તરાપ મારી, 'આ તમારી જ વાત.....

'મારી વાતનું તો ઠીક, પણ જયંતીભાઈને તો ખરેખર નહોતું પરણવું, શાંતા. પહેલેથી જ એ કંઈક સૌથી જુદા તરી આવે એવા ખરા.'

'એ તો ખરું સ્તો! તે વિના મોટા માણસ થયા હશે!'

'મોટા માણસનું તો જાણે સમજ્યા!' કોઈ અસંપ્રજ્ઞાત ઈર્ષ્યા મારી પાસે બોલાવી ગઈ.

'કેમ સમજ્યા! જયંતીભાઈ ગુજરી ગયા તે વખતે છાપાંમાં તેમની છબી નહોતી છપાણી! અને કેવું કેવું લખ્યું'તું એની નીચે! મારી છબી છાપીને નીચે એનાથી અર્ધું પણ લખવાના હો, તો હું આજે જ મરવા તૈયાર છું, ચાલો!' માનવમાત્રમાં રહેલી લોકૈષણાને શાંતાએ ટીખળમાં વાચા આપી અને પછી ઉમેર્યું : 'એમના માટે સભા પણ ભરાયેલી; જોકે માણસો ઝાઝાં નહોતાં–અને એમાં તમે પણ ખાસ્સું અર્ધો કલાક ભાષણ ભરડેલું! અને હું ન ભૂલતી હોઉં તો જયંતીભાઈ જુવાનીમાં અંગ્રેજ સરકારની સામે લડવા માટે છૂપી રીતે હથિયારો ભેળાં કરનારી કોઈ મંડળીમાં જોડાયા હતા, એવું પણ તમે કહેલું!'

'મેં તો એમ પણ કહેલું શાંતા, કે જયંતીભાઈને લોકોએ એ વખતે 'વીર'નો ઇલકાબ પણ આપેલો!'

'તે વીર હોય તેને વીરનો ઇલકાબ આપેસ્તો!'

'પણ નવાઈ એ છે, શાંતા, કે જયંતીભાઈ વીર નહોતા!'

'એટલે? શું પેલી બંદૂકો ને બૉમ્બોવાળી વાત સાવ ખોટી?'

'ખોટી તો નહિ, પણ ખરીયે નહિ!'

'એનો અર્થ તો એટલો જ કે તમે લોકો ઘરમાં પણ સાચી વાત કરતાં ડરો છો!'

'સાંભળવી છે તારે, સાચી વાત?'

'તમારામાં હિંમત હોય તો!'

'તો સાંભળ!' કથાકારની અદાથી મેં શરૂઆત કરી. '૧૯૩૦ની લાહોર-ની કોંગ્રેસમાં હું પ્રતિનિધિ તરીકે ગયેલો, એ તો યાદ છે ને?'

'તમે તમારી વાત કહેવા માગો છો કે જયંતીભાઈની!'

'આ દુનિયા જ એવી છે, શાન્તા, કે જેમાં એકની વાત, બીજાની વાત વચ્ચે લાવ્યા વગર ભાગ્યે જ કરી શકાય! નહિતર હું એટલો બેવકૂફ ઓછો જ છું, જે મારી જીવનકથા કહેવા બેસું, અને તે પણ તારી પાસે! હાં, તો હું એમ કહેતો'તો, શાન્તા, કે લાહોરમાંથી અમે ૨૬મી જાન્યુઆરીએ સ્વાતંત્ર્ય-દિન ઊજવવાનો આદેશ લઈને પાછા ફર્યા; અને એ ઉજવણી શાનદાર થાય એ માટે મેં તરવરિયા તરુણોને ભેગા કરવા માંડ્યા. એમાં મારી નજર જયંતીભાઈ પર પડી.'

'તમારી શું, કોઈની પણ નજર પડે, એવા એ હતા, તે વખતે! કદાવર અને કસાયેલું શરીર, ગોરો વાન, રુઆબદાર ચહેરો, અચંચલ આંખો, ઘેરો-ગંભીરો અવાજ, તાલબદ્ધ ચાલ, ટિળકશાહી લાલ ચંપલ, માલવીયશાહી ખેસ, પાટલી ચીપીને પહેરેલું રેશમી કિનારનું શુદ્ધ માન્ચેસ્ટરનું ધોતિયું....'

'બસ બસ! તેં તો એમની એ વખતની આખી તસ્વીર આબાદ ખડી કરી દીધી! આટલી બધી વિગતો યાદ રહી એ પણ તને....'

'જરાય નવાઈની વાત નથી! એમની સાથે મારા સગપણની વાત ચાલેલી, લાંબો વખત!'

'હેં!' બારણું બંધ છે એમ માનીને પ્રેમચેષ્ટા કરતા હોઈએ, ને એકા-એક ખબર પડે કે એ તો ઉઘાડું છે, ને જેવો આંચકો લાગે, તેવા આંચકા સાથે મારાથી હોકારો થઈ ગયો!

'પણ એ આર્યસમાજી થઈ ગયેલા, એટલે બાએ ના પાડી; અને બાપુની મરજી તમારી સાથે જ થાય એવી હતી, એટલે....'

'પણ તારી મરજી શું હતી?'

'હવે રાખો રાખો હવે! આટલાં વરસે મારી મરજી જાણવા નીકળ્યા છો તે! અને વળી એ જમાનામાં છોકરીની મરજીની કોઈ પરવા પણ કરતા હશે પાછા!'

'પણ તોય?'

'હવે કહેતા હો તો કહો ને, તમારી વાત! સ્વાતંત્ર્ય દિનની ઉજવણીમાં ભાગ લેવા માટે તમે જયંતીભાઈને નોતરું દેવા ગયા; પછી?'

'એમણે કૉંગ્રેસને ગાળો દીધી. મહાત્માજીને મણમણની સંભળાવી. અહિંસા એ કાયરતાને ઢાંકવા માટેની પારદર્શક ઢાલ સિવાય બીજું કશું જ નથી, એવું મારા મગજ પર ઠસાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો. તલવારની સામે બંદૂક અને મશીનગનની સામે તોપ વાપર્યા સિવાય આઝાદી હાંસલ થવાની જ નથી, એવો પોતાનો પુખ્ત વિચારણાને પરિણામે બંધાયેલો મત રંગીન વક્તૃત્વછટાથી મારી આગળ રજૂ કર્યો!'

'અને તમે જેવા ગયા હતા તેવા પાછા આવ્યા! તમારે ઠેકાણે હું હોત, તો એના હાથમાં એક બંદૂક જ પકડાવી દેત, અને કહેત કે બચ્ચા, અમે તો કાયર છીએ જ, પણ તું મરદનો દીકરો હો, તો લે આ અને કર એકાદ અંગ્રેજને પૂરો!'

'મેં એમ જ કર્યું, શાન્તા!'

'તમે? તમે એમને બંદૂક આપી! તમે ગાંધીના અહિંસાવાદી ચેલા થઈને જયંતીભાઈના હાથમાં બંદૂક પકડાવી! ક્યાં? કેવી રીતે? ક્યારે? તમારી પાસે બંદૂક આવી ક્યાંથી?'

'એ બધું કહેવા માટે તો આ વાત કરી રહ્યો છું, શાંતા! પેલું રૂખડિયા હનુમાનવાળું મંદિર તો યાદ છે ને!'

'રૂખડિયા કે રોકડિયા?'

'પૂજારીને માટે રોકડિયા અને ભક્તોને માટે રૂખડિયા! પણ તું ભૂલી તો નથી ગઈ ને!'

'એને ભૂલી જઉં તો તો પછી થઈ રહ્યું ને! દર શનિવારે હનુમાનને તેલ અને આકડાના ફૂલનો હાર ચઢાવવાના નિમિત્તે વરસો સુધી આપણે જ્યાં મોજ માણી છે તેને...'

'અને આમેય તે કેટલું સુંદર સ્થાન! એક તો શહેરથી ત્રણચાર માઈલ દૂર; બીજું વિશાળ બગીચો; નિર્મળ નીરથી છલોછલ ભરેલું તળાવ; ચોથું, શનિવારની સંગીત–મિજલસો! વળી સાધુઓની પાંચપચીસ 'મૂર્તિઓ' તો પડી જ હોય, રાવટીઓ તાણીતાણીને! એવા શનિવારની સાંજે મંદિરના મુખ્ય દ્વાર પાસે આપણે પહોંચ્યાં, કે તરત જ પૂજારીએ મને, કોઈ જુએ નહિ તેવી રીતે, હાથ વતી ઈશારો કરીને પોતાની પાસે બોલાવ્યો, અને ચૂપચાપ મૂર્તિની પાછળના ભાગમાં જવાનું સૂચન કર્યું.'

'એકલા જ?'

'એકલા જ.'

'ત્યારે હું ક્યાં હતી?'

'મારી પાસે જ! પણ માફ કરજે મને, તને ખંખેરવાનું કામ તે વખતે સહેલું હતું!' મેં હસતાં હસતાં કહ્યું.

'આજે પણ સહેલું જ છે, તમે ધારો છો ત્યારે!' એવા જ ટીખળી હાસ્ય સાથે શાન્તાએ જવાબ આપ્યો. 'પણ તે વખતે તમે કંઈ યુક્તિ કરેલી?'

'કોઈ ખાસ નહિ! દર્શન પતાવી, બગીચામાં આપણા હમેશને ઠેકાણે તને બેસાડી દીધી; અને પછી—નાસ્તાનું પડીકું તો આપણે હંમેશાં સાથે રાખતાં જ અને પછી, 'જોઈ આવું આટલામાં આપણો કોઈ દોસ્ત હોય તો!' એમ કહીને સરકી ગયો!'

'સરકવાની ટેવ તો તમારી હજી પણ ગઈ નથી!' ટાઢું હસીને શાન્તાએ ટકોર કરી, 'હવે માત્ર મારી પાસે કોઈ બનાવટ ચાલતી નથી, એટલું જ! હાં....તો પછી તમે હનુમાનની મૂર્તિના પાછળના ભાગમાં સરકી ગયા!'

'મૂર્તિ તો તું જાણે છે કે લગભગ દશબાર ફૂટ ઊંચી અને પૂંછડીથી માંડીને ગદાના ગઠ્ઠા સુધી, ત્રાંસમાં, દશબાર ફૂટ પહોળી હતી; અને તે આખીયે પંદરેક ફૂટ ઊંચી અને તે બારેક ફૂટ પહોળી એવી એક શિલા પર કોતરેલી હતી. આગળ સિંદૂરિયા તેલનું ખાબડું હંમેશાં છલકતું જ રહેતું; અને એ ખાબડામાં, તેમ જ આસપાસ, નાળિયેરોની કાચલીઓનો તેમજ આકડાનાં ફૂલોનો હાથદોઢ હાથ ઊંચો થર હમેશાં ચડ્યો જ રહેતો.'

'હવે તમે વાર્તા કહેતા હો એમ લાગે છે.' શાન્તાએ ટીકા કરી.

'કહું છું તો બનેલી હકીકત, પણ હવે જે ઘટના આવે છે શાન્તા, તે વાર્તાઓમાં જ આવે એવી કદાચ તને લાગે એવો સંભવ ખરો. મૂર્તિની પાછળના ભાગમાં જવાનો મારે આજ પહેલાં કદી પણ પ્રસંગ નહોતો આવ્યો. પ્રદક્ષિણા સેંકડો વાર કરી હતી, પણ પ્રદક્ષિણાનો માર્ગ તો આ ભાગની બહારથી જતો હતો. એટલે, પ્રદક્ષિણાની દીવાલ અને મૂર્તિની પાછળનો ભાગ, એ બે વચ્ચે એક બંધ બારણું જોઈને મને ખૂબ નવાઈ લાગી અને 'આ શું? મૂર્તિના પાછળના ભાગને એક દીવાલ તરીકે અને પ્રદક્ષિણાને બીજી દીવાલ તરીકે વાપરીને અહીં એક ઓરડીને તો નથી ચણવામાં આવી ને!' એવો વિચાર મને આવ્યો—ન આવ્યો, ત્યાં તો પૂજારીએ અંદરથી બારણું ઉઘાડ્યું અને મેં અંદર પ્રવેશ કર્યો. અને પૂજારીને હું કંઈ પૂછીગાછી શકું તે પહેલાં જ, જે જમીન ઉપર અમે બંને ઊભા હતા, તે ધીરે ધીરે નીચે સરકવા લાગી.'

'આજકાલ તમે ભાંગબાંગ તો નથી પીતા ને?' શાન્તાએ ગંભીર સ્વરે પૂછ્યું.

'તે દિવસોમાં પણ નહોતો પીતો!' એટલી જ ગંભીરતાથી મેં જવાબ આપ્યો. 'સિવાય કે આપણા કાનજીકાકા કહેતા'તા તેમ તે દિવસોમાં, હું તારી પાછળ ગાંડો હતો, એ ગાંડપણને ભાંગનું નામ આપી શકાય!'

'કાનજીકાકા પોતે જ ક્યાં ગાંડા નહોતા, નવી કાકી પાછળ!'

'કોઈ ને કોઈ ગાંડપણ વગર તો માણસ જીવી જ કેમ શકે, શાન્તા?'

'પણ હનુમાનની મૂર્તિની પાછળ ખરેખર આવું કોઈ ગાંડપણ હતું?'

'લગભગ બે માથોડાં ઊંડે ઉતારી દે એવું!'

'ને છતાં તમે ગભરાયા નહિ! વીરનો ઇલકાબ તો તમને આપવો જોઈએ!'

'તે હજુયે ક્યાં મોડું થઈ ગયું છે! પણ હું સાવ જ નહોતો ગભરાયો એવુંયે નહોતું. પણ પૂજારીને હું વરસોથી ઓળખતો હતો અને તે મારું કે કોઈનુંયે ખૂન કરે એવો લાગતો નહોતો. વળી મારું ખૂન કરવાનું કોઈનેયે પ્રલોભન થાય એવું નહોતું. લૂંટનો તો સવાલ જ નહોતો. મારી આર્થિક સ્થિતિ જગજાહેર હતી. બાકી એક અંદેશો જરૂર આવેલો : તું બગીચામાં એકલી હતી; પણ ત્યાં તો નીચે સરકતી છો એકાએક એક બારણા પાસે થંભી ગઈ. એ બારણું ઉઘાડીને પૂજારીએ મને અંદર લીધો અને મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. અમે એક નાનીશી રાસાયણિક પ્રયોગશાળા જેવી દેખાતી ગુફામાં હતા!'

'આ બધું શું છે?' હું પૂજારીને પૂછવા જતો હતો, ત્યાં તો પારદર્શક કાચની પેટીની અંદર ગોઠવાયેલા એક નાજુક કાંટા પર કોઈ ભૂરા પાઉડરનું વજન કરી રહેલ એક વ્યક્તિએ આગળ આવી, હાથ જોડી, છટાદાર અંગ્રેજી ભાષામાં મને કહ્યું :

'તમે મને નથી ઓળખતા મિ. કુમાર, પણ હું તમને બરાબર ઓળખું છું. પણ આપણે કંઈ વાત કરીએ તે પહેલાં હું તમારી માફી માગી લઉં, માણસોને મળવા માટેની અમારી આ મધ્યયુગીન રીતો માટે! પણ થોડા જ વખતમાં જ્યારે તમે આપણી આ મુલાકાતનું રહસ્ય સમજશો, ત્યારે તમને ખાતરી થશે કે એ રીતો જેટલી મધ્યયુગીન છે, તેટલી જ અનિવાર્ય પણ છે.'

'અને મને મધ્યયુગીન રીતો પ્રત્યે એટલી બધી નફરત પણ નથી, મિ....?'

'સેન!' એમણે પૂર્તિ કરી. 'સેવક યામિની સેનના નામે ઓળખાય છે. મિ. કુમાર. લાહોરની કોંગ્રેસ વખતે તમને જોયેલા, અને પછી તમારે વિષે ખૂબ માહિતી ભેગી કરી. અમારી સંસ્થા ભારતભરમાંથી વિશ્વાસપાત્ર માણસોની તપસીલ બનાવી રહી છે.'

'આપની સંસ્થાએ મને જે માન આપ્યું છે તે માટે હું એનો ઋણી છું. મિ. સેન, પણ મને બીક છે કે, મારાથી અહીં વધુ નહિ રોકાઈ શકાય. ઉપર મારી પત્ની...'

'હું બહુ જ દિલગીર છું, મિ. કુમાર! પણ આપણા કામનું સ્વરૂપ જોતાં, એમને પરિશ્રમ આપવાનું યોગ્ય નથી ધાર્યું. અલબત્ત, અમારી સંસ્થામાં સ્ત્રીઓ નથી એમ નથી....પણ એ બધી વાત પછી. અત્યારે તો આ મુલાકાતના મુદ્દા ઉપર આવું. દેશની મુક્તિને માટે મરી ફીટે એવા એક લાખ માણસોની ભરતી અમારી સંસ્થા કરવા માગે છે, એવા કે જેમની પાસે, અંગ્રેજીમાં કહે છે તે પ્રમાણે, બાજીનાં બધાં જ પાનાં સામે ચાલીને છતાં કરી શકાય! આ તમે જ જોયું, અમે તમારા પર કેટલો જબરો વિશ્વાસ મૂકી દીધો છે તે! જો તમે હવે અમારા આ ભેદને કોઈ પણ કારણે પ્રગટ કરી દો, તો અમારા માટે તો ફાંસીનાં દોરડાં સિવાય

બીજું કશું જ નથી!'

'અહીં એ સહેજ થંભ્યો, પોતાના શબ્દોની મારા પર શી અસર થાય છે તે જોવા માટે!

'અને ત્યારે, પહેલી જ વાર, મને ભાન થયું કે ગુફામાં મોટું ભીંત–ઘડિયાળ પણ છે. કારણ કે એ થંભ્યો તે પછી જે ભયાનક શાન્તિ ગુફામાં પ્રસરી હતી, તેમાં એ ઘડિયાળના લોલકનો તાલબદ્ધ અવાજ મને કોઈ વિચિત્ર રીતે, ફાંસીના કેદીને લઈને ફાંસી આપવાની ઓરડી તરફ કૂચ કરતી પોલીસટુકડી જેવો લાગ્યો.

'પણ અમારો અત્યાર સુધીનો અનુભવ એ છે,' મને ઉદ્બોધવાનું ફરી શરૂ કરતાં મિ. સેને ચલાવ્યું: 'કે તમારા જેવા માણસોની પસંદગીમાં અમે કદી પણ છેતરાતા નથી. ગાંધીવાદીઓ ખરેખર....'

'અહિંસાવાદીઓ હોય છે એ તો તમે જાણો છો ને!'

'ફક્ત સત્તાવાર રીતે જ. જ્યાં સુધી હિંસા બિનવ્યવહારુ છે એમ તેમને લાગતું હોય ત્યાં સુધી. પણ હિંસા સંપૂર્ણ વ્યવહારુ છે અને તે સફળ થવાની છે અને અત્યારના સંયોગોમાં તે જ સફળ થવાની છે એવી ખાતરી થતાં, તેઓ....'

'માફ કરજો, મિ. સેન, મને લાગે છે કે તમે નાહક તમારો કિંમતી સમય બગાડી રહ્યા છો. તમારી આ સંસ્થામાં આજે કે ભવિષ્યમાં કોઈ પણ વખતે જોડાઈ શકું એવી મારી સ્થિતિ નથી.'

મિ. સેન અને પૂજારી થોડીક પળો એકમેકની સામે જોઈ રહ્યા. લોલકનો અવાજ હવે બહુ જ ભયંકર લાગતો હતો, શાન્તા! કઈ પળે ક્યાંકથી બંદૂકની ગોળી છૂટીને મારી છાતીમાં પેસી જશે એવી, અત્યાર સુધી ચિત્તના કોઈ અજ્ઞાત કૂવામાં પુરાઈ રહેલી બીક ધીરે ધીરે છૂટી થઈને, સપાટી તરફ આવી રહી હતી, ત્યાં આ ગાંડિયાઓને કૈંક ઉપયોગી થાય એવું સૂચન કરવાનું મને સૂઝી આવ્યું.'

'ગાંડિયાઓને!'

'હા, ગાંડિયાઓને!' મેં વધુ ભારપૂર્વક એ શબ્દ ઉચ્ચાર્યો અને ઉમેર્યું: 'પ્રામાણિક પણ બેવકૂફ; પોતાને ખૂબ વ્યવહારદક્ષ માનનારા બિનવ્યવહારુઓ! પૂજારીએ મને ઇશારો કર્યો ત્યારથી માંડીને મિ. સેનનો છેલ્લો શબ્દ મારે કાને પડ્યો ત્યાં સુધીમાં મેં જે જોયું હતું તે પરથી મારી ખાતરી થઈ ગઈ હતી કે એ સંસ્થા–અગર સંસ્થા જેવું કંઈ હોય તો–તરંગી ત્રાસવાદીઓની છે અને સૌથી વધુ ત્રાસ, અંતે, એ પોતાની જાતને જ આપવાની છે!'

'અને છતાં એમને ઉપયોગી થાય એવું કંઈક સૂચન તમે કરવાની તૈયારીમાં હતા!'

'અને તે મેં કર્યું જ, શાન્તા! મેં મિ. સેનને જયંતીભાઈનું નામ આપ્યું.'

'જયંતીભાઈનું!'

'હા, વીર જયંતીભાઈનું!'

'ખરેખર?'

'ખરેખરસ્તો વળી! ગાંધીજીની અહિંસામાં જેમને શ્રદ્ધા ન હોય અને હિંસામાં જેમને પૂરેપૂરી શ્રદ્ધા હોય, એવા ભાવનાશીલ યુવકો તેમને જોઈતા હતા ને!'

'અને પછી?'

'અને પછી...એ રીતે...પાંચેક દિવસ પછી...એક નાનકડી પિસ્તોલ જયંતીભાઈના હાથમાં મિ. સેને મૂકી!'

'તમે તે જોયેલી!'

'ના, પણ જયંતીભાઈએ વાત કરી.'

'કેમ જાણ્યું કે જયંતીભાઈ મિ. સેને આપેલી પિસ્તોલની જ વાત કરી રહ્યા હતા!'

'મારા જેવો જ અનુભવ તેમને થયેલો–રૂખડિયા હનુમાનની પ્રયોગશાળામાં!'

'ને જયંતીભાઈએ બધું તમારી પાસે તુરતાતુરત ઓકી નાખ્યું!'

'એમ તો કંઈક ઓકે એવા નહોતા, જયંતીભાઈ, પણ તને યાદ હોય તો તેવામાં રૂકડિયા હનુમાન પર પોલીસની ધાડ પડેલી અને શહેરમાંથી લગભગ પચીસેક માણસોની ધરપકડ થયેલી, એ સંસ્થા સાથે સંબંધ ધરાવતા હોવાના આરોપસર, અને બધાના ઘરમાંથી એક જ જાતની પિસ્તોલ નીકળેલી!'

'કંઈક યાદ છે ખરું! પણ ત્યારે તમે કેવા મીંઢા, કે આટલો બધો કોલાહલ થયો છતાં આ વાત તમે જાણો છો એવો અણસાર પણ મને ન આવવા દીધો!'

'જાહેર હિતને લક્ષ્યમાં રાખીને મેં એ વખતે મારા મોં પર તાળું મારી દીધેલું, શાન્તા! એમાં લોકોનાં માથાંનો સવાલ હતો. હું તારી પાસે એ બધી વાત કહેવા બેસું, ને જાણ્યેઅજાણ્યે, તારાથી વળી બીજા કોઈને....'

'તમે ઠીક જ કર્યું! સ્ત્રીના પેટમાં વાત ટકે જ નહિ! પણ હવે તમારી વાત આગળ ચલાવો! મને યાદ છે ત્યાં સુધી એ બધી ગિરફતારીઓમાં જયંતીભાઈ તો ક્યાંય નહોતા!'

'નહોતા, સદ્‌ભાગ્યે!' મેં ખુલાસો કર્યો. 'તેમને ઘેર પિસ્તોલ પહોંચતી થઈ, તે જ સાંજે ગિરફતારીઓ શરૂ થયેલી, એટલે ગુફામાંથી મળી આવેલાં કાગળિયાંઓમાં તેમનાં નામઠામ નહિ હોય એટલે બચી ગયા!'

'પણ તો પછી એમણે તમને વાત શા માટે કરી?'

'કારણ કે હવે એ પિસ્તોલથી બીવા માંડ્યા! પિસ્તોલ એમને પેલા ઉર્દૂ શાયરો કહે છે તે પ્રમાણે 'જાગૃતિનો ભયાનક વિચાર અને નિદ્રાનું ભયાનક સ્વપ્ન' બનીને સતાવી રહી હતી. એમનાથી હવે સુખે સુવાતું નહોતું, ઉઠાતું નહોતું, ખવાતું નહોતું, પિવાતું નહોતું, જિવાતું નહોતું! કદાચ ને, પોતાને ઘેર પોલીસ દરોડો પાડે અને....'

'પછી તમે એમને શું સલાહ આપી?'

'મેં એમને શી સલાહ આપી? પિસ્તોલને નદીમાં પધરાવી દેવાની! મધરાતે ચોક વચ્ચે મૂકી આવવાની! રોકડિયાના તળાવમાં નાખી દેવાની!'

'તો પછી?'

'પણ એમનાથી તો હવે પિસ્તોલ લઈને બહાર નીકળાય એમ જ નહોતું. બ્રિટિશ સરકારના આખાય પોલીસ ખાતાની આંખો એમની એ પિસ્તોલ ઉપર જ છે, એવી તેમને ખાતરી થઈ ચૂકી હતી; અને વળી શહેરમાં પણ દર ત્રણ માણસે એક માણસ સરકારનો છૂપો જાસૂસ છે એમ તે માનતા થઈ ગયા હતા!'

'તમે જયંતીભાઈની વાત કરો છો?'

'વીર જયંતીભાઈની! સ્વ. જયંતીલાલ જીવરાજ ગાંધીની! હમણાં જેમની સાદડી વિષે તું વાંચતી હતી, તે સ્વ. ગંગાબહેનના સ્વ. પતિની; અને કહી દઉં? તું કદાચ નહિ માને, પણ જયંતીભાઈને તો ખુદ ગંગાબહેન ઉપર પણ શક હતો, સરકારના જાસૂસ હોવા બાબત!'

'શું કહો છો?'

'અક્ષરશઃ સાચું કહું છું, શાન્તા!'

'તમે કેમ જાણ્યું?'

'ખુદ ગંગાબહેન મારફત જ! મેં એમને સૂચના કરેલી, ગંગાબહેન દ્વારા, પિસ્તોલને નદીના પાણીમાં પધરાવી દેવાની. અને પત્ની પ્રત્યેનો એમનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠેલો. તે દરમ્યાન તેમણે કહેલું!'

'પછી આ વાતનો નિકાલ કેમ આવ્યો?'

'નિકાલ કેમ આવ્યો? એ તો કદાચ, તું હવે અનુમાનથી પણ સમજી ગઈ હોઈશ, શાન્તા! એક દિવસ એ પતિપત્ની અદૃશ્ય થઈ ગયાં. અને ફરી આ શહેરમાં પગ તેમણે ૧૯૪૭ના ઑગસ્ટની પંદરમી પછી જ મૂક્યો,' ભૂગર્ભમાંથી પાછાં ફર્યાં હોય એવા રુઆબથી!

'એ તો ઠીક, પણ પેલી પિસ્તોલનું શું થયું?'

'કોણ જાણે? એમના ઉપર તો કોઈને શક પણ ન હતો, એટલે એમના અચાનક અદૃશ્ય થવાની પણ કોઈએ નોંધ નહોતી લીધી-સિવાય કે એમના કેટલાક લેણદારોએ! ઘરધણીનું ભાડું ઘણા વખતથી ચઢી ગયેલું હતું એટલે એણે કાનૂની કારવાઈ પછી ઘરનો અને રાચરચીલાનો કબજો લીધો. એ વખતે પંચમાં હું હતો. અને આડકતરી રીતે મેં પિસ્તોલની ખૂબ તપાસ કરી, પણ પિસ્તોલ જેવું ક્યાંય નીકળ્યું નહિ!'

'ક્યાંથી નીકળે!' સૂચક હાસ્ય સાથે શાન્તાએ કહ્યું.

'કેમ?'

'પિસ્તોલ ઘરમાં હોય તો ઘરમાંથી નીકળે ને!'

'એટલે? એટલે શું તું મારી આ વાતને કપોલકલ્પિત માને છે?' નાટકી

કડકાઈથી મેં શાન્તાને ઊઘડી લેવાનો પ્રયત્ન કર્યો.

'જરાય નહિ!' અત્યંત સૌમ્યભાવે શાન્તાએ જવાબ આપ્યો, 'તમારી વાતો સોએ સો ટકા સાચી છે. માત્ર એ અધૂરી છે!'

'પણ આથી આગળ હું કશું જ જાણતો નથી.'

'પણ હું જાણું છું ને!'

'તું? તું કેવી રીતે!'

'અદશ્ય થયાં તે પહેલાં ગંગાબહેન મારી પાસે આવ્યાં હતાં.

'તારી પાસે?'

'હા, પેલી પિસ્તોલ લઈને!'

'શું કહે છે!'

'જયંતીભાઈના ચિત્તભ્રમની બધીયે વાત મને એમણે માંડીને કરી અને પછી એ ચિત્તભ્રમના મૂળ સમી પિસ્તોલ મારી સામે ધરીને કરગરવા લાગ્યાં કે આને તમે ક્યાંક વગે કરી નાખો તો અમને જીવતદાન દીધું સમજીશ!'

'પણ પિસ્તોલને એ લાવી હતી શેમાં?'

'શાકની થેલીમાં! મેં એમના હાથમાંથી પિસ્તોલ લઈ લીધી અને પછી થોડા વખત માટે જયંતીભાઈને લઈને બહારગામ ચાલ્યા જવાની સલાહ આપી અને તેમની પાસે રૂપિયાની સગવડ નહોતી, એટલે મારી પાસેની છાની બચતમાંથી બસો કાઢી આપ્યા!!'

'શાન્તા!' હવે આશ્ચર્યચકિત થવાનો મારો વારો હતો! 'ત્યારે તું પણ જબરી ખરી! આખી વાત જાણતાં છતાં, જાણે કશું જ ન જાણતી હોઉં એવો ડોળ તેં કર્યો!'

'અઢાર વર્ષ સુધી!'

'અને છતાં લોકો કહે છે કે, બૈરાંઓના પેટમાં વાત ટકતી નથી!'

'લોકો નહિ, તમે પુરુષો!' તમાચા જેવું હાસ્ય હસીને શાન્તાએ સુધારો કર્યો; 'અને એવા તો કેટલાય પૂર્વગ્રહો તમે લોકોએ ઊભા કર્યા છે, અમારી વિરુદ્ધ! પણ હવે તમારે જોવી છે પેલી પિસ્તોલ?'

'હજી તારી પાસે જ છે?'

'ત્યારે બીજા કોની પાસે હોય?'

'પણ તેં રાખી છે ક્યાં?'

'મારી બંગડીઓની બૉક્સમાં!'

'જયંતીભાઈ જેવાના હાથમાંની પિસ્તોલ અને બૈરાંઓની બંગડીઓ બધી એકસરખી જ છે એમ બતાવવા?'

'ના. પિસ્તોલ મૂકતા પહેલાં મારી બંગડીઓને મેં એ બૉક્સમાંથી કાઢી લીધેલી! કાયરતાના સ્પર્શથી વીરતા દૂષિત ન થાય એટલા ખાતર!'

*

'પછી તમે એમને શું સલાહ આપી?'

'મેં એમને શી સલાહ આપી? પિસ્તોલને નદીમાં પધરાવી દેવાની! મધરાતે ચોક વચ્ચે મૂકી આવવાની! રોકડિયાના તળાવમાં નાખી દેવાની!'

'તો પછી?'

'પણ એમનાથી તો હવે પિસ્તોલ લઈને બહાર નીકળાય એમ જ નહોતું. બ્રિટિશ સરકારના આખાય પોલીસ ખાતાની આંખો એમની એ પિસ્તોલ ઉપર જ છે, એવી તેમને ખાતરી થઈ ચૂકી હતી; અને વળી શહેરમાં પણ દર ત્રણ માણસે એક માણસ સરકારનો છૂપો જાસૂસ છે એમ તે માનતા થઈ ગયા હતા!'

'તમે જયંતીભાઈની વાત કરો છો?'

'વીર જયંતીભાઈની! સ્વ. જયંતીલાલ જીવરાજ ગાંધીની! હમણાં જેમની સાદડી વિષે તું વાંચતી હતી, તે સ્વ. ગંગાબહેનના સ્વ. પતિની; અને કહી દઉં? તું કદાચ નહિ માને, પણ જયંતીભાઈને તો ખુદ ગંગાબહેન ઉપર પણ શક હતો, સરકારના જાસૂસ હોવા બાબત!'

'શું કહો છો?'

'અક્ષરશઃ સાચું કહું છું, શાન્તા!'

'તમે કેમ જાણ્યું?'

'ખુદ ગંગાબહેન મારફત જ! મેં એમને સૂચના કરેલી, ગંગાબહેન દ્વારા, પિસ્તોલને નદીના પાણીમાં પધરાવી દેવાની. અને પત્ની પ્રત્યેનો એમનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠેલો. તે દરમ્યાન તેમણે કહેલું!'

'પછી આ વાતનો નિકાલ કેમ આવ્યો?'

'નિકાલ કેમ આવ્યો? એ તો કદાચ, તું હવે અનુમાનથી પણ સમજી ગઈ હોઈશ, શાન્તા! એક દિવસ એ પતિપત્ની અદશ્ય થઈ ગયાં. અને ફરી આ શહેરમાં પગ તેમણે ૧૯૪૭ના ઑગસ્ટની પંદરમી પછી જ મૂક્યો,' ભૂગર્ભમાંથી પાછાં ફર્યાં હોય એવા રુઆબથી!

'એ તો ઠીક, પણ પેલી પિસ્તોલનું શું થયું?'

'કોણ જાણે? એમના ઉપર તો કોઈને શક પણ ન હતો, એટલે એમના અચાનક અદશ્ય થવાની પણ કોઈએ નોંધ નહોતી લીધી–સિવાય કે એમના કેટલાક લેણદારોએ! ઘરધણીનું ભાડું ઘણા વખતથી ચઢી ગયેલું હતું એટલે એણે કાનૂની કારવાઈ પછી ઘરનો અને રાચરચીલાનો કબજો લીધો. એ વખતે પંચમાં હું હતો. અને આડકતરી રીતે મેં પિસ્તોલની ખૂબ તપાસ કરી, પણ પિસ્તોલ જેવું ક્યાંય નીકળ્યું નહિ!'

'ક્યાંથી નીકળે!' સૂચક હાસ્ય સાથે શાન્તાએ કહ્યું.

'કેમ?'

'પિસ્તોલ ઘરમાં હોય તો ઘરમાંથી નીકળે ને!'

'એટલે? એટલે શું તું મારી આ વાતને કપોલકલ્પિત માને છે?' નાટકી

ફડફડાઈથી મેં શાન્તાને ઊપડી લેવાનો પ્રયત્ન કર્યો.

'જરાય નહિ!' અત્યંત સૌમ્યભાવે શાન્તાએ જવાબ આપ્યો, 'તમારી વાતો સોએ સો ટકા સાચી છે. માત્ર એ અધૂરી છે!'

'પણ આથી આગળ હું કશું જ જાણતો નથી.'

'પણ હું જાણું છું ને!'

'તું? તું કેવી રીતે!'

'અદૃશ્ય થયાં તે પહેલાં ગંગાબહેન મારી પાસે આવ્યાં હતાં.

'તારી પાસે?'

'હા, પેલી પિસ્તોલ લઈને!'

'શું કહે છે!'

'જયંતીભાઈના ચિત્તભ્રમની બધીયે વાત મને એમણે માંડીને કરી અને પછી એ ચિત્તભ્રમના મૂળ સમી પિસ્તોલ મારી સામે ધરીને કરગરવા લાગ્યાં કે આને તમે ક્યાંક વગે કરી નાખો તો અમને જીવતદાન દીધું સમજીશ!'

'પણ પિસ્તોલને એ લાવી હતી શેમાં?'

'શાકની થેલીમાં! મેં એમના હાથમાંથી પિસ્તોલ લઈ લીધી અને પછી થોડા વખત માટે જયંતીભાઈને લઈને બહારગામ ચાલ્યા જવાની સલાહ આપી અને તેમની પાસે રૂપિયાની સગવડ નહોતી, એટલે મારી પાસેની છાની બચતમાંથી બસો કાઢી આપ્યા!!'

'શાન્તા!' હવે આશ્ચર્યચકિત થવાનો મારો વારો હતો! 'ત્યારે તું પણ જબરી ખરી! આખી વાત જાણતાં છતાં, જાણે કશું જ ન જાણતી હોઉં એવો ડોળ તેં કર્યો!'

'અઢાર વર્ષ સુધી!'

'અને છતાં લોકો કહે છે કે, બૈરાંઓના પેટમાં વાત ટકતી નથી!'

'લોકો નહિ, તમે પુરુષો!' તમાચા જેવું હાસ્ય હસીને શાન્તાએ સુધારો કર્યો; 'અને એવા તો કેટલાય પૂર્વગ્રહો તમે લોકોએ ઊભા કર્યા છે, અમારી વિરુદ્ધ! પણ હવે તમારે જોવી છે પેલી પિસ્તોલ?'

'હજી તારી પાસે જ છે?'

'ત્યારે બીજા કોની પાસે હોય?'

'પણ તેં રાખી છે ક્યાં?'

'મારી બંગડીઓની બૉક્સમાં!'

'જયંતીભાઈ જેવાના હાથમાંની પિસ્તોલ અને બૈરાંઓની બંગડીઓ બધી એકસરખી જ છે એમ બતાવવા?'

'ના. પિસ્તોલ મૂકતા પહેલાં મારી બંગડીઓને મેં એ બૉક્સમાંથી કાઢી લીધેલી! કાયરતાના સ્પર્શથી વીરતા દૂષિત ન થાય એટલા ખાતર!'

*

## નિહારિકાનું સરનામું!

'પણ ત્યારે મારે કરવું શું?' એકનો એક પ્રશ્ન વિનીતાએ મને સોમી વાર પૂછ્યો.

'મેં કહ્યું નહિ, બહેન, કે મને તો આમાં કોઈ માર્ગ દેખાતો નથી.' એકનો એક જવાબ મેં સોમી વાર આપ્યો.

મારો જવાબ તદ્દન સાચો અને નિખાલસ હતો. વિનીતાએ પોતાના જીવનની જે ભુલભુલામણી મારી સામે ચીતરી બતાવી હતી, તેમાં દાખલ થવાના રસ્તા ઘણાય હતા, પણ બહાર નીકળવાનો રસ્તો એક પણ ન હતો. ના, જે માર્ગે એ એમાં દાખલ થઈ હતી, એ પણ હવે એમાંથી બહાર નીકળવા માટે નકામો હતો.

'પણ તોય?' અસાધ્ય આશાવાદથી એણે મને ફરી પૂછ્યું.

કદાચ, ગમે તેવી ભુલભુલામણીમાંથી પણ માર્ગ શોધી કાઢવાની મારી શક્તિમાં તેને અદમ્ય શ્રદ્ધા હશે. કદાચ, માર્ગ શોધવાની તેની ઉત્કટ ઇચ્છા જ માર્ગ શક્ય છે એવી ભ્રમણા તેના મનમાં ઊભી કરી રહી હશે!

'મને તો લાગે છે કે બીજા કશાને ખાતર નહિ, તો તારા સ્વમાનને ખાતર પણ, તારે આ આખી વાત ઉપર વિસ્મૃતિનો પડદો નાખી દેવો જોઈએ.' માર્ગ શોધી આપવાને બદલે માર્ગ નથી જ, એ હકીકતના વિષને પચાવી લેવાની મેં એને સલાહ આપવા માંડી.

વિનીતા હસી પડી.

'તમે માનો છો,' અત્યંત કટુ સ્વરે તેણે કહ્યું: 'કે ભૂલવાની કોશિશ હું નહિ કરતી હોઉં?'

'પણ ત્યારે?'

વિસ્ફારિત નયનોએ વિનીતા મને જોઈ રહી.

એ આંખોને ભાગ્યે જ હું કદી ભૂલી શકીશ. એકસામટી અનેક ચિતાઓ ભડભડ સળગી રહી હોય, એવા સ્મશાન સમી લાગતી હતી એ!

બ્રહ્મ સત્ય છે કે નહિ, કોણ જાણે; પણ જગત તો મિથ્યા છે જ, એવો વૈરાગ્ય ગમે તેવા નાસ્તિકમાં પણ પ્રેરી શકે, એવી હતી એ આંખો!

વેદનાઓના કેટકેટલા સાગરો ઠલવાયા હશે, એ આંખોની સુક્કી અને ઝીણી અગાધતામાં! અરે ઈશ્વર, આવી સાદીસીધી યુવતી ઉપર, શા સારુ, આવાં આવાં વીતકો વરસાવે છે તું?

રૂપાળી સ્ત્રીઓને હૃદયો નથી હોતાં, એવી ફરિયાદ રૂપનિન્દકો કરે છે તે

સાચી હો કે ખોટી, પરમાત્મા જાણે; પણ હૃદયવાળી સ્ત્રીઓને ઈશ્વર કોઈ કોઈ વાર સૌન્દર્યથી સર્વથા વંચિત રાખે છે, એમ તો આ વિનીતાને જોયા પછી લાગ્યે જ થયા વગર રહે!

આજે તો તેની ઉંમર અઠ્ઠાવીસેક વરસની હશે; પણ સત્તર–અઢાર વરસની ઉંમરે પણ રૂપ કહી શકાય એવું કશું જ એનામાં નહોતું! ફિક્કો બાજરાવર્ણો રંગ, 'ચૂંચી' એવા વિશેષણને પાત્ર બનતાં જરાકથી રહી ગઈ હોય એવી ઝીણી અને ઝાંખી આંખો, અ–સમ, અ–શુક્લ દંતપંક્તિ...

ના, ના, વિનીતાને કુદરતે સાધારણ કરતાં ઘણું જ વધારે હૃદય આપીને, પછી તેનું સાટું વાળવા માટે, સાધારણ રૂપ આપવાનું પણ જાણે માંડી વાળ્યું હતું.

કુદરતે જાણે વિનીતાને પોતાની એક પ્રયોગશાળા જ બનાવવા ધારી હતી–રૂપ વગરનું હૃદય તેના માલિકની કેવી વલે કરે છે તે જાણવા માટે!

અને એ જ્ઞાન અત્યાર સુધી તો કેવળ દુઃખદ જ હતું.

તે સમજણી થઈ હતી ત્યારથી જ આ એક વાતની સમજ તેનામાં આવી ગઈ હતી કે કોઈ પણ યુવક તેનાથી કદી પણ આકર્ષાતો નહિ. નછૂટકે, વિવેકને ખાતર કરવી પડે તેટલી વાતો કરીને સૌ એનાથી છૂટા પડવાની કોશિશ કરતા. આ સાર્વજનિક ઉપેક્ષા એના સ્વમાન ઉપર આઘાત કર્યા જ કરતી. પરિણામે જે લોકો પોતા પ્રત્યે ઓછામાં ઓછું લક્ષ આપતા, તેમનું વધારેમાં વધારે લક્ષ પોતા તરફ ટકાવી રાખવા માટે તે કૈં કૈં યુક્તિપ્રયુક્તિઓ કર્યા જ કરતી.

વાચનનો તેને ભારે શોખ હતો. વાર્તાઓ, નવલકથાઓ અને કાવ્યો સુધ્ધાં તે ખૂબ વાંચતી; અને એ બધા વાચનમાંથી અનેક સંવાદો અને અનેક કાવ્ય-પંક્તિઓ, તેને પોતાને પણ ખબર ન પડે એવી રીતે, કંઠસ્થ બનીને, તેના સંભાષણના એક સ્વાભાવિક અંગ જેવાં બની જતાં.

આ વાચન–સમાધિને પરિણામે, વિનીતા, રૂપવિહોણી વિનીતા તરીકે ભાગ્યે જ કદી જીવતી! મોટે ભાગે તો તે, તત્કાલ વંચાઈ રહેલી કોઈ નવલકથા કે નવલિકાની નાયિકારૂપે જ હરતી–ફરતી, બોલતી–ચાલતી! પરિણામે, તેનામાં એક અજબ પ્રકારની શ્રદ્ધા–કે આત્મવંચના?–ઊભી થઈ હતી, ખાસ કરીને યુવકોની બાબતમાં! તે ધારે તો, ગમે તેવા યુવકનો પ્રેમ પોતા પ્રત્યે આકર્ષી શકે છે એમ તે પ્રામાણિકપણે માનતી થઈ ગઈ હતી!

અને પોતાની આ આત્મશ્રદ્ધાની કસોટી કરવા માટે જ જાણે વીસેક વરસની ઉંમરે એક યુવકને તેણે પોતાના હૈયાના ચાકડા ઉપર ચઢાવ્યો હતો.

પણ એનો ઘાટ એણે ધાર્યા કરતાં જુદો ઊતર્યો હતો. ત્રણેક મહિનાના સંવનન પછી તે યુવક અને વિનીતા, એક રાતે ઘરમાંથી અદૃશ્ય થઈ ગયાં હતાં. વિનીતાને આમાં પોતાના જીવનની એક ધન્યતમ ક્ષણની ઝાંખી થઈ હતી....અને

કેટલીક વાર, શું થાય છે તે જોવા માટે જ કેવળ, બાળકો કોઈના મકાન-ની પછીતની બારીનું નિશાન લઈને સળગતો ફટાકડો ફેંકતા હોય છે! મોટે ભાગે તો એ ફટાકડો બારી પાસે પહોંચતાંવેંત જ ફૂટીને શાંત થઈ જાય છે! અને કોઈક વાર, તે બારી સોંસરો ઘર સુધી પહોંચવા પામે છે, તો ઘરમાં પડતાંવેંત ફૂટીને શાંત થઈ જાય છે!

નિહારિકાને નામે પોતે પેલા કવિ ઉપર ફેંકેલ ફટાકડાની પણ આથી વિશેષ લેશ પણ ગતિ થવાની નથી, એમ વિનીતા માનતી હતી!

ત્યાં તો કાગળ ટપાલમાં નાખ્યા પછી બરાબર પાંચમે દિવસે, 'કુ. નિહારિકા' ઉપર પોતે આપેલ પોતાના ઘરના સરનામે એક પત્ર આવી પડ્યો.

'કોનો કાગળ છે, વિનુ?' અપરિચિત નામવાળું પરબીડિયું પોતાની દીકરીને સરનામે આવેલું જોઈ, એને હાથમાં ઊંધુંચત્તું કરતાં પિતાએ પૂછ્યું:

'છે, એક મારી દક્ષિણી બહેનપણીનો! ઑફિસમાં મારી સાથે કામ કરે છે. એને કોઈ જોડે પ્રેમ છે, અને બંને પરણવા પણ માગે છે, પણ માબાપ સંમતિ આપે ત્યાં સુધી....'

'જબરી છે આ દક્ષિણી છોકરીઓ પણ!' પરબીડિયું વિનીતાના હાથમાં મૂકતાં ભોળો પિતા હસી પડ્યો: 'બરાબર સાચવીને આપી દેજે, એને, હોં!'

બસ! આ પછી તો નિહારિકાના કાગળો અઠવાડિયાના બેને હિસાબે, અને કોઈ કોઈ વાર તો વળી ત્રણને હિસાબે પણ આવતા થઈ ગયા! પરબીડિયાંઓનું વજન પણ, ધીરે ધીરે, ટપાલખાતાના પંદર નયા પૈસાના ગજા બહારનું થતું ચાલ્યું! કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે જેટલા વજનના કાગળો નિહારિકા ઉપર આવતા હતા, તેથી સવાયા વજનના કાગળો નિહારિકા તરફથી જતા હતા! અને એમ, બે હૃદયોની ઊર્મિઓની આપ-લેનાં કાટલાં, ટપાલે ટપાલે, વારાફરતી, સામસામી દિશાઓમાં ઝૂકયે જતાં હતાં!

આમાં, કવિતાનો અશરીરી રસ, કવિ-વિષયક શરીરી રસમાં ક્યારે પરિણમ્યો એ તો બંને તરફની પત્રમાળાઓનું ઝીણવટથી સંશોધન કરવા બેસીએ ત્યારે જાણવા મળે; પણ વિનીતાના પોતાના જ એકરાર ઉપરથી અનુમાન દોરીએ તો, થોડાક કાગળોની આપ-લે બાદ, કવિના હૃદયનું વલણ સમજી લઈને, લગ્નનો પ્રસ્તાવ તેણે પોતે જ રજૂ કર્યો હતો! અને કવિએ, એ પ્રસ્તાવનો સ્પષ્ટ કે અસ્પષ્ટ સ્વીકાર કે અસ્વીકાર કશું ન કરતાં 'પરણીને હું મારી નિહારિકાને સુખી કરીશ એવી જો મને શ્રદ્ધા હોત, તો તારી આ સૂચનાને સહજ વધાવી લઈને હું મારી-જાતને ખૂબ ધન્ય માનત!' એવી કવિતા લખી હતી!

પણ નિહારિકાની લગ્નવિહ્વળતા આવા જવાબથી ઊલટાની વધુ ઉત્કટ બની હતી! જોકે વિનીતા તરીકે હજુ પણ તે લગ્નની વિરુદ્ધ અને સ્ત્રી-પુરુષસંબંધમાં પુરુષોની શુદ્ધ નિષ્ઠા વિષે સાશંક હતી!

પણ વિનીતાનું હવે નિહારિકા ઉપર ઝાઝું ચલણ નહોતું.

અને આખરે અસહ્ય બનેલી આ વિહ્વળતાનો અંત લાવવા માટે એક દિવસે, કોઈ સ્ત્રી–મિત્રના લગ્નમાં જવાને બહાને પિતાની તેમ જ ઑફિસમાંથી, ચાર–દિવસની રજા લઈને વિનીતા પેલા કોયડારૂપ થઈ પડેલા કવિના શહેરમાં ઊતરી.

અને પોતાનાં બૅગ–બિસ્તરો કોઈ દૂરના સગાને ત્યાં મૂક્યાં.

પોતાના આવવાની ખબર નિહારિકાએ કવિને પહેલાંથી જ આપી હતી, પણ સાથે સાથે સ્ટેશને આવવાનો તેને તેણે સાફ શબ્દોમાં નિષેધ કર્યો હતો. વળી જુનવાણી વિચારનાં પેલાં સગાંઓને ત્યાં પણ મળવાનું મુનાસબ ન માનતાં, કવિને તેણે સાંજના બરાબર સાડાછ વાગ્યે દૂરના એક બગીચાના ફાટક પાસે બોલાવ્યો હતો; અને પછી બંનેએ એકમેકને આજ પહેલાં કદી દીઠાં નહોતાં, તેથી ‘આત્માને આત્મા ઓળખી જ લેશે,’ એવી આત્મશ્રદ્ધા પણ તેણે પોતાના પત્રમાં વ્યક્ત કરી હતી!

કવિએ પત્રોમાં તરી આવતી કાવ્યમર્મજ્ઞ રસિકતા ઉપરથી નિહારિકાની એક માનસિક આકૃતિ દોરી હતી, જેને ચક્ષુઓ વડે તાદૃશ કરવા એ અત્યંત ઉત્સુક હતો. એટલે સાડાછને બદલે છએ તે ફાટક પાસે, પત્ર દ્વારા નક્કી થયેલ સ્થળે, આવીને ઊભો રહી ગયો!

બગીચો આઠ વાગ્યે બંધ થતો હતો, અને છથી આઠનો સમય સહેલાણી-ઓની વધુમાં વધુ ભીડનો હતો એટલે ફાટક આગળ હૈયે હૈયું દળાય એટલી ભીડ હતી....અને એ ભીડમાં કૈં નહિ તો અરધોઅરધ સ્ત્રીઓ હતી! આમાં, નિહારિકાની પોતાની માનસિક પ્રતિમાને સહેજ પણ મળતી આવતી કોઈ તરુણી દૂરથી દેખાય, કે કવિની આંખો તરત જ તેના ઉપર સ્થિર થતી, અને કવિનું હૃદય અત્યંત આવેગથી ધબકવા માંડતું! પણ તે ગણતર ક્ષણો જ માત્ર! પેલી તરુણી પોતાને વટાવીને ફાટકમાં દાખલ થવા આગળ પગ ઉપાડતી કે તરત જ કવિનો હૃદયધબકાર ધીમો પડી જતો, અને આંખો વળી પાછી કોઈ નવા જવાબની શોધમાં ફરવા માંડતી!

આમ કરતાં કરતાં આઠ થવા આવ્યા. અને બગીચાના રખેવાળોનો અંદરના સહેલાણીઓને બહાર જવાની સૂચના આપતો અવાજ સંભળાવા માંડ્યો. આ પછી થોડીક ક્ષણો સુધી પાળ તૂટી જતાં પાણીનો પ્રવાહ જોરથી રેલાવા માંડે એવી રીતે, માનવપ્રવાહ બગીચામાંથી ફાટક તરફ અને ફાટકમાંથી બહાર રેલાવા માંડ્યો....અને પછી પાતળો પડતાં પડતાં સદંતર અદૃશ્ય થઈ ગયો....

અને છેલ્લા બે કલાકમાં સેંકડો વાર આવેગપૂર્વક ધબકી ધબકીને સેંકડો વાર નિરાશાથી ભોંઠું પડેલું કવિનું હૃદય હવે તર્કવિતર્કને ચગડોળે ચડવા માંડ્યું!

કે ભૂલ તો નહિ થઈ ગઈ હોય મારી, કાગળ વાંચવામાં? નિહારિકાએ આપેલી તારીખ આ જ કે કોઈ બીજી? કાગળમાં નક્કી કરેલો બાગ તે આ જ,

.વકને પણ કદાચ એમ જ થયું હશે, એ ક્ષણે !

પણ પછી, એબાકળા બનેલ વિનીતાના બાપે (મા તો એની, એને બે .રસની મૂકીને પરલોક સિધાવી ગઈ હતી) શરૂ કરેલી શોધ હજુ તો વેગ પકડવા માંડતી હતી, ત્યાં અદશ્ય થયા પછી ત્રીજે જ દિવસે, વિનીતા, એકાએક, ઘરમાં પાછી ફરી હતી !

પેલા યુવકની પ્રેમસમાધિ અને વિનીતાનો વિજય–બન્નેની આવરદા પૂરા બે દિવસની પણ નહોતી નીકળી !

બ....સ, થઈ રહ્યું ! લોકો કલંકને પણ વીસરી જવા તૈયાર થાય, પણ તે ચંદ્રમાં ! રૂપવિહોણી વિનીતાને તો આ એક કલંકે તેના સમાજમાં સાવ અસ્પૃશ્ય જ બનાવી મૂકી !

પણ વિનીતાનું હૃદય તો આ બેવડા જખમથી ઊલટાનું વધારે મૃદુ–કૂણું અને સૂક્ષ્મસંવેદનશીલ બન્યું. પ્રેમ માટેની તેની ઝંખના હવે ઊલટાની વધુ તીવ્ર બની ગઈ! ફરક ફક્ત એટલો પડ્યો કે જગતના કડવા અનુભવે એ પ્રેમ–અધીરતાને હવે ભૂગર્ભમાં ધકેલી !

આ વાતને આજે સાત વરસ થવા આવ્યાં હતાં. વિનીતાના કલંકને જગત હવે સાવ ભૂલી ગયું હતું; અને ખૂબી તો એ હતી કે એ પ્રસંગની સ્મૃતિ હવે વિનીતાના પોતાના હૃદયમાંથી પણ લગભગ ભૂંસાવા આવી હતી !

ના, ના, વિનીતા એ વાતને સાવ ભૂલી નહોતી ગઈ, પણ કોઈ જુદા જ રૂપે એને નોતી થઈ હતી ! સાત વરસ પહેલાંનો એ યુવક હવે તેને, પોતાના કોઈ સગાંને ત્યાં જમણવારને પ્રસંગે ભેટી ગયેલો ભામટો નહોતો લાગતો ! વિનીતાની વાચનરંગી કલ્પનાએ એ ભામટામાં કોઈ નવા જ પુરુષનું સર્જન કર્યું હતું....

તે શ્રીમંત માબાપનો એકનો એક પુત્ર હતો. ધનલોભી મિત્રોએ તેને અવળે રવાડે ચઢાવી દીધો હતો. વિનીતાનો અને તેનો પરિચય થયો, ત્યારે તે, આ મિત્રોએ તેના ફરતી બિછાવેલી માયાવી જાળમાંથી છૂટવાનાં ફાંફાં મારતો હતો. વિનીતાના સંયમી વ્યક્તિત્વ તરફ, તોફાનમાં સંડોવાયેલું વહાણ જેમ કિનારા તરફ આકર્ષાય તેમ, તે આકર્ષાયો હતો. પણ વિનીતા તો તેને દૂર જ રાખવાનો પ્રયત્ન કર્યા કરતી! કારણ કે પોતા પ્રત્યેના એના આકર્ષણમાં એને પ્રચ્છન્ન (સંતાયેલી) લંપટતાની ગંધ આવ્યા કરતી !

પણ યુવકમાં હવે પશ્ચાત્તાપ જન્મ્યો હતો. વિલાસને રવાડે ચઢી ગયેલ પોતાની જીવનકિશ્તીને શાંત બંદર ઉપર કોઈ લાવી શકે એમ હોય, તો તે કેવળ વિનીતા જ હતી, એમ તેને લાગતું હતું. પોતાની સામે બે જ વિકલ્પો હતા, એમ તે કહેતો હતો; એક વિનીતા એની જીવનનૌકાનું નાખુદા–પદ સ્વીકારીને એને જીવન–દાન દે; બીજો, વહાણ, કુછંદી મિત્રોએ ઉડાવેલ વંટોળમાં અટવાઈને

સર્વનાશને સ્વાધીન થઈ જાય!

મહિનાઓ સુધી યુવક વિનીતા પાસે કરગરતો રહ્યો. આખરે તેની કરુણ દશા દેખીને, અને ખાસ કરીને તો તેનો પશ્ચાત્તાપ હાર્દિક છે એ જોઈને; વિનીતા પીગળી. તેણે તેની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. પણ પિતા એવા રખડેલ સાથે પુત્રીને પરણાવવા સંમત ન જ થાય! એટલે આખરે બન્નેએ ગુપ્ત લગ્ન કરવાનું નક્કી કર્યું; અને વિનીતા ઘરમાંથી ચુપચાપ ચાલી નીકળી!

અને પછી, છેક છેલ્લી ઘડીએ, યુવકની બાબત, યુવકે પોતે છુપાવી રાખેલી, એક અત્યંત ગંભીર અને અક્ષમ્ય વાત પોતાના જાણવામાં આવતાં, યુવકને ધમકાવીને, એને એના ભાગ્ય ઉપર કે દુર્ભાગ્ય ઉપર છોડી, વિનીતા હિંમતભેર ઘેર પાછી ચાલી આવી હતી!

આવું હતું વિનીતાની કલ્પનાએ સરજેલું, સાત વરસ પહેલાંની પોતાની કલંકકથાનું મનોરમ ચિત્ર!

અને એ ચિત્રે એનામાં કોઈ અજબ ખુમારી ભરી હતી.

એ ખુમારીમાં પુરુષો તેને—ઘણાખરા—રૂપ-હીન, વિષયલોલુપ, વામણા, વહેંતિયા લાગતા હતા! ઘણીયે વાર, તેમના સાધારણ વિવેકમાં પણ એને આક્રમણ લંપટતાની ગંધ આવતી!

અને આમ, પુરુષ જાતિની પોતા પ્રત્યેની સાધારણ ઉપેક્ષાને વિનીતાએ, પુરુષ જાતિ પ્રત્યેના પોતાના સાધારણ તિરસ્કારમાં પલટી નાખી હતી.

પરિણામે પરણવાની વાત આવતી ત્યારે દરેક વખતે માંદાની ઝોળી જેવા પીળાપચ પોતાના હોઠને એક અત્યંત વાંકડો મરડ આપીને તે બોલી ઊઠતી: 'પણ પહેલાં કોઈ સારો માણસ તો દેખાડો?'

એવામાં તેના જીવનમાં આ ભુલભુલામણી સરજાઈ. એક વાર કો'ક કવિનું કાવ્ય તેના વાંચવામાં આવ્યું. રૂપવેદી ઉપર પોતાના જોબનની આહુતિ આપી રહેલ પુરુષોને કવિએ કટાક્ષ-નીતરતી વાણીમાં મર્માળો ઠપકો આપ્યો હતો. કાવ્ય વિનીતાના મનમાં વસી ગયું; અને કોઈ દિવસ નહિ, ને આજે કોણ જાણે શુંયે સૂઝ્યું તેને, કે એ કવિનું સરનામું મેળવીને તેને એક પત્ર પણ લખી નાખ્યો!

પત્રમાં તેણે શું લખ્યું હતું, એ શબ્દશઃ તો આજે તેને પોતાને પણ યાદ નથી. અલબત્ત, કવિની પ્રશંસા તો ભારોભાર હતી જ! પુરુષોની રૂપ-ઘેલછા એ સ્ત્રીના સ્ત્રીત્વનું એક ઘોર અપમાન છે, એવા ભાવનું પણ કંઈક તેણે લખ્યું હતું. પોતાને કવિની કવિતામાં જ રસ છે, કવિમાં નહિ; અને તેથી, કવિની કવિતા હરહંમેશ વધુ ને વધુ પાંગરતી રહે, અને એનો પ્રણેતા કવિ, કોઈનાયે રૂપના કારાગારમાં પડી, પોતાની પ્રતિભાને કુંઠિત ન કરે, એવી દુવા પણ તેણે, ઈશ્વર પાસે, અંતમાં, નિહારિકાને નામે, ગુજારી હતી!

કે પછી પેલો શહેર બહાર છે તે? નિહારિકાના પત્રો જોતાં, એક વાર નક્કી કર્યા પછી ફરી જાય એવી તો નથી જ એ છોકરી. પણ તો પછી આવી કેમ નહિ હોય? ગેરસમજ ક્યાં થઈ? કેવી રીતે? લાવ, કાગળ વાંચી જોઉં ફરીથી!

સદ્ભાગ્યે નિહારિકાનો એ છેલ્લો કાગળ પોતાના ગજવામાં જ હતો, એ કાઢીને કવિએ એને ધીરે ધીરે અને ધડકતે હૃદયે વાંચવા માંડ્યો!

અને એકાએક 'કાન્ત!' એવું સંબોધન તેને કાને પડ્યું.

કાગળમાંથી આંખ સહેજ ઊંચી કરીને કવિએ અવાજની દિશામાં નજર નાખી તો તેની પાસે, તેનાથી ફક્ત એક જ હાથને છેટે, આધેડ જેવી લાગતી સામાન્ય દેખાવની એક બાઈએ તેને બોલાવ્યો હતો!

અને તેનું હૃદય બેસી ગયું!

નિહારિકા પોતાના કાગળોમાં તેને 'કાન્ત' તરીકે સંબોધતી હતી!

તો આ બાઈ શું નિહારિકાનો કોઈ સંદેશો લઈ આવી હશે! શું થયું હશે, નિહારિકાને?

'જી, આપે મને બોલાવ્યો?' હૃદયને માંડમાંડ સાબૂત રાખીને તે બોલ્યો.

'કવિ....તે આપ જ?'

'જી હા! પણ આપને મારું...'

'હું નિહારિકા!' હસતાં હસતાં વિનીતાએ જવાબ આપ્યો. અને પછી ઉમેર્યું કે 'અજબ છે ને, આ પણ! હું અહીં પોણા છ વાગ્યાથી ઊભી છું, અને આપ તે પછી પાએક કલાકમાં અહીં આવીને ઊભા રહ્યા છો....છતાં....'

'છતાં આપણે એકમેકને ઓળખી શક્યાં નહિ.' નિહારિકાનું અધૂરું રહેલું વાક્ય પૂરું કરીને કવિએ પોલું હાસ્ય કર્યું.

'ના જી!' મહેતીજીની ઢબે નિહારિકાએ કવિને સુધાર્યો, 'આપ અહીં આવીને ઊભા રહ્યા, ત્યારથી જ મારું મન તો કહ્યા જ કરતું હતું કે આ જ એ! પણ આપની આંખો લગાતાર મેદનીના પ્રવાહમાંથી કોઈને શોધવા મથી રહી હોય એમ લાગતું હતું એટલે મને વહેમ પડ્યો કે કદાચ આ એ ન પણ હોય! કારણ કે આપણા વચ્ચે તો નક્કી જ થયું હતું કે ફાટક પાસે આવીને ઊભા રહેવું–બન્નેએ; અને પછી એ ઊભેલા માણસોમાંથી જ આપણે એકમેકને ખોળી કાઢવાં. પણ ચાલો હવે! જે થયું તે! હવે ક્યાં જઈશું? બગીચો તો હવે બંધ થઈ ગયો!'

'તમે જ્યાં લઈ જાઓ ત્યાં!' નિહારિકાની કસોટીમાં પોતે નિષ્ફળ નીવડ્યો છે એવા ભાન સાથે પરાણે હસતાં હસતાં કવિએ કહ્યું.

'ના, અહીં દિગ્દર્શન મારું નહિ!' નાટકની ભાષામાં નિહારિકાએ જવાબ વાળ્યો. 'આ તમારું ગામ છે! અહીં તમારું દિગ્દર્શન! તમે જ્યાં લઈ જાઓ ત્યાં મારે આવવું!'

'જબરી છો તું, વિનીતા!' પછી કવિ અને નિહારિકાએ સાથે ગાળેલ સમયની એકેએક ક્ષણનો સવિસ્તર ઇતિહાસ આપવા માટે ઉત્સુક જણાતી વિનીતાને મેં કહ્યું: 'પણ તું હવે મુદ્દા ઉપર આવને! તું એની સાથે હરી-ફરી, તે દરમ્યાન લગ્નનું નક્કી જ કેમ ન કરી નાખ્યું!'

'કેવી વાત કરો છો, તમે મને!' આટલી સ્પષ્ટ વાત મારાથી કેમ નથી સમજી શકાતી, એ બાબત દુઃખ વ્યક્ત કરતી હોય એવે અવાજે તેણે મને ઠપકો આપ્યો, 'મેં કંઈ બાકી રાખ્યું હશે? પણ મારી બધીયે દલીલોનો એમની પાસે એક જ જવાબ: 'પરણીને હું તને સુખી કરી શકીશ, એવી જો મને શ્રદ્ધા હોત, નિહારિકા, તો તારી આ સૂચનાને સ્વીકારીને હું મારી જાતને ધન્ય જ માનત!!' બસ! એ સિવાય બીજું કોઈ વાક્ય જ ન મળે ને, એમની પાસે!'

'અને પછી?'

'પછી શું? પછી મારી રજા પૂરી થતાં, હું પાછી આવી!'

'પછી?'

'પછી શું? લગ્ન કરવાનો એમનો એ ઇન્કાર હજુ ચાલુ જ છે!'

'તો હવે?'

'એ જ સલાહ લેવા તો તમારી પાસે આવી છું! મને સમજાતું જ નથી કે એ લગ્ન બાબત આટલા બધા સંશયવાદી શા માટે છે?'

'કદાચ એ તને ચાહતો નહિ હોય!' બીતાં બીતાં મેં કારણ સૂચવ્યું.

'એમાં શંકા જ નથી! એના કાગળો જ એના ઉત્કટ પ્રેમનો પુરાવો છે.'

'પણ એ કાગળો તો તમે બે મળ્યાં, તે પહેલાંના જ ને?'

'ના, મળ્યાં તે પછીના પણ! અને ખૂબી તો એ છે કે અમે બે મળ્યાં તે પછીના એમના કાગળો તો ઊલટાના વધુ ઊર્મિ અને આગ્રહભર્યા છે.'

'તને એક સાચી સલાહ આપું, વિનીતા? માનીશ? કડવી લાગે તો ય?'

'એટલા માટે તો આવી છું.'

'તો તું એમને કાગળો લખવા જ બંધ કરી દે, સદંતર!'

'એ પણ મેં કરી જોયું!'

'તો?'

'મારો કાગળ ન મળતાં, તે અત્યંત વિહ્વળ થઈ જાય છે; અને તાર ઉપર તાર કરી કરીને પોતાની જાતને હેરાનપરેશાન કરી મૂકે છે અને એમની એ વ્યથા મારાથી જોવાતી નથી!'

'તને પરણવા કોઈ રીતેય નથી માગતો, અને છતાં તું કાગળો પહેલાંના

જેટલી જ નિયમિતતાથી લખ્યા કર, એમ ઇચ્છે છે....' ઉપસંહાર કરવાની ધારણાથી મેં કહ્યું.

'હા!' વિનીતાએ એમાં ઉમેરો કર્યો: 'અને મને પહેલાંના કરતાં પણ વધારે ભાવતરબોળ કાગળો, પહેલાંના કરતાં પણ વધારે સંખ્યામાં, લખ્યે જાય છે. આનો અર્થ શો?'

'એનો અર્થ શો?' કંઈ ન સમજાતાં વિનીતાના શબ્દોનો મેં પડઘો પાડ્યો; અને પછી તે જ ક્ષણે જાણે મને એકાએક પ્રકાશ લાધ્યો હોય એવી રીતે મેં જવાબ આપ્યો: 'એનો અર્થ એટલો જ વિનીતા, કે તારો એ કવિ સદ્‌ગૃહસ્થ છે!'

'એટલે?'

'એટલે એમ, કે એ તને નકામો આઘાત આપવા નથી ઇચ્છતો!'

'પણ આઘાત તો એ મને અત્યારે પણ આપી રહ્યા છે!'

'આઘાત જરૂર આપી રહ્યો છે, વિનીતા! પણ એ તને પત્રો લખવાનું સાવ બંધ કરે તો....અથવા તું એમને પત્રો લખતી સાવ બંધ થઈ જાય, અને તને જે આઘાત લાગે, તેના પ્રમાણમાં તદ્દન હળવો!.... અને વળી એક બીજું પણ કારણ લાગે છે, વિનીતા, એ તને પરણવાની ના પાડે છે તેની પાછળ!'

'કયું?'

'તારો કવિ એક અત્યંત વફાદાર પ્રાણી છે!'

'એટલે?'

'એટલે એમ, કે જેને એ ચાહે છે, તેને જ એ પરણશે! તે સિવાય બીજી કોઈને નહિ!'

'પણ એ મને ચાહે છે,' વિનીતાએ ભારપૂર્વક કહ્યું.

'એ નિહારિકાને ચાહે છે, વિનીતા, તને નહિ!'

'પણ એ બધું એકનું એક ને?'

'તારા મનથી! એના મનથી નહિ! નિહારિકા જો એને મળી હોત, તો એ એને જરૂર પરણત! વિનીતા તો એના માટે, નિહારિકાનું ફક્ત સરનામું જ છે!'

*

# ન્યાયનું વિતરણ

ગુનો ભયંકર હતો. કાયદાપોથીમાં એવા ગુના માટે વધુમાં વધુ જેટલી સજા મુકરર થઈ છે, તે પૂરેપૂરી કરવામાં આવે તોપણ આ કિસ્સામાં ઓછી જ પડે એમ સૌને લાગતું હતું.

આરોપી એક સુશિક્ષિત નવજવાન હતો–સુશિક્ષિત, સંસ્કારી અને કુલીન સંસ્કારી! હા, આ આરોપસર એ પકડાયો તે પહેલાં એ વિશેષણ એને માટે વાપરવાની એના દુશ્મનો પણ ના પાડી શકે એમ નહોતા.

પણ હવે તેને આરોપી શા માટે કહેવો? એના પર મૂકવામાં આવેલો આરોપ હવે લગભગ સાબિત જ થઈ ચૂક્યો હતો. એણે પોતે પણ એ આરોપનો ઇન્કાર નહોતો કર્યો! બચાવમાં એ ફક્ત એટલું જ કહ્યા કરતો હતો, પકડાયો ત્યારથી માંડીને તે ઠેઠ અત્યાર સુધી, કે 'કોણ જાણે શું યે થઈ ગયું, તે વખતે, મને!' પણ અદાલતને હસાવવા સિવાય, આરોપીના આ 'બચાવે' બીજો કશો જ અર્થ સાર્યો નહોતો.

'થઈ તે વળી શું જાય!' હૈયું દબાય એટલી ભીડ જમાવીને અદાલતમાં ઊતરી પડેલ લોકો બડબડતા હતા: 'એકલદોકલ કોઈ રૂપાળી છોકરી દીઠી....કે ભુરાટા થયા! આવાની દયા ખાવા બેસીએ તો કોઈ–મા દીકરીની લાજ સલામત ન રહે...અને સમાજ રસાતળ જાય!'

અને સાચું પુછાવો તો 'દયા ખાવા' માટે આ કેસમાં એક પણ મુદ્દો નહોતો. નવજુવાન અભણ નહોતો. અકુલીન નહોતો. જનમ ધરીને કોઈ રૂપાળી સ્ત્રીનું મોં જોવા પામ્યો જ ન હોય, એવો નહોતો. અરે, બીજું કંઈ નહિ, તોપણ બે–કાયદે દારૂનો નશો કરીને એ મરીન ડ્રાઈવ ઉપર ફરવા નીકળ્યો હોત, તો યે કાળું મોં એનું! નશો હજાર ગુનાઓનો બચાવ નીવડી શકે, પણ આ તો કાયદાની ભાષામાં કહે છે ને, તેમ પૂરેપૂરી અક્કલ હોશિયારી સાથે.......

અરે રામ રામ રામ! કોઈ સુશિક્ષિત માણસ, સૂટ, બૂટ, નેક–ટાઈમાં સજ્જ કોઈ ભણેલગણેલ માણસ કોઈ ભણેલગણેલ બાઈ ઉપર આ....મ આક્રમણ કરે! અરે, એવાને તો એટલી આકરી સજા કરવી જોઈએ કે એ જિંદગીની ખો ભૂલી જાય! અને બીજાઓ એમાંથી ધડો લે. આમેય તે જવાનો દિવસે દિવસે વધુ ને વધુ આછકલા થતા જાય છે!

છેવટનું ભાષણ કરી રહેલ સરકારી વકીલની દલીલો બરોબર આ જ બીબાને અનુસરી રહી હતી. 'સમાજનું સંરક્ષણ,' 'સ્ત્રીપુરુષસંબંધનું પાવિત્ર્ય' 'નારી-જાતિનું ગૌરવ,' 'સંસ્કૃતિની પ્રતિષ્ઠા,' 'રાષ્ટ્રના ભાવિની ચિંતા' વગેરે શબ્દો વખતોવખત આવતા; અને એ આવતા, ત્યારે અદાલતની અદબ સાચવવા માટે ન્યાયાધીશ તરફથી અપાતી અનેક ચેતવણીઓને ઘોળીને પી જતો પ્રેક્ષકસમુદાય

અદાલતના ખંડને તાળીઓના ગડગડાટથી અને ભાવોચિત બીજા અનેક પ્રકારના અવાજોથી ભરી દેતો હતો.

આ કોલાહલ ન્યાયાધીશને નહોતો ગમતો, ખરેખર નહોતો ગમતો. એ એની આડે આવતો હતો. એના ધ્યાનમાં, એની એકાગ્રતામાં વિક્ષેપ નાખતો હતો અને ન્યાયાધીશને અત્યારે એ એકાગ્રતાની એટલી બધી આવશ્યકતા હતી, જેટલી ભૂતકાળમાં તેને કદી પણ ન પડી હોય.

આજના કેસમાં પોતે ન્યાયનું વિતરણ કરી શકે, યથાર્થ વિતરણ કરી શકે તે ખાતર આવી એકાગ્રતાની તેને જરૂર હતી, એમ ન્યાયાધીશ માનતો હતો.

ન્યાયાધીશના કાન સરકારી વકીલની દલીલ સાંભળતા હતા. એમની આંખો ઘડીક નવજુવાન આરોપી સામે, અને ઘડીક પ્રેક્ષકોની વચ્ચે પહેલી જ હરોળમાં બેઠેલી, અનુકરણીય સ્વસ્થતા સાથે બેઠેલી પેલી યુવતી સામે જોયા કરતી હતી.

પણ ન્યાયાધીશનું મન ? એના મનની મીટ ભૂતકાળના–હવે તો દૂરદૂરના લાગતા એવા ભૂતકાળના–એક નાનકડા પ્રસંગ ઉપર મંડાયેલી હતી.

તારા સુંદર હતી, ખૂબ સુંદર હતી, પણ કદાચ આ મીનાક્ષીના જેટલી સુંદર ન પણ હોય !

પોતે શું બચાવ શોધી રહ્યો હતો...આરોપીની વતી ? શું સ્ત્રીની સુંદરતા, એ પુરુષના સ્વચ્છંદનો બચાવ છે ?

ના, ના; એવું કશું ય તે માનતો ન હતો ! અને એવું કશું તે કરવા પણ માગતો નહોતો; તે તો ફક્ત ભૂતકાળની એક વાત જ સંભારી રહ્યો હતો.

વીસ વરસ પહેલાં, તેણે વકીલાત હજુ હમણાં જ શરૂ કરી હતી, તે વખતની વાત.

તારાનું ઘર, તેના ઘરની બરાબર, સામે જ હતું. તારાનાં અને તેનાં કુટુંબો વચ્ચે સામાન્ય પરિચય કરતાં વિશેષ સંબંધ કદી બંધાયો નહોતો. અને તારાને તો, આમેય તે, તેણે બહુ જ ઓછી દીઠી હતી.

તારા મોટે ભાગે મોસાળમાં જ રહેતી. કોઈ વાર છ મહિને પાછી આવે, તો કોઈ વાર વરસે, બે વરસે; અને જ્યારે આવે ત્યારે નવી લાગે : નવી અને સુંદર–દર વખતે પહેલાંના કરતાં ઘણી જ વધારે સુંદર : વધારે સુંદર અને વધારે સ્ફૂર્તિલી અને વધારે અદ્યતન; કારણ કે મોસાળમાં તારા ફક્ત રહેતી જ નહોતી, ભણતી હતી.

તેને બરાબર યાદ છે. તારા તે વખતે બી. એ.ની પરીક્ષા આપીને આવી હતી.

છેલ્લાં બે વરસમાં, કેટલો ક્રાંતિકારક ફેરફાર થઈ ગયો હતો, એ છોકરીમાં! એ જમાનામાં, છોકરીઓ હજુ આજના જેટલી મુક્ત–તંત્ર નહોતી. છતાં તારા તો....દરેક જમાનામાં એવી તારાઓ હોય છે !...જાણે આસપાસ પોતા સિવાય બીજું કોઈ જ ન હોય, એટલી સ્વાભાવિક સ્વતંત્રતાથી હરતીફરતી હતી અને એની આંખો....

ન્યાયાધીશે મીનાક્ષીની આંખો સામે જોયું, આ મીનાક્ષી....અને પેલી તારા! બન્નેમાંથી વધુ આકર્ષક આંખો કોની?

'યુવતીઓનાં અંગોનું લાલસાભર્યું નિરીક્ષણ, એ જ આજકાલના યુવાનોનો પ્રધાન વ્યવસાય થઈ પડ્યો છે!' સરકારી વકીલની વાગ્ધારા અદાલતમાં રેલાઈ રહી હતી.

એક ઊંડા નિઃશ્વાસ સાથે ન્યાયાધીશે દૃષ્ટિને ફરી અંતરમાં સંકેલી લીધી.

પણ અંતરના રંગમંચ ઉપર તો પેલું નાટક ચાલતું જ હતું. નાટક? હા, અત્યારે તો એ નાટક જ લાગતું હતું. પણ વાસ્તવિકતાની ધરતી પર એ જ્યારે ખરેખર ભજવાઈ રહ્યું હતું, ત્યારે તો જીવનની સર્વભક્ષી જીવંતતાથી એ ખીચો-ખીચ ભરેલું હતું.

'કોણ જાણે શુંયે થઈ ગયું હતું તે વખતે મને, કે માત્ર મારી આંખો જ નહિ, મારું આખું વ્યક્તિત્વ, એ તારાની પાછળ પાછળ ઘસડાયા કરતું હતું; હું એનો સહચાર ઝંખતો હતો. એના સામે જોઈ રહેવાની. એની સાથે બોલવાની, એની સાથે હરવા–ફરવાની, એની સાથે બેસવા–ઊઠવાની તકો જ ખોળ્યા કરતો હતો.

'કોણ જાણે શુંયે થઈ ગયું હતું તે વખતે મને!' એક નિષ્ઠુર હાસ્ય સાથે સરકારી વકીલ અદાલતનું ઉદ્‌બોધન કરી રહ્યા હતા: 'જગતનો દરેક ગુનેગાર આખરે, આ શબ્દોની પાછળ સંતાવાનો પ્રયત્ન કરે છે! પણ પોતાનાં પાપકૃત્યોને માટે એવો લૂલો બચાવ રજૂ કરનાર એ બેવકૂફ એટલું નથી સમજતો કે ઇંદ્રિયોના સ્વેચ્છાચાર પર કડક ચોકી રાખવા માટે જ ખાસ, પ્રભુએ માનવીને બક્ષેલી વિવેકબુદ્ધિને 'કંઈક થઈ જવા દેવું' એ જ એક મહાભયંકર અપરાધ છે.'

અદાલત તાળીઓના ગડગડાટથી ગાજી ઊઠી અને પોતાની વક્તૃત્વછટા માટે શાબાશીની ઉઘરાણી કરવા માટે વકીલ સાહેબ ન્યાયાધીશ સામે જોઈને સહેજ ઝૂકયા!

પણ ન્યાયાધીશનું મન તો પેલી તારાની પાછળ પડ્યું હતું!

મન? મન જ ફક્ત? ના ના, તે વખતે તો મનની પાછળ તન પણ તણાયું હતું.

રોજ સવારે આઠ વાગ્યે તારા ઘરમાંથી બહાર નીકળતી. અચૂક બરાબર આઠ ને પાંચે તે નજીકના બસ–સ્ટેન્ડ પરથી બસ પકડતી હતી. ક્યાં જતી હશે એ? કોણ હશે એ ભાગ્યશાળી, જેની પાસે એ આમ ચાલીચલાવીને રોજરોજ જતી હતી! આટલી નિયમિતતાથી? એની સાથે એ લગ્નગ્રંથિથી જોડાવાની હશે! કે પછી એ જવાન ફક્ત પ્રેમી જ હશે? પણ એ જવાન જ હશે એમ શા માટે ધાર્યું? અરે જવાન ન હોય તો આવી રૂપાળી છોકરી આટલી વહેલી ઊઠીને દોડે શા માટે? ન્યાયાધીશ રોજ આઠ વાગ્યે પોતાની બારીમાં ઊભો રહેતો. નિત નવા શણગાર સજીને બારણામાંથી બહાર પડતી તારાને તે જોઈ

રહેતો, દેખાય ત્યાં સુધી જોઈ રહેતો. તારા ન દેખાય ત્યારે તારાની દિશાને જોઈ રહેતો, ઓછામાં ઓછી બે બસો આવીને ઊપડી જતી, ત્યાં સુધી જોઈ રહેતો. રખે ને પહેલી બસમાં જગ્યા ન મળી હોય તો !

એક દિવસે ન્યાયાધીશથી ન રહેવાયું. પોણા આઠ વાગ્યે તે તૈયાર થઈ ગયો. નાહીધોઈ, વાળ ઓળી સારામાં સારો સૂટ પહેરી, સારામાં સારી ટાઈ બાંધી રૂમાલમાં અત્તર નાખી, તે તૈયાર થઈ ગયો.

'જેટલું ધ્યાન આજકાલના કેટલાક છેલબટાઉ જુવાનિયાઓ ટાઈની પસંદગીમાં આપે છે, તેથી સોમા ભાગનું ધ્યાન પણ તેઓ પોતાના ચારિત્ર્યના ઘડતરમાં આપતા હોત....'

પણ સરકારી વકીલની વાગ્ધારા હવે નકામી હતી; કારણ કે અત્યારે આઠના ટકોરા થઈ રહ્યા હતા....તેના અને તારાના બન્નેના ઘડિયાળમાં.

એટલે સામેથી તારાએ અને આ તરફથી એણે એમ બન્નેએ શેરીમાં એકીસાથે જ પગ મૂકયા. તારાના અસ્તિત્વ સુધ્ધાંની જાણે પોતાને ખબર ન હોય, એવો દેખાવ કરીને તે રુઆબભેર બસની દિશામાં ચાલવા માંડ્યો....

બસ આવતી જ હતી.

તારા દોડી.

એ પણ દોડ્યો.

બન્ને એક સાથે જ બસ પર ચઢ્યાં.

બસ તે જ પળે ફરી ચાલુ થઈ.

તારાને આંચકો આવ્યો.

તે એક ગડથોલિયું ખાઈને પડવાની જ હતી. પણ ત્યાં તો....

ન્યાયાધીશે મેજ પર પડેલી ઘંટડી પર હથોડી ઠોકી: સરકારી વકીલના કોઈક કટાક્ષે અદાલતમાં ઊભરાતી મેદનીને હાસ્યને હિલોળે ચઢાવી હતી.

કેટલો રોમાંચક હતો, એ અણધાર્યો સાંપડી ગયેલો સ્પર્શ ! તારા લગભગ તેની બાથમાં જ આવી પડી હતી. અને વળી કેમ જાણે એ સ્પર્શથી પણ કોઈને દુઃખ થવાનો સંભવ હોય એવી રીતે, 'સૉરી' કહીને એ થોડુંક હસી પણ હતી, ભોંઠપમાં ! શી અવાજની મોહકતા ! શી ચહેરાની ચારુતા ! ગાલ તો લાલ લાલ થઈ ગયા હતા, કાનની બૂટ સુધી ઠેઠ, તારાની ભોંઠપ પણ જો આવી મનોહર રીતે વ્યક્ત થઈ શકે છે, તો પછી તારાનો પ્રેમ તો....

પણ ન્યાયાધીશ ત્યાં તારાને ભોંઠપ અનુભવવા દે એમ હતો ? એ તો કેમ જાણે પોતે તારાનો નજીકમાં નજીકનો સ્વજન હોય અને કેમ જાણે તારા પોતાની સાથે જ, પોતાના રક્ષણ નીચે જ ઘરમાંથી બહાર નીકળી હોય, એવી રીતે, તારાને આગળ કરીને બસમાં આગળ વધ્યો. બસ લગભગ ચિક્કાર હતી. એક ખાલી જગ્યા ખોળીને તેમાં તારાને ત્યાં આગળ બેસવા ઇશારત કરી અને પછી એનાથી ઘણે જ દૂર, એક બીજી જગ્યા ખાલી હતી ત્યાં એ જાતે ગોઠવાઈ ગયો અને

પછી, આઠ વાગ્યામાં ઘરમાંથી નીકળીને બસમાં ભીડ કરનારા શહેરના આળસુ નાગરિકો પ્રત્યે તેને કેટલી ચીઢ ચઢેલી!

પણ ત્યાં તો તારાની પાસે પોતાના અસ્તિત્વની નોંધ લેવડાવવાનો એક બીજો પ્રસંગ આપોઆપ બની ગયો.

'ટિકિટ પ્લીઝ!' કરીને ઊભા રહેલ કન્ડકટરના હાથમાં એક રૂપિયાની નોટ મૂકીને તેણે તારાને બૂમ પાડી:

'તમે ક્યાં જશો, મિસ–?'

'તમો તકલીફ ન લેતા, સાહેબ! હું જાતે જ લઈ લઉં છું.' અને પછી તારાની ટિકિટ કોણ લે, તારા પોતે કે ન્યાયાધીશ, તે બાબત એટલી લાંબી રકઝક ચાલી કે એમાં ભાગ લેનારાં બે પાત્રોમાંથી એ જો નવયુવતી નહોત, અને તે પણ તારા જેવી તારુણ્યમાં તરવરતી નવયુવતી નહોત, તો ઉતારુઓ અને કંડકટર બધાને કંટાળો આવત!

આખરે ન્યાયાધીશે તારાની ટિકિટ લીધે જ છૂટકો કર્યો. તેને પોતાને તો ક્યાંય જવું નહોતું; એટલે તારાને જ્યાં આગળ ઊતરવાનું હતું, ત્યાંથી બે સ્ટૉપ દૂરની છ પૈસાની ટિકિટ તેની અને એક આનાની તારાની, એમ બે ટિકિટો અને સાડાતેર આના રોકડા ગજવામાં મૂકીને તેમણે એક મહાન સાહસને સાંગોપાંગ પાર પાડ્યાનો સંતોષ લીધો. અલબત્ત, કંડકટરે પાછું આપેલું પરચૂરણ સાડા તેર આના હતું તે તો તેણે કેવળ અનુમાનથી જ નક્કી કર્યું હતું–પાછળથી. બાકી સાડાતેર આના શું આવા તેર લાખ રૂપિયાનો સવાલ હોત તોપણ, તારામાં ખોવાયેલું ન્યાયાધીશનું મન, એવી ક્ષુલ્લક વસ્તુઓનો વિચાર કરવા પણ ક્યાં નવરું હતું....તે વખતે!

'એ તો સારું થયું કે, દૂરદૂર પણ થોડાક માણસો હતા....તે વખતે...ત્યાં આગળ....નહિતર....' સરકારી વકીલ કેસની વિગતોનું પુનરાવર્તન કરી રહ્યા હતા.

નહિતર શું? ન્યાયાધીશ જાણતો જ હતો. તે વખતે બસમાં કોઈ જ નહોત, તારા અને તેના પોતાના સિવાય તો....કેવા કેવા વિચારો તેને આવ્યા હતા તે દશ મિનિટ દરમ્યાન!

એ પછી સ્વપ્નનો અંત આવ્યો હતો. પોતાનું 'સ્ટૉપ' આવતાં તારા ઊતરી પડી.... અને પછી ચેતના સમાઈ જતાં શરીરની જે દશા થાય, એવી દશા ભોગવતો તે, જહન્નમમાં ઊતરી પડ્યો હતો....

અને તે પછીનો આખો દિવસ, તે પછીની આખી રાત, ને તે પછી તો આઠ વાગ્યા સુધીનો આખો સમય....

એ તો ભલું થજો તારાનું, કે તેણે ઊતરતી વખતે, કામદેવના ધનુષ્ય સમ પોતાના હોઠને સહેજ પહોળા કરી, મોતી–મનોહર પોતાની દંતપંક્તિની સહેજ ઝાંખી કરાવતાં કરાવતાં, તેને પોતાને નહિ, તો તેની દિશાને સંબોધીને પણ

'આવજો!' એટલા અક્ષરો ઉચ્ચાર્યા હતા, જેને આધારે એ બિચારાએ આ બધો વખત ખેંચી કાઢ્યો હતો...

'હું નથી માનતો કે આ બધું કેવળ આકસ્મિક રીતે બની ગયું હશે! હકીકત તો એ હશે, અરે એ છે કે, આ છેલબટાઉએ, ઇંદ્રિય–સુખોના આ શિકારીએ, આખું મેદાન આગળથી તૈયાર કરી રાખ્યું હશે. ઘણા દિવસોથી, મહિનાઓથી, વરસોથી, કદાચ, એ આ નિર્દોષ યુવતીની પાછળ પડ્યો હશે. એનાં ફરવા જવાનાં ઠેકાણાં, અને ઘરમાંથી બહાર જવા–આવવાનો સમય, એના ઉપર વધુમાં વધુ સફળતાની સંભાવના સાથે તરાપ મારવાની સારામાં સારી તકો–એ બધાની એણે ખૂબ ચીવટભરી સમીક્ષા કરી હશે!'

'ડૅમિટ!' ન્યાયાધીશને થયું. બીજે દિવસે બરાબર આઠ વાગ્યે જ તારા તેને મળી હતી અને...

'અકસ્માતો પણ કેટલી નિયમિતતાથી થાય છે, મિસ!' બસના સ્ટૉપ પર તારા સાથે બોલવાની શરૂઆત કરતાં તેણે કહ્યું હતું.

પણ તારા કંઈ પણ જવાબ આપે તે પહેલાં બસ આવી, બંને ચઢ્યાં. આજે વાહનવ્યવહારનો ભાગ્યવિધાતા કંઈક વધારે અનુકૂળ હતો. બે જણાં બેસી શકે એવી એક આખી પાટલી ખાલી હતી. પોતાની માલિકીના કોઈ મહેલમાં તારાને દાખલ કરાવતો હોય એવી રુઆબદાર અદાથી, તેણે તે બેઠક પાસે ઊભા રહીને તારાને બારી ચીંધી હતી.

'મને લાગે છે કે રોજ બરાબર આ વખતે જ તમે....આ તરફ જાઓ છો, મિસ!' બસ ઊપડતાંવેંત તેણે વાર્તાલાપ ફરી શરૂ કર્યો, 'કોઈ સગાંવહાલાંને ત્યાં જતાં હશો!'

'નાજી!' બારીમાંથી બહાર જોતાંજોતાં તારાએ જવાબ આપ્યો.

'લકી ડૉગ!' એ પ્રોફેસરને અનુલક્ષીને તે કહેવા જતો હતો. ત્યાં તો....

'ટિકિટ પ્લીઝ!' કરતોકને કંડક્ટર આવીને ઊભો રહ્યો હતો!

અને ગઈ કાલની પેઠે આજે પણ તારાની ખૂબ જ આનાકાની હોવા છતાં એની ટિકિટનો એક આનો ન્યાયાધીશના ગજવામાંથી જ આવ્યો હતો.

ત્રીજે દિવસે તો તારાએ રકઝક જ ન કરી. એ નકામી છે એવી તેને ખાતરી થઈ ગઈ હતી.

'હું ભૂલતો ન હોઉં, તો તમે મોટે ભાગે તમારા મામાને ત્યાં જ રહો છો, તારા!' તારાની પડખે, એના અંગને સહેજ દબાવીને બેઠેલા ન્યાયાધીશે, ટિકિટ લેવાનું કામ પતાવ્યા પછી શરૂઆત કરી.

'જી હા!' તારાએ ટૂંકા અક્ષરે જવાબ આપ્યો.

'આ શહેરનું એ દુર્ભાગ્ય છે!' ન્યાયાધીશે બહુ જ ધીમેથી અને બહુ જ ઝીણુંઝીણું હસતાં ટકોર કરી.

તારા મૂંગી રહી. સંભવ છે કે ન્યાયાધીશની આ ટકોર તેને કાને જ ન

પડી હોય. તેનો દેખાવ તો એવો જ હતો.

'તમને સિનેમાનો શોખ છે ખરો ?'

'ખાસ નહિ !'

'તો ય ?'

'કોઈ કોઈ વાર જાઉં, મામા જોડે !'

'કઈ જાતનાં ચિત્રો ગમે ?'

'કોઈ ખાસ રુચિ કેળવી નથી.'

'નાટકમાં કદી ઊતર્યાં છો ?'

'જી ના !'

'મન પણ નથી થતું ?'

'ના જી !'

'બિચારી અચેતન રંગભૂમિ !' એક ઊંડા નિઃશ્વાસ સાથે ન્યાયાધીશથી બોલી જવાયું: 'તમને નાટકમાં ઊતરવાનું મન નથી થતું એને લીધે એને કેટલું નુકસાન થાય છે ?'

'હું પાઠમાં ઊતરું....અને તેને થાય, તેના કરતાં વધારે તો નહિ જ !'

અને સૌંદર્યની સાથે વિનોદવૃત્તિનો કેટલો સરળ સુમેળ થયો છે એવું કંઈક ન્યાયાધીશ બોલવા જતા હતા, ત્યાં તો એક આનાની મુસાફરી પૂરી થઈ ગઈ. અને તારા વાદળમાંથી વીજળી ઊતરે તેમ બસમાંથી ઊતરી ગઈ.

'બિચારી આપણી નવયુવતીઓ !' સરકારી વકીલ હવે બરાબર મઝધારમાં હતો, 'પહેરીઓઢી, સોળે શણગાર સજીને, તેઓ જ્યારે ખુલ્લી હવામાં ફરવા નીકળે છે, ત્યારે તેમને સ્વપ્ને પણ ખ્યાલ નથી હોતો કે, તેમની આસપાસના, સંસ્કારી અને સભ્ય સમાજમાં, એવી પણ કેટલીક સેતાની વ્યક્તિઓ હોય છે, જેમની આંખો શિકારી કૂતરાની પેઠે....'

'શરમ ! શરમ !'ના....તેમ જ રોષ અને ઘૃણા સૂચવતા અન્ય પોકારોથી અદાલતનો ખંડ ગાજી ઊઠ્યો.

આરોપીના પાંજરામાં ઊભેલા જવાનની મુખમુદ્રા પર 'ધરતી માર્ગ આપે, તો સમાઈ જાઉં !' એવા શબ્દો સ્પષ્ટ વાંચી શકાતા હતા.

પણ ધરતી એમ ક્યાં માર્ગ દેતી હતી; કોઈને પણ !

ચોથે દિવસે ન્યાયાધીશ હજુ પણ આગળ વધ્યો. પ્રૉફેસર પાસે જવા માટે તારા જે બસ-સ્ટૉપ પર ઊતરતી હતી, તે જ બસ-સ્ટૉપ પર એ ઊતરી પડ્યો.

'કેમ !' તારાએ તેને પૂછ્યું, 'આગળ નથી જવું ?'

'મારી મુસાફરીનો અંતિમ છેડો તો તમે જ છો, તારા !' તેણે હસતાં હસતાં જવાબ આપ્યો, 'તમારો સંગાથ છોડીને સ્વર્ગમાં જવાનું હોય, તો ય હું ના પાડું !.... ચાલો ! ઊભાં શા માટે રહ્યાં છો ?' નફટાઈના આ અણધાર્યા પ્રદર્શનથી બાઘી જેવી બની ગયેલી તારાને તેણે કહ્યું : 'તમારે પ્રૉફેસરને ત્યાં

પ્રયત્ન કરતાં શ્રીકૃષ્ણ બોલ્યા : 'જતાં જતાં બે'ક વાતો....તને....તારી મારફત જગતને....સંભળાવતા જવાની મારી ઇચ્છા હતી, દારુક ! પણ....'

'પણ શું, પુરુષોત્તમ ?' ગળગળે અવાજે દારુકે પૂછ્યું.

'પણ એટલું જ કે તું અત્યારે કોઈ પણ વાતને સ્વસ્થપણે સાંભળી શકે એવી સ્થિતિમાં જ નથી !' શ્રીકૃષ્ણે મીઠો ઠપકો આપ્યો.

દારુક છોભીલો થઈ ગયો.

આંખોમાં ધસી આવતાં આંસુઓને તેણે માંડ માંડ રોક્યાં.

બે હાથ જોડીને તે ભગવાન સામે ઊભો રહ્યો હતો તેમ જ ઊભો રહ્યો.

'હું એમ માનતો હતો,' સારથિને હવે કંઈક સ્વસ્થ થયેલ જોઈને ભગવાને શરૂ કર્યું, 'કે આ જગતમાં ઝાઝા નહિ, તોપણ ઓછામાં ઓછા બે જણ તો મને સમજી જ શક્યા છે !'

'કોણ છે એ બે બડભાગી વ્યક્તિઓ, પ્રભો ?' શ્રીકૃષ્ણ શ્વાસ લેવા થંભ્યા એટલી વારમાં દારુકે પૂછી લીધું.

'એક અર્જુન...' ભગવાને જવાબ આપ્યો : 'અને બીજો....'

'બીજા ભીષ્મ ?' ભગવાન બીજી વ્યક્તિ અંગે અનિશ્ચિત દેખાયા. એટલી વારમાં દારુકે પોતાનું અનુમાન રજૂ કરી દીધું.

'બીજા ભીષ્મ નહિ, દારુક !' માથું ધુણાવતાં ધુણાવતાં શ્રીકૃષ્ણ બોલ્યા, 'ભીષ્મ નહિ અને વિદુર પણ નહિ; ઉદ્ધવ પણ નહિ અને યુધિષ્ઠિર પણ નહિ ! બીજો તું.'

'બીજો હું ?' દારુકથી બોલાઈ જવાયું, 'આપ મને ઘણું વધુપડતું માન આપી રહ્યા છો, પ્રભો !'

ભગવાને પોતાની તુલના અર્જુન સાથે કરી અને તે પણ ભીષ્મ જેવાને તારવીને, એ વાતથી સારથિ મનમાં ને મનમાં ખૂબ પોરસાઈ રહ્યો હતો.

'તું મને પૂરો સમજ્યો નથી લાગતો, દારુક !' ભગવાને સ્મિત કરતાં કરતાં ખુલાસો કરવા માંડ્યો, 'તું અને અર્જુન, મને પૂરેપૂરા સમજ્યા છો, એમ હું માનતો હતો.'

ભગવાનનાં વચનનો આશય દારુક હવે સમજ્યો; મસ્તકને સહેજ વધુ ઝુકાવીને તે શાંત ઊભો રહ્યો.

ભગવાન આગળ બોલ્યે જતા હતા.

'પણ યુદ્ધના આરંભમાં જ અર્જુને મારી એ માન્યતાને ખોટી પાડી અને મારે ગીતા ગાવી પડી, એને ફરી સમજાવવા માટે !'

દારુક ઊભો હતો તે જ સ્થિતિમાં ઊભો રહ્યો : બદ્ધાંજલિ, નતમસ્તક, નીરવ.

'બાકી રહ્યો'તો તું, દારુક !' ભગવાનની વાગ્ધારા વહ્યે જતી હતી, 'તું ! રોજ મારી સાથે રહેનારો ! તું તો મારી માન્યતાને ખોટી નહિ જ પાડે, એમ હું માનતો હતો. આ છેલ્લી ઘડી સુધી માનતો હતો. પણ...'

અત્યાર સુધી માંડ દબાવી રાખેલ ડૂસકાં દારુકના કંઠમાંથી નીકળી પડ્યાં.

'રડ નહિ, દારુક!' સારથિને પોતાની પાસે બેસવાનું કહી, તેને માથે હાથ ફેરવતાં ફેરવતાં, શ્રીકૃષ્ણે તેને આશ્વાસન આપવા માંડ્યું.

'આજે હવે તને હું બીજી ગીતા સંભળાવું એટલો મારી પાસે સમય નથી!'

'પણ મહારાજ!' સિલકમાં રહ્યું હતું તેટલું બધુંયે ધૈર્ય એકઠું કરી દારુકે શરૂઆત કરી અને પછી એકાએક તે મૂંગો થઈ ગયો.

'થંભી કેમ ગયો, દારુક? શું કહેવા જતો હતો?'

'એટલું જ કે મહારાજ!....અમને....અમને....સૌને....આ જગતને....આપના જીવનનો....'

અનેક પ્રયત્નો કરવા છતાં દારુક એક પણ વાક્ય પૂરું ન કરી શક્યો.

'તું શું કહેવા માગે છે, દારુક, તે હું કૈંક સમજી શકું છું, પણ જગતને હવે મારી જરૂર નથી, દારુક! કદાચ, એને કદી પણ મારી જરૂર નહોતી!'

'આપ યાદવાસ્થળીથી અત્યંત નિરાશ થઈ ગયા છો, મહારાજ!' ફરી રડું રડું થવા માંડેલા અવાજે સારથિએ ભગવાનમાં પોતાને દેખાતી ઉદાસીનતાનું પૃથક્કરણ કરવા માંડ્યું.

ભગવાન પળભર તેની સામે જોઈ રહ્યા—પારાવાર સહાનુભૂતિથી નીતરતી આંખોએ. પછી જીવનમાં છેલ્લી જ વાર બોલતા હોય એવા ભાવથી તેમણે શરૂ કર્યું:

'ગમે તેવા અવતારી પુરુષને પણ નિરાશ કરી મૂકે, એવી એ ઘટના હતી! દારુક! પણ એક યાદવાસ્થળીની જ વાત શા માટે કરું? તું તો મારા જીવનની ઘણીખરી ઘટનાઓનો સાક્ષી રહ્યો છે, દારુક! એ જીવન જ શું એક સુદીર્ઘ યાદવાસ્થળી જેવું નથી?'

શું જવાબ આપવો તે ન સમજાતાં દારુક ચૂપચાપ બેઠો રહ્યો.

'મેં શું નથી દીઠું, દારુક, મારા આ લાંબા જીવનકાળ દરમ્યાન? શું નથી દીઠું અને શું નથી વેઠ્યું....અને શું નથી કર્યું? કંસ, શિશુપાળ, જરાસંધ, કાલયવન, ભીષ્મ અને કર્ણ! ભારતીઓ અને ઇતર જનો! લાક્ષાગૃહ, દ્યૂત, દ્રૌપદી-વસ્ત્રાહરણ! વૈર-જ્વાળાઓ અને વિષપ્રયોગો? દ્વંદ્વયુદ્ધો અને કુરુક્ષેત્રો! હજારોનાં લોહી મારે નિમિત્તે વહ્યાં અને લાખોનાં લોહી વહેતાં અટકાવવાના પ્રયત્નો મારે હાથે થયા!'

ભૂતકાળનાં પડોની પાછળ ખોવાયેલી કોઈ અત્યંત મહત્ત્વની વસ્તુ શોધતા હોય એવી રીતે શ્રીકૃષ્ણ સહેજ થંભ્યા.

દારુક તેમના વીંધાયેલા ચરણ સામે જોતો, નીરવ બેઠો રહ્યો; હવે તેનામાં વચ્ચે બોલવાની હિંમત જ નહોતી.

'પણ સવાલ એ છે, દારુક,' જાણે કોઈ સાવ નવી જ વાત છેડતા હોય એવા ભાવથી ભગવાને આગળ ચલાવ્યું, 'કે એ બધું શા માટે?'

જવું છે ને ?'

તારા ચાલવા માંડી-મૂંગીમૂંગી અપાટાભેર.

ન્યાયાધીશ તેની સાથે જ ચાલવા લાગ્યો, બોલ બોલ કરતો, કદમ મિલાવતો.

'જરા ધીરેધીરે !' અપાટાભેર ચાલતી તારાના કાનમાં, સહેજ નીચા નમીને ન્યાયાધીશે કહ્યું: 'તમારી સાથે કદમ જાળવવાં ઘણાં જ અઘરાં છે, તારા !!'

તારા એકલી રસ્તાની વચ્ચે જ ઊભી રહી ગઈ. એણે તે દિવસે, આ મીનાક્ષીએ આજે પહેરી છે, તે જ રંગની સાડી પહેરી હતી, બરાબર તે જ રંગની. ન્યાયાધીશને હજુ યાદ હતું. તેના હાથમાં એક 'શાંતિનિકેતન' પર્સ હતી, તે પર્સ તેણે ખોલી. તેમાંના પરચૂરણ પર તેણે હાથ ફેરવવા માંડ્યો.

'કેમ ઊભાં રહ્યાં ?' ન્યાયાધીશે પૂછ્યું.

'આ લ્યો,' એક એક આનાના ચાર સિક્કાઓ અને એક ઢબુ આંગળીઓ વચ્ચે લઈને તારાએ ન્યાયાધીશની સામે ધર્યો!

ન્યાયાધીશ તો જોઈ રહ્યો. તારાના ચહેરા પરની એકેએક રેખા તંગ હતી. એની આંખોમાં અંગારા સળગતા હતા.

'લ્યો !' નેકટાઈ સાથે રમવા માંડેલા અને ચકચકતા પૉલિશવાળા બૂટ વડે ધરતી ખોતરવા માંડેલા ન્યાયાધીશ સામે પરચૂરણવાળી હથેળી લંબાવીને તારાએ કાતિલ ટાઢાશથી કહ્યું: 'તમે મારા માટે રોજના એક આના લેખે આજ સુધીમાં કુલ ચાર આના ખરચ્યા છે તે આ ચાર આના અને આ ઢબુ અસલ તમારા જેવો, તેના વ્યાજનો !'

થરથર થરથર કંપવા માંડેલી પોતાની કાયા પર તે પછી શું વીત્યું હતું, તેનું વિગતવાર સ્મરણ ન્યાયાધીશને રહ્યું નથી.

એને કુલ એટલું યાદ છે કે એ પાંચ સિક્કાઓ તેની ધ્રુજતી કાયા પર પાંચ ગોળીઓની પેઠે વાગ્યા હતા અને તેણે કરેલા જખમો આજ દિવસ સુધી રુઝાયા નહોતા ! અને....તે વખતે જ બરાબર ત્યાં આગળ થઈને પસાર થયેલા ચારપાંચ જુવાનિયાઓ એ દૃશ્ય જોઈને એટલા હસી પડ્યા હતા કે....

બૂટ-સૂટ-ટાઈમાં સજ્જ થયેલ ન્યાયાધીશ, પૈસા ફેંકનારી પેલી મોંએ ચઢાવેલી છોકરીનો અત્યંત નિકટનો સ્વજન છે એવી તેમની માન્યતા નહોત તો તેમણે ખીખીઆટ કરીને એક ટોળું જ ત્યાં આગળ જમા કર્યું હોત....અને....

'લીન્ચીન્ગ'(સામાન્ય ચાલુ કાયદાના ધોરણ વિનાનો ન્યાય આપવો અને તેમ કરવામાં ફાંસીની સજા કરવી)ને હું કોઈ પણ સંયોગોમાં અને ગમે તેટલી ઉશ્કેરણી વચ્ચે પણ અયોગ્ય અને અમાનુષી ગણું છું અને છતાં આવા સંજોગોમાં ઉશ્કેરાયેલ જનસમુદાય થો....હું...., મ....ર્યો....દા....લીન્ચીંન્ગ કરે....

ન્યાયાધીશે એમની ઘંટી વગાડીને અદાલતને મોકૂફ રાખવાની જાહેરાત કરી.

તેને ચક્કર આવતાં હતાં....

*

## ઈશ્વરનું શિક્ષણ

[ અવતારોના રહસ્ય વિષે કદી વિચાર કર્યો છે? વરાહ પછી નરસિંહ, નરસિંહ પછી પરશુરામ, રામ, કૃષ્ણ અને બુદ્ધ! પુરાણકારોએ કલ્પેલી આ અવતાર-પરંપરાની પાછળ, આત્માના વિકાસક્રમનું કોઈ અલૌકિક રહસ્ય વસ્યું છે એમ કદી લાગ્યું છે? અંશાવતારો અને પૂર્ણાવતાર વચ્ચે શો તફાવત હશે એ કદી વિચાર્યું છે? શ્રીકૃષ્ણ આ ધરતી પર સદેહે વિચરતા હતા ત્યારે, તેમની આ જગત પ્રત્યેની દૃષ્ટિ કેવી હશે? તેમના પોતાના જીવનકાર્ય વિષે તેમનો પોતાનો શો મત હશે? ]

જગતના સર્વશ્રેષ્ઠ પુરુષના જીવનની આ છેલ્લી પળો હતી.

જેમનું જીવન અલૌકિક અને અપૂર્વ હતું, એમનું મૃત્યુ પણ એવું જ થશે એમ તો સૌ માનતા હતા; પણ તે આવું થશે એવી કલ્પના તો કોઈને નહોતી. મિત્રોને તો નહોતી જ; પણ શત્રુઓ સુધ્ધાંને નહોતી!

ખરી વાત તો એ હતી કે, એમના મૃત્યુની કલ્પના જ બહુ ઓછા માનવીઓએ કરી હતી (કેટલાક તો એમને અમર પણ માનવા માંડ્યા હતા)! પણ જેમણે એમના મૃત્યુની કલ્પના કરી હતી, તેમણે પણ, કાં તો એમને કોઈ રાજમહેલમાં, ચોધાર રડી રહેલ ભક્તવૃંદથી વીંટળાઈને અથવા તો કોઈ સમરભૂમિ પર, સો-સો દગાબાજ શત્રુઓના સામટા ઘા પોતાના એકલા પંડ ઉપર ઝીલતાં ઝીલતાં, આ દુનિયાની વિદાય લેતા કલ્પ્યા હતા.

આ બધી કલ્પનાઓને જૂઠી પાડીને તે આજે મહાપ્રયાણ કરી રહ્યા હતા.

માનવ-વસ્તીથી ઘણે દૂર, પશ્ચિમ સાગરને શાંત કિનારે, કોઈ પારધીએ તેમને પશુ સમજીને બાણથી વીંધી નાખ્યા હતા.

કેવો વિચિત્ર અંત! જેઓ જીવનભર માનવીમાં રહેલા પશુના પશુત્વનો નાશ કરવા મથ્યા, તેમને પોતાને જ, કોઈ પારધીએ પશુ સમજીને બાણથી વીંધી નાખ્યા!

તેમની પાસે અત્યારે કોઈ જ નહોતું. જે માનવમેદનીઓ મોટે ભાગે તેમના જયનાદો ગજવવા અને તેમના ચરણસ્પર્શનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરવા પડાપડી કર્યા કરતી, તેમનો કોઈ રડ્યોખડ્યો પ્રતિનિધિ પણ નહિ!

હતો ફક્ત એક! એક દારુક! તેમનો સારથિ દારુક! તેમનો અનુચર અને સખા દારુક! આ અકસ્માતથી ડઘાઈ ગયેલો અને કૃષ્ણ વિનાના ભારતના ભાવિની કલ્પનાથી આંસુ સારતો દારુક!

'હું હવે આ ધરતી પર થોડીક જ પળોનો મહેમાન છું, દારુક!' આવી રહેલા મૃત્યુની મશ્કરી કરતા હોય એવા અવાજે શ્રીકૃષ્ણે સારથિને સંબોધ્યો.

અત્યાર સુધી શાંત રીતે આંસુ સારી રહેલા દારુકથી એક ધ્રૂસકું મુકાઈ ગયું.

'દારુક! આ શું કરે છે, બાપ!' પોતાના પ્રિય સારથિને છાનો રાખવાનો

'જગત ખૂબ જ નગુણું છે, પ્રભો!' સારથિએ ભગવાનને 'આશ્વાસન' આપવાનો પ્રયત્ન કર્યો. જગતની કૃતઘ્નતાથી ભગવાન ખૂબ દુભાયા છે, એવો ખ્યાલ દારુકના મનમાં બંધાયો હતો.

'જગત નગુણું હોય કે ગુણગ્રાહી હોય, દારુક! તેની સાથે આ વાતને કશો જ સંબંધ નથી.' દારુકના એ ભ્રમને દૂર કરતાં ભગવાને આગળ ચલાવ્યું: 'મેં અનેક અવતારો લીધા છે, દારુક; અને અવતારે અવતારે, હું કૈંક નવું શીખ્યો છું–એ હકીકતની હું વાત કરું છું.'

શોકના ઘૂઘવતા સાગર વચ્ચે પણ, દારુકના હોઠ પર એક આછું સ્મિત પ્રકાશી ઊઠયું. ભગવાન યુગે યુગે અવતાર લેતા હશે, તે જાતે નવું શીખવા માટે, એવી કલ્પના તેણે કદીયે નહોતી કરી. આ વળી કઈ જાતની ગીતા!

'તને હસવું આવે છે કાં આ વાત સાંભળીને?'

'ક્ષમા કરજો, મહારાજ! પણ આપ શું કહેવા માગો છો, તે મારાથી નથી સમજાતું!'

'અબઘડી સમજાશે, સ્વસ્થ થઈને સાંભળીશ તો! મારી મોટામાં મોટી ભ્રાંતિ એ હતી કે હું જગતનો ઉદ્ધાર કરી શકીશ!'

'ભ્રાંતિ? જગતનો ઉદ્ધાર કરવા માટે તો આપ યુગે યુગે અવતાર લ્યો છો, પ્રભો! આપે અર્જુનને ગીતા સંભળાવતી વખતે પણ....'

'અર્જુનને મેં એમ જ કહ્યું હતું ગીતામાં, દારુક!....અથવા અર્જુન એમ જ સમજ્યો હતો! પણ હકીકત એ છે કે એ–હું જગતનો ઉદ્ધાર કરી શકીશ એ–મારી મોટામાં મોટી ભ્રાંતિ હતી–અથવા સાબિત થઈ છે! હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપુને મેં માર્યા ત્યારે થોડીક વાર તો મને એમ જ થયેલું કે પૃથ્વીનો હવે ઉદ્ધાર થઈ ગયો, કે માનવતા હવે અસુરના ત્રાસમાંથી સદાને માટે છૂટી ગઈ! પણ થયું શું, વાસ્તવિક રીતે? હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપુ બેના બાવીશ લાખ થઈને પૃથ્વી પર પાછા આવ્યા, જુદે જુદે રૂપે અને જુદે જુદે નામે; અને....અને....વરાહત્વ અને નૃસિંહત્વ મને સદાને માટે ચોંટી ગયાં! બીજા શબ્દોમાં કહીએ તો અસુરો નફામાં રહ્યા અને હું, ઈશ્વર, દેવાધિદેવ, નુકસાનમાં! આ ઉપરથી મેં એક બોધપાઠ લીધો: 'અસુરોનો સંહાર કરવાના શુભ હેતુથી પણ ઈશ્વરે પશુનો કે નરપશુનો અવતાર ન લેવો!'

'આ શું બોલો છો, પ્રભો!' કંપતે અવાજે દારુકે આજીજી કરી.

'અસહ્ય કડવાશ લાગે છે કાં, મારા આ શબ્દોમાં? પણ સત્ય હમેશાં એવું જ હોય છે, દારુક! એટલા માટે જ તો લોકો 'હિરણ્મય પાત્ર'થી 'સત્યના મુખ'ને ઢાંકી રાખવાનો પ્રયત્ન કરે છે. પણ એ ચર્ચામાં ઊતરવાનો હવે મારી પાસે વખત નથી, એટલે મુદ્દા પર જ આવું. વરાહ અને નરસિંહ અવતારોના બોધપાઠ પછી, પાંચમા અવતારમાં, બલિને કપટથી ચાંપવા જતાં,

મારે વિરાટ મટીને વામન થવું પડયું. છઠ્ઠા અવતારમાં, આથી પ્રચ્છન્ન કપટને બદલે પ્રગટ રોષનો મેં આશ્રય લીધો: પરશુરામ બની, મદમત્ત ક્ષત્રિયોનાં મસ્તકોને પરશુની ધાર પર ઉતારી ઉતારીને મેં મારું એ વામનપણું ભૂલવાનો પ્રયત્ન કર્યો! પણ પરિણામ શું આવ્યું? હું જાતે જ પરાજિત થયો—મારે પોતાને જ હાથે! મારા રામ-અવતારને હાથે મારા પરશુરામ-અવતારનો પરાભવ થતાં, મેં કપટ અને ક્રોધ બન્નેનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો!...છતાં એકાદ-બે સ્ખલનો તો થઈ જ ગયાં....અને દસ મસ્તક છેદાયાં છતાં રાવણ જીવતો જ રહ્યો!

આ વખતે જગતે મને એક બીજી વાત પણ શીખવી, દારુક! સાંભળે છે ને, દારુક?'

ભૂગર્ભમાંથી આવતો હોય એવા અવાજે દારુકે હોંકારો દીધો: 'હા મહારાજ!'

'રામાવતારે એક બીજી વાત મને એ શીખવી, દારુક, કે જગતની સેવા કરવા માગતા હોય તેમણે જગતથી ડરવાનું છોડી દેવું. જગતનો ભય ત્યજ્યા વિના જગતની સેવા કરવી અશક્ય છે! જગતથી ડરીને મેં સીતાનો ત્યાગ કર્યો અને સીતાને બદલે સીતાની સુવર્ણપ્રતિમાથી ચલાવી લીધું. અને....જગતે પોતાની જાતથી ડરીને મારી સુવર્ણપ્રતિમાને મારે ઠેકાણે સ્થાપી અને મારો ત્યાગ કર્યો.'

'કૈંક સમજાય છે, પ્રભો! આ બધી તો ભૂતકાળની વાતો! પણ તમારો આ આઠમો અવતાર તો પૂર્ણાવતાર ને?'

ભગવાન ખડખડાટ હસી પડ્યા.

'પૂર્ણાવતાર!' હાસ્યના છેલ્લા તરંગનું વિસર્જન કરતાં તેમણે પડઘો પાડ્યો. 'પૂર્ણાવતાર....અને અંશાવતારો...તમે લોકોએ કરેલી આ વ્યવસ્થા હું બરાબર સમજું છું! પહેલા સાત અવતારો તે અંશાવતારો....અને આ આઠમો અવતાર તે પૂર્ણાવતાર! એ જ ને? પણ આ પૂર્ણાવતારમાં પણ ઘણી અપૂર્ણતાઓ રહી ગઈ છે, દારુક! મને તો લાગે છે, દારુક, કે પૂર્ણતા અને અપૂર્ણતા બન્નેની સાધના આ બ્રહ્માંડમાં સાથે જ ચાલ્યા કરે છે!' છેવટને માટે મીંચતા હોય એવી રીતે આંખો મીંચતા ભગવાને કહ્યું અને પછી પળ-બે-પળ તેઓ સમાધિમાં લીન થઈ ગયા.

'મહારાજ!' ચિરાતે હૃદયે દારુકે ચીસ પાડી.

'આ શું કરી રહ્યો છે, દારુક?' સમાધિમાંથી જાગીને તદ્દન વિરક્તભાવે શ્રીકૃષ્ણ બોલ્યા, 'શું ગીતાના પ્રણેતાને પણ એટલી શાંતિ નહિ મળે, દારુક, કે આત્માના અમરત્વના એના સંદેશને બીજા કોઈએ નહિ, તોપણ એક એના સારથિએ તો ઝીલ્યો જ છે! હું બ્રાહ્મી સ્થિતિમાં જાઉં છું, દારુક! તારું કલ્યાણ થાઓ, બાપ!'

'પણ મહારાજ!' વિદાય થતા લાગતા ભગવાનને આંગુળીની આજીજી કરતાં દારુક કરગર્યો: 'આપ કૈંક કહેવા જતા હતા...'

'હું એટલું જ કહેવા જતો હતો, દારુક, કે તમે જેને પૂર્ણાવતાર કહો છો, એવા મારા આ આઠમા અવતાર દરમ્યાન જગતે મને એક વાત વિશેષરૂપે સમજાવી છે....અને તે એ કે જગતનો ઉદ્ધાર તેના પોતાના જ હાથે થશે, કોઈ તારણહારને હાથે નહિ જ....'

અને ભગવાનના સમાધિસ્થ કલેવરની સન્મુખ, તે પછી કેટલીયે વાર સુધી, દારુક શૂન્યમનસ્કતાથી બેસી રહ્યો....આંસુ સારતો....અને એમના છેલ્લા શબ્દોને મનમાં ને મનમાં વાગોળતો!

*

## કુરુક્ષેત્ર કરબલા

યઝીદનાં અધમ આચરણો ઉપર ઇસ્લામી દુનિયા ફિટકાર વરસાવી રહી હતી. હઝરત મહંમદ પેગંબર સાહેબનું જીવનકાર્ય ધૂળમાં મેળવવાનો દૃઢ નિશ્ચય કરીને જ જાણે એ ખિલાફતના પુણ્ય–આસન ઉપર આરૂઢ થયો હતો.

ખલીફ એટલે પૃથ્વી ઉપર ઇસ્લામનો અગ્રણી. જગતઆખાના મુસલમાનો એને સત્કારે, સન્માને ને અનુસરે. એ શહેનશાહોનો શહેનશાહ અને ફકીરોનો ફકીર.

ઈસુ ખ્રિસ્તને એક વાર એના શિષ્યોએ પૂછેલું: 'ભગવન્, અમ સૌમાંથી શ્રેષ્ઠ કોણ?' ઈસુએ જવાબ આપેલો: 'તમ સૌમાંથી, માનવજાતિની ખિદમત કરવામાં જે સૌથી પહેલો તે શ્રેષ્ઠ. જે નીચામાં નીચો છે, તે જ ઊંચામાં ઊંચો છે.'

ઉચ્ચતાના આ જ આદર્શનું પાલન ભગવાન શ્રીકૃષ્ણે પણ ક્યાં નહોતું કર્યું?–યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞને ટાંકણે ઇંદ્રપ્રસ્થને આંગણે એકઠા મળેલા તમામ અતિથિઓની પાદપૂજા કરવાનું પુણ્યકાર્ય પોતા ઉપર લઈને.

ખલીફના આસન માટેની યોગ્યતા પણ, હઝરત મહંમદ પેગંબર સાહેબે આ જ પ્રકારની ઠરાવી હતી.

ખલીફને ઘેર જન્મ્યો, એટલાથી જ તે જમાનામાં કોઈ ખલીફ ન બની શકતો. શસ્ત્રાસ્ત્રોના પશુબળમાં જે બીજા બધા કરતાં ચડિયાતો હોય, અથવા ધનસંપત્તિ અને લાગવગનું જોર જેનામાં અન્ય સૌ કરતાં વધુ પ્રમાણમાં હોય, તે ખલીફ ન બની શકતો!

ખલીફપદ માટેની વરણી તો ઇસ્લામી આલમના બુઝર્ગ મૌલવીઓના હાથમાં તે વખતે રહેતી. તેઓ આસપાસ નજર નાખે. ખુદાતાલાનું કામ અને ઇન્સાનની ખિદમત, સૌથી વધારે કોને હાથે થઈ શકશે તેનો તેઓ વિચાર કરે અને પછી એ પવિત્ર કામ માટે ખુદાનો જે બંદો એમની તટસ્થ અને ધાર્મિક નજરે વધુમાં વધુ યોગ્ય જણાય, તેને માથે જ તેઓ એ કાંટાળો તાજ મૂકે.

પણ પશુબળના જોરે કે કાવતરાં કરવાની શક્તિને પ્રતાપે મજહબનાં ફરમાનોને

ઉવેખવાનું સાહસ કરનારાઓની કોઈ પણ જમાનામાં ક્યાં અછત છે?

યઝીદ, ખલીફ મુહાવિયોનો પુત્ર. પિતાના મૃત્યુ પછી ખિલાફતનો ધણી-રણી થઈ બેઠો!

અને ગાદી ઉપર બેસતાંવેંત તેણે કુરાને શરીફનાં પાક ફરમાનોનું એક પછી એક ઉલ્લંઘન કરવા માંડ્યું.

હજરત ઇમામ હુસેન, એ હજરત અલીના પુત્ર. હજરત મહંમદ પેગંબર સાહેબનાં પુત્રી ફાતમા—જેને ઇસ્લામ તેજોદુહિતા તરીકે ઓળખે છે—તે એમની માતા. તેમના સદાચરણની ફોરમથી જગતનો ખૂણેખૂણો મઘમઘી ઊઠ્યો હતો. ઇસ્લામને પેગંબરસાહેબે ચીંધેલા સન્માર્ગે દોરી શકે એટલી યોગ્યતા એ કાળના કોઈ પણ એક પુરુષમાં હોય, તો તે તેમનામાં હતી અને હાવિયાના મૃત્યુ પછી યઝીદે જો કાવાદાવા કરીને ખલીફપદ પચાવી પાડ્યું નહોત, તો જનતા અને બુઝર્ગો એમને જ ખલીફપદ માટે સર્વાનુમતે ચૂંટી કાઢત.

પણ દુન્યવી કામનાઓથી પર એવા એ ઓલિયા પુરુષને પોતાને તો ખલીફ-પદની જરા પણ નહોતી પડી; એટલે પરાપૂર્વથી ચાલતા આવેલા શિરસ્તાને ઠોકરે મારીને યઝીદે એ પદ પચાવી પાડ્યું તે છતાં પણ એ પોતે તો શાંત જ રહ્યા. એમના મનનો ભાવ તો તે વખતે એક જ હતો: સંભવ છે કે એ પવિત્ર ગાદી પર બેઠા પછી યઝીદની જિંદગી ખુદાને માર્ગે વળે! સંભવ છે કે ખુદાતાલાએ યઝીદનો ઉદ્ધાર જ એ રીતે નિર્મ્યો હોય!

પણ ગાદીએ બેઠા પછી યઝીદે ઊલટાની માઝા મૂકી. ગાદી માટે પોતે યોગ્ય નથી, તો હવે ગાદીને પોતાના જેવી કરી મૂકવી, એવો દુષ્ટ સંકલ્પ કરી ઇસ્લામના નામને કલંકિત કરે એવાં કુકૃત્યો તેણે આચરવા માંડ્યાં!

એની ગાદી ઇરાકના પાટનગર ડેમેસ્કસમાં હતી. એટલે પ્રથમ તો એણે ઇરાકીઓ ઉપર દમનના કોરડા વીંઝવા માંડ્યા. ઇરાકીઓ ત્રાસ્યા, પણ એમનામાં સત્તાના આસન પર બેઠેલાની સામે થવાની તાકાત નહોતી. એમણે મદીનામાં કહેણ મોકલાવ્યું. હજરત ઇમામ હુસેનને એમણે વિનતિ પાઠવી: 'ઇસ્લામના પવિત્ર નામને ખાતર તમે અહીં આવો. અમે કંટાળ્યા છીએ, ત્રાસ્યા છીએ, અન્યાય અને અત્યાચાર સામે લડવા તત્પર છીએ; પણ અમારી પાસે કોઈ આગેવાન નથી. તમે અમારા આગેવાન બનો—ખુદાને ખાતર.'

હજરત હુસેનના મિત્રો-સાથીઓ અને સ્વજનો ઇરાકીઓને પૂરી રીતે પિછાનતા હતા. એમણે સલાહ આપી: 'જવા જેવું નથી. જે લોકો પોતે કશું કરતા નથી, તેમની સહાયતા કરવા જવામાં શો માલ? છેવટની ઘડીએ એ લોકો દગો નહિ કરે એની શી ખાતરી?'

પણ હજરત હુસેનનું લોણું કાળજું અત્યાચારની કથાઓ સાંભળી કંપી ઊઠેલું. 'મુસીબતમાં આવી પડેલા હમદીન ભાઈઓ સહાયતા માગે ને હું દગાથી

ડરીને ના પાડું, એના જેવી કાયરતા બીજી કઈ? તેમણે સ્વજનોને સમજાવવા માંડ્યા. 'હાર અને જીત, જિંદગી અને મોત, એ સૌ ઈશ્વરના હાથની વાત છે; માનવના હાથની વાત છે પુરુષાર્થ. આપણે જવું જ જોઈએ.'

આખરે સોએક જેટલા સાથીઓ અને કુટુંબીજનો સાથે એમણે ઇરાકની વાટ લીધી.

ઇરાકીઓને એમણે કહેવડાવી દીધું: 'તમારા વચન ઉપર ભરોસો રાખીને હું ઊપડું છું.'

પણ ઇરાકની સરહદ ઉપર આવતાં જ, એ સમજી ગયા કે પોતાને મદદ માટે બોલાવનારાઓ સાવ પાણીમાં બેસી ગયા છે.

જાણે કશું જ બન્યું નથી અને બનવાનું પણ નથી એવી જડ મનોદશા સેવતા ઇરાકીઓ પોતપોતાનાં મામૂલી જીવનો જીવવામાં મશગૂલ છે...અને એ સૌની મોહનિદ્રા વચ્ચે, એક યઝીદની આસુરી સત્તા જ જીવતીજાગતી કોરડા વીંઝી રહી છે!

સાથીઓએ એમને ફરી સમજાવ્યા: 'અમે કહેતા હતા તે જ સાચું પડ્યું છે. હવે તો પાછા વળો!'

પણ ધર્મકાર્ય માટે નીકળેલો તપસ્વી મૃત્યુના ભયથી પાછો કેમ ફરી શકે? ઇરાકીઓ ખૂટલ છે, પણ ભગવાન તો હજાર હાથવાળો બેઠો છે ને?

'તમારામાંથી જેને પાછા ફરવું હોય તેને છૂટ છે!' તેણે પોતાના સાથીઓને કહ્યું: 'પાછા ફરનારની કોઈ પણ જાતની નામોશી નહિ થાય તેની પણ હું તમને ખાતરી આપું છું; પણ મારે માટે તો હવે એક જ માર્ગ ઉઘાડો હું જોઉં છું.'

'અમે તો એ માર્ગે મોત જ જોઈએ છીએ!' સાથીઓએ મીઠો ઠપકો દીધો.

'મોત તો જીવનની સાથે જડાયેલું છે!' હઝરત ઇમામે સામો ઠપકો દીધો.

'પણ જ્યાં વિજયની કશી આશા જ નથી, ત્યાં જીવનને વેડફી નાખવાનો શો આશય? જીવતા હોઈશું તો ફરી વાર....'

'જીવતા હોઈશું તો ફરી વાર લડીશું એમ મનને મનાવીને પાછા ફરનારાઓ ફરી વાર કદી લડ્યા છે ખરા? એ પ્રલોભન મારે ન જોઈએ. ખુદાહાફિઝ!'

પણ સાથીઓ કંઈ એમને છોડે એમ નહોતા.

એટલે એ સંઘ આગળ વધ્યો—યઝીદને ઓછાયે અપવિત્ર બનેલા દેશમાં.

થોડેક દૂર ગયા, ત્યાં સંદેશા મળ્યો કે યઝીદ તરફથી એક જબરદસ્ત લશ્કર સંઘની દિશામાં કૂચકદમ ધસતું આવે છે!

'જેને પાછા વળવું હોય તે હજુ પણ વળી શકે, હજુ સમય છે.' એટલું કહીને હઝરત હુસેને એ જ સ્થળે મુકામ નાખ્યો! પણ સાથીઓમાંથી, પાછા તો કોઈને વળવું જ નહોતું.

પેગંબરના ભાણેજની કાયાની આસપાસ જીવતી દીવાલો રચીને એમના સોએ સો સાથીઓ પણ ત્યાં જ ગોઠવાઈ ગયા!

એ હતું કરબલાનું મેદાન!

એની પાસે થઈને વહેતી હતી યુફ્રેટિસ નદી.

અને પછી થોડી જ વારમાં ત્યાં આગળ એક મહાભીષણ સંગ્રામ જામી પડ્યો.

આવા સંગ્રામોનાં વર્ણનોમાં નવું શું હોય? એક તરફ શસ્ત્રાસ્ત્રથી સજ્જ એવી સેના ને બીજી તરફ પ્રમાણમાં નિઃશસ્ત્ર એવા સો મરજીવાઓ!

દુશ્મનોનાં તીરથી વીંધાઈ વીંધાઈને સાથીઓ એક પછી એક વિદાય લેવા માંડ્યા. યઝીદના સૈનિકોએ હઝરત સાહેબના મુકામ ફરતી દીવાલ ચણી લીધી. મુકામમાં પાણી ખૂટ્યું. જીવતા રહેલાઓની જીભ પ્યાસથી સુકાવા માંડી!

સાથીઓનાં ઢીમ ઢળી ગયાં. સ્વજનો ગયા. પત્નીએ આખરી વિદાય લઈ લીધી. સુકુમાર પુષ્પ સરખો પુત્ર પાણી વિના તરફડિયાં નાખતો તીરથી વીંધાણો.

પણ હઝરત સાહેબનું ઈમાન અખૂટ હતું. ઈશ્વરના રાહ ન્યારા હોય છે એમ તે જાણતા હતા અને આ કુરબાનીની પાછળ પણ અલ્લાતાલાનો કોઈ ભેદી હેતુ હોવો જોઈએ એવું તેમને યકીન હતું.

એ કુરબાનીને લાગણીવેડાનાં આંસુઓથી એ કઈ રીતે અભડાવી શકે!

ખુદાનું નામ લઈને એ બહાર પડ્યા. નદી તરફ દોટ મૂકી. પ્રવાહ પાસે જઈ પહોંચ્યા. પાણીની અંજલિ ભરી અને....

સનનન કરતું એક તીર આવીને એમની છાતીમાં પેસી ગયુ.

અને....એ અમર થઈ ગયા.

અને અલબત્ત, યઝીદ પણ અમર થઈ ગયો. અસત્યના, અધર્મના, અન્યાય-ના, અનાચારના અને શયતાનિયતના એક પ્રતીક તરીકે!

કરબલા એ કુરુક્ષેત્ર.

યુફ્રેટિસ એટલે જનકલ્યાણની જાહ્નવી.

એ જાહ્નવીને કાંઠે હુસૈનિયત અને યઝીદિયત વચ્ચેના, ઇન્સાનિયત અને શયતાનિયત વચ્ચેના ગજગ્રાહો નિરંતર ચાલ્યા જ કરે છે!

ક્ષણભર લાગે છે કે, ઇન્સાનિયતનો પરાજય થયો છે અને શયતાનિયત વિજયી બની છે....

પણ માનવીના હૃદયમંદિરમાં તો હજરત હુસેનના આદર્શની જ નિત્ય આરાધના છે....

અને એ જ બતાવી આપે છે કે માનવકુળની કુરબાનીની સરિતાઓ નિરર્થક નથી જ જવાની.

*

# પહેલો પથ્થર !

[ अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्। साधुरेव स मन्तव्यः...

એ શબ્દોમાં શ્રીમદ્ ભગવદ્‌ગીતાએ માનવજાતિને માટે એક સુધામય સંદેશો આપ્યો છે. આ જ ભાવને સૂરદાસે પણ ગાયો છે:

અજામિલ, ગીધ, વ્યાધ: ઈનમેં કહો કૌન સાધ?
પંછિનહું પદ પઢાત, ગનિકા—સી તારી!

આમ પ્રભુને પોતાના પતિતો પર પ્રેમ છે, ત્યારે આશ્ચર્ય એ છે કે માનવી માનવીની ઊણપો પ્રત્યે નિર્ઘૃણ કઠોરતા સેવે છે! ક્ષમા અને ઉદારતા જેવા શબ્દો જ જાણે એના શબ્દકોશમાં નથી!

ખ્રિસ્તીઓના બાઈબલમાંથી બીજ લઈને વિકસાવેલી આ કથા ભગવાન ક્રાઈસ્ટના જીવનનો એક કરુણ-સુંદર-મંગળ પ્રસંગ વર્ણવી જાય છે. માણસને માણસની ક્ષતિઓ બાબત ઉદાર અને ક્ષમાશીલ બનવાની પ્રેરણા આપતો આ પ્રસંગ વાચકોના મનમાં એક કાયમી ગુંજન મૂકી જશે કે—

પ્રભુ મોરે અવગુણ ચિત્ત ન ધરો, સમદરશી હય નામ તિહારો,
ચાહે તો પાર કરો.]

'વેશ્યા! વારાંગના! કુલટા! પકડો! મારો! છૂંદી નાખો! છોતાં ઉડાવી દો!'

જેરુસેલમના 'ધર્માત્માઓ' આજે હિંસાને તાંડવે ચઢ્યા હતા. માનવદેહધારી પશુઓનું એક મોટું ટોળું આજે ભૂરાટું થયું હતું.

હલાહલથીયે વધુ દારુણ એવું ઝનૂનનું ઝેર આજે હજારો જિહ્વાઓ દ્વારા જેરુસેલમની શેરીઓમાં રેલાઈ રહ્યું હતું. શું કરવા?

વાત આમ હતી.

એક વેશ્યા ભગવાન ઈસુ ખ્રિસ્તના ચરણોને સ્પર્શ કરીને પાવન થવા આવી હતી: ભગવાનને અભડાવવા આવી હતી!

અભડાવવા આવી હતી? ના, વાત એથીયે આગળ વધી ગઈ હતી. વેશ્યાએ ભગવાનને અભડાવી પણ માર્યા હતા! હજારો સોનામહોરો ખરચતાં પણ માંડ મળે એવા મહામૂલ્યવંતા અત્તરથી ભગવાનના પગ એણે પખાળ્યા હતા!

અત્તરથી અને એ અત્તરથીયે વધુ મૂલ્યવંતાં એવાં પોતાનાં આંસુઓથી! પશ્ચાત્તાપનાં આંસુઓથી!

અ ર ર ર ર! કેટલી ધૃષ્ટતા એ હરામજાદીની! ભગવાનની આસપાસ બેઠેલા જેરુસેલમના આખાયે મહાજનમંડળની આંખમાં ધૂળ નાખીને એ દુષ્ટાએ આ બધું કર્યું હતું અને ઉપરથી પોતાના લાંબા કેશકલાપ વડે ભગવાનના ભીના ચરણોને લૂછ્યા પણ હતા!

નિ...રાં...તે લૂછ્યા હતા! 'તમે લોકો ભલે મને પતિતા ગણો, પણ તમારો આ તારણહાર તો મને પોતાની જ લેખે છે!' એવા પડકારનો ભાવ પોતાના ગોઝારા (ગોઝારા, પણ સુંદર!) મોં પર પાથરીને!

એ મોંને ચેપી જ નાખવું જોઈએ ને: પથ્થરો મારી મારીને! ભગવાનના

ચરણોને, પોતાનાં આંસુઓથી ખરડનાર એક અધમ (અધમ. પણ મોહક!) આંખોને એમના ગોલકમાંથી ઉખેડી જ કાઢવી જોઈએ ને! ભગવાનને અભડાવનાર એ કુટિલ (કુટિલ, પણ કમનીય!) કેશકલાપને એ ખોલકીની ખોપરીમાંથી ઊતરડી જ કાઢવો જોઈએ ને!

'પકડો! મારો! આંખો કાઢી લ્યો! ચામડી ઊતરડી લ્યો! છોતરાં ઉડાવી દો એ પાપણીના દેહનાં!'

બાઈએ કરેલા આ મહાભયંકર પાપની સજા, તેને આપવા માટે, આ ટોળું તેની પાછળ પડ્યું હતું!

બાઈ ભયથી દોડતી હતી; પાછળ પડેલા 'ધર્મરક્ષકો' ઝનૂનથી દોડતા હતા!

આમ જુઓ તો, આ યહૂદીઓને ભગવાન માટે કંઈ ઓછું માન નહોતું. અરે, ભગવાન તેમને દીઠાયે નહોતા ગમતા! ઈસુ ખ્રિસ્ત પર તેમને લેશ પણ આસ્થા નહોતી. ખ્રિસ્તના ઉપદેશોને તેઓ કાં તો વેવલાઈ સમજતા અથવા તો પ્રપંચ-પટુતા માનતા! ગરીબોને અપનાવવાની, પતિતોને પાપમુક્ત બનાવવાની, પ્રેમની અતૂટ ધારા વિશ્વે વહેવડાવવાની અને પ્રભુનું રાજ્ય ધરતી પર ઉતારવાની ઈસુની વાતોને તેઓ તિરસ્કારથી હસી કાઢતા!

ફક્ત હસી કાઢતા એટલું જ નહિ; પરંતુ એવી વાતો કરી કરીને લોકોને અવળા રસ્તે ચઢાવવા માટે તેમના ઉપર તેઓ ક્રોધ અને ઝનૂન પણ વરસાવતા. ભગવાન ક્રાઈસ્ટ પોતાને પ્રભુબાલ કહેતા; યહૂદીઓ તેમના આ દાવાની મજાક ઉડાવતા અને ઉપરથી તેમને 'સેતાનના સેવક' કહીને ગાળ પણ દેતા!

ગાળ! ગાળોનું તો પૂછશો જ મા! ભગવાન ક્રાઈસ્ટને ગાળો ભાંડવામાં આ યહૂદીઓ મગધ દેશના પેલા શિશુપાળ કરતાં સવા વેંત ચઢે એમ હતા!

અને છતાં....?

અને છતાં એ ભગવાનને એક વેશ્યા અભડાવી જાય, અને એ ભીંજાયેલા ચરણોને વળી પાછા પોતાના કેશકલાપથી લૂછી જાય....

ઈશ્વર! ઈશ્વર! કેટલું અસહ્ય હતું, આ બધું એમના માટે!

'પકડો હરામજાદીને! આંતરો એ અધર્મની આચરનારીને! ભૂલવી દો એને, જનમની ખોડ!'

નાસતી બાઈ અને પાછળ પડેલા પશુઓ વચ્ચેનું અંતર હવે ધીમે ધીમે ઘટી રહ્યું હતું.

ટોળાની આગલી હરોળ હવે બાઈને પથ્થરોથી સહેલાઈથી આંટી શકે એટલી નજીક આવી ગઈ હતી.

પણ પથ્થરો ક્યાં?

કુદરતની ગત પણ ન્યારી છે! માણસને શુભ તેમ જ અશુભ બન્ને પ્રકારનાં કાર્યોમાં એકસરખી તટસ્થતાથી એ મદદ આપે છે! અને એ તટસ્થતા છોડતી દેખાય છે, ત્યારે પણ અશુભની તરફેણમાં જ! વહેમે ભરાયેલા નળને દમયંતીનો

ત્યાગ કરવાની ઇચ્છા થઈ, ત્યારે પતિ–પત્ની બન્નેએ એક જ વસ્ત્ર પહેર્યું હતું: એ વસ્ત્રને ફાડ્યા વગર નળ નાસી શકે એમ નહોતો! પણ ફાડવું શી રીતે? હાથેથી ફાડવા જાય તો ચરરરર અવાજ થતાં ભરનિદ્રામાં પોઢેલી વૈદર્ભી જાગી ઊઠે (અને એની સાથે નળનો પ્રસુપ્ત વિવેક પણ જાગી ઊઠે)! અને વસ્ત્ર મૂકીને નાસે તો નળને નગ્નાવસ્થા સ્વીકારવી પડે! આ દુગ્ધામાંથી નળને રસ્તો કોણે સુઝાડ્યો! કવિ કહે છે કે કળિએ. કળિયુગ કાતર બનીને પૃથ્વી પર પડ્યો અને નળ એ કાતર વડે વસ્ત્રના બે ભાગ કરી, એક ભાગથી અંગને આચ્છાદી, મધરાતના વનમાં, વૈદર્ભીને વલવલતી મૂકીને રવાના થઈ ગયો!

નળને આ વખતે (બરાબર, આ જ વખતે!) કાતર ન મળી હોત તો! દમયંતીનો ત્યાગ એ કરત ખરો?....

અને પેલા પરીક્ષિત રાજાની વાત કેમ ભૂલી ગયા? સમાધિમાં બેઠેલા ઋષિની મશ્કરી કરવાનું મન થયું કે તરત જ એક મરેલો સર્પ તૈયાર જ હતો–તેની એ દુર્વાસનાનું હથિયાર બનવા!

માનવીના હૃદયમાં જાગેલી વાસનાઓને પોષણ મળી જાય એવા અકસ્માતો, અણીને વખતે, કોઈ ને કોઈ રીતે બની જ જાય છે!....

અને જીવ બચાવવા માટે નાસી રહેલી બાઈ પથ્થર–વા જેટલી નજીક આવી, તે જ વખતે બરાબર, ટોળાના આગેવાન જેવા દેખાતા એક માણસની નજર....સડકની એક બાજુએ પડેલા પથ્થરના એક મોટા ગંજ પર પડી!

અને તેણે દોડીને એ ગંજમાંથી થોડાક પથ્થરો કબજે કર્યા....અને જોત-જોતામાં ગંજ સાફ થઈ ગયો!....

આખા ટોળાએ પોતાના આગેવાનનું અનુકરણ કર્યું હતું.

દરમ્યાન, સહેજસાજ રાહત મળી જતાં, બાઈએ પોતાની અને ટોળાની વચ્ચેના અંતરને વળી પાછું ઠીક ઠીક વધારી દીધું હતું.

'રખે છટકે!' દૂરની એક ગલીમાં અદૃશ્ય થઈ રહેલી બાઈ તરફ અંગુલિ-નિર્દેશ કરીને આગેવાને હવે સપથ્થર બનેલા ટોળાને ઉદ્બોધ્યું.

અને પ્રલોભનને નિહાળીને નિર્બળ મનની વાસનાઓ દોડે, એમ ટોળું પાપને પગે, પેલી બાઈ તરફ દોડી રહ્યું.

ટોળું આ બાઈને સારી રીતે ઓળખતું હતું. એમાંનાં ઘણાખરા એ બાઈના માંસલ દેહનો શિકાર કરવા, મહિનામાં એકાદ વખત, એ બાઈને ઘેર આંટો મારી આવતા! એ બાઈ સાથે ગાળેલી થોડીક ક્ષણો, તેમને હરહમેશ, સુખની પરાકાષ્ઠા જેવી લાગતી! એવી ક્ષણો જીવનમાં ફરી ફરી આવે એવી તેમની ઝંખના હતી!

અને કદાચ, એટલા માટે જ તેઓ ઉશ્કેરાયા હતા! વેશ્યા સર્વના ઉપ-ભોગનું સાધન મટીને વેરાગણ બની જાય, તો પછી....!

તો પછી....?

તો પછી, તેમની ખાઉધરી વિષયલોલુપતાને સંતોષે કોણ?

'ત્યારે ભગવાનનું નામ તો તમે લોકો વચ્ચે અમસ્તું જ લાવો છો ને?' સૌથી આગળ દોડતા પેલા આગેવાન ઉપર તેના અંતઃકરણે તરાપ મારી!

આગેવાનનો પગ સહેજ ખમચાયો. ટોળું તેની પાછળ ખમચાયું. શું છે?

'ખોટી વાત છે!' આગેવાને પોતાના અંતઃકરણને શાંત કરવાની કોશિશ કરી. 'વેશ્યાઓની તો આખી બજાર ચિકાર ભરી છે! એક જશે, તો એકવીશ જડશે! પણ આ તો....આ તો ભગવાનને....ભગવાનને....'

'પણ ભગવાનને અને તમ લોકોને કંઈ નિસ્બત ખરી?' અંતઃકરણે ફરી સપાટો ચલાવ્યો.

'નિસ્બત કેમ નહિ?' આગેવાને દલીલ કરવા માંડી! 'ઈસુને ભલે અમે ભગવાન ન ગણીએ, પણ આખરે એ મેરીનો દીકરો તો ખરો ને, જોસેફ અને ડેવીડ સોલોમનના કુળનો તો ખરો ને! એવા કુલીનને ત્યાં આવી એક પતિતા....'

'પણ એ પતિતાને ત્યાં તારા જેવા સેંકડો કુલીનો, રોજ રાતે, અંધકારનો અંચળો પહેરીને, આંટા મારતા હોય છે, તેનું શું?'

'એ વાત જુદી છે! એને અને આને કશો જ સંબંધ નથી.'

અને અંતઃકરણને હમેશને સારુ ચૂપ કરી દેવા માટે આગેવાને પથ્થરવાળો પોતાનો હાથ ઉગામીને ગર્જના કરી:

'ચેતજો, દોસ્તો! એ લુચ્ચી જ્યાં ભગવાન ઈસુનો ઉતારો છે, તે તરફ જ દોડે છે, પાછી!'

અને જાણે કોઈ નવા પ્રાણ પ્રગટ્યા હોય એમ ટોળું નવા ઝનૂન સાથે, બાઈ ભણી દોડવા માંડ્યું....

અને બાઈ રહ્યું હતું તેટલું જીવન પગમાં ધરબીને દોડવા માંડી!

પણ ભાવિના ગર્ભમાં શું છે તે કોણ જાણે છે!

દોડતાં દોડતાં, બાઈના થાકેલ પગને ઠેસ વાગી અને બાઈ જમીન પર ઢગલો થઈ ગઈ!

અને એક અર્ધક્ષણમાં જ હજારો હાથમાંથી વરસેલા પથ્થરોના એકસામટા પ્રહારથી બાઈની કાયાનો કચ્ચરઘાણ જ નીકળી ગયો હોત....પણ ત્યાં તો.....

કોઈએ મૂઠ મારી હોય એમ પથ્થરસોતા ઉગામાયેલા હજારો હાથ અદ્ધર જ રહી ગયા! ઉશ્કેરાટની પરાકાષ્ઠાએ પહોંચેલું ટોળું, જાણે કોઈ ચિત્રમાં ચીતર્યું હોય, એવું લાગવા માંડ્યું!

ઢગલો થઈ પડેલ બાઈનો દેહ અને રાની પશુઓના એ ટોળાંની વચ્ચે જીવતી-જાગતી એક દેવપ્રતિમા ખડી થઈ ગઈ હતી.

એ પ્રતિમા હતી ભગવાન ક્રાઈસ્ટની!

બહારનો કોલાહલ સાંભળીને ભગવાન પોતાના ઉતારામાંથી બહાર દોડી આવ્યા હતા.

થોડા દિવસ પહેલાં પશ્ચાત્તાપનાં સુગંધી આંસુઓથી પોતાના ચરણોને ભીંજવી ગયેલી બાઈની નમણી મુખમુદ્રાને ક્રાઈસ્ટની કરુણાએ ઓળખી લીધી હતી....

અને યહૂદીઓના ટોળાને તો ભગવાન ગળથૂથીમાંથી જ ઓળખતા હતા!

'ઊભા ઊભા જોયા શું કરો છો?' મેઘ–ઘેરા નાદે ભગવાને ટોળાને સંબોધવા માંડ્યું: 'ફેંકો પથ્થર આ દુખિયારીના દેહ ઉપર! અને કરી નાખો છૂંદો એનો!'

ભગવાન આ શું બોલી રહ્યા છે તે ન સમજાતાં, ટોળું નિશ્ચેષ્ટ ઊભું રહ્યું.

'સમજ્યા નહિ, મેં શું કહ્યું તે?' ભગવાને આગળ ચલાવ્યું. 'આ હીણ-ભાગી કાયાને પથ્થરો મારી મારીને છૂંદી નાખવી હોય, તો બેલાશક છૂંદી નાખો!'

ટોળામાંથી થોડાક હાથો હવે સળવળવા માંડ્યા.

'પણ એક વાત યાદ રાખજો!' ભગવાનની વાગ્ધારા ચાલુ હતી, કે પહેલો પથ્થર મારવાનો અધિકાર તેનો છે, જેણે સ્વપ્ને પણ કદી પાપાચરણ ન કર્યું હોય!'

સળવળતા હાથ ફરી શાંત થયા. ટોળું એવી ને એવી નિશ્ચેષ્ટતાથી ભગવાનને સાંભળી રહ્યું.

'ફરી સાંભળો, જેરુસેલમવાસીઓ! તમારામાંથી જે સર્વથા નિષ્પાપ હોય તે આગળ આવે, અને આ બાઈને એનાં કુકર્મોની સજા આપે!'

અને ટોળાના ઉગામેલા હાથ થરથર થરથર ધ્રૂજતા ટપોટપ નીચે પડવા માંડ્યા!

'પાપને દંડવાનો અધિકાર દેવાધિદેવ ઈશ્વરે પોતાની પાસે જ રાખ્યો છે!' ભગવાનનું ઉદ્‌બોધન આગળ વધી રહ્યું હતું: 'પણ તેનો કંઈ વાંધો નથી. માણસ પણ ધારે તો ઈશ્વરનું સ્થાન લઈ શકે છે! પણ તે એક શરતે! તે સર્વથા નિષ્પાપ હોવો જોઈએ. સંપૂર્ણ નિષ્કલંક હોવો જોઈએ. તમારામાંથી જો એવો કોઈ હોય, તો તે જરૂર આગળ આવે, અને પશ્ચાત્તાપને પંથે પળી ચૂકેલી આ બાઈને પહેલો પથ્થર મારે!'

અને ટોળું નીચી મૂંડીએ વીખરાવા લાગ્યું: ધીમે ધીમે! ભારે પગે! અને એથી પણ ભારે હૃદયે!

અને થોડીક વારમાં, ત્યાં પછી બે જ દશ્યો મહાકાળની આંખને નોતરતાં રહ્યાં.

એક દશ્ય હતું....

પશ્ચાત્તાપના સુધાઝરણમાં નાહીને નિર્મળ બનેલી એક નારીના કોરા કેશકલાપમાં પ્રેમસભર રીતે ફરતા ક્રાઈસ્ટના કારુણ્યનીતરતા કર-કમલનું!

અને બીજું દશ્ય હતું....

સામે સડક પર છૂટાછવાયા પથરાયેલા સેંકડો પથ્થરોનું! જાણે કેમ એ બધા પ્રભુનો પાડ ન માનતા હોય કે–

'ભલું થજો તમારું ભગવાન, કે અમને પેલા ધર્માત્માઓના હાથમાંથી છોડાવીને તમારા ચરણોની છાયામાં સ્થાન આપ્યું!'

*

# વિભાગ સાતમો

## નવલકથા

જગતના ઇતિહાસમાં અપૂર્વ એવી એક ઘટના જૂનાગઢના ઇતિહાસમાં બની રહી હતી. ભારતીય સંસ્કૃતિના વિલક્ષણ વાતાવરણમાં, કવિઓના કલ્પનાના આર્યાવર્તમાં જ બની શકે એવી એ ઘટના હતી...

## જંતરનું અંતર

શ્રીકૃષ્ણ, નરસિંહ અને મીરાં જેવાંના પગલે પાવન બનેલી સૌરાષ્ટ્રની ધરતીએ હજારો વરસના પોતાના ઇતિહાસ દરમિયાન, આત્માને ડોલાવે એવું સંગીત અનેક વાર સાંભળ્યું છે પણ આ સંગીતની તો જાત જ જુદી!

શ્રીકૃષ્ણની બંસી પાછળ એક અવતારી પુરુષનું આખુંયે વ્યક્તિત્વ હતું. બંસી પુરુષોત્તમના અધર પર રમતી અને પુરુષોત્તમનું અંતર બંસીવાટે વહેતું–એ હકીકત બંસીના ઉપાસકોથી ભૂલી જ નથી શકાતી. નરસિંહના સંગીતને એનાં કવિ અને ભક્ત વ્યક્તિત્વનો ટેકો હતો અને મીરાંની પાછળ તો આ બે ઉપરાંત, સિંહાસન ને સમાજ બન્ને સામે બંડ જગાડીને ચાલી આવેલી રાજરાણીની રોમાંચક અને ભવ્ય ગાથા હતી.

પણ આ બીજલના સંગીતની પાછળ તો....

ફક્ત સંગીત જ હતું.

એ સંગીતમાંથી બીજલના બીજા વ્યક્તિત્વને બાદ કરો, તોપણ એ, હતું તેવું જ રહેતું હતું: મોહક, માદક, દાહક, પ્રેરક, શામક, ઉચ્છેદક, જુદે જુદે પ્રસંગે જુદી જુદી અસરો ઊભી કરતું, પણ સદૈવ સાર્વભૌમ! સાંભળનારાઓ ચેતન હોય તો જડવત્ બની જતા, અને જડ હોય તો ચેતનવંત વર્તતાં!

એ બીજલનું જંતર આજે સોરઠની ધરતી પર પહેલવહેલું સંભળાયું છે. બીજલ જૂનાગઢની ભાગોળ ભણી વહ્યો આવે છે. એના જંતરમાંથી વહેતી અમીની ધારાઓને આસપાસની જડચેતન સૃષ્ટિ ઊંચી ડોક કરીને ગટગટાવી રહી છે, ગિરનાર જાતે જ, આજે એ સંગીતને માણવા માટે જાણે પોતાનો કાન ઊંચો ન કર્યો હોય, એવો લાગે છે!

આ સંગીત સાંભળવા માટે જ જાણે સૂરજનારાયણે ધીરે ધીરે કોર કાઢવા માંડી છે. સંગીતની આ અપૂર્વ મહેફિલને પોંખવા માટે જ જાણે એ અબીલગુલાલ ઉડાડી રહ્યો છે! નિજ નિજના માળાની હૂંફમાં પોઢેલા પક્ષીઓ પણ મીઠો કલરવ કરીકરીને બીજલના જંતરને વધાવી રહ્યા છે!

પણ બીજલને આમાંની કશીયે વાતની ખબર નથી. એને સુધ જ નથી. એની પાંચેય જ્ઞાનેન્દ્રિયો આજે જંતરના અંતરમાં ખોવાઈ ગઈ છે. છતે કાને આજે એ કશું સાંભળતો નથી; અને છતી આંખે આજે એ કશું દેખતો નથી.

અને છતાં નથી એને આવતી ક્યાંય ઠેસ, નથી એને વાગતી ક્યાંય ઠોકર.

ક્યાંથી વાગે? કેવી રીતે વાગે? જંતરના સૂરની ધારા. એની આગળ આગળ એક વિશાળ સડક બાંધતી જ જાય છે! એ સડક ઉપર બેઠેલાં પશુઓ અને માનવીઓ સૂતાં હોય તો બેઠાં થઈને અને બેઠાં હોય તો ઊભાં થઈને ચાલવા માંડે છે–બીજલના છડીદાર બનીને! એવી જ એક સૂરધારાની સડક

બીજલની પાછળ પાછળ બંધાતી આવે છે!

આમ જુઓ, સૂરનું એ આખુંય સરઘસ જોતજોતામાં ગઢના દરવાજા પાસે આવી ગયું. દરવાજા બંધ છે પણ બંધ રહેશે ક્યાં સુધી? જંતરના જાદુથી દરવાજાના દ્વારપાલો પહેલાં તો ચમકી ઊઠે છે. પછી એ ચમક, આનંદમાં અને આનંદ અભાનમાં પલટાઈ જાય છે. પણ એ અભાનમાં પણ એક ભાન તો છે જ. મુખ્ય દરવાન, ચાવીનો ઝૂડો લઈ ને આગળ વધે છે. તોતિંગ કમાડો ધીરે ધીરે ઊઘડે છે.

પણ આજે, હમેશના તેમના ચૂચવાટને કોઈ સાંભળતું નથી; કારણ કે સૌનું ધ્યાન ગઢના બારણાં સોંસરવી નગરમાં દાખલ થતી જંતરની આ યાત્રા ઉપર કેન્દ્રિત છે.

૨

રાજમહેલની મેડી પર, રા' ડિયાચ દરબાર ભરીને બેઠો છે. કચ્છથી કો' ચારણ આવ્યો છે તે રા'ની પ્રશસ્તિના કુંડાલ્યા લલકારી રહ્યો છે! એક તરફ દીવાન અને રાજપુરોહિત અને બીજી તરફ સેનાપતિ અને મહાસામંતની પાછળ વચ્ચે આઠ હાથનો રસ્તો મેલીને સમગ્ર રિયાસતનું મહાજન મંડળ અદબભેર બેઠું છે! સિંહાસનની પાછળ ચક નાખીને સખીઓથી અને બાંદીઓથી વીંટળાયેલી સોરઠરાણી બેઠી છે. પતિની પ્રશસ્તિના લલકારો એને પોરસ ચઢાવી રહ્યા છે.

ચારણને આપવા માટે પોતાની ડોકમાંથી એકાવળ હાર કાઢીને જેવી તે બાંદીના હાથમાં મૂકવા જાય છે, તેવો જ ચારણ વેણને અડધેથી જ છોડી દઈ ને મૂંગો થઈ જાય છે....અને હકડેઠઠ ભરાયેલ દરબાર પર કોઈ નિરાળી જાતનો સોપો પડી જાય છે. કોઈ અદીઠ જાદુગરે જાણે મૂઠ ન મારી હોય!

ચૂપકીદીનું કારણ જાણવા માટે સૌ પળ બે પળ પોતપોતાની નજરોને ચોરીછૂપીથી આખા યે દરબાર ખંડમાં ફેરવી લે છે!

અને પછી ધીમે ધીમે સૌની અજાયબી વચ્ચે અને સૌના આનંદ વચ્ચે સૂરની એક આછીપાતળી સરવાણી છતી થાય છે. દરબાર આખો એક-કાન થાય છે. સરવાણી વધુ ને વધુ સ્પષ્ટ થતી આવે છે. જોતજોતામાં એની સીમા વિસ્તરે છે. સૂરધાર, સૂરસાગરમાં પલટાઈ જાય છે; અને એ સાગરમાં સૌનું ભાન ડૂબવા માંડે છે!

રા' ડિયાચ સિંહાસન પરથી ઊભો થઈ જાય છે. દરબારીઓ ચાવી દીધેલા પૂતળાની માફક એની પાછળ પાછળ ચાલવા માંડે છે. સોરઠરાણી ચકમાં ને ચકમાં ઊભી થઈ, ડોક લંબાવે છે અને કાન સરવા કરે છે!

રા' મેડીને ઝરૂખે જાય છે. નજર કરીને નીચે એ જુએ છે તો જેમનાં અંતર એક જંતરમાં ખોવાઈ ગયાં છે એવી એક વિશાળ માનવમેદની તેની નજરે પડે છે! જંતર જેના હાથમાં રમી રહ્યું છે, એ જુવાન જાગતસ્વપ્ના જેવી કોઈ અવસ્થામાં હોય એવી રીતે સૂરનો ફુવારો ઉડાડયે જ જાય છે અને એ ફુવારાનાં ફોરાં જેને જેને અડકીને વરસે છે તેના પ્રાણ પુલકિત બનીને નાચવા માંડે છે!

રા' ડિયાચના પ્રાણ પુલકિત થઈ ઊઠ્યા. જંતરવાળો જંતરના તાર નહોતો

તો ફક્ત; એના હૃદયના તારોને પણ રણઝણાવી રહ્યો હતો અને એ રણકારમાંથી તો રોમાંચ રા'ને રસતરબોળ કરી રહ્યો હતો.

ત્યાં તો જંતર થંભ્યું.

'ક્યાંથી આવો છો?'

રસસાગરમાં ડૂબેલ રા'એ માંડ માંડ સપાટી પર આવીને પૂછ્યું.

'આવું છું....આઘેથી ઘણે જ આઘેથી.'

'પણ તોય.'

'સિંધુને કાંઠેથી!'

'માટે જ તારા આ જંતરમાં સિંધુની મસ્તી લાગે છે, લેલા! આવું સુંદર ગાડતાં તને શીખવ્યું કોણે?'

'આવું સુંદર? આ હું અબઘડી વગાડી રહ્યો હતો તેને તું સુંદર કહે છે? અરે ભૂંડા, સુંદર સંગીત તો હજુ આ સાજના અંતરના ઊંડાણમાં જ પોઢેલું છે. આ આંગળીઓના સ્પર્શે એ જ્યારે ઊઠશે ત્યારે તો તારો આ ગિરનાર ડોલી ઊઠશે!'

'પણ તો હવે વાટ કોની જુએ છે?....આવ ઉપર અને....'

'પણ આ સાજન સન્માન કરવું પડશે.' મેડીની સીડી ભણી આગળ વધતા બીજલે કહ્યું.

'રા' ડિયાચને તું પૂરો નથી ઓળખતો લાગતો હજુ, જંતરીઆ! અહીં તો માગનાર ભૂલે!'

'પણ જોજે પછી વગદ્યા કરતો નહિ.'

'હવે ઝાઝું બોલીશ તો અપમાન થશે, ચાલ્યો આવ મારી.'

અને પોતાની પાછળ ખેંચાઈ આવેલ માનવસરિતાને રાજમહેલના વિશાળ ચોગાનમાં ઊભી મૂકીને બીજલ સડસડાટ કરતો મેડીનાં પગથિયાં ચઢી ગયો!

૩

બીજલે દરબારને ચગડોળે ચઢાવ્યો છે. જંતર પર આંગળીઓ રમતી જાય છે અને અંતર ઉપર સૂરો રમતા જાય છે! એક ગીત પૂરું થાય છે અને બીજું ઊપડે છે. બીજું પૂરું થાય છે અને ત્રીજું શરૂ થાય છે. કેટલા પૂરાં થયાં અને કેટલાં શરૂ થવાનાં છે તેની કોઈને ગણતરી રહી નથી. સમયનું ભાન ભુલાઈ ગયું છે. વ્યષ્ટિ ને સમષ્ટિ બધુંય સૂરના રસસાગરમાં ડૂબીને વિલીન થઈ ગયું છે. તરે છે ફક્ત એક જંતર!

એણે દુઃખની અને દેશવટાની કથાઓ સંભળાવી અને નટની અને મરજીવાઓની કથાઓ પણ સંભળાવી. ફકીરી અને ફનાગીરી, જાહોજલાલી અને જાંફીસાની, ઊંઘમાં અજાણપણે બોલાયેલ એક વેણુને ખાતર લાખોની આહુતિ અપાઈ ગયાની અને કો'ક રૂપસુંદરીના નેણને ખાતર ભૈરવ લેંકાર કાળઝાળ ધિંગાણાંઓ જામ્યાની....

અવનવી અને અનોખી વાતો સર્યે જાય છે જંતરના એ તારોમાંથી!

સાંભળો! સાંભળો! બીજલના સાજમાંથી અત્યારે કિયો અવાજ નીકળે છે તે? એક જવાન છે. એક જુવતી છે. જવાન છે રસરસિયો અને રણરંગીલો! જુવતી છે મદનની મહેફિલ જેવી! બન્નેની આંખો મળે છે. જુવાનના દિલમાં દર્દ જાગે છે....પણ જુવતી? જુવતીના દિલનો દોર કોઈ બીજાને હાથ છે અને જુવાનના પ્રારબ્ધમાં વેરની ઝાળ સિવાય બીજું છે જ નહિ....

અરેરેરે! એક નાનકડા હૈયામાં આટઆટલાં અશ્રુઓ અને ડૂસકાંઓ ભર્યાં પડ્યાં છે તે તો જેણે પ્રેમ કર્યો હોય તે જ જાણે! ના, ના, ફક્ત પ્રેમ કર્યો હોય તે જ નહિ, પણ જેણે પ્રેમ કર્યો હોય અને પ્રેમના યુદ્ધમાં જે વગર વાંકે હાર્યો હોય તે જ જાણે! અરે વિધાતા! જગતમાં આટઆટલાં દુઃખો માનવીને માથે ખડકયાં, છતાંયે તું ન ધરાણો! કે આ વેરનું દુઃખ પણ એને લલાટે તેં લખ્યું! જો મિલન કરાવવું જ નહોતું, તો દર્શન શાને કરાવ્યું? શું હવે જીવનના અંત સુધી આમ.

નહિ! નહિ! જુવાનની ભમ્મરો ભીડાય છે; રોઈ રોઈને અશ્રુહીણી બની ગયેલ એની આંખોના ખૂણામાં ધીરે ધીરે લોહીના રંગની લાલ ઝાળ ઊગે છે. એના હોઠ પર રોષની એક ધ્રુજારી આવે છે....એ નિશ્ચય કરે છે. જેને ખાતર મારા પ્રેમનો એણે ઇન્કાર કર્યો તેને માટે તો હા....નીકર ના! અને બંને હાથમાં નાગી શમશેરો લઈને એ છલાંગ મારે છે....બ્રહ્માંડ થરથરી ઊઠે છે. આકાશની છતમાં ટાંગેલા તારાઓનાં ઝુમ્મરો, એ આંચકાથી હાલકલોલ થાય છે.... નીચે વનો અને પર્વતો, સરિતાઓ અને સાગરો.... પ્રેમને માથે તોળાઈ રહેલ આ મહાસંકટ દેખીને અરેરાટી કરી રહ્યું છે....જંતરના તારમાં એક એવી અરેરાટી છૂટી કે ગિરનાર જમીનદોસ્ત થયો કે શું! એવી ભ્રમણા શ્રોતાઓને થઈ!

'રંગ છે! રંગ છે!' ગીત પૂરું થતાં જ રા' ડિયાચ એકી અવાજે બોલી ઊઠ્યો, દરબારીઓએ ધન્યવાદનો એકી અવાજે પડઘો પાડ્યો 'આ તે જંતર છે કે જાદુ!'

ફરી એક વાર આખો દરબાર 'રંગ છે'ના નાદથી ગાજી ઊઠ્યો.

પેલા ચારણને આપવા ડાબલામાંથી બહાર કાઢેલ એકાવળ હારને સોનામહોરથી ભરેલી એક છાબમાં મૂકીને સોરઠરાણીએ બાંદી દ્વારા બીજલ પાસે પહોંચાડી.

૪

બીજલ વગાડયે જ જતો હતો. એની આંગળી જંતરના તાર ઉપર રમતી હતી, અને એનું અંતર કોઈ નિગૂઢના દ્વાર ઉપર રમતું હતું. હકીકતમાં 'રમતું હતું' અને 'રમતી હતી' એ ક્રિયાપદો જ અહીં બંધબેસતાં નથી. બીજલની આંગળીઓ અને બીજલનું હૃદય બંને અત્યારે 'રમવા'ની ભૂમિકામાંથી ક્યાંય આગળ વધી ગયાં હતાં; ઊંડાં ઊતરી ગયાં હતાં; એ બંને અત્યારે ખોવાઈ ગયાં

હતાં અને એમની સાથે રા' ડિયાચનો દરબાર પણ ખોવાઈ ગયો હતો. એ બધાં ખોવાઈને એક નવી દુનિયામાં આવી વસ્યાં હતાં. ઇંદ્રિયાતીત અનુભવની એક અવનવી સૃષ્ટિમાં આવી પડ્યાં હતાં. એ દુનિયામાં રુદન પણ આનંદરૂપ હતું અને આનંદ રુદનમય હતો. લાગણીઓના સામસામા છેડાઓ અહીં એક-મેકમાં ભળી જતા હતા! અહીં સૂરને સુવાસ હતી, ગંધ રસમય હતો, રસ શ્રુતિમનોહર હતો, સંગીત દર્શનીય હતું, રૂપ સ્પર્શમધુર હતું....અને બધું જ સુંદર હતું! સૌંદર્યની એ સૃષ્ટિમાં બીજલ એ બીજલ નહોતો, રા' એ રા' નહોતો, સોરઠરાણી એ સોરઠરાણી નહોતી, દરબાર એ દરબાર નહોતો, કશું જ કંઈ પણ ન હતું અને બધું જ સર્વમય હતું.

બીજલના વાજિંતરમાં ભૂતના પડદાઓને એક પછી એક ઉપાડવાની તાકાત હતી અને એમ ઉપાડતા ઉપાડતા ઠેઠ સર્જનના આદિ સુધી પહોંચવાની શક્તિ હતી. સર્જનના આદિથી આમ, પ્રલયના અંત સુધી યાત્રા શ્રોતાઓને એ કરાવી શકતું અને યાત્રા એટલી આનંદમય હતી કે નિર્ગુણ બ્રહ્મને સગુણ શરીરમાં કેદ કરતા પંચમહાભૂતોની બધીય મર્યાદા આપોઆપ સરી પડતી! પૃથ્વીયે એ સંગીતના સ્પર્શ પામી પાણી પાણી થઈ જતી; પાણી પછી વાયુની ગતિએ વહેવા માંડતું, વાયુમાં તેજ પ્રગટતું, તેજ આકાશ સાથે તદ્રૂપ બનતું અને આકાશમાં બાકીનાં ચારેય મહાભૂતો ઓગળીને એકરસ થતાં....

બાઈબલમાં સર્જનની કથા છે. સર્જનના આરંભ પહેલાં એ કથા કહે છે, શબ્દ હતો. એ શબ્દ ઈશ્વર સાથે હતો અને એ શબ્દ ઈશ્વર હતો; અને ઈશ્વરે કહ્યું: 'પ્રકાશનું સર્જન થાઓ!' અને પ્રકાશ પ્રગટ્યો!

ઈશ્વરની સાથે ઈશ્વરરૂપ બનીને રહેનારો એ શબ્દ બીજલના જંતરમાં હતો. બીજલની આંગળીઓ જંતરના પોઢેલા એ શબ્દને જગાડી રહી હતી અને એ શબ્દ સાંભળનાર સૃષ્ટિના અંતરમાં પ્રકાશ પ્રગટાવતો હતો!

એ પ્રકાશના તેજમાં રા' ડિયાચ ભૂત અને ભાવિની સૃષ્ટિના અનેક પોપડા-ઓ ઊખેડી રહ્યા હતો.

કેટલો ભાગ્યશાળી હતો પોતે! તેને થતું હતું! ભાગ્યશાળી તો ખરો જ ને! ભાગ્ય વગર આવું જંતર સાંભળવા મળે?....પણ ના, તે આટલા એક ભાગ્યની વાત નહોતો કરતો. તે તો બીજી અનેક રીતે ભાગ્યશાળી હતો!

'રા'ની નજર એકાએક ચક પાછળ અનેક બાંદીઓ અને સાહેલીઓ વચ્ચે બેઠેલી સોરઠરાણીના મુખચંદ્ર પર પડી. તારાઓ વચ્ચે પૂર્ણચંદ્ર સોહે, એમ એ સોહી રહી હતી! પોતાની માફક એ પણ જંતરના સંગીતમાં મંત્ર-મુગ્ધ બની ગઈ હતી! કેટલું સુંદર લાગતું હતું રસાસ્વાદમાં ડૂબેલું એ વદન!

તે વખતે પણ એ એટલું જ સુંદર લાગતું હતું!

કયે વખતે?

કેમ! એ વખતે જ્યારે તેના પિતાએ રચાવેલ સ્વયંવર દરમ્યાન ભેગા થયેલા અનેક રાજાઓને અવગણીને એણે તેના ગળામાં વરમાળા પહેરાવી હતી!

વરમાળા પહેરાવતી વખતે થરથર ધ્રૂજતા એ બે હાથોની....અને ઢાળેલાં પોપચાંની આડશમાંથી શરમાતાં શરમાતાં બહાર નીકળતાં થોડાંક દૃષ્ટિકિરણોને એ જીવનમાં કદી પણ નહિ ભૂલે!

પેલો....શું હતું એનું નામ? કેટલો ખિજાયો હતો! અનિરાય? કે અનિલ-રાય? સિંધુતટનો એક સિંહાસનધારી! સોરઠની આ પદમણીને પરણવાનું તેને કેટલું મન હતું! ફક્ત એટલા માટે નહિ કે પદમણીના રૂપ ઉપર એ આફરીન હતો! પણ સાથે સાથે એ પણ ખરું કે સોરઠિયાણી, સોરઠી રાજવીઓને ઠોકરે મારીને પોતા જેવા એક પરદેશીને....પરણી...એવી ડંફાસ પોતે મારી શકે એટલા ખાતર પણ!

માટે જ તો સોરઠીરાણીએ વરમાળ જ્યારે જૂનાગઢના રા'ના ગળામાં આરોપી ત્યારે તે રોષથી કંપી ઊઠેલો! એ તો બીજા રાજાઓ વચ્ચે પડ્યા એટલે ધિંગાણું થતાં થતાં રહી ગયું. નહિતર તે વખતે ખરાખરીનાં લોહીછાંટણાં થઈ જાત!

આ પ્રેમ પણ માણસને કેટલો પાગલ બનાવી મૂકે છે! અને તે પણ કેટલી થોડી વારમાં! વરમાળ પહેરાવતી પદમણી સાથે આંખો પહેલવહેલી મળી તે પછી ....જગત અને જીવન તેને માટે એક નિતનવાં ઓચ્છવ જેવાં બની રહ્યાં હતાં!

આ બીજલ તેના અંતરની આ વાત જાણતો હશે? જાણતો જ હોવો જોઈએ! નહિતર તે વખતની આખીયે મનોવ્યથાને આટલી સચોટ વાચા તે આપી જ શી રીતે શકે!

૫

જંતરને છેલ્લી સલામી આપતો હોય, તેમ, મસ્તીની પરાકાષ્ઠાએ પહોંચેલી પોતાની આંગળીઓથી તારને એક વાર રમાડી લઈને બીજલે સંગીતની મહેફિલને આટોપી લીધી.

અને રા' ડિયાચનો ડોલતો દરબાર રંગકારાથી અને લલકારાથી ગાજી ઊઠયો.

ચકની પાછળ બેઠેલી સોરઠરાણીના મોંમાંથી પણ આસપાસ બેઠેલી તેની સાહેલીઓ અને બાંદીઓને ચકિત કરતા 'વાહ વાહ!'ના શબ્દો સરી પડ્યા.

પેલો એકાવળ હાર, જે તેણે પેલા કચ્છી ચારણને ભેટ આપવા માટે ડાબલામાંથી કાઢ્યો હતો, તે હજુયે તેના હાથમાં હતો. બીજલના જંતરે તેને, જ્યાં જાતનું જ ભાન ભુલાવ્યું હતું, ત્યાં હાથનું કે હારનું સ્મરણ ક્યાંથી રહે!

પણ સંગીતે ચઢાવેલી સમાધિ ઊતરતાંવેંત, સોરઠરાણીએ પોતાની ડાબલામાંથી એક બીજો હાર કાઢ્યો.

બન્ને હારને એક છાબમાં મૂકી, તે છાબને તે બાંદી મારફત દરબારમાં મોકલી રહી હતી, ત્યાં તો....

વાહકારા, ભલકારા અને રંગકારાઓની વા–ઝડી પછી શાંત અને સ્તબ્ધ બનેલ દરબારના વાતાવરણમાંથી...'માથું!' એટલો એક શબ્દ તેને કાને પડ્યો!

અને તે થંભી ગઈ!

કોના માથાની વાત થઈ રહી હતી?

તેનું હૈયું પળ બે-પળ થંભી ગયું.

રા' અને બીજલ વચ્ચેનો વાર્તાલાપ તે સાંભળી રહી.

'તું ગાંડો તો નથી થયો ને, ગઢવી!' રા' હસતાં હસતાં બીજલને સંબોધી રહ્યો હતો!

'ગાંડો માનો તો ગાંડો અને ડાહ્યો માનો તો ડાહ્યો! પણ આપે વચન આપ્યું છે તે ન વીસરતા!' ચહેરા પર મસાણુની રાખ પાથરી હોય એવો ભાવ અથવા અભાવ—પાથરીને બીજલ દલીલ કરતો હતો.

'રા' જે દિ' વચનને ભૂલશે, ગઢવી, તે દિ' ગિરનાર સોરઠની ધરતીને છેવટના જુહાર કરીને સાગરમાં ડૂબકી મારી જશે!'

'હા....આ!' નિશ્વાસની ગલોલી બનાવીને જાણે રા'ની છાતીમાં મારતો હોય એવી રીતે બીજલે હાકારો કર્યો.

'આ તો મારી પાસે ફક્ત એક જ માથું છે, બીજલ, પણ કિરતારે મને હજાર માથાં આપ્યાં હોત અને એ હજારે હજાર તેં માગ્યાં હોત, તો તે પણ હું રાજીખુશીથી વધેરી આપત!'

'એવી કવિતા તો મેં ઘણીયે સાંભળી છે, બાપુ!' એવે જ કટાણે ચહેરે બીજલ મેણા જેવું બોલ્યો.

દરબાર રોષમાં ને રોષમાં અડધો ઊભો થઈ ગયો. ક્યાંક ક્યાંક તો બેચાર તલવારો પણ, આ બધું શું થઈ રહ્યું છે તે જોવા માટે જાણે, મ્યાનમાંથી વેંત સવાવેંત બહાર નીકળી....પણ રા'ની આંખોનો ઇશારો પામીને પાછી પોતપોતાનાં મ્યાનોમાં સમાઈ ગઈ.

'મને ખોટી ન કરો, બાપુ!' બીજલની શબ્દબરછી હજુ ફર્યા જ કરતી હતી. 'કાં તો માથું વાઢી આપો અને કાં તો રજા આપો.'

'તું માને છે ગઢવી કે, બાપુ પોતાનું માથું વાઢી આપતાં બીએ છે?' નજીક બેઠેલ એક મહાસામંતે ખૂબ સંકોચ સાથે વાર્તાલાપ વચ્ચે ઝુકાવ્યું.

પણ બીજલ જેવો સંગીતમાં તેવો જ વ્યવહારમાં એકનિષ્ઠ અને અચલ લાગતો હતો.

'હું બાપુની સાથે વાત કરું છું, ઠાકોર!' વિનયભરી કડકાઈ સાથે મહાસામંતને તેણે ચૂપ કરી દીધો.

અને દરબાર ફરી પાછો અડધો બેઠો થઈ ગયો. કેટલાકનાં શરીરો તો રોષથી થરથર ધ્રૂજવા પણ માંડ્યાં હતાં.

રા'ની ધાક ન હોત, તો બીજલના શરીરના અને એના જંતરના ભુક્કા જ બોલી ગયા હોત!

'તું તો કોઈ જબરો બેવકૂફ લાગે છે, બીજલ!' રા' હજુ પણ એ જ સ્વસ્થતાથી વાતો કરી રહ્યો હતો: 'તને જોઈતું હોય તો મારું રાજપાટ માગી લે અને તારી ઇકોતેર પેઢીઓને લક્ષ્મીની છોળોમાં નવડાવવાનો આનંદ લેતો જા! પણ મારું માથું લીધાથી તને લાભ શું થવાનો છે?'

'લાભ–હાનિ તો એક શ્રીહરિના હાથની વાત છે, બાપુ! મને તો આ તુક્કો ચઢ્યો...અને આપે વચન આપ્યું છે!'

'પણ તારા એક તુક્કાને ખાતર જૂનાગઢના આખા રાજને રંડાપો આપવા શા માટે બેઠો છે!' એક બીજા મહાસામંતે રા'ની સામે ખુશામતભરી એક નજર નાખતાં કહ્યું:

'જૂનાગઢને પોતાના હેવાતણની એટલી બધી ચિંતા હોય કે વચનનો ભંગ કરીને પણ એને ટકાવી રાખવું,...તો આ હું ચાલ્યો મારે રસ્તે! અખંડ રહો રાજનું હેવાતણ!'

બીજલ ઊભો થઈ ગયો.

અને ટાઢે પાણીએ ખસ જતી હોય તો ઊલટાનું વધુ સારું-એમ ગણીને દરબારે એને પોતાની સંયુક્ત નજરોના ઇશારાથી રસ્તો પણ બતાવી આપ્યો.

બીજલ ચાલવા માંડ્યો.

'બીજલ!' રા'એ સિંહાસન પર બેઠાં બેઠાં હાંક મારી.

બીજલ થંભ્યો.

'પાછો વળ...મારા સમ છે.'

બીજલ પાછો વળ્યો.

'હું તો તમારા લાભની જ વાત કરતો હતો, ગઢવી!' રા'એ છેવટની વાતો કરતા હોય એવા ભાવથી કહ્યું: 'પણ હવે મને ખાતરી જ થાય છે કે તને મારા માથાનો જ ખપ છે! લાગે છે કે મારા માથાની માગણી એ તારા મગજમાં તાજેતરમાં જન્મેલો કોઈ તુક્કો નથી: કદાચ, આજનો આ આખો ધક્કો જ તેં એટલા માટે ખાધો છે!'

'જેમ ગણો તેમ, બાપુ! વચન પાળતા હો. તો પાળો! નહિતર....'

'નહિતર, જૂનાગઢનો રા' પણ માથું દેવાનો અવસર આવે છે ત્યારે પારોઠનાં પગલાં ભરે છે' એવી વાતો દુનિયાભરના ડાયરાઓમાં આ જંતર મારફત વહેતી કરવાનો લહાવો પણ જેવો તેવો નથી–એટલું જ ને? પણ ના, એ લહાવો તને નહિ મળે. આ લે...તને જોઈએ છે તે!'

રા' સિંહાસન પરથી ઊભો થઈ ગયો. તલવાર મ્યાનમાંથી કાઢીને એણે હાથમાં તોળી!

'જય ગિરનાર!' કરીને એ તલવારને રા' પોતાની ડોક પર ઝીંકવા જતો હતો, ત્યાં દરબાર આખો યંત્રની પેઠે એક ફાળે ઊભો થઈને પીઠ ફેરવી ગયો!

અને બીજલના મોંમાંથી 'મા! તમે અહીં!' એટલા શબ્દો સરી પડ્યા.

રા' ડિયાચે પાછું વાળીને જોયું તો સોરઠરાણી ચકનો મલાજો છોડીને તેની સામે ઊભી હતી.

એની આંખોમાં આંસુ નહોતાં. મોં પર વ્યગ્રતાયે નહોતી.

સોરઠરાણીનું શરીર અને એનું મન—બન્ને સંપૂર્ણ સ્વસ્થ લાગતાં હતાં.

બીજલની આંખો અમૃતના ઘૂંટડા પી રહી હતી. જગતનાં બધાંય રામાયણો અને મહાભારતો આવાં રૂપને ખાતર જ રચાતાં હશે: તેને થતું હતું!

'તમે?' નાગી તલવારને સહેજ નીચી નમાવીને રા'એ ટૌકો કર્યો.

સોરઠરાણીના સાન્નિધ્યે એના અવાજમાં પલટો આણ્યો હતો. અંતિમ વિદાયનું છેલ્લું ચુંબન એ ટૌકામાં હતું.

પળવાર ચારે આંખો એક થઈ.

પળવાર એક બનેલી એ આંખો વાટે બે પ્રણયી હૃદયોએ, પ્રેમીઓને જ સમજાય એવી કોઈ ગૂઢ ગિરામાં ગોઠડી કરી લીધી.

રા'એ તલવારવાળો હાથ ફરી ઊંચો કર્યો.

'બાપુ!' બે'ક ડગલાં આગળ આવીને બીજલે રા'ને થોભાવ્યો.

'વળી શું થયું?' રા'એ એ જ મીઠા હાસ્યથી પૂછ્યું.

'કશું જ નહિ, બાપુ! પણ આખરે તો હુંયે માનવી છું ને!'

'જંતર ઉપાડે છે ત્યારે તો દેવ જેવો લાગે છે!' રા'એ એ જ મર્માળા હાસ્યથી ટકોર કરી.

'આપને આવે ટાણે પણ મશ્કરી સૂઝે છે, બાપુ!' બીજલના ચહેરા પરની મસાણી લાગણીશૂન્યતા હવે વ્યગ્રતામાં પલટી રહી હતી.

'આટલી વારમાં આવો ગળગળો કેમ થઈ ગયો, ગઢવી! માથું મારું વઢાવાનું છે કે તારું?'

'દુનિયાની નજરે તો આપનું બાપુ!' બીજલ હવે ખરેખર ગળગળો થતો જતો હતો. 'પણ આ જંતરિયાના અંતરને પૂછો તો....એ ઝાટકો એના પોતાના જ માથા ઉપર પડવાનો છે!'

'પણ તો પછી....' કૈંક આશાવંત બનીને સોરઠરાણીએ રા'ના માથાના બચાવ સારુ દલીલ કરવા માંડી

'રાણીમા, ભિક્ષા માગતાં હો, તો....આપ્યું.' બીજલે રા' સામે જોતાં જોતાં સોરઠરાણીને અનુલક્ષીને જવાબ આપ્યો.

અને પછી પોતે આપેલી ભેટને સોરઠરાણીએ સ્વીકારી લીધી હોય, એવી રીતે પાછો ફરવા લાગ્યો.

'ગઢવી!' એને પાછો ફરતો રોકીને રા' ડિયાચે પડકાર કર્યો.

'બાપુ!'

'અમારાં બેયનાં મોત ન બગાડ, હાલો!'

બીજલ ચૂપ ઊભો રહ્યો.

'જૂનાગઢનો ધણી ભિક્ષા લેતો નથી, દે છે!'

'અને સોરઠની રાણીને પોતાના હેવાતણ કરતાં પણ પોતાના પતિની પ્રતિષ્ઠા વધારે વહાલી છે!' સોરઠરાણીએ પતિનું સમર્થન કર્યું.

'ગિરનારની ગોદમાં ઊછરનારા સાવજો માથાં વાઢી પણ જાણે છે અને અવસર આવ્યે માથું આપી પણ જાણે છે. બાવા ગિરનારી તારું કલ્યાણ કરો! લે આ માથું!'

સોરઠરાણીના મોંમાંથી એક કારમી ચીસ નીકળી પડી.

રા'એ જાતે જ કરેલ ઝાટકાને પરિણામે રા'નો દેહ દરબારખંડની ધરતી પર પડ્યો હતો અને રા'નું માથું ઊડીને જૂનાગઢના સિંહાસન પર બેસી ગયું હતું!

પીઠ ફેરવીને ઊભેલા દરબારીઓ આ ઘટનાના આઘાતથી કમકમી ઊઠ્યા.

ચકની પાછળ ઊભેલી અને ચકની બહાર આવેલી સોરઠરાણીની દાસીઓ અને સાહેલીઓએ રડારોળ કરી મૂકી.

થોડાક દરબારીઓ પોતપોતાની તલવારો ખેંચીને બીજલ ભણી ધસ્યા.

રા'એ માથાના લોગે વચન પાળ્યું! એ વાત હવે પૂરી થઈ. તેઓ શા માટે હવે રા'ના ખૂનનો બદલો ન લે!

ઘાતકી બીજલના લોહીથી રાજદરબારની ધરતીને રંગવા અને રા'ની હત્યાનું તર્પણ કરવા તેઓ ઉત્સુક હતા.

અને પાંપણના એક પલકારામાં જ બીજલ હતો ન હતો થઈ જાત! પણ ત્યાં તો....

સોરઠરાણી સિંહાસન પાસે આવી.

રા'નું રુધિર-વરસતું મસ્તક તેણે પોતાના હાથમાં લીધું.

મૃત્યુની નિદ્રામાં પોઢેલા રા'ની હસતી મુખમુદ્રાનું જૂનાગઢના દરબારીઓને તેણે પળ બે-પળ દર્શન કરાવ્યું.

'સોરઠવાસીઓ!' તેણે દરબારીઓને સંબોધ્યા.

દરબાર પાછો પૂર્વવત્ શાંત, સ્થિર, ચિતરામણમાં ચીતર્યો હોય તેવો થઈ ગયો.

શોણિત-સ્રવતું રા'નું રાજવી મસ્તક હાથમાં લઈને પોતાને સંબોધી રહેલી સોરઠરાણીનો પ્રતાપ તેમનાથી જીરવાતો નહોતો. રાણી અત્યારે તેમને સાક્ષાત્ ચામુંડાદેવી જેવી લાગતી હતી.

'સોરઠવાસીઓ!' રાણીએ ફરી ઘોષણા કરી, 'સોરઠની ધરતી હજુ રંડાણી

નથી, સોરઠના ધણીની કીર્તિ આ માથું વઢાયા પહેલાં હતી, તેથીયે સો-ગણી બનીને આ સિંહાસન પર અત્યારે બિરાજે છે. મહારાજે ગઢવીને આ માથું આપવાનું વચન આપ્યું હતું. એ વચન એમણે તમારા સહુના દેખતાં પાળ્યું છે. હવે આપણે આ ગઢવીને વિદાય આપીએ....! આવ ભાઈ બીજલ ! આ તેં માગેલું અમૂલખ માથું....'

રાણીએ માથું બીજલના થરથર ધ્રૂજતા હાથમાં મૂક્યું.

'હવે તને રજા છે.' રાણી બોલી, 'અને આ રાજ્યની ધરતીના સીમાડા વટાવી જા ત્યાં સુધી તને અભય વચન પણ છે. રામ રામ !'

બીજલ જંતરને ખભે ભરાવી, માથું હાથમાં લઈ, સભાખંડના મુખ્ય દ્વાર ભણી વળ્યો.

તેના હાથમાંનું માથું ક્ષણે ક્ષણે વધુ ને વધુ વજનદાર બનતું જતું હતું. તેના પગમાં જાણે કોઈ અદીઠ જંજીરો જકડાતી જતી હતી.

તે માંડ માંડ કદમો ઉપાડતો હતો.

તેની બન્ને બાજુએ જૂનાગઢના સામંતો અને શ્રીમંતો ઊભા હતા. ડૂસકાં ભરતા, હિબકતા અને કોઈથી કાંપતા ! કેટલાકના હાથ ચળવળતા પણ હતા ! આ દુષ્ટને આમ ને આમ છટકવા દેવાય !

'ખબરદાર !' આખા સભાખંડ પર કડક નજર રાખીને ઊભી રહેલી સોરઠરાણીએ બુલંદ અવાજે ચેતવણી આપી : 'ખબરદાર, કોઈએ ગઢવી પર હાથ ઉપાડ્યો છે તો !'

અને કઠ-પૂતળીઓની પેઠે ઊભા રહેલ રા'ના સેંકડો સામંતો, સૈનિકો અને શ્રીમંતોની વચ્ચે થઈને બીજલ, રા'ના માથા સો'તો દરવાજાની બહાર નીકળીને મેડીનાં પગથિયાં ઊતરી ગયો.

અને તે જ ક્ષણે સોરઠરાણીનું મૂર્છાવશ શરીર, લોહીના તળાવમાં પડેલ રા'ના ધડ પર, પટકાઈ પડ્યું.

૬

બીજલ જૂનાગઢની ભાગોળને વટાવી ગયો છે. રા'ના રાજ્યના છેલ્લા શીમાડાને પણ વટાવી ગયો છે. એનાં પગલાં સિંધુની નેમ નોંધીને ઊપડી રહ્યાં છે. એના ખભેથી લટકતા ખડિયામાં, એની આખી ખેપની કમાણી છે ! રૂમાલમાં લપેટાયેલું રા'નું માથું....કોઈ કોઈ વાર એને એટલું બધું વજનદાર લાગે છે કે, કેમ જાણે ગિરનાર જાતે જ રા'ના માથાનું રૂપ ધારણ કરીને એના ખડિયામાં ન પેસી ગયો હોય !

એને બીજે ખભે ભેરવેલુ જંતર આ ભારની ચિંતામાં ને ચિંતામાં જાણે નિજના અંતરમાં ઊંડું ઊંડું ઊતરી ગયુ છે.

બીજલના મનમાં અત્યારે બે સ્ત્રીઓ વચ્ચે, બે યુવતીઓ વચ્ચે, બે નવ-યુવતીઓ વચ્ચે, બે રૂપસુંદરીઓ વચ્ચે, સરખામણી ચાલી રહી છે.

'એક સ્ત્રી પોતાના ધણીની ટેકને ખાતર રંડાપો વહોરવા તૈયાર થાય છે....' તે મનમાં ને મનમાં ગણગણતો જાય છે, 'અને બીજી, પોતાના લોભને ખાતર કોઈ નિર્દોષ સ્ત્રીને રંડાપો આપવા તૈયાર થાય છે.'

*

બીજલે એક ઊંડો નિશ્વાસ નાખ્યો.

'મને પણ કેવી કમતડી સૂઝી કે, મેં એને વગર વિચાર્યે વચન આપ્યું; જગતમાં ઘણાખરા અનર્થો બાયડીને વગર વિચાર્યે આપેલાં વચનોમાંથી જ જન્મે છે!'

હ્રદયમાં શોકનો અગ્નિ સળગતો હતો, છતાં આ વિચારે તેના મોં પર સહેજ હસવું આવી ગયું.

'દશરથે કૈકેયીને વગર વિચાર્યે વચન ન આપ્યું હોત, તો રામચંદ્રજીને વનવાસ ન લેવો પડ્યો હોત....અને મેં કેસરને વચન ન આપ્યું હોત, તો....'

રા'ના માથામાં અત્યારે જાણે આખો ગિરનાર આવીને બેઠો હતો.

બીજલ એ ભારથી વાંકો વળી ગયો. એનું શરીર પરસેવે રેબઝેબ થઈ ગયું.

'પણ દશરથ કૈકેયીના રૂપમાં આંધળો બન્યો હતો, અને હું....'

'તું કેસરના રૂપમાં અંધ બન્યો હતો.' ખડિયામાંથી રા'નું માથું બોલતું હોય એવો તેને આભાસ થયો.

તેને આખે શરીરે એક ઝીણી ધ્રુજારી આવી ગઈ.

*

કેસર આમ તો કંઈ જ ખરાબ નહોતી.

તે સમજણો થયો હતો, ત્યારથી કેસરને ઓળખતો હતો. કેસર ને બીજલ.... બન્ને સાથે જ ઊછર્યાં હતાં, જાણે એક ઝાડનાં બે ફળ, અથવા એક વેલનાં બે ફૂલ, અથવા એક ફૂલની બે પાંખડીઓ!

પણ ના. સાવ એવું પણ નહોતું. પોતે અને કેસર બન્ને એક જ વેલનાં બે ફૂલો જેવાં થઈ રહ્યાં હતાં એ કબૂલ, પણ બન્ને એક વેલનાં સંતાન તો નહોતાં જ. કેસરની ઘરડી માએ તેને, તે વગડામાં અંગૂઠો ચૂસતો પડ્યો હતો ત્યાંથી આણ્યો હતો, એમ તેણે સાંભળ્યું હતું. કેસરની માએ તેને સગી માની ખોટ કદી જણાવા નહોતી દીધી....

અને છતાં, જે કંઈ ઊણપ રહી જતી હતી, તે કેસરે પૂરી કરી દીધી હતી!

*

તેને પોતાનું બચપણ સાંભર્યું.

મા જંગલમાં બકરીઓ ચરાવતી હોય, અને આઘેના કોઈ ઝાડને છાંયડે, અથવા તો કોઈ ઝરણાને કાંઠે, અથવા તો કોઈ ડુંગરાની બખોલમાં કે પછી કોઈ ખેતરના ઊભા મોલમાં, પોતે અને કેસર....કોઈ વાર એકમેકની ટોકમાં

એકમેકના હાથ પરોવીને તો કોઈ વાર આંગળીઓમાં આંગળીઓ પરોવીને રમ્યા કરતાં.

પોતે પાવો વગાડતો અને કેસર ગાતી, કોઈ વાર વળી નાચતી પણ ખરી. કોઈ વાર બન્નેય નાચતાં. કાનગોપી જમનાતટ ત્યાગીને સિંધુના તટ પર ઊતરી પડ્યાં છે, એવી મીઠી ટકોર, મા વખતોવખત કરતી. મા! હા, માસ્તો! કેસર-ની મા, તેને માની પેઠેસ્તો રાખતી!

આવા આનંદકિલ્લોલ વચ્ચે, કોઈકોઈ વાર તેના હૃદયમાં શોકની ઘેરી છાયા પણ ઊતરી પડતી. આવે વખતે તેને પોતાની મા પર ચીઢ ચઢતી: માએ તેને જણીને જંગલમાં શા માટે મૂકી દીધો હશે!

દુનિયાની બધી માતાઓ કરતાં, તેની મા જુદી જાતની શા માટે! શું એની મામાં માનું હૃદય જ નહિ હોય?

જગતની નજરે તો....આવા કિસ્સાઓના મૂળમાં એક જ વાત હોઈ શકે!

તેની માએ સમાજના ડરથી જ તેનો ત્યાગ કર્યો હોવો જોઈએ. તેની મા, જગતની દૃષ્ટિએ, શિષ્ટ સમાજની દૃષ્ટિએ, કોઈ પતિતા જ....

આથી આગળ બીજલે કદી પણ વિચાર કર્યો નહોતો. આથી આગળ વિચારવાની તેની બુદ્ધિમાં શક્તિ જ નહોતી.

પણ એક વાત સાચી.

જંગલમાં તે અંગૂઠો ચૂસતો પડ્યો હતો, ત્યાંથી કેસરની માએ ઉપાડીને તેને ઘેર ન આણ્યો હોત, તો તેના જીવનનો પરપોટો તે જ વખતે ફૂટી ગયો હોત! આ વાતનું તેને પૂરેપૂરું ભાન હતું, અને પોતાને જન્મ દેનારી જનેતા, જો કોઈ વાર, પોતાની સામે આવીને ઊભી રહે, તો તેને ટૂંપો દઈને મારી નાખવાનું મન પણ તેને કોઈકોઈ વાર થતું! ફક્ત કોઈ વાર જ!

*

પણ કેસર તેના ખાલીખમ જીવનમાં અમૃતની પ્યાલી સમી હતી. પોતે જ્યારે આવા વિચારોને ચકરાવે ચઢી, ઉદાસ થઈને સૂનમૂન બેસી રહેતો, ત્યારે એ એની હડપચી પકડી, એની આંખોમાં પોતાની આંખોને ગૂંથી....પછી એવું હસતી કે એનો બધોય થાક એક પળમાં ઊતરી જતો.

કેસરની મુખમુદ્રામાં કોઈ એવું કામણ હતું કે બીજલ એની સામે પરવશ બનીને જોઈ જ રહેતો: એને જોતાં કદી ધરાતો જ નહિ.

અને એમ કરતાં કરતાં મા–કેસરની મા–મૃત્યુ પામી.

અને કેસર અને તે પરણીને ધણીધણિયાણી બન્યાં!

દરમિયાન, આ જંતરની કળા તેને એવી તો હાથ બેસી ગઈ હતી કે, એ માણતાં, પોતાની આસપાસની આખી સૃષ્ટિ એના ઉપર ઓળઘોળ થઈ જતી! જંતરના સંગીતથી તે સાપોને બોલાવતો અને ડોલાવતો, અને એમનાં ઝેરને પણ ઉતારતો! ગાય કે બકરીના દેહ પર છલંગ મારતો ચિત્તો, જંતરના સંગીતથી

અધવચ્ચે જ થંભી જઈને પછી પાછો ફરતો! અહિંસક બનીને.

અને છતાં, એ જ જંતરની કળાનો ઉપયોગ, આજે, તેં આવા હીચકારા કામા માટે કર્યો!' રા' ડિયાચના માથાએ તેને મેણું આપ્યું.

'હા કર્યો, જરૂર કર્યો. પણ....રૂપ....માણસને કેટલો પરવશ બનાવે છે, તેની તને શી ખબર?'

'મને શી ખબર?' રા'ડિયાચનું માથું, ખડિયામાં પડ્યું પડ્યું, તેની મશ્કરી ઉડાવવા માંડ્યું: 'જાણે કેમ, મેં તો કોઈ રૂપાળી સ્ત્રીને દીઠી જ ન હોય! મારી સોરઠરાણી....'

'એ સોરઠરાણીનું રૂપ જ, આ બધા પાપના મૂળમાં છે ને!' ડિયાચના માથાને જાણે જવાબ આપતો ન હોય એમ મનમાં ને મનમાં તે ગણગણ્યો.

અને પછી બીજલ, ફરી વળી ભૂતકાળના ફળને મનની ચાંચ વતી ઠોલવા માંડ્યો.

દરમિયાન, એના પગ તો, ઉપરની આ બધી ગડમથલથી જાણે સદંતર અલિપ્ત હોય એવી રીતે, સિંધુના કાંઠા ભણી, આગળ ને આગળ કદમ ભરી જ રહ્યા હતા.

૭

રાજાઓ અને સમ્રાટો નકામા ખાંડ ખાય છે!

દુનિયામાં સૌથી મોટું સામ્રાજ્ય કોઈ માનવીનું નથી, સૌંદર્યનું છે, રૂપનું છે. સૌંદર્યના શાસન પાસે સૌ એકસરખાં ગુલામ છે!

કેસરના રૂપ પાસે તે મજબૂર હતો....અને....સોરઠરાણીના રૂપ પાસે અનીરાય મજબૂર હતો!

અનીરાય?–હા, અનીરાયસ્તો આ બધાં વિનાશચક્રોના મૂળમાં હતો! સોરઠરાણીના રૂપમાં એ લુબ્ધ હતો.

'પણ સોરઠરાણી મારા પર મુગ્ધ હતી.' રા' ડિયાચનું માથું ગર્વથી જાણે એક વેંત ઊંચું ઊછળીને બોલી ઊઠ્યું.

'એની જ તો બધી મોકાણ છે ને! રૂપ એક માણસમાં તૃપ્તિ પ્રેરે છે, તો બીજામાં મહાસંતાપ ઊભો કરી દે છે!'

'માણસ પોતે લટ્ટુ બની જાય એમાં રૂપનો શો વાંક?' માથાએ તત્ત્વચર્ચા કરવા માંડી....'મોટા ભાગના માણસો રૂપ અને પ્રેમ વચ્ચેનો સંબંધ જ નથી સમજતા.'

'એટલે?'

'એટલે એમ કે રૂપને જોતાંવેંત માણસ પ્રેમીની પેઠે વર્તવા માંડે છે!'

'પણ એમાં વાંધો શો?'

'એટલો જ કે રૂપની તૃષાને તેઓ પ્રેમ સમજવા લાગે છે! જ્યારે પ્રેમ એ રૂપની તૃષા નથી, બલ્કે રૂપ પોતે જ પ્રેમની તૃષા છે!'

બીજલથી હસી પડાયું.

પોતે કોની સાથે વાતો કરી રહ્યો હતો?

રા'ના માથાની સાથે? કે પોતાના મનની સાથે?

સંગીતની સુધા પાઈને પોતે જેનું માથું વાઢી આવ્યો છે એ રા'ડિયાચ સાથે જ શું એ પ્રેમના સ્વરૂપ વિષે ચર્ચા કરી રહ્યો છે!

સંગીતની સુધા પીને રા'નું માથું અમર તો બની નથી ગયું!

માથું અત્યારે હળવું ફૂલ લાગતું હતું!

બીજલ ફરી વિચાર-ચકરાવે ચઢ્યો.

'રૂપની તૃષા....એ પ્રેમ નહિ! પણ પ્રેમની તૃષા....એ રૂપ ખરું!' શીખેલા પાઠનું પુનરાવર્તન કરતો હોય એવી રીતે તે ગણગણ્યો: 'પ્રેમ અને રૂપ બન્ને વચ્ચે આ જાતનો સંબંધ છે! પ્રેમ રૂપથી સ્વતંત્ર છે પણ રૂપ પ્રેમથી સ્વતંત્ર નથી.'

'બરાબર! અને મુશ્કેલી ત્યારે જ આવે છે, જ્યારે માણસ અણુઞ બનીને એ બેયને કેદમાં પૂરવા માગે છે! તારા અનીરાયને સોરઠરાણીના રૂપની તૃષા જાગી....એટલે સોરઠરાણીને લગ્નની કેદમાં પૂરવાનું તેને મન થયું.'

'હા....આ?'

'એ ન બન્યું....એટલે એની અતૃપ્ત રૂપતૃષાએ વેરનું રૂપ લીધું! કાં તો એ રૂપને હું ભોગવું, અથવા તો એ રૂપને કોઈ જ ન ભોગવે! અને ભોગવે તો તેનો નાશ થવો જોઈએ!–એવી વૃત્તિ તેનામાં જન્મી. એ વૃત્તિના કુહાડાને તારા જેવો હાથો મળી ગયો!'

'કુહાડાનો હાથો!' બીજલે એ શબ્દોનું માનસિક પુનરાવર્તન કરતાં કરતાં માથું ધુણાવ્યું: 'આજ મને થયુ છે શું? હું કુહાડાનો હાથો બન્યો છું?'

'ત્યારે બીજું શું?' માથાએ તેના અંતઃકરણના પ્રસુપ્ત ભાગોને ઢંઢોળવા માંડ્યા.

'પણ હું લાચાર હતો, કેસરની સ્ત્રી–હઠ પાસે. કેસરે મારે ભરોસે અનીરાયનું બીડું ઝડપેલું!....રા'ડિયાચનું માથું વાઢીને પોતાના દરબારમાં હાજર કરે, તેને અનીરાય હીરા–મોતી–માણેકની ભરેલી સાત છાબો આપવાનો હતો! બીડું પહેલાં આખા દરબારમાં ફર્યું. પછી નગરના જુદા જુદા લત્તાઓમાં. હીરા–મોતી–માણેકનું નામ સાંભળીને પાણી તો સૌનાં મોંમાં છૂટે; પણ રા'ડિયાચનું માથું વાઢવાની હામ કોણ ભીડે! અહીં તો માથાને સાટે માથું હતું! ના, એટલું પણ નહિ; અહીં તો એક માથું વાઢવા માટે હજારો માથાં વઢાવવાં પડે એવું હતું. અને તોય, સંભવ તો એ હતો કે હજારો માથાં વઢાવ્યા પછી પણ પેલું એક માથું ન વઢાય! ગિરનારના સાવજને ખુદ ગિરનારમા ઘૂસીને ધમરોળવો હતો. અનીરાયના રાજ્યમા આવી તાકાત કોઈનીયે નહોતી. અને એમાં નવાઈ પણ શું? યથા રાજા તથા પ્રજા! જ્યાં અનીરાય પોતે જ કાયર હોય ત્યાં એના વેરની તૃપ્તિ માટે પોતાનાં માથાં કોણ વઢાવે! હીરા–માણેક–મોતીની સાત છાબોને ખાતર પણ!'

'પણ એક હૈયાફૂટી નીકળી આવી, ગામમાંથી!' ખડિયામાંથી મશ્કરી કરતો અવાજ આવ્યો.

'એક રીતે જોઈએ તો કેસર સાવ હૈયાફૂટી નહોતી. એને મારા સંગીત પર શ્રદ્ધા હતી. મારું જંતર ધાર્યું કામ આપી શકશે એવી એને ખાતરી હતી અને તેં જોયું કે, એ ખાતરી સાચી જ પડી.'

મૂંગા જંતરને બીજલે કૃતજ્ઞતાપૂર્વક પંપાળવા માંડ્યું.

'પણ હું એક કામ ન કરી શક્યું!' પંપાળાયેલું જંતર દુભાઈને ઊલટાનું ઘોખો કરવા માંડ્યું.

'શું?' બીજલે ઘોઘરે અવાજે જંતર પાસે ખુલાસો માગ્યો.

'તારી કેસરને પીગળાવવાનું!'

*

અને વાત સાચી પણ હતી. તેણે કેસરને સમજાવવા માટે કેટલા પ્રયત્નો કર્યા હતા! સંસારની ડાળે બેસીને કિલ્લોલ કરતાં બે પ્રેમી પંખીડાંમાંથી એકનો વધ કરીને બીજાને વિરહની આગમાં ટળવળાવવું એ કેટલું ઘોર પાપ છે, એ તેણે ખુદ વાલ્મીકિ કવિના રામાયણનો દાખલો આપીને કહ્યું હતું! સોરઠરાણી જેવી સૌંદર્ય પ્રતિમાને વિધવા બનાવવાનું કલંક એક વાર પોતાના કપાળમાં ચોંટશે, પછી તે કદી પણ નહિ ભૂંસાય અને પછી....

બીજલે કપાળ કૂટ્યું. રા'એ?

ના, સોરઠરાણી તો ક્યાંય નહોતી, આટલામાં....

ત્યારે?

આ ચીસ ક્યાંથી સંભળાઈ?

'આટલામાં કોઈ બાઈને જોઈ તમે?' ગામની ભાગોળે આવેલ કોઈ મકાનના દરવાજા પાસે ઊભેલી એક બાઈને તેણે પૂછ્યું.

'મેં મંગાવેલી ચીજ લાવ્યા?' બીજલે પૂછેલ પ્રશ્નનો જવાબ આપવાને બદલે બાઈએ સામો પ્રશ્ન પૂછ્યો.

બીજલ આ બાઈની સામે જોઈ જ રહ્યો. સૂનમૂન-શૂન્યમનસ્ક આ બાઈને તેણે પહેલાં કોઈ વાર જોઈ હતી ખરી! પણ ક્યાં? પળ-બે-પળ તેની સ્મૃતિ જાણે લુપ્ત જ થઈ ગઈ. તે બાઘાની પેઠે ઊભો રહ્યો. પેલી ચીસના મૂળને ચકળવકળ આંખોએ શોધતો.

'તમને થયું છે શું?' પેલી બાઈએ તેના ખભા પર હાથ મૂકીને કહ્યું: 'આમ ગાંડાં શું કાઢો છો? મને ઓળખતા નથી! પેલી વસ્તુ લાવ્યા કે....?'

'કોણ, કેસર?' ઘૂમતો ભમરડો દોરીએ ચડાવેલ વળ પૂરો થતાં અપંગ થઈને ધરતી પર ઢળી પડે, તેમ બીજલનું શરીર ધરતી પર ઢળી પડ્યું.

અને તેને ખભે લેરવેલું જંતર પળ બે પળ બહુ જ કરુણ રીતે રણઝણીને શાંત થઈ ગયું.

૮

બીજલ જ્યારે ભાનમાં આવ્યો ત્યારે તેણે પોતાની આસપાસ ખૂબ ઉત્કટ પ્રવૃત્તિઓ ચાલતી જોઈ. તે જે ઓરડામાં સૂતો હતો, તે એક ઓરડો છોડીને બાકીનું આખું મકાન માણસોની અવરજવરથી ધમધમી ઊઠ્યું હતું. કોઈ અંદર આવતા હતા, કોઈ બહાર જતા હતા. જાણે કોઈ ખાસ પ્રસંગ માટે તૈયારીઓ થઈ રહી હોય એવો દેખાવ હતો. ચારેકોરની સાફસૂફી અને સજાવટ થઈ રહી હતી.

'તને હવે ઠીક છે ને!' તેની આંખ ઊઘડતાંવેંત કેસરે તેને પૂછ્યું.

'મને હવે ઠીક થઈ રહ્યું!' હતાશ સ્વરે બીજલે જવાબ આપ્યો.

કેસર તેની સામે જોઈ રહી. જેને દેવ માન્યો હોય, એ માટીનો લોંદો નીકળી પડે એવા ભાવથી જોઈ રહી! ના, સાવ એવા ભાવથી પણ નહિ, જરા ઉપમા બદલાવીએ. કલાપૂર્ણ આરસ–પ્રતિમાને સચેતન કરે એવી શક્તિ મારા મંત્રોમાં છે એમ માનનાર કોઈ જોગણ એ પ્રયોગ કરે....અને છતાં, સામેની પ્રતિમા જડની જડ રહે અને જોગણને જે નિરાશા થાય, એવી નિરાશાના ભાવથી કેસર અત્યારે બીજલ સામે જોઈ રહી હતી!

કલાકારો બધા આવા હશે! ઢીલા, પોચટ! તે પોતાના મજબૂત મનને પૂછતી હતી. આની કલામાં મડાંને પણ બેઠું કરવાની તાકાત હતી....જ્યારે આ જાતે મડાંથીયે બેદ હતો!

કેસરે તિરસ્કારથી પોતાના હોઠ મરડ્યા...અને મરડાયેલા હોઠવાળો એનો એ ચહેરો એટલો સુંદર બની ગયો કે બીજલ બેબાકળો બની ગયો!

કેસરના મનમાં પોતા માટે અત્યારે શા શા વિચારો ચાલતા હશે તેની કંઈક કલ્પના કરી લઈને તે ખૂબ ધીમેથી બોલ્યો:

'મારામાં તારા જેટલી દૃઢતા નથી, નહિ!'

'તારામાં એક એવો ગુણ છે, જે અનેક અવગુણો માટે તને માફી અપાવી શકે!' કેસરે સ્મિત કરતાં જવાબ આપ્યો.

આવી મુત્સદ્દીગીરીની ભાષા આ સ્ત્રી શા માટે બોલતી હશે!....મારી સાથે, પણ!—બીજલને થયું, પણ મનના એ વિચારને મનમાં જ છુપાવીને તેણે પૂછ્યું:

'તું અહીં ક્યાંથી? અને આ બધી ધાંધલ શેની છે?'

'અબઘડી ખબર પડશે, તને!'

'પણ તું સિંધુનો કાંઠો મૂકીને અહીં શા માટે દોડી આવી?'

'દોડી આવી...તું ઢીલો પડી જાય, તો તારી છાતીમાં થોડુંક ગજવેલ ધરબવા માટે! હું તને પૂરેપૂરો ઓળખું ને!'

'પણ....અહીં જોખમ છે, કેસર!'

'જોખમને તો તું વાઢી આવ્યો...થોડી જ વાર પહેલાં.'

'હું એ જોખમની વાત નથી કરતો!'

'ત્યારે ?'

'સોરઠરાણીએ મને જૂનાગઢના રાજ્યની ધરતી પૂરતું જ અભયવચન આપ્યું છે.'

'હા....આ ?'

'અને જૂનાગઢ રાજ્યનો સીમાડો અહીંથી ફક્ત બે ખેતરવા જ આઘો છે.'

'એ બે ખેતરવા અંતર આપણે હમણાં જ કાપી નાખશું !'

'તું શેની વાત કરે છે ?'

'મહારાજ અનીરાય સૈન્ય લઈને સિંધુ તટથી ઊપડી ચૂક્યા છે. જૂનાગઢ પર ત્રાટકવાનો અને સોરઠરાણીને હાથ કરવાનો આના જેવો મોકો બીજો કયો મળવાનો હતો !'

બીજલ અવાચક થઈ ગયો. એના ચહેરા પર ફરી મસાણની રાખ ઊડવા માંડી.

'વળી શું થયું !' પતિની સૂરતમાં થયેલ ફેરફાર જોતાંવેંત કેસરે પૂછ્યું.

'હું આટલા માટે જ ના પાડતો હતો.'

'શેની ?' કેસરે જાણવા છતાં ખુલાસો પૂછ્યો.

'અનીરાયનું બીડું ઝડપવાની.'

'પણ બીડું તો મેં ઝડપ્યું હતું !'

'એ બધું એકનું એક જ ! તેં ઝડપ્યું હતું માટે જ મારે આ ન કરવા જેવું કામ કરવું પડયું ને !'

બીજલે પથારીમાં પડ્યા પડ્યા નજર વડે આખા ઓરડાની તલાશી લીધી. તેનો ખડિયો ક્યાંય દેખાતો નહોતો.

'રા'ના માથાને ગોતે છે ?' તેની નજરનો ભાવ કળી જઈને કેસરે પૂછ્યું.

બીજલે ડોકું નમાવ્યું.

'હમણાં જ દેખાશે, તને ! અનીરાયના લશ્કરની મોખરે.' કેસરે પોતાની રૂપાળી આંખોને સહેજ નચાવીને જવાબ દીધો: 'જૂનાગઢ જીતવા માટે એક શુકનવંતો નેજો તો જોઈએ ને !'

'એટલે ?'

'ભાલામાં પરોવાયેલું રા'નું માથું એ મહારાજ અનીરાયનો યુદ્ધધ્વજ બન્યું છે.'

બીજલ સ્તબ્ધ બની ગયો. આવું સૌન્દર્ય...અને આટલી કઠોરતા, બંને સાથે કેવી રીતે વસતાં હશે. તેને થયું. કેટલી કાલિલ ટાઢાશથી આવી પૈશાચી વાતો કરતી હતી, પોતાની સ્ત્રી !

તેને બચપણના દિવસો યાદ આવ્યા. એક પ્રસંગ તો તેની આંખો આગે વિશેષરૂપે તરવરવા લાગ્યો.

કેસરને આંબલીના કાતરા ખાવાનો ભારે શોખ.

એ શોખને પૂરો કરવા માટે એક વાર બીજલ ટોળકી લઈ પરેવ આંબલી.

ના એક ઝાડ પર ચઢચો. એક ડાળી પરથી બીજીએ અને બીજી પરથી ત્રીજીએ. જંગલનો એ બાળક જેટલો વસતિમાં નહોતો વસ્યો, તેટલો વગડામાં વસ્યો હતો. નગરોની શેરીઓમાં ફરવા કરતાં વૃક્ષોની ડાળી વચ્ચે ફરવું એને માટે વધુ સ્વાભાવિક હતું.

નીચે કેસર ઓઢણીનો પાલવ ફેલાવીને ઊભી હતી. કોલ કાતરાનો એ, પાલવમાં વરસાદ વરસાવતો હતો.

'બસ હવે, રહેવા દે!' કેસર કહ્યા કરતી હતી.

પણ કિશોર પ્રણયી આજે પોરસની પરાકાષ્ઠાએ હતો. પોતાના પુરુષાર્થથી પ્રિયતમાનો ખોળો છલકાવી દેવાની આજે તેની ખેવના હતી. ઝાડ પર કાતરા અને કોલ ખૂટી પડે, તો પોતાની નવજુવાન કાયાના કૂણા અવયવોને કોલ–કાતરા બનાવીને એનો ખોળો ભરી દે, એવી આજે એની સ્થિતિ હતી!

એટલામાં કેસરે એક કરુણ ચીસ પાડી.

'શું થયું?' કેસરની ચીસથી બેબાકળા બનીને બીજલે પૂછ્યું.

પણ જવાબ કોણ આપે! ખોળામાં છલકાઈ પડેલ કોલ–કાતરાને ઝાડના મૂળ પાસે ઠાલવી નાખી કેસર ડૂસકાં ભરી રહી હતી.

બીજલ નીચે ઊતર્યો.

હીબકતી કેસરને તેણે બાથમાં લેવાની કોશિશ કરી.

'આઘો રહે!'

'પણ છે શું તે તો કહીશ કે નહિ કહે?'

કેસરે આંગળી ચીંધી. થોડેક દૂર એક પંખીનો માળો ભાંગલતૂટલ દશામાં પડ્યો હતો. બાજુમાં બે ભાંગેલ ઈંડાંના લોહીલુહાણ છુંદા હતા.

બીજલ એક પળમાં જ બધી વાત સમજી ગયો. ઝાડ પરથી એની કૂદાકૂદીએ આ માળાને એના સ્થાન પરથી ખેડવી નાખ્યો હતો.

'પણ એમાં આટલી બધી રોકકળ શેની કરે છે?'

પણ બીજલ જેમ જેમ પૂછતો જાય છે તેમ તેમ, કેસર વધુ ને વધુ રોતી જાય છે! એ રુદનમાંથી વારંવાર ઉચ્ચારાતા, ભાંગ્યાતૂટ્યા બે જ શબ્દો બીજલને કાને પડે છે: 'પાપિયા! બિચારા!'

અને એ પ્રસંગ પછી એકાદ વરસ સુધી કેસર એ આંબલીના ઝાડને જોતાં-વેંત રોઈ પડે છે. કોલ અને કાતરા તો તેને તે પછી અખખે જ પડી ગયા છે!

એ કેસર ક્યાં....અને આ કેસર ક્યાં? આવો મોટો ફેરફાર એના સ્વભાવમાં, થયો શી રીતે?

'શો વિચાર કરી રહ્યો છો?' કેસરે પૂછ્યું.

'તેં આ બીડું ન ઝડપ્યું હોત, તો...'

'તો સારું થાત! પણ એ વાત તો હવે પૂરી થઈ. બીડું મેં ઝડપ્યું.... અને મારા વતી તેં એ કામ પૂરું કર્યું! હવે શું?'

'હવે? હવે ઘેર જઈએ.'

'ઘેર જઈએ! કરેલ કામનું પૂરેપૂરું વળતર વસૂલ કર્યા વગર?'

'એ તો અનીરાય ઘેર બેઠાં પહોંચાડશે.'

'ત્યારે તું એમ માને છે, બીજલ, કે રા'નું માથું વાઢવાનું બીડું મેં ફક્ત મોતીની સાત છાબો મેળવવા માટે જ ઝડપ્યું હતું?'

'ત્યારે?'

'એ સાત છાબો તો પાશેરામાં પહેલી પૂણી છે, બીજલ! મારે તો તને....'

કેસર અધવચ્ચે જ થંભી ગઈ.

તેણે આમતેમ, ઉપરનીચે, આડુંઅવળું જોયું.

પછી કોઈજ સાંભળતું નથી એવી ખાતરી થતાં, હોઠને બીજલના કાનની છેક પાસે લાવીને પોતાના અધૂરા વાક્યને તેણે પૂરું કર્યું:

'મારે તને જૂનાગઢની ગાદી પર બેસાડવો છે, બીજલ!'

અને બીજલ, એક ઊંડો નિશ્વાસ નાખીને, ઓરડાની છત પરના ચિતરામણને જોઈ રહ્યો.

૯

ગિરનારની તળેટી આજે ધુમ્મસનો સફેદ સાડલો ઓઢીને, પોતે હવે સધવા નથી પણ વિધવા છે, એવું ભાન જગતને કરાવી રહી હતી.

જૂનાગઢના રાજમાર્ગો વેરાન સમા ભાસતા હતા. એનું એકેએક ઘર આજે રડતું હતું.

જૂનાગઢ રાજ્યનાં ગામડાં આજે જૂનાગઢ શહેરના સ્મશાનમાં ઠલવાયાં હતાં.

આજે રા'ના શબને અગ્નિસંસ્કાર થવાના હતા, અને સોરઠરાણી પોતાના પતિદેવની અગ્નિશય્યા પર ચઢીને સતી થવાની હતી.

વિધિની વામલીલાનો, સૌ શોકડૂબ્યા ચહેરે વિચાર કરી રહ્યા હતા.

'ઘડી–અધઘડીમાં શુંનું શુંયે થઈ જાય છે! ખબર જ નથી પડતી!' કર્ણોપકર્ણ ગુસવટો ચાલતી હતી: 'નહિતર ક્યાં એક પરદેશી ચારણ, ક્યાં જૂનાગઢ...અને ક્યાં સિન્ધ!'

'અને રા'ને પણ કેવી કમતડી સૂઝી કે વગર વિચાર્યે એક ગઢવાને વચન આપી બેઠા!'

'એમાં રા'ની તો વડાઈજ છે, ભા! એણે તો પોતાના એકવચનીપણાનો પરચો આપી દીધો, શિરને સાટે!'....એમાં કોઈનું બદનામ થયું હોય તો તો તે ફક્ત ચારણની આખી જાતનું! અને....સિન્ધના આખા દેશનું!

'મને તો હજુયે વહેમ છે!' કોક બીજે ઠેકાણે વાતો થતી હતી.

'શેનો ?'

'કે આ એક પરદેશી ગઢવી આવીને હસતાં રમતાં રા' જેવા રા'નું માથું વાઢી ગયો, તેની પાછળ કોઈ જબરી રાજરમત હોવી જોઈએ!'

'વોય ધાડે ના!' સાંભળનારે બોલનારની અલ્પબુદ્ધિનો ઉપહાસ કર્યો: 'એ તો બે ને બે ચાર જેવી વાત છે! આમાં અટકળ કરવા જેવું છે જ શું?'

'પણ શું છે, એનો ભેદ જાણવા મળ્યો છે કે?' કોઈ ત્રીજાએ જિજ્ઞાસા દાખવી.

દીવાનજીએ આપણા જાસૂસોને ચારે કોર દોડાવ્યા છે એમ સાંભળ્યું છે. જે હશે તે થોડા જ વખતમાં પાધરું થઈ જશે.'

'ઈ બધું તો જાણે સમજ્યા!' એક ત્રીજે ઠેકાણે વાતો થતી હતી, 'પણ આવે વખતે સોરઠરાણીને સતી થવાનો ચાળો સૂઝે તે ઘેણ ટાણે સાપ કાઢવા જેવું નથી ?'

'ચાળો!' બીજાએ કચવાઈને જવાબ આપ્યો, 'જરા વિચાર કરીને બોલીએ, ભાઈ, સોરઠરાણી સમી જગદંબા સતી થવા નીકળે, એને ચાળો ન કહેવાય!'

'સોરઠરાણી જગદંબા જેવાં છે માટે જ આવે કપરે વખતે રાજને એમની જરૂર છે!' કોઈ ત્રીજાએ અદબભેર ઉચ્ચાર્યું.

'રા' લા-વારસ ચાલ્યો ગયો....હવે એક તરફ ગઢ જૂનાની ગાદી માટે ખટપટ ચાલશે અને બીજી તરફ બહારના દુશ્મનો ત્રાટકશે. આવે વખતે સોરઠરાણી જેવી ગરવી અને બહાદુર રાણી રાજગાદીનું રખોપું કરતી બેઠી હોય તો બધુંયે ઊંધું વળતું બચાવી લે ને!'

'ઈ તો દીવાનજી પણ એમ જ માને છે, ભાઈ!'

'અરે દીવાનજી શું, બધા જ એમ માને છે! મેં તો સાંભળ્યું છે કે સૌએ રાણીમાને પગે પડી પડીને સતી થવાનો વિચાર માંડી વાળવા વીનવ્યાં....'

'પણ રાણીમા એકનાં બે થયાં નહિ, એટલું જ ને? એમાં નવાઈ પણ નથી! રા'નો અને એમનો એક જીવ હતો, ભા! કેટલાય રાજવીઓનાં શ્રીફળોને તરછોડીને એ આપણા રા'ને વર્યાં હતાં એ તો જગત આખું જાણે છે!'

પદમણી નારનું મન બત્રીશ લક્ષણા પુરુષ ઉપર જ મોહે, ભા!' કો'ક રસિયો જીવ વાતોમાં વચ્ચે પુરાયો.

પણ આજે લોકોને રસ-ચર્ચા નહિ, પણ રાજ્ય-ચર્ચા વધુ આકર્ષી રહી હતી.

'આ આખા કારસ્તાન આગળ પેલા અનીરાયનો તો હાથ ન હોય?'

'હોય પણ ભા! કહે છે કે સોરઠરાણીને પરણવાના તેને ઘણા કોડ હતા! એ અધૂરા રહી ગયા....ને દિ'થી રા'ને રગદોળવાની અને જૂનાગઢને માથે ગીહું વવરાવવાની એણે પ્રતિજ્ઞા લીધી છે!'

'જે હશે તે થોડા વખતમાં જણાઈ આવશે, ભા !'

'આ જોષીઓ પણ કેવા ગપાટા મારે છે!' એક ચોથે ઠેકાણે વાતચીત થઈ રહી હતી.

'કેમ?'

'કેમ શું? એમના જોષ પ્રમાણે તો રા' પૂરાં પોણોસો વરસના આયુનો ઉપભોગ કરવાનો હતો, અને આ તો બાપડો ભરજોબનમાં હાલી નીકળ્યો.'

'પણ આ વરસની આસપાસ રા'ને માથે એક જબરી ઘાત હતી એટલું તો જોષીઓએ કહ્યું જ હતું!'

'પણ એ ઘાતનું તો મૂળ જ ખોદાઈ ગયેલું–વરસો પહેલાં!'

'એ વળી શી વાત છે?' બે ચાર જણાએ સામટું કુતૂહલ દાખવ્યું.

'તમને જુવાનિયાંવને ક્યાંથી ખબર હોય, એ વાતની?' નેવુંક વરસના એક વૃદ્ધ પુરુષે હવે રંગમંચ પર આવવાનો પોતાનો વારો છે એવા ભાવથી આગળ આવીને કહ્યું: 'રા'ને એક બહેન હતી!'

'હતી કે છે?'

'એ સવાલનો જવાબ આપવો મુશ્કેલ છે! તમે આખી વાત સાંભળશો ત્યારે ખબર પડશે.'

'ભલે!'

'અત્યારે જીવતી હોય, તો ચાળીસેક વરસની હોય!'

'ત્યારે તો રા' કરતાં મોટી!'

'મોટી તો ખરી જ વળી! આ વાત બની ત્યારે રા' રા' નહોતો, રાજકુમાર જ હતો, દસ અગિયાર વરસનો. બહેનની ઉંમર હશે પંદર સોળની. તાજેતરમાં-જ એનાં લગ્ન થયેલ. રૂપ જુઓ તો બીજી સોરઠરાણી! ભગવાને તુષ્ટમાન થઈને પહેલે ખોળે જ દીકરો આપ્યો',

'હા....આ!'

'દીકરો પણ, તે વખતના નજરે જોનારાઓ પાસેથી સાંભળ્યું છે, ભા, કોઈ દેવાંશી જેવો. પગમાં પદમ, હાથમાં ચક્કર, કપાળ જુઓ તો ચક્કરવરતીનું; રૂપમાં ચંદરમાનો અવતાર....પણ....'

'પણ શું?'

'પણ એક ખોડ! જોષીઓએ એની જન્મોત્રી બનાવી તેમાં એક-બે ગ્રહો એમને એવા દેખાયા કે એને હાથે એના મામાનું મોત થાય!'

'હેં!' સાંભળનારા બધા જ એકી સાથે બોલી ઊઠ્યા.

ભાણેજને હાથે મામાનું માથું વઢાવાનું હતું! આ તો ઓલ્યા કૃષ્ણ ભગવાન અને મામા કંસ જેવી વાત થઈ! મારા બ્હાલા જોષીઓ પણ છે ને કં! વા'તામાં વિખવાદ ઊભો કરવાવાળા!'

'બિચારી જનેતાને અંતરે કેવો ઘા બેઠો હશે !'

'અરે વાત ન પૂછો,' વૃદ્ધે વાત આગળ ચલાવવા માંડી, 'એ બિચારી ગાવડીની દશા તો આણીકોરે જમ અને આણીકોરે પણ જમ, એવી થઈ. એને નાનાભાઈ પર અનહદ પ્રેમ....અને દીકરા પર તો કઈ જનેતાને હેત ન હોય!'

'પણ પછી એણે કર્યું શું?'

'ભાઈને ખાતર એણે દીકરાનો ત્યાગ કર્યો.'

'એટલે?'

'છોકરાને એણે, એ સાત દિવસનો હતો તે વખતેજ સોનાનું એક માદળિયું બાંધીને ગિરના ઘોર જંગલમાં મૂકી દીધો!'

'અરેરે! એ બિચારાને તો કોઈ સાવજે ફાડી ખાધો હશે!'

'એમ પણ હોય!' વૃદ્ધે બે કાન પર બે હાથ મૂકીને આગળ ચલાવ્યું: 'અથવા કોઈ બાવાજોગી એને ઉપાડી ગયા હોય! અથવા તો ફક્ત ભૂખ-તરસને કારણે જ એ બાળક મૃત્યુ પામ્યું હોય! જે હોય તે! પણ પુત્રત્યાગની વેદના એને હૈયે એટલી ડંખ દેવા માંડી....કે આ બનાવ પછી ત્રણચાર દિવસમાં એ પોતે જ એક અંધારી રાતે રાજમહેલમાંથી બહાર નીકળી ગઈ.'

'હેં!'

'પછી?'

'પછી શું? તે દિ'ની ઘડી અને આજનો દિ'! આ બાઈનો ક્યાંય પત્તો નથી! કોઈ કહે છે કે એણે ગળે ટૂંપો ખાધો. કોઈ કહે છે કે એણે કૂવો પૂર્યો. કોઈ કહે છે કે જોગણોની જમાતમાં ભળી ગઈ.'

'ગમે તેમ પણ બાઈ જબરી ખરી!' કોઈ પુરુષાર્થવાદીએ વાતનો ઉપસંહાર કરવા માંડ્યોઃ 'વિધાતાના લેખને એણે મિથ્યા તો કર્યો જ!'

'ખાંડ ખાવ છો! ભાણેજના હાથે રા'નું મોત આ વરસેજ થવાનું હતું. એ જોષીની જન્મોત્રી પ્રમાણે! અને મોત તો થયું જ! અને તે આપણે આપણી સગી આંખે જોયું!'

'પણ ભાણેજના હાથે તો નહિ જ ને!'

'વિધિના ખેલ જ ન્યારા છે, ભા!' વૃદ્ધે પોતાની જર્જરિત હથેળી વતી આકાશ સામે ઇશારો કરીને કહ્યું: 'વિધિની ઇચ્છા હોય તો મસાણમાંથી મડાં પણ બેઠાં થાય, ભા!'

'તમે શું કહેવા માગો છો, દાદા? બીજલ મસાણમાંથી ઊઠીને આવેલા રા'નો ભાણેજ જ હતો, એમ તો નથી કહેવા માગતા?'

'હું તો કંઈ જ કહેવા નથી માગતો, ભા.' ડોસાએ એ જ મસાણી ગંભીરતાથી પૂરું કર્યું. 'પણ એક વાત તમને કોઈને સૂઝતી કેમ નથી?'

'કઈ વાત?'

'કે બીજલે જે કામો કર્યાં કહેવાય છે, તે ભૂત વગર કોઈથી કદી થઈ જ ન શકે!'

'હેં!?'

'એવી દેવતાઈ ગાયકી—એવી હિંમત! આખો દરબાર દિંગ બનીને જોયા જ કરે, જાણે કોઈએ મૂઠ નાખી ન હોય, એવું કામણ! અને સાક્ષાત્ રા' પોતાના હાથે પોતાનું માથું વાઢી આપે! એ બધું ભૂત વગર કદી થયું સાંભળ્યું છે ખરું?'

'એક વાત પૂછું, દાદા?'

'પૂછને, ભા!'

'રા'ના ભાણેજનું નામ શું હતું?'

'બીજલ!' દાદાએ જવાબ આપ્યો અને એક ઊંડા સામુદાયિક નિઃશ્વાસ સાથે આખી મંડળી એકાએક ચૂપ થઈ ગઈ!

૧૦

*'વળી શું વિચારમાં પડી ગયો?'* અમસ્તી આંખો મીંચીને પડી રહેલા બીજલને કેસરે પૂછ્યું.

'જે વસ્તુ બીજાને આનંદ આપે છે તે એ વસ્તુના ખુદ માલિકને કેમ આનંદ નહિ આપતી હોય, કેસર?'

કેસર બીજલના પ્રશ્નને કેટલીયે વાર સુધી વાગોળી રહી.

'તું કહેવા શું માગે છે?'

બીજલ બેઠો થઈ ગયો. તેણે આસપાસ નજર નાખી. ઓરડામાં અત્યારે કોઈ નહોતું. બહાર પણ અવરજવર સહેજ ઓછી થઈ હતી.

'કેસર!' થોડીક વારને માટે લાધેલી આ એકાંતનો લાભ લઈને બીજલે કેસરના ચંપાકળી–શા ગાલ પંપાળતાં પંપાળતાં કહ્યું: 'તારું રૂપ મારા હૃદયને આટલું રમણે ચઢાવે છે...પણ તને પોતાને તો એ રૂપે...અજંપા સિવાય બીજું કશું જ આપ્યું લાગતું નથી!'

'તારા જેવો વર આપ્યો, આ રૂપે, એ કૈં ઓછું છે!' એક ફરતી નજર નાખી, કેસરે બીજલના કાનમાં ટીકો કર્યો.

એના અધરના સ્પર્શે બીજલના આત્માએ ઝણઝણાટી અનુભવી–કુશળ બજવૈયાની આંગળીના સ્પર્શે, બીન ઝણઝણાટી અનુભવે તેમ!

'હું તો તારે ખાતર આ જીવ પણ કાઢી આપું,' હેતના ઉમળકામાં હજુ પણ સહેજ પાસે આવીને બીજલે કહ્યું! 'પણ આ અનીરાયના ઝઘડામાં આપણે હવે શા માટે વધુ ખરડાવું?'

'મેં તને કહ્યું નહિ, અબઘડી, કે શા માટે?'

'એનો અર્થ તો એ જ ને કે તારે હજુ એક માથું વધારે વઢાવવું!'

'જરૂર પડે તો અનેક પણ વઢાવરાવું!' સંપૂર્ણ ટાઢાશ સાથે કેસરે પૂર્તિ

કરી. 'રા'ના માથા કરતાં બીજા કોઈનું માથું વધારે મૂલ્યવંતુ નથી, બીજલ!'

'તેં સોરઠરાણીને કદી જોઈ છે?' વાત બદલવા માગતો હોય એવા ભાવથી બીજલે પૂછ્યું.

પણ સોરઠરાણીના નામોચ્ચાર સાથે તેની મુખમુદ્રા પર જે ફેરફાર થઈ ગયો તે કેસરની ચકોર આંખોથી અછતો ન રહી શક્યો.

'સમજી!' વેંતેક પાછળ હઠીને કેસર બોલી.

'શું સમજી તું?'

'એ જ કે સોરઠરાણીના રૂપની જગતમાં જે તારીફ થઈ રહી છે તે સાચી જ હશે, અને....અને....'

કેસરની સુંદર દેહવેલ પર થઈને ક્રોધનું એક વાવાઝોડું પસાર થઈ રહ્યું હતું.

કેસર કંપતી હતી.

'અને શું?' બીજલે આજીજી કરી.

'અને....અને તું એના પ્રેમમાં પડી ગયો છે!'

બીજલે કપાળ કૂટ્યું.

'આજ તને થયું છે શું?'

'મેં કહ્યું તે વાત ખોટી છે?'

'સોરઠરાણી તારા કરતાં વધારે સુંદર નથી, કેસર!'

'મારા સવાલનો જવાબ આપ, બીજલ! મેં કહ્યું તે ખોટું છે?'

'તું દયાને પ્રેમ કહે છે, કેસર?'

'તને સોરઠરાણીની દયા આવી?'

'રા'એ માથું વાઢી આપ્યું તે વખતે તું ત્યાં હાજર હોત, તો તને પણ આવત, કેસર!'

'ત્યારે તો તું મને હજુ પણ નથી ઓળખતો, બીજલ!'

'પણ તારી હાજરીમાં કોઈ મારું માથું વાઢી લે...'

'તો તે માથું લઈને પાછો તો ન જ જાય!'

'અહીં પણ એવું જ થઈ શકત, પણ સોરઠરાણી વચને બંધાઈ ગઈ હતી! પતિના વચને!'

'જેમ તું મારા વચને બંધાયેલો હતો, તેમ જ ને?'

'બરાબર તેમ જ!'

'તો પછી એ ન ભૂલ, બીજલ, કે તું હજુ પણ વચને બંધાયેલો જ છે! તું, હું કહું તેમ કર્યા કર, મૂંગો મૂંગો, અંતે એમાં જ તારું કલ્યાણ છે–તારું અને મારું બંનેનું!'

'પણ મારે રાજા નથી થવું, કેસર!' બીજલે કેસર પણ માંડ સાંભળી શકે એવા ધીમા અવાજે એના કાનમાં કહ્યું.

'પણ મારે રાણી થવું છે તો!' એટલા જ ધીમા, પણ ખૂબ દૃઢ અવાજે કેસરે વળતો જવાબ આપ્યો.

શો જવાબ આપવો આ મહત્ત્વાકાંક્ષી સ્ત્રીને!

બીજલ મનમાં ને મનમાં કંઈક ઘોડા ઘડી રહ્યો. એની મૂંઝવણનો પાર નહોતો. કેસરે જે રસ્તો લીધો હતો તે રસ્તે માનવહત્યાઓ અને રક્તપાત સિવાય બીજું કશું જ તેને દેખાતું નહોતું!

સોરઠરાણીની ચીસ પાડતી સૂરત હજુ તેના મનની આંખોની સામેથી ખસતી ન હતી.

પ્રભુ! પ્રભુ! આવડો મોટો પાપનો ભારો માથા ઉપર લઈને જીવનની આ ખેપ તેનાથી શી રીતે પૂરી કરાશે!

અને આ સ્ત્રી તો હજુ એ ભારાના વજનમાં વધારો જ કરતી જાય છે!

બહાર એકાએક કોલાહલ વધી પડ્યો. એકી સાથે અનેક ઘોડાઓના દાબડાઓના અવાજો સંભળાવા માંડ્યા.

'મહારાજ અનીરાય આવી પહોંચ્યા લાગે છે; કેસરે બીજલને સાબદો કરવાના ઇરાદાથી કહ્યું, 'તેમની પાસે....' વાક્યનો બાકીનો ભાગ કેસરે અભિનય દ્વારા જ પૂરો કર્યો.

'પણ હવે કરવું છે શું?'

'આજની રાત મહારાજ અહીં આરામ કરશે, બીજલ!'

'પછી?'

'પણ મહારાજનું લશ્કર તો....'

'આગળ જ વધશે, એમ ને?'

કેસરે ડોકું નમાવીને હા પાડી.

ત્યારે એ હિસાબે તો કાલે સવાર પહેલાં...જૂનાગઢને આંગણે જંગ ખેલાઈ જશે!'

'જંગ?' બીજલની આશાઓની મશ્કરી ઉડાવતી હોય એવા અવાજે કેસરે કહ્યું: 'જંગ તો હવે જૂનાગઢને આંગણે ખેલાઈ રહ્યો. ધણી વગરનાં ઢોરોએ કદી જંગ ખેલ્યા છે? એકડા વગરનાં મીંડાંએ કદી લડાઈઓ લડી છે, બીજલ! રા'ની સાથે જ જૂનાગઢ પડયું છે–બીજલ! હવે તો અનીરાયનું લશ્કર ત્યાં પહોંચીને ખાલી ગાદીનો કબજો લે, એટલી જ વાર!'

'પછી?'

'પછી એ ખાલી ગાદી પર બેસશે, જે જીવતો હશે એ?'

'અને અનીરાય?'

'એ તો અહીંથી નીકળવા પામશે ત્યારે ને!'

'મહારાજ આવી પૂગ્યા છે, દેવી!' એક સૈનિકે આવીને ખબર આપ્યા,

'અને આપને યાદ કર્યા છે.'

'તું જા. હું આવું છું!'

સૈનિક ગયો.

'હવે વિચાર કરવાનો વખત નથી, બીજલ! આવતી કાલે સવારે જૂનાગઢનો નવો રા' આ મકાનમાંથી નીકળશે!–અને એના શત્રુઓ બધા મસાણુની રાખમાં પોઢી જશે એ વાત નક્કી.'

'પણ....!'

'પણ ને બણ કશું જ નહિ. મેં બધી જ પેરવીઓ કરી રાખી છે.'

'પોતાની પાછળ અંધકારને વધુ કાળો બનાવીને મૂકતી જતી વીજળીની અદાથી કેસર અદશ્ય થઈ ગઈ.

૧૧

રાતના ત્રીજા પહોરે બીજલ જ્યારે ઝબકીને એકાએક જાગી ઊઠ્યો ત્યારે તેનું આખું શરીર પરસેવે રેબઝેબ હતું, અને હૃદય ઊછળી ઊછળીને જાણે તેની છાતી પર પછડાઈ રહ્યું હતું.

બીજલ એક ભયંકર સ્વપ્નમાંથી જાગી ઊઠ્યો હતો. સ્મરણમાત્રથી હૃદયને ઠંડુંગાર કરી દે, એવા એક ઘોર સ્વપ્નમાંથી તે એકાએક જાગી ઊઠ્યો હતો. સ્વપ્નના અંતિમ ભાગે જ જાણે તેને જગાડ્યો હતો.

તેણે પોતાના પડખામાં પડેલી કેસર સામે જોયું. ના, એના મોં પર જાગ્રતિનું એક પણ ચિહ્ન ન હતું. સિદ્ધિની શ્રદ્ધાએ તેની ઊંઘને વધુ ગાઢ અને તેના માદક ચહેરાને ઊલટાનો વધુ મોહક બનાવ્યો હતો. તેના રૂપાળા હોઠ પર જગતને મહાત કર્યાનું સ્મિત હતું.

એ સ્મિતને ચૂમી લેવાનું બીજલને મન થયું.

કેસરના હોઠ ભણી એ સહેજ નમ્યો....અને નમ્યો તેવો જ તે પાછો અક્કડ થઈ ગયો.

આ સ્ત્રી સ્વપ્નમાં કેટલી ભયંકર લાગતી હતી! કેસરને તેણે એટલી ભયંકર, એટલી કદરૂપી, કદી પણ કલ્પી નહોતી. ના, સ્વપ્નમાં પણ નહિ....

અને છતાં અબઘડી જ પૂરા થયેલા આ સ્વપ્નમાં....!

સ્વપ્નમાં તે અને કેસર એક આંબલીના ઝાડ નીચે રમતાં હતાં–એ જ આંબલીનું ઝાડ, જ્યાં પેલો બચપણવાળો બનાવ બન્યો હતો!–જ્યાં અજાણતાં એને હાથે કોઈ પક્ષીનાં બે ઈંડાનો છૂંદો થઈ જતાં કેસરે તેને 'પાપિયો!' કહ્યો હતો અને હૈયાફાટ આક્રન્દના સૂરોથી આસપાસની આખી સૃષ્ટિને કંપાવી મૂકી હતી.

એ જ આંબલીના ઝાડ નીચે પોતે અને કેસર રમી રહ્યાં છે! પોતે જંતર વગાડે છે અને કેસર નાચે છે! નાચતાં નાચતાં કેસરને આંબલીના કાતરા ખાવાનું મન થાય છે.

કેસરના ચહેરા પરથી એના મનના ભાવો કળી જવાની બીજલને આવડત હતી. હોશિયાર વિદ્યાર્થી ગુરુએ લખી આપેલી પાટીને જેમ કડેડાટ વાંચી જાય તેમ બીજલ કેસરના ચહેરાને વાંચી જતો.

'કાતરા ખાવા છે ને?' જંતરને થંભાવીને નાચતી કેસરને બીજલે પૂછ્યું.

નાચતાં નાચતાં જ કેસરે હા પાડી. નૃત્યના કોઈ અભિનય દ્વારા હા પાડી.

બીજલે જંતરને હેઠું મૂકી ઝાડ પર ચઢવાની તૈયારી કરી.

'કલાકારો બધા જ આવા જ હશે, બીજલ!' નૃત્યને આટોપી ઝાડના થડ અને બીજલની વચ્ચે આવી ઊભેલી કેસરે બીજલને પૂછ્યું.

'કેવા?'

'બાઘા!'

'મેં શું બાઘાઈ કરી?'

'જે કામ અહીં ઊભા ઊભા થઈ શકે છે એ કામ કરવા માટે વાંદરાની પેઠે ઝાડ પર ચઢવું એનું નામ બાઘાઈ નહીં, તો બીજું શું?'

'તું શું કહેવા માગે છે, કેસર?'

'આ જંતર ઉપાડ, પાગલ!' કેસરે હુકમ કર્યો. હુકમ? ના, હુકમ તો એ નહોતો, ફક્ત આજીજી હતી! પણ કેસરની આજીજી પણ હુકમ જેવી જ ગણાય ને! સ્વપ્નની એ આજીજી તો હુકમ જેવી જ લાગી હતી.

'હવે?' જંતર ફરી હાથમાં લઈને બીજલે માર્ગદર્શન માગ્યું.

'હવે શું? હવે વગાડ જંતર! જેના સૂરમાં સાવઝને પણ સસલું બનાવી દેવાની શક્તિ છે એના સૂર શું આ આંબલી પાસેથી કાતરા નહિ પડાવી શકે!'

બીજલ હસ્યો.

તેણે જંતર વગાડવું શરૂ કર્યું....

આંબલી સ્તબ્ધ બનીને, મુગ્ધ બનીને સાંભળી રહી.

ધીમે ધીમે એનું થડ ડોલવા લાગ્યું. એ ડોલન પછી એની એકેએક શાખા-પ્રશાખામાં પહોંચ્યું.

થોડી વારમાં આંબલી નીચેની ધરતી લીલાછમ કાતરાઓથી છવાઈ ગઈ.

'બસ?' જંતરને પળભર થંભાવીને બીજલે પૂછ્યું.

'વગાડ્યે રાખ, વગાડ્યે રાખ, બીજલ! મને ખૂબ મઝા આવે છે!'

'પણ....હવે તો ઝાડ પર કાતરા જ બાકી નથી રહ્યા!'

'કાતરા નથી રહ્યા તો પાંદડાં પડશે....પડવાં જ જોઈએ! મારે આજે તારા જંતરનો પ્રભાવ જાણવો છે, બીજલ!'

'પણ....'

'પણબણ કંઈ જ નહિ! ચલાવ જંતર!'

અને બીજલે ફરી જંતર શરૂ કર્યું. થોડી વારમાં કાતરાઓ ઉપર આંબલીનાં પાંદડાંનો થર ચડી ગયો.

'ચલાવ! ચલાવ!' ઝાડને નપાંદડિયું બની ગયેલું જોઈને જરી થંભેલ અને થંભવા માગતા બીજલને કેસરે વચનના ચાબૂકથી ફટકાર્યો.

બિચારો બીજલ!

એ શું કરે?

કેસરના રૂપનો એ મારેલ હતો.

લાચારીએ એણે જંતરને ફરી સાબદું કર્યું.

ઝાડની ડાળીઓ તૂટવા લાગી! એક પછી એક! જંતર વગાડતાં બીજલની ચારેકોર તૂટેલી ડાળીઓનો એક જબરદસ્ત ગંજ ખડકાઈ ગયો.

કેસર તો આંધી ને આંધી જતી હતી.

'હવે?' આંબલીના ઝાડને ઠેકાણે એક હાથનું ઠૂંઠું જ ફક્ત બાકી રહ્યું ત્યારે બીજલે કેસરને ફરી પૂછ્યું.

'ચલા...વ!' કેસરના મોં પર હવે સખતાઈ પથરાતી જતી હતી. એની રેખાઓમાં ક્રૂરતા સિંચાતી જતી હતી.

'પણ હવે શું જોઈએ છે તારે?'

'હવે મારે હોળી નિહાળવી છે! તારી ચારેકોર જે ગંજ ખડકાઈ ગયો છે એમાં અગ્નિ પ્રગટાવ!'

બીજલના કપાળે હવે પરસેવો છૂટ્યો હતો, તેની કોણીઓ અને તેના ખભા હવે દુઃખતા હતા,

પણ કેસરના બોલ! એની અવગણના થાય!

બીજલે ફરી જંતરને ઝણઝણાવ્યું.

ગંજમાં અગ્નિ પ્રગટ્યો.

જોતજોતામાં બીજલની આસપાસ ઝાળોનો એક ગોળચક્કર કિલ્લો રચાઈ ગયો.

'હવે?' અકડાઈ ગયેલ હાથ વડે જંતરને ઊંચું કરી બીજલે પૂછ્યું.

'હવે....બસ એક જ વાત બાકી છે!'

'બોલ!'

'તારા આ જંતરને આ હોળીમાં નાખી દે!'

'કેસર!' બીજલથી એક રાડ પડાઈ ગઈ. 'એના કરતાં તો મારા પ્રાણ જ કાં નથી લઈ લેતી!'

'એ તો લેવાની જ છું.' કેસરે ત્રાડ નાખી. 'પણ તે જંતરની રાખ જોયા પછી! ફેંક જંતર, આ ભડકાઓમાં ફેંક!'

બીજલ જંતરને છાતી સાથે જકડીને ઊભો રહ્યો ચૂપચાપ, સૂનમૂન.

'ફેં....ક!'

'ફેંક! નહિતર....'

નીચું મોં કરીને ઊભા રહેલા બીજલના કાનમાં એક વિકરાળ ચીસ આવી.

તેણે ઊંચે જોયું તો કેસરનો મહોરો બદલાઈ ગયો હતો.

પળ પહેલાંની પૃથ્વીની અજોડ સુંદરીને સ્થાને એક કાણી, નકટી, હોઠકટી, બદસૂરત, બુઢ્ઢી, ડાકણ....તેને ભરખી જવા માટે અગ્નિની ઝાળો સોંસરવી તેના તરફ ધસમસતી હતી....

અને બીજલ ઝબકીને જાગી ગયો હતો.

સૂતેલી કેસરના હોઠ પર રમી રહેલા સ્મિતમાં, બીજલને આજે, કોણ જાણે શાથી, પોતાની છાતીમાં ભોંકાવાને તૈયાર એવું એક ધારદાર ખંજર દેખાયું.

એ ખંજરને શાંત કરવાની શક્તિ તેના જંતરમાં ન હતી!....

જ્યારે જંતરના અંતરને ચીરી નાખવાની શક્તિ એ ખંજરમાં, એ સ્મિતમાં જરૂર હતી–એની તેને ખાતરી થઈ હતી....

અને સૂતેલી સ્ત્રી જાગી ન જાય, એવી કાળજી રાખી તે તેના પડખામાંથી ઊઠી ગયો. ભીંત પર ટાંગેલ જંતરને તેણે હળવેકથી પોતાના હાથમાં લીધું અને ખભે ભેરવ્યું.

અને પછી ધીમે રહીને તે ઓરડાની અને મકાનની બહાર નીકળી ગયો.

ગામની બહાર આવીને તેણે પાછો જૂનાગઢનો રસ્તો લીધો.

## ૧૨

કેસર જ્યારે ઊંઘમાંથી જાગી ત્યારે સૌથી પહેલું સ્મરણ તેને બીજલની ગઈ રાતની અને ગઈ કાલના દિવસની વાતોનું થયું!

અને એ સ્મરણે કંદર્પની કમાન જેવા તેના અધર પર સંતોષનું એક સ્મિત આણ્યું.

કેટલો સ્નેહાળ હતો તેનો પતિ-પ્રિયતમ! સ્નેહાળ અને કહ્યાગરો! પોતાને ખાતર પ્રાણ પણ અર્પી દે, પોતે કહે તો!

પણ પ્રાણ અર્પવામાં એ બિચારાએ હવે બાકી જ શી રાખી છે! પ્રાણ કરતાં પણ વધુ વહાલી એવી પોતાની કળાને તો તેણે સમર્પી જ દીધી છે....પોતાની મહત્ત્વાકાંક્ષાને ચરણે!

અને છતાં એનું અંતઃકરણ કેટલું સુકોમળ છે! કોઈનોયે ઘાત થાય એ તો એનાથી ખમાતું જ નથી! અને છતાં મારે ખાતર, રા' જેવા રા'નું માથું...રા'ને પોતાને જ હાથે વઢાવીને લઈ આવ્યો!

પોતાના જંતરથી જગતને ડોલાવનારા સૌનાં અંતઃકરણો શું આવાં જ હશે! પ્રેમાળ અને પરવશ! રાતે તો એની વ્યાકુળતા એટલી બધી વધી ગઈ હતી કે જાણે ઊંઘી જ નહિ શકે!

અને અત્યારે જાણે કોઈ દિ' જાગવાનો જ નથી, એવી રીતે પડ્યો છે.

કેસરના હેતમાં એકાએક ભરતી આવી. પડખું ફેરવીને પ્રીતમને બાથમાં લેવા માટે એણે પોતાનો હાથ ફેલાવ્યો....અંધારામાં!

અને તરત જ તે બેઠી થઈ!

તેની પથારીનો અડધો ભાગ સાવ ખાલી હતો!

ક્યાં ગયો હશે બીજલ, અત્યારે!

તે ઊભી થઈ.

ધીમે રહીને તેણે દીવો પ્રગટાવ્યો.

મકાન આખું શાંતિથી નિદ્રામાં સૂતું હતું. તેણે બારીમાંથી બહાર નજર કરી તો ચોકીદારો સુધ્ધાં નિરાંતની નિંદરમાં ઘોરી રહ્યા હતા!

'આ વેજાને ગરવાની છાતી પર રાજ કરવું છે!' તેને થયું, 'આ તે રાજ કરવાના આચાર છે કે ગાંઠમાં છે તે પણ ગુમાવી બેસવાના!'

તે બહાર નીકળી.

રાત હવે થોડી જ બાકી હતી. બીજલની તલાશને જતી કરી ક્ષણભર તેને, મહિનાઓથી નિર્ધારી રાખેલું પેલું કામ પતાવવાનું મન થઈ આવ્યું.

અનીરાય ઉપરને માળે જ સૂતો હતો. અંગરક્ષકો, આસપાસનો તાલ જોતાં, પોતાના અંગોની રક્ષા કરી શકે એવી સ્થિતિમાં પણ નહિ હોય! અને એ સિવાય બીજી આશા પણ શી રાખી શકાય—એ રેઢિયાળો પાસેથી? મધરાત સુધી તો સૌ નાચગાન તાનપાનમાં મશગૂલ હતા! બધા જ! અનીરાય સુધ્ધાં! જાણે કેમ જૂનાગઢની ગાદી હાથમાં જ ન આવી ગઈ હોય!....

પણ આ બીજલ ગયો ક્યાં?

તે પાછી અંદર આવી. આખો ઓરડો ફરી તપાસી જોયો. બીજલનું જંતર પણ ઓરડામાં નહોતું. ફક્ત જંતર જ નહિ!....એની મોજડી સુધ્ધાં ઓરડામાંથી અદૃશ્ય થઈ હતી.

કેસરને ફાળ પડી.

તે પતિના સ્વભાવને પૂરેપૂરો ઓળખતી હતી.

'તું છો, એટલે જ મારે માટે આ જગત જીવવા જેવું બન્યું છે, કેસર!' નાનપણમાં તે અનેક વાર કહેતો. 'તું અને આ જંતર!'

'આ જંતર ખરું, બાકી હું નહિ!' કેસર મશ્કરીમાં કહેતી, 'મારું નામ તો તું અમથું ઉમેરે છે, મને રૂડું મનાવવા.'

'તારે માનવું હોય તો માન અને ન માનવું હોય તો ન માન!' બહુ જ નિમાણું મોં કરીને બીજલ આખરી ફેંસલો સંભળાવતો. 'પણ હકીકત આ છે. તારા વગર જંતર ન જીવે...અને જંતર વગર હું ન જીવું!'

'પણ જંતરને હું ભાંગી નાખું તો!'

'તો બીજું જંતર લાવું. એનો વાંધો નહિ!'

'અને હું મરી જાઉં તો બીજી આવે, બીજલ! એનો પણ કં વાંધો નહિ.'

'કેસર દુનિયામાં એક જ છે!' ખૂબ ગંભીર બની જઈને બીજલ બોલી

ઊઠતો : 'તને કંઈક થઈ જાય તો હું જીવી જ ન શકું!'

અને આજે મને ખરેખર કંઈક થઈ ગયું છે ને?

કેસર કંપી ઊઠી!

બીજલ જંતરને લઈને આત્મઘાત કરવા તો નહિ ઊપડી ગયો હોય!

તે થોડીક ક્ષણો સુધી ઊંડા વિચારમાં ડૂબી ગઈ.

તેણે નિશ્ચય કરી લીધો.

તે ઝડપભેર બહાર આવી.

ઊંઘતા ચોકીદારની કમરમાંથી તેણે તલવારને મ્યાન બહાર ખેંચી કાઢી!

ચોકીદાર સફાળો બેઠો થયો.

'આવી જ રીતે રાજસેવા કરો છો ને!' તલવારની બુઠ્ઠી બાજુથી ચોકીદારને ગોદાવીને તેણે બરાડો પાડ્યો.

અવાજ ઓળખાતાં ચોકીદાર અદબભેર ઊભો થઈ ગયો.

'માફ કરજો બાસાહેબ, પણ....'

'હવે લોચા વાળવા રહેવા દે!....અને ઉપર જઈને મહારાજને ખબર દે કે....'

'પણ મહારાજ સૂતા છે!'

'માટે જ તો તેમને ખબર પહોંચાડવાની જરૂર છે ને!' કેસરે તલવાર ઉગામીને રાડ પાડી.

અને 'જેવી આજ્ઞા!' કહેતો ચોકીદાર ઝપાટાભેર સીડીનાં પગથિયાં ચઢી ગયો.

કેસર નાગી તલવાર સાથે નીચે આમથી તેમ ફરવા લાગી.

આ ખોલાશે અને સંચળે મકાનને ધીમે ધીમે જગાડવા માંડયું હતું.

જાગતા જતા સૈનિકો બીજાઓને જગાડતા જતા હતા અને અધઘડી પહેલાં જે દારૂડિયાઓના અડ્ડા જેવું લાગતું હતું, તે હવે કોઈ સેનાપતિની છાવણી સમું લાગવા માંડયું હતું.

'મહારાજ આપને બોલાવે છે!' ચોકીદારે નીચે આવી વંદન કરીને કહ્યું.

કેસર ઉપર ચઢી ગઈ.

'કેમ અત્યારે મને જગાડવો પડ્યો?'

'મારે ચાર સૈનિકો જોઈએ છે, મહારાજ! હું અત્યારે ને અત્યારે જૂનાગઢ ભણી રવાના થવા માગું છું.'

'પણ એટલી ઉતાવળ શી છે? આપણું લશ્કર તો....'

'લશ્કર અધવચ્ચે જ રહી જશે, હું નહિ જઉં તો!'

'પણ છે શું?'

'એમનું મન ભમી ગયું છે.'

'એમનું એટલે કોનું ?' ક્ષણભર કેસરની રૂખ ન સમજતાં અનીરાયે પૂછ્યું.

'જેમના ઉપર આપણી આ આખી ખેપનો દારોમદાર છે તેમનું.'

'સમજ્યો ! જેણે સપને તાંબું પણ દીઠેલ નહિ એણે સોનાના ડુંગર જોયા !' અનીરાય હસ્યો.

'મહારાજ !' પોતાના હાથમાં રમતી નાગી તલવારને ઉગામીને કેસરે ત્રાડ પાડી.

અનીરાયનો કાયર આત્મા થરથરી ઊઠ્યો. તે બેએક ડગલાં પાછળ હઠી ગયો.

'હું ક્યાં આ ગાંડિયાઓને પનારે પડ્યો !' તેને મનમાં થયું.

'મેં એક સહેજ વાત કરી તેમાં આટલાં બધાં ઉશ્કેરાઈ શા માટે જાઓ છો ?' ભીતિને માંડ કાબૂમાં રાખીને તેણે પૂછ્યું.

'જૂનાગઢની ગાદી કરતાં પણ જેને હું વધારે મૂલ્યવંતી વસ્તુ માનું છું, મહારાજ, તેની જિંદગીનો આ સવાલ છે ! આપણી રાજરમતથી એમનો ભક્ત આત્મા છળી ઊઠ્યો છે. આજ રીતે મને ઊંઘતી મૂકી જંતરને ઉપાડીને એ ચાલ્યા ગયા છે. સોરઠરાણીના સતનો એમના પર ખૂબ પ્રભાવ પડ્યો છે ! જૂનાગઢમાં જઈને એ ન કરવાનું કરી બેસશે એવો મને ડર છે....માટે અત્યારે ને અત્યારે જૂનાગઢ તરફ નીકળી જવું જોઈએ, મહારાજ !'

'જેવી તમારી મરજી. આ સૈનિકોને તમારી સાથે મોકલવાની વ્યવસ્થા હું આ પળે જ કરું છું. બોલો, બીજું કંઈ ?' બગાસું ખાતાં ખાતાં અનીરાયે વિવેકની ખાતર પૂછ્યું.

'બીજું એટલું કે મારા તરફથી જ્યાં સુધી કોઈ સંદેશો ન આવે ત્યાં સુધી આપે અહીં જ રહેવું !'

'પણ...'

'પણ ને બણ કશું જ નહિ ! તમે સોરઠની ધરાને જાણતા નથી ! મારા સંદેશા વગર આગળ વધવામાં જીવનું જોખમ છે એટલું યાદ રાખજો.'

અને જેટલી ઝડપથી કેસર પગથિયાં ચઢી આવી હતી તેથી બમણી ઝડપથી તે પગથિયાં ઊતરી ગઈ.

અને થોડી જ વારમાં મકાનના મોટા ફાટકમાંથી નીકળીને પાંચ ઘોડેસવારો જૂનાગઢની દિશામાં અદશ્ય થયા.

## ૧૩

બીજલને ઘરમાંથી રાતોરાત અદશ્ય થયેલો જોઈને કેસરે જૂનાગઢ ભણી રવાના થવાનો નિશ્ચય કર્યો, ત્યારે ત્યાં જઈને પોતે શું કરવાની છે એ અંગે તેના મનમાં કોઈ પણ પ્રકારની સ્પષ્ટતા નહોતી. હકીકત તો એ છે કે ખુદ જૂનાગઢ ભણી જવાનો નિર્ણય પણ પોતે શા માટે કરી રહી છે તે પણ તે જાણતી નહોતી ! નીકળતી વખતે, કોઈ સ્વજને વહાલથી તેના વાંસા પર હાથ ફેરવી,

પૂછ્યું હોત કે 'દિશાઓ તો અનેક છે, બહેન, તેમાંથી બીજલને શોધવા માટે જૂનાગઢની દિશાને જ તેં શા માટે પસંદ કરી છે?' તો તેનો જવાબ એ સંતોષકારક ભાગ્યે જ આપી શકી હોત. એ કાં તો મૂંગી રહેત અથવા તો 'મારા બીજલને હું જાણું કે તમે?' એવો કોઈ ભેદી જવાબ આપીને ઘોડાને મારી મૂકત!

પણ નીકળતી વખતે એવો કોઈ સ્વજન હાજર નહોતો, એનો અર્થ એ નથી કે, આવો પ્રશ્ન તેને કોઈએ પૂછ્યો જ નહોતો!....તેણે પેંગડામાં પગ મૂકયો, ત્યારથી જ તેનું મન તેને પૂછવા માંડ્યું હતું: 'શા માટે? બીજી કોઈ દિશા નહિ અને જૂનાગઢની દિશા જ તેં પસંદ કરા, તે શા માટે?'

ઘોડાનો વેગ વધ્યો તેની સાથે તેના મનમાં દોડાદોડ કરતા વિચારોનો વેગ પણ વધવા માંડ્યો.

અત્યારે હવે મોંસૂઝણું થઈ ગયું હતું અને જૂનાગઢની સરહદમાં તો તે ક્યારનીયે આવી ગઈ હતી! તેની આંખો બીજલ ક્યાંય હોય તો તેને જોવા માટે–જાણે ઊભે પગે હતી! અને તેના કાન આસપાસ થતા અનેક પ્રકારના અવાજોને સાંભળવા છતાં, બીજલના જંતરના અવાજને ઝીલી લેવા સુસજ્જ હતા!

'પણ શા માટે?' તેના મને પ્રશ્નના ચાબૂક વડે તેને ફરી ફટકારી: 'બીજી કોઈ દિશામાં નહિ અને જૂનાગઢની દિશામાં જ શા માટે?'

બીજલ મને મૂકીને જાય તો જૂનાગઢની દિશામાં જ જાય!'

'એટલી બધી ખાતરી રાખવાનું કારણ?'

'સોરઠરાણી!' તેના હોઠ પર આવતાં આવતાં રહી ગયું!

'પણ અત્યારે હૈયામાં ઊગેલા આ શબ્દે તેને એક એવો આંચકો આપ્યો કે તેને આખે શરીરે ઝણઝણાટી બોલી ગઈ....અને ચારે પગે ઊછળતા ઘોડાની પીઠ પરથી ઊછળી પડતાં તે માંડ બચી.

પોતે સોરઠરાણીને જોવા જાય છે કે બીજલને શોધવા? તેના અંતરમાં ઊંડે ઊંડે સોરઠરાણીના સૌંદર્યની અદેખાઈ તો નથી?....

'સોરઠરાણી કંઈ તારા કરતાં વધારે સુંદર નથી, કેસર!' તેને બીજલના ગઈ રાતના શબ્દો સાંભર્યા.

'મારા કરતાં વધારે સુંદર ભલે ન હોય.' તેને થયું, 'પણ મારા જેટલી રૂપાળી તો ખરી જ ને! અને ઉપરાંત, સિંહાસનની ધણિયાણી! એટલે બીજલ એના ઉપર...'

કેસરે ઘોડાના પેટને પેંગડાથી ગોદાવ્યું....અને ઘોડાએ હજી પણ વેગ વધાર્યો.

'દેવી!' આકાશના મેદાનમાં ધૂમકેતુની પાછળ એનું પૂછડું ઘસડાતું આવે એવી રીતે કેસરની પાછળ ઘસડાતા આવતા સૈનિકોએ એકસામટી બૂમ પાડી!....

'શું છે?' ઘોડાને જબર થંભાવીને કેસરે પૂછ્યું.

સૈનિકોએ પાસે આવીને સામેની ક્ષિતિજ ભણી આંગળી ચીંધી.

'લશ્કર લાગે છે!' સૈનિકે બતાવેલી દિશામાં નજરને પળભર સ્થિર કરીને કેસર બોલી. આંખની બરાબર સામે આવતા આટલા બધા સૈનિકોને એ પહેલ-વહેલાં ન જોઈ શકે એનું તેને આશ્ચર્ય પણ થયું.

પણ સૈનિકો પર પોતે ગાફેલ છે એવી છાપ ન પડે તેટલા ખાતર, માથાને સહેજ પાછળ ડોલાવીને તે બોલી: 'ડર લાગતો હોય, તો હજુ રસ્તો ખુલ્લો જ છે...પાછા ફરવાનો! પણ આ તો....આ તો....આપણું જ લશ્કર છે!'

'જૂનાગઢ પડ્યાની વધામણી ખાવા જતા હશે. મહારાજ પાસે!'

'મોઢાં તો કોઈ જુદી જ જાતનાં લાગે છે!'....

અને કેસરની ટકોર સાવ સાચી હતી.

પાછળ કોઈ મહાભયંકર શત્રુઓ પડ્યા હોય એવી રીતે અનીરાયના દળની એક ટુકડી વેરણછેરણ દશામાં જૂનાગઢને પીઠ દઈને દોડી આવતી હતી! સૌ દોડવાની હરીફાઈમાં ઊતર્યા હતા જાણે!

'જંગ ખેલાઈ ગયો લાગે છે!' એક સૈનિકે કેસરને કહ્યું.

'ખેલાઈ ગયો હોય તોપણ આ લોકો તો તેમાં શામિલ નહિ જ હોય!' કેસરે દાંત કચકચાવીને કહ્યું: 'જોતા નથી, એકેએક માણસ સાજોતાજો લાગે છે! કોઈનાં કપડાં સુધ્ધાં ખરડાયાં નથી!'

નાસી આવતી ટુકડી એકાએક થંભી ગઈ. થોડીક પળો સુધી અંદર અંદર કંઈક મસલતો ચાલતી હોય એવો દેખાવ થયો. મસલતો સામેથી આવતાં કેસર અને એના ચાર સૈનિકોને અંગે જ હતી એ પણ સ્પષ્ટ દેખાઈ આવતું હતું.

'એ બાયલાઓને જઈને ખબર તો આપો કે, આપણે દુશ્મન નથી, એમનાં જ માણસો છીએ!' એક સૈનિકને ઉદ્દેશીને કેસરે કહ્યું. 'ચારસો પાંચસો માણસો એક સ્ત્રી અને ચાર પુરુષોથી બીએ છે! નમાલાઓ!'

હુકમ મળતાંવેંત એક સૈનિક તીરની પેઠે ઊપડ્યો.

હવે શું કરવું તેનો, પેલું નાસી આવતું લશ્કર કંઈ પણ વિચાર કરી શકે તે પહેલાં તો એ તેમની પાસે પહોંચી ગયો!

'કોણ નારાયણ!'

ટુકડીમાંથી દસબાર અવાજો એકી સાથે ઊઠ્યા!

અને જોતજોતામાં આખી ટુકડી નારાયણને ઘેરી વળી!

'પેલી બાઈ કોણ છે?' કેસર અને ત્રણ સૈનિકો, હવે, ધીમે ધીમે આગળ વધી રહ્યા હતા, તેના ભણી આંખ વડે ઇશારો કરીને કોકે પૂછ્યું.

'એ તો....કેસર! પેલા બીજલની પત્ની!' નારાયણે જવાબ આપ્યો.

'આટલી રૂપાળી છે!' એક બીજા સૈનિકે ટકોર કરી: 'હવે સમજ્યા કે મહારાજ અનીરાય એના નચાવ્યા કેમ નાચે છે!'

સાંભળનારા હસી પડ્યા—એક નારાયણ સિવાય.

'તમે કોઈ એ બાઈને ઓળખતા નથી!' બહુ જ ધીમે અવાજે એણે કહ્યું: 'હકીકત તો એ છે કે મહારાજ એનાથી થરથરે છે!'

'પણ એ અહીં આવી છે શા માટે?'

'બીજલ કાલ રાતે ઘરમાંથી કોઈને કહ્યા-કારવ્યા વગર ચાલ્યો ગયો છે.... એને ગોતવા! પણ તમે આમ નાસો છો શા માટે? આપણા લશ્કરની બીજી ટુકડીઓ ક્યાં છે? સેનાપતિ ક્યાં છે?'

'કોણ ક્યાં છે તેની અમને કશી જ ખબર નથી, નારાયણ!'

'શું છે, નારાયણ!' હવે આ ટોળાંની છેક પાસે આવી ગયેલી કેસરે પૂછ્યું. અને પછી નારાયણને પૂછવામાં પોતે ભૂલ કરી હોય, એવો ભાવ મોઢા પર પાથરીને આખી ટુકડીને સંબોધીને તેણે ગર્જના કરી:

'તમારો નાયક ક્યાં છે?'

નાયક આગળ આવી વંદના કરીને ઊભો રહ્યો.

કેસરના પ્રતાપી વ્યક્તિત્વની અસરથી ટુકડી આખી જાણે ચિતરામણમાં ચીતરી હોય એવી સ્થિર અને શાંત બની ગઈ.

'પાછા કેમ ફર્યા છો, નાયક?' કેસરે પૂછ્યું.

'આગળ વધાય એમ નથી એટલે, દેવી?'

'કારણ?'

'માણસ માણસની સામે લડી શકે છે, દેવી!' કમને કોઈ બહુ જ કડવો ઘૂંટડો ગળતો હોય એવા અવાજે નાયક બોલ્યો.

'એટલે?'

'તમે નહિ માનો, દેવી!'

'જે હોય તે ઝટ કહી નાખો, નાયક!'

'તો સાંભળો! મહારાજને મૂકીને અમે આગળ વધ્યા, ત્યારે સાંજ હતી, એ તો આપ જાણો જ છો!'

કેસર ચૂપ રહી, નાયકે આગળ ચલાવ્યું:

'મધરાત સુધી, વચ્ચે વચ્ચે પો'રો ખાતા, અમે આગળ વધતા જ રહ્યા.'

'કારણ કે ત્યાં સુધી તમને રોકનાર કોઈ જ નહોતું!' શબ્દોમાં ભરાય એટલો તિરસ્કાર ભરીને કેસરે ટકોર કરી.

'રોકનાર તો દેવી, તે પછી પણ કોઈ જ નહોતું!' નાયકે દીનતાપૂર્વક આગળ ચલાવવા માંડ્યું.

'ત્યારે થયું શું? તમે આમ નાઠા કેમ?'

'મધરાતે એક કૌતુક થયું, દેવી!'

'કૌતુક?'

'કૌતુક જ તો, દેવી! મેં મારી સગી આંખે ન જોયું હોત, તો કદી ન માનત!'

'કાયરોનું કોઈ જ સગું નથી હોતું, નાયક! એમની આંખો પણ નહિ! પણ બોલો, તમારી આ સગી આંખોએ તમે કયું કૌતુક દીઠું? કોઈ ભૂત, પ્રેત, વૈતાળ! સગી આંખે ગિરનારને ડોલતો તો નથી દીઠો ને?'

'જે દીઠું, તે એથી પણ વધારે ભયંકર હતું, દેવી!'

'ઝટ કહી નાખો, કહેવું હોય તે!'

'મધરાતે અમે બે ડુંગરાઓ વચ્ચેની એક સાંકડી નેળમાંથી પસાર થઈ રહ્યા હતા. ભાલામાં પરોવાયેલું રા'નું માથું એ અમારો સુદ્દધ્વજ બનીને અમારી આગળ આગળ કૂચ કરતું હતું એ તો....'

'એ તો હું જાણું જ છું, નાયક. હકીકતમાં, એ મારી જ યોજના હતી. પણ પછી કૌતુક શું થયું, તે કહો ને?'

'નેળની અધવચ્ચે આવતાં દેવી, પહેલાં તો વંટોળ ઊપડ્યો....'

'હા—આ!'

'પછી એ વંટોળને પરિણામે હો કે બીજા કોઈ કારણે હો, પણ બન્ને બાજુઓના ડુંગરાઓ ઉપરથી સૈન્ય ઉપર પથ્થરોનો જાણે વરસાદ વરસવા લાગ્યો....'

'અને તમે ભાગ્યા! રંગ છે તમારા શૂરાતનને!'

'અમે ગમે તેટલા કાયર હોઈશું દેવી, પણ આપ ધારો છો એટલી હદના પામર તો નથી જ.'

'પણ ત્યારે?'

'વંટોળ વચ્ચે બન્ને બાજુએથી પથ્થરોની ઝાડી થઈ રહી હતી, તેવામાં આ કૌતુક થયું!'

'શું?' કેસરની ધીરજનો હવે ખરેખર અંત આવ્યો હતો.

'પેલું ભાલામાં પરોવાયેલું રા'નું માથું ખડખડ ખડખડ....હસવા લાગ્યું.... અને ભાલામાંથી ઊછળી, એકનું અનેક બની, અમારી છાતીમાં ઝિંકાવા માંડ્યું....'

'પછી?'

'પછી શું બન્યુ એની અમને કશી જ ખબર નથી, દેવી! વંટોળ અને એકનાં અનેક બનેલ રા'નાં માથાંનું વિકરાળ અટ્ટહાસ્ય....અને એ બે ભયંકર અવાજોની વચ્ચે બન્ને બાજુએથી વરસતા પથરા વચ્ચેથી અમે માંડ ભાગી છૂટ્યા!....'

અને રા'ના માથાં તમારી પાછળ પાછાં આવ્યાં!'

'આવ્યાં જ હશે. ખડખડાટ હાસ્ય ઉપરથી અનુમાન કરીએ તો સ્પષ્ટ હકીકત એ છે કે મોંસૂઝણું થયું ત્યાં સુધી અમારામાંથી કોઈએ પાછું વાળીને જોવાની હિંમત જ નથી કરી!'

'રંગ છે!' એક ઊંડો નિઃશ્વાસ નાખીને કેસરે નાયક અને એની ટુકડીથી મોં ફેરવી લીધું.

## ૧૪

માણસો, મજબૂત મનના માણસો પણ, પોતાના નિશ્ચયોને કેટલી જલદીથી બદલી નાખે છે!....અથવા એમ પણ કાં ન હોય કે, જેઓ નિશ્ચય કરવામાં ઝડપી છે, તેઓ એવા નિશ્ચયોને છોડવામાં પણ એટલા જ ઝડપી હોય છે!

જૂનાગઢની રાણી થવાનો નિશ્ચય કેસરે આવી જ રીતે એકાએક છોડી દીધો!

અનીરાયના લશ્કર માટે એને ઝાઝું માન નહોતું; પણ રા'વગરના જૂનાગઢને તો તે સર કરી જ શકશે, એવી તેને ઊંડે ઊંડે કંઈક આશા જરૂર હતી. એ આશાને કારણે તો તેણે અનીરાયનું બીડું ઝડપ્યું હતું અને સોરઠરાણીના રૂપ પાછળ ઘેલા બનેલા એ બેવકૂફને જૂનાગઢ ઉપર ઊતરી આવવાની ઉત્તેજના આપી હતી!

પણ અનીરાય કાયર હતો....તો એનું લશ્કર એના કરતાં સવા વેંત ચઢે એમ હતું–કાયરપણામાં! કાયરપણામાં અને બેવકૂફીમાં બન્નેમાં!

આવા લોકોની મદદથી જૂનાગઢની ગાદી તો શું, પણ એક ફૂટી બદામ પણ શી રીતે મેળવવાની હતી!

નાહકનો બીજલને તેણે ડુબાવ્યો!

પણ બીજલ ગયો ક્યાં?

આ લોકોને પૂછવું તો સાવ નકામું જ છે! રા'ના માથાથી ડરીને મૂઠીઓ વાળીને નાસનારાઓ અને પાછળ જોવાની હિંમત સુધ્ધાં ન કરનારાઓને, બીજલ રસ્તામાં ક્યાંય મળ્યો હોય તોપણ ક્યાંથી દેખાય!

'અમને શો હુકમ છે દેવી!' ઊંડા વિચારમાં ઊતરી ગયેલી કેસરને થોડીક ક્ષણોના મૌન પછી નાયકે પૂછ્યું.

'તમને? હુકમ? તમને હુકમ તો કોઈ પણ સંજોગોમાં જૂનાગઢ સુધી પહોંચીને રા'નું સિંહાસન કબજે કરવાનો હતો!' અંગારા વરસતી આંખે કેસરે જવાબ આપ્યો, 'પણ જેઓ જીવતાથીયે ડરે અને મૂએલાથીયે ડરે, એવાઓને હુકમો આપવાની ઇચ્છા જ કોને થાય! તમે જાતે શું વિચાર્યું હતું?'

'મહારાજા સુધી પહોંચી એમના કાનમાં આ ખબર આપવાનું!'

'રા'ના માથાના!'

'જી હા!'

'ઠીક છે. તો તેમ જ કરો. અને નારાયણ,' પોતાના ચાર સૈનિકો સામે જોઈને તેણે ઉમેર્યું. 'તમે પણ અહીંથી પાછા ફરો! મહારાજને કહેજો કે નીકળતી વખતે મેં એમને કહ્યું હતું તે યાદ રાખે!'

'પણ આપ....!' નારાયણે પૂછ્યું. થોડા સહવાસથી પણ નારાયણને કેસર પ્રત્યે આદર અને મમતા પ્રગટ્યાં હતાં.

'હું આ રા'નાં માથાંનો ભેદ સમજવા આગળ વધીશ.'

'પણ....'

'તો હવે....જય શંભો!'

કેસરે પોતાના ઘોડાને મારી મૂકયો.

'બાયલાઓ, કાયરો, નામર્દો!' ઘોડાના વધતા વેગ સાથે તાલ મિલાવીને તેનું ઉશ્કેરાયેલું અંતર પોકારી રહ્યું હતું. 'પણ બીજલને હવે....શોધવો કયાં?'

એને પણ કેવી કમતકી સૂઝી હતી! બીજલ જેવા કલા-વીરના હૃદય-સિંહાસન પાસે જગતના કોઈ પણ રાજવીનું સિંહાસન શી વિસાતમાં હતું!

બીજલ! બીજલ! તેનું અંતઃકરણ આર્ત સ્વરે પોકાર કરી રહ્યું!

તેને એકાએક એક વિચાર આવ્યો.

પેલો વંટોળ....અને રા'ના માથાવાળો પેલો ચમત્કાર....એ બધું બીજલના જંતરના જાદુનું પરિણામ તો ન હોય! બીજલ ધારે તો પોતાના જંતરના પ્રભાવથી માનવી અને કુદરત બન્ને પાસે ગમે તે કરાવી શકે!

બીજલ જરૂર પેલી સાંકડી નેળની નજીકમાં જ હોવો જોઈએ! ઓછામાં ઓછું, કાલે મધરાતે તો તે ત્યાં હોવો જ જોઈએ! એટલે તે જૂનાગઢ ભણી જ જતો હોવો જોઈએ! તેની પોતાની ગતિએ! જંતર દ્વારા રા'ના શત્રુઓને પરાસ્ત કરતો! રોતો! રડાવતો! વંટોળો જગાવતો!

પણ બીજલ હવે જૂનાગઢ જઈને શું કરે?

'કેમ શું કરે?...' કેસરના મને કેસરને જવાબ આપ્યો.

'જૂનાગઢમાં સોરઠરાણી છે ને?'

'પણ એ તો પોતાના પ્રિયતમ-પતિનું માથું વાઢનારની સામે જુએ પણ નહિ!'

પણ...બીજલમાં તો રા'ની રાખમાંથી પણ રા'ને સજીવન કરવાની તાકાત છે....એ કેમ ભૂલી જાય છે?'....

'એટલે?'

'એ રા'ને સજીવન કરીને સોરઠરાણી ઉપર અહેસાનનો બોજો લાદશે!.... પછી અહેસાન ધીરે ધીરે માયામાં પલટાશે! બીજલ પાસે શું નથી, ગાંડી? જુવાની છે, રૂપ છે, કલા છે, કુરબાની છે!'

હજારો વીંછીઓના ડંખ ખમતી ખમતી કેસર પોતાના ઘોડાને જૂનાગઢની દિશાની નેમ બાંધીને દોડાવતી રહી!

## ૧૫

જીવનમાં ઘણીયે વાર એવું બને છે કે જે એક વ્યક્તિને કારણે અઘોર યાદવા-સ્થળીઓ ખેલાઈ જાય છે, તે એક વ્યક્તિને તો તેની ખબર સુધ્ધાં નથી હોતી! પોતે એવી કોઈ મહામૂલ્યવંતી 'વસ્તુ' છે કે જેના કબજા માટે મોટા મોટા પક્ષો લડે-ઝઘડે અને ઠેઠ ખૂનામરકી કરવા સુધી પહોંચી જાય, એ હકીકતનું તેમને

ભાન જ નથી હોતું! હકીકતમાં એ નિર્દોષ, નિષ્કલંક, સરળ, સહજ, નૈસર્ગિક અ-ભાન-તા એ જ તેમના આકર્ષણનું એક સારું એવું કારણ બની જાય છે!

હિંદના મધ્યયુગીન ઇતિહાસમાં એક કૃષ્ણકુમારીની વાત આવે છે. અદ્દભુત સુંદર એવી આ રજપૂત રૂપકિશોરીને જ્યારે ખબર પડે છે કે, પોતાના દેહને કારણે પોતાની ધરતી પર, જુદા જુદા પક્ષો વચ્ચે ઘોર સંગ્રામ જામવાનો છે અને એ સંગ્રામને પરિણામે રાજ્યની સલામતી અને અનેક પ્રજાજનોની સુખશાંતિ જોખમમાં મુકાવાનાં છે, ત્યારે તે પોતાને હાથે ઝેરનો પ્યાલો પીને પોતાના જીવનનો અંત આણે છે!

સોરઠરાણીનો આત્મા પણ કૈંક આવા તેજે ઘડાયો હતો. સંસાર જેમને, સામાન્ય રીતે, પરસ્પરવિરોધી ગુણો સમજે છે, તે બધા જ તેનામાં હતા; અને માટે જ કદાચ, તેનું સૌંદર્ય જગતનાં સર્વ સૌંદર્યો કરતાં કૈંક વિશેષ હતું! તે જેટલી મૃદુ અને સૌમ્ય હતી, તેટલી જ કઠોર અને ઉગ્ર થઈ શકતી હતી! જંતરનો જાદુગર, રા'ના દુશ્મનોના કુહાડાનો હાથો બનીને જૂનાગઢમાં પેઠો છે, એ વાતની તેને સહેજસાજ ગંધ હોત, તો રા' તેને ઉપર બોલાવે, તે પહેલાં જ આખા દરબારના દેખતાં, તે નીચે ઊતરી હોત અને તેની છાતીમાં પોતાની કટારીની અણી તેણે પરોવી દીધી હોત, પણ!....

પણ રા' એક વાર વચન આપી બેઠો, પછી તે લાચાર હતી! તે રા'ના હૃદય ઉપર ઓળઘોળ હતી. રા'નું યશઃશરીર તેને રા'ના પોતાના કરતાં પણ અનેકગણું વહાલું હતું!

રા'ના આવા યશસ્વી મૃત્યુ પછી તેને માટે એક જ માર્ગ હતો; અને તે માર્ગ તે લઈ રહી હતી. સતી થવું એ તેને મન, ઇહલોક છોડીને પરલોક સીધાવેલ પતિ-પ્રિયતમની સાથે હાથેહાથ મિલાવીને સહયાત્રા કરવા સમાન હતું! તેના હૃદયમાં રજમાત્ર પણ અરેરાટી નહોતી! પતિ-પ્રિયતમને એકાએક કોઈ અનિવાર્ય કામને અંગે પરદેશ જવું પડ્યું હોય અને પાછળથી તે તેને મળવા માટે જઈ રહી હોય એટલી ઉત્કંઠાથી, એટલા ઉત્સાહથી, તે સતી બનવા જઈ રહી હતી. રાજપુરોહિત અને મંત્રી, સેનાપતિ અને સામન્તો, સૌ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે આ ભીષણ સંકલ્પમાંથી તેને ડગાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા.... એ તે જાણતી હતી. પણ એ સમગ્ર શિષ્ટમંડળની વિનતિઓ અને આજીજીઓને એ બની શકે તેટલા વિનયથી ઇનકારી રહી હતી! એક રીતે જોઈએ તો, એ સૌ આજીજીઓ અને વિનતિઓ જ, સોરઠરાણીને વધુ ઉતાવળી બનાવી રહ્યાં હતાં: અગ્નિદાદાના અંકમાં હું બેસીશ ત્યાં સુધી આ આજીજીઓ અને વિનતિઓ ચાલ્યા જ કરશે એવી તેને ખાતરી હતી!...

જેટલી દલીલો, બુદ્ધિમાન માનવીઓનાં ભેજાં, પોતાના સંકલ્પની વિરુદ્ધમાં ઉપજાવી શકે, તેટલી બધીયે તે સાંભળી ચૂકી હતી! કોઈ દલીલને તેણે મચક

નહોતી આપી. કોઈની વાતને તેણે પોતાના નિશ્ચયને ઢીલો કરવાની તક નહોતી આપી.

'જ્યારે આપ નિશ્ચય જ કરીને બેઠાં છો, રાણીમા, ત્યારે આપની આજ્ઞાને અમે માથે ચઢાવીએ છીએ....' વૃદ્ધ પુરોહિતે આખરે, સૌની વતી, ગળગળે અવાજે તેને કહ્યું હતું, 'પણ....'

'હજુ 'પણ' છે?' સોરઠરાણી અધીરાઈની ટોચ ઉપરથી ઊકળી ઊઠી હતી.

'અમારી વાત તો સાંભળો, રાણીમા! આટલું 'પણ' તો અમારું રહેશે જ....અને આટલું પણ અમારું અને આ સોરઠની ધરાનું આપે રાખવું પણ જોઈશે!' પણ ઉપર ભાર મૂકીને ડોસાએ જવાબ આપ્યો.

'બોલો!'

'ત્યારે વાત એમ છે રાણીમા, કે જંતરિયાને આપે જૂનાગઢના રાજ્ય પૂરતું જ અભયવચન આપ્યું હતું!'

'તેનું શું છે?'

'જંતરિયો રા'ના કોઈ દુશ્મનોના હાથમાં રમી રહ્યો છે, મા!'

'એક ને એક વાત ફરી ફરીને કહેવાનો શો અર્થ, વડીલ?'

'એટલો જ કે રા'નું માથું અમે કોઈ દુશ્મનોના હાથમાં જવા નહિ જ દઈએ!....જંતરિયો જૂનાગઢની સીમ ઓળંગી જશે કે તરત જ....'

'દીધેલું દાન તમે આંચકી લેશો, એટલું જ ને?'

'સીમ ઓળંગતાંની સાથે દાન, દાન મટી જાય છે મા! અને જંતરિયો યાચક મટીને દુશ્મન બને છે! રા'એ સ્વહસ્તે માથું ઉતારીને આપ્યું એ એની વડાઈ, બા! આપે એ માથું ઉતારવા દીધું એ આપની પણ વડાઈ, મા! પણ હવે અમારી પણ કૈંક ફરજ છે ને?'

'શું?'

'રા'ના માથાને અપમાનિત ન થવા દેવાની!'

'એટલે?'

'જાસૂસો સંદેશો લઈ આવ્યા છે મા, કે આપણી સરહદથી થોડેક દૂર, આપણા ઉપર ત્રાટકવાની તૈયારી કરીને કોક લશ્કર ઊભું છે!'

'એ....મ!' સોરઠરાણીએ એક કડવો ઘૂંટડો ગળ્યો.

'એવાઓનું સામૈયું કરવા માટે આપણી પાસે પૂરેપૂરી તૈયારી છે, મા; પણ....રા'નું માથું એવા દુશ્મનોના હાથમાં સોંપવું એ કૈં દાનની શરત ન હોઈ શકે!'

સોરઠરાણીની સુંદર દેહવેલ હવે કંપી રહી હતી—ક્રોધના આવેશથી.

'અમારી વિનતિ એટલી છે મા, કે માથું જંતરિયાના હાથમાંથી એ દુશ્મનોના હાથમાં જાય તે પહેલાં જ એને અહીં પાછું લાવવા માટે મોકલેલા

સૈનિકો પાછા ફરે ત્યાં સુધી....'

'હું માથાની વાટ જોઈશ, વડીલ....માથાની અને માથાના દુશ્મનોનાં માથાંની....બન્નેની. તમે કામે લાગી જાઓ!....દુશ્મનો લાગે છે, તેથી વધુ ભયાનક સાબિત થાય, તો મારી ઘોડી તૈયાર રાખજો! હું જાતે જ સૈન્યની સરદારી લઈશ.'

'સોરઠની રાણી પાસેથી અમે આ જ અપેક્ષા રાખતા હતા, મા!' ડોસાની સફેદ પાંપણો આ શબ્દો બોલતાં બોલતાં આંસુઓથી પલળી ગઈ!

એ અશ્રુઓને લૂછવાની પણ કોશિશ કર્યા વગર રાજપુરોહિત બહાર આવ્યો.

સોરઠરાણી સાથે થયેલી વાતચીતનો સાર તેણે ત્યાં આગળ એકઠા થયેલ રાજ્યના મુખ્ય મુખ્ય માણસોને આપ્યો.

સૌના મુખ ઉપર એકાએક કોઈ નવી ચમક આવી ગઈ....

અને નીચે નજર પૂગી શકે એટલે સુધી પથરાઈને ઊભેલી મેદનીએ ઉપરનું આ સુખદ પરિવર્તન નિહાળીને ગગનભેદી ઘોષ કર્યો...'અંબે માતકી જે!'

૧૬

બીજલ જ્યારે કેસરની સોડમાંથી સરકીને જૂનાગઢને પંથે પડ્યો ત્યારે તેના મનમાં એકી સાથે અનેક ઇચ્છાઓનું તુમુલ યુદ્ધ ચાલતું હતું.

તેની સર્વોપરી ઇચ્છા હતી આત્મઘાતની. પોતાના દેહનો તેને અંત આણવો હતો.

તેનું જીવન તદ્દન નિષ્ફળ ગયું હતું! ના, સાવ નિષ્ફળ નહિ! તેને ફળ આવ્યું હતું! રા' જેવા રા'નું માથું....એ પણ એક ફળ તો કહેવાય જ ને!

મધરાતના એકલ પ્રવાસીને આ વિચારથી શીત વછૂટયું.

શું સંગીતની આટલી સરસ ઉપાસના તેણે એક આ જ હેતુથી કરી હતી? એક સ્ત્રીનું હેવાતણ લૂંટવા! એક આખી પ્રજાનું સ્વાતંત્ર્ય છીનવી લેવા?

અને કેસર તો જો! તે તો હજુ તેને રા'ના સિંહાસન ઉપર બેસાડવા માગતી હતી! તેને! બીજલને!

આવે છે ને કંઈ....સર્જનહારની લીલા! પુરુષો રૂપ ઉપર મરે! અને સ્ત્રીઓ સિંહાસન ઉપર મરે!

આવી આ સૃષ્ટિમાં મારા જેવા માટે સ્થાન જ નથી!

પણ મરતાં પહેલાં બે'ક કામ તો કરવાં જ જોઈએ! એક તો સોરઠરાણીને ચરણે પડી તેની ક્ષમા માગી લેવાનું....

અને બીજું?....જૂનાગઢના દરબારને તેને માથે ઝઝૂમી રહેલ ભયની ચેતવણી આપી દેવાનું!

તેણે પગ ઉપાડ્યા!

રાતના અંધકારમાં ચિરાડા પાડતો હોય એમ પવન જોરથી સૂસવી રહ્યો

હતો. ખલે ભેરવાયેલું જંતર આ પવનના સુસવાટાના સ્પર્શથી વણવગાડ્યું વાગતું હોય એમ રણઝણતું હતું!

બીજલના ઉશ્કેરાયેલા મગજને એ રણઝણાટમાં એનું રુદન સંભળાતું હતું.

એવામાં તેણે દૂર દૂર એક કોલાહલ સાંભળ્યો.

તેણે કાનને સરવા કરીને સાંભળ્યું, તો રાત્રિના અંધકારમાં અનીરાયનું લશ્કર, ગોકળગાયની ગતિએ જૂનાગઢ ભણી આગળ વધી રહ્યું હતું.

તેમના પગ કરતાં તેમની જીભ વધારે વેગથી ચાલતી હતી.

હજારો વેદનાઓની વચ્ચે તેને એક સંતોષ થયો! આ ગતિએ, આ લશ્કર આવતી કાલે સવારે તો શું, પણ આઠ દિવસ પછી પણ જૂનાગઢની ભાગોળે નહિ પહોંચે!....

બીજલે પોતાની ઝડપને હજુ પણ વધારી.

તેની અને લશ્કરની વચ્ચે હવે થોડાંક કદમોનું જ અંતર હતું! હવે તે પાછળના માણસોની વાતો બહુ જ સહેલાઈથી સાંભળી શકતો હતો!

'ઈ બધું તો ઠીક જાણે,' એક સૈનિક સાંભળી શકે તેમ, સૌને સંભળાવી રહ્યો હતો, 'પણ આ રાં'ના માથાને ભાલામાં તો નહોતું પરોવવું!'

'ભાલામાં ન પરોવે ત્યારે શું હારડો કરીને ડોકે બાંધે?'

લશ્કરની પાછલી હરોળ ઉપર અટ્ટહાસ્યનાં મોજાં ફરી વળ્યાં.

'આ હસવું, તે અંતે રોવા માટે છે, એમ માની લેજો!' પેલા સૈનિકે સહેજ ચિડાઈને હસનારાઓને ઠમઠોર્યા.

'એટલે?'

'ગટોરગચ્છના માથાની વાત નથી સાંભળી મહાભારતમાં?'

'શું આવે છે, એ વાતમાં?'

'એટલું પણ નથી જાણતા? અરે ભાઈ, એ એક માથાએ તો એક વાર કૌરવોની આખી સેનાને હરાવી હતી!'

'કેવી રીતે?'

'શું કેવી રીતે? માથું ઊછળી ઊછળીને વારાફરતી સૌની છાતીમાં પટકાય!'

'અરે એઈ વાતોડિયા!' વાત સાંભળી રહેલા નાયકે બોલનારને ધમકી આપી: 'શું કરવા આવી વાતો કરી કરીને ડરાવે છે?'

અને પછી, પોતે આવી વાતોથી જરા પણ ડરતો નથી એમ બતાવવા માટે તેણે ઉમેર્યું:

'એમ ધડ વગરનાં માથાં લડતાં, એ દિવસો તો હવે ક્યારનાયે આથમી ગયા! ગટોરગચ્છનું માથું લડ્યું તે દિ' દ્વાપર યુગ હતો, દીકરા મારા!....અને આજે તો હડહડતો કળજુગ છે!'

બીજલ એકાએક થંભી ગયો.

આ વાતચીતે તેના મનમાં એક તુક્કો ઊભો કર્યો હતો.

અનીરાયના લશ્કરને જૂનાગઢને રસ્તે જતાં, અધવચ્ચેથી જ પાછું વાળીને રા'ના સિંહાસન ઉપરનો ભય, ઝાઝો રક્તપાત કર્યા વગર નાબૂદ કરવાની એક યુક્તિ તેને સૂઝી હતી.

લશ્કર દૂર જઈને એક સાંકડી નેળમાં પ્રવેશ્યું, ત્યારે પોતે આડો ફંટાઈ ડુંગરાઓ ઉપર ચઢી, એ યુક્તિને અમલમાં મૂકી રહ્યો.

અને મધરાતનો અંધકાર, પવનના સુસવાટા, ડુંગરના પથ્થરો અને ઉશ્કેરાયેલા બીજલના જંતરે·પછીથી જે ચમત્કાર સાધ્યો હતો તે હવે આ કથાના વાચકોને સુપરિચિત છે.

પછી રા'ના માથાને મૂકીને સૌ નાઠા હતા.

અને સોરઠની એ અણમોલ દોલતને હાથમાં લઈ બીજલ આડવાટે જૂનાગઢને પંથે પડ્યો હતો!

૧૭

'એક બહેન આપને મળવા માગે છે, રાણીમા!' સોરઠરાણી રા'ની સ્મૃતિઓ માથે આંસુ સારી રહી હતી, ત્યાં એક દાસીએ આવીને ખબર આપ્યા.

'આવે વખતે? કોણ છે?'

'કોઈ પરદેશી લાગે છે, રાણીમા! અમે એને દૂર રાખવાની ઘણીયે કોશિશ કરી, મા! પણ એ કહે છે કે, 'આ વખતે જ મારે રાણીમાને મળવાની જરૂર છે! કહે છે કે હું રાણીમાને મળું એના ઉપર અનેકના જીવન-મરણનો આધાર છે!'

'કોઈ ગાંડી તો નથી ને?'

'લાગતી તો નથી, રાણીમા!'

'ભલે, આવવા દો એને.'

દાસી બહાર ગઈ.

સોરઠરાણી આ નવી આવનારી કોણ હશે એ વિષે અનેક તર્કવિતર્ક કરતી ઓરડામાં આંટા મારવા માંડી.

માણસનું મન પણ વિચિત્ર છે ને! તેને થયું. જેના પર લાખોના જીવન-મરણનો આધાર હતો, તેનું માથું રમતરમતમાં ઊતરવા દીધું....અને હવે અનેકના જીવન-મરણની ડરામણી દેખાડવા આવેલી કોક રસ્તે રઝળતી બાઈની વાત સાંભળવા બેઠું છે!

પણ કોણ હશે આ બાઈ? શા માટે આવી હશે, આવે કટાણે? અનેકના જીવન-મરણનો આધાર, એ મને મળે ન મળે એના ઉપર શી રીતે હોવાનો હશે?

'રાણીમા!' સોરઠરાણીને કાને, વાંસળીના સૂર જેવો મીઠો એક અવાજ પડ્યો....

અને સોરઠરાણી જોઈ રહી!

નવી આવનારી ખરેખર એક અસામાન્ય રૂપસુંદરી હતી. લાખોમાં એક માંડ હોય, એવી. બરાબર તેના પોતાનાં જેવી! હવે તેને સમજાયું કે એને પાછી કાઢવાની શક્તિ પોતાનાં દાસદાસીઓમાં શા માટે નહોતી.

'તમારે શું જોઈએ છે, બહેન?' કોઈ પણ જાતના ઔપચારિક વિવેક વગર સોરઠરાણી સીધી મુદ્દા પર આવી.

'મારે કશું જ જોઈતું નથી, રાણીમા!' સોરઠરાણીના સૌંદર્યને કોઈ બહુ સૂક્ષ્મ અને ચોક્કસ માપ વડે માપતી હોય, એવી રીતે, નવી આવનારીએ જવાબ આપ્યો: એક એક શબ્દ ઉપર પોતાના આખાયે વ્યક્તિત્વનું વજન મૂકીને!

'ત્યારે?'

'હું કૈં લેવા નથી આવી, રાણીમા! કૈંક આપવા આવી છું!'

સોરઠરાણીના સુંદર હોઠ સહેજ તંગ બન્યા. ક્રોધને તે માંડમાંડ કાબૂમાં રાખી રહી હતી. હજુ ગઈ કાલે જ એક વિચિત્ર પુરુષ એનું સર્વસ્વ લઈ લેવા આવ્યો... અને લઈ ગયો! અને આજે એક અદ્‌ભુત-સુંદર સ્ત્રી તેને કૈંક આપવા આવી છે! સત્યને ખાતર રા' જેવા રા'ના માથાને પણ જતું કરે, એ સોરઠરાણીને આપવા જેવું આ યુવતી પાસે શું હશે?

'મારે હવે કશાની ખેવના નથી, બહેન!' સોરઠરાણીએ બહુ જ ધીમે, કંપતે અવાજે જવાબ આપ્યો.

'જૂનાગઢની સલામતીની પણ નહિ!' ઊંઘતા માણસને ઢંઢોળી ઢંઢોળીને જગાડતી હોય એવા ભાવથી નવી આવનારી બોલી.

'જૂનાગઢની સલામતીની ચિંતા કરવાનો જેમનો અધિકાર છે, તેમાંના કોઈને પણ તમારી મદદની જરૂર પડે એમ હું માનતી નથી!'

'એવું ઘણુંય છે, રાણીમા! જે ગઈ કાલ સવાર સુધી તમે નહોતાં માનતાં!'

'એટલે?'

'વાદળ વિહોણા આકાશમાંથી પ્રલયની વીજળી તૂટશે—અને જૂનાગઢ ઘડીના છઠ્ઠા ભાગમાં રા' વિહોણું થઈ જશે, એમ તમે કાલ સવારે માનતાં હતાં, રાણીમા?'

'એવા ચમત્કારો રોજ નથી બનતા!'

'પણ આજે ફરી હું એવો જ ચમત્કાર કરી બતાવવા માટે આવી છું!'

'હા!' વધતા જતા કૌતુકથી આ રૂપસુંદરીની સામે જોતાં સોરઠરાણીએ દાઢમાંથી કહ્યું.

'હું તમને તમારું સૌભાગ્ય પાછું આપવા આવી છું!'

'તું રા'ને જીવતદાન આપી શકે છે?'

'નહિ! પણ એક રા'ને બદલે બીજો રા' જરૂર આપી શકું છું! રાણીઓ રા'ને નથી પરણતી, રા'ના સિંહાસનને પરણતી હોય છે, એ તો તમે જાણો જ

છો, રાણીમા ?'

'ઠીક છે!' બહુ જ ઠંડે કલેજે એક તાળી વગાડીને સોરઠરાણીએ કહ્યું.

અને ત્રણ સૈનિકો....

ત્રણ તરફની ત્રણે દીવાલોમાં આવેલાં ત્રણ ગુપ્ત બારણાં ઉઘાડીને ઓરડામાં દાખલ થઈ ગયા.

'મને શો જવાબ આપો છો, રાણીમા ?' સૈનિકોને જાણે જોયા જ ન હોય એવો ભાવ મોં પર કાયમ રાખીને નવી આવનારીએ પોતાનો આગ્રહ ચાલુ રાખ્યો.

'આ ગાંડીને અહીંથી લઈ જાઓ, સૈનિકો.' સોરઠરાણીએ આદેશ આપ્યો. 'અને હું બીજો હુકમ ન આપું ત્યાં સુધી એને કેદમાં રાખો!'

સૈનિકો નવી આવનારીને ઘેરી વળ્યા. એકે તેને પાછળની દીવાલનું ગુપ્ત બારણું દેખાડ્યું.

નવી આવનારી જાણે પોતાના જ ઘરમાં દાખલ થતી હોય, એવી છટાથી તે તરફ ચાલી.

'ઊભાં રહો, બહેન!' સોરઠરાણીએ હુકમ આપ્યો.

અને બારણાના ઉંબર પર પગ મૂકીને નવી આવનારી ઊભી રહી.

'તમારું નામ?'

'કેસર!'

સોરઠરાણી આ ત્રણ અક્ષરોને પોતાના મગજ પર અંકિત કરે એટલી વારમાં તો ત્રણ સૈનિકો વડે વીંટળાયેલી કેસર અંદરના ઓરડામાં અદૃશ્ય થઈ ગઈ.

અને ઓરડો પાછો પૂર્વવત્ થઈ ગયો.

૧૮

રા'ના, અને અનીરાયના પણ, માથાની શોધમાં ગયેલ જૂનાગઢના માણસો એ એમાંથી એક પણ માથું લીધા વગર પાછા ફર્યા ત્યારે જૂનાગઢના અધિકારીઓને નિશ્ચિતરૂપે ફક્ત એક જ વાત જાણવા મળી કે, જૂનાગઢની ધરતી ઉપર અથવા તો એના સીમાડા પર હવે એક પણ શત્રુ હયાત નથી.

રા'ના સિંહાસન પર બેસવા માટે ઠેઠ સિંધુ-પ્રદેશથી આવેલો અનીરાય સીમાડા નજીકના જે મકાનમાં એક રાત રહ્યો હતો, તે મકાન સુધી અને તેની પેલી પાર કેટલાય ગાઉઓ સુધી, એ માણસો પહોંચ્યા હતા એ મકાનની અને રસ્તા પરનાં તથા આજુબાજુનાં અનેક ગામડાંની અને ખેતરોની પણ, તેમણે ઝડતી લીધી હતી; પણ નહોતો પત્તો ક્યાંય અનીરાયનો કે નહોતો ક્યાંય એના સૈન્યનો પત્તો.

પેલા મકાનમાંથી અને બીજે બધેથી અગર કોઈ પણ એક સમાચાર ચોક્કસાઈપૂર્વક મળતા હતા તો તે એટલા જ કે જૂનાગઢ જીતવા ગયેલ સૈન્ય, કોઈ પણ જાતની લડાઈ લડ્યા વગર પાછું ફર્યું હતું....અને....

અને એ પાછા ફરેલા સૈન્યે આપેલ સમાચારથી અનીરાય એટલો ભડકી ઊઠ્યો હતો કે, તે પોતાની મોજડી અને મુગટ પહેરવા જેટલો વ પણ ન રોકાતાં સમાચાર સાંભળતી વખતે જે હાલતમાં હતો તે જ હાલત મૂઠીઓવાળીને પોતાના રાજ્યની દિશામાં નાસવા માંડ્યો હતો!

'એ મુગટ અને એ મોજડી અમે સાથે લેતા આવ્યા છીએ, દેવ!' ટુક નાયકે રાજ્યપુરોહિતને સંબોધીને કહ્યું.

સૌનાં મોં પર રાહત, રોષ, કુતૂહલ તેમ જ દુઃખની લાગણીઓ એકી તરવરી રહી.

જૂનાગઢ હવે બહારના આક્રમણથી ભયમુક્ત બન્યું એ હકીકત રા આપતી હતી; પણ જૂનાગઢની સલામતી માટે હવે મારી જરૂર નથી, એમ કહ સોરઠરાણી હવે સતી થવાનો પોતાનો સંકલ્પ અમલમાં મૂકશે, એ વાત દુ ઉપજાવતી હતી. આવડો મોટો ઉત્પાત જગાડીને અનીરાય માથા સોતો સ જવા પામ્યો એ વાતનો રોષ હતો....અને....

અને ઉતારેલ મોજડી અને મુગટ પહેરવા માટે પણ ન રોકાતાં નાસ જ માંડે, એવા તે શા સમાચાર તેના નાસી આવેલા સૈન્યે તેને આપ્યા હશે.... વાત ખૂબ કુતૂહલ ઉપજાવી રહી હતી.

આ કુતૂહલને ચકની પાછળ બેઠેલી સોરઠરાણીએ વાચા આપી.

'સિંધુરાજના લશ્કરે એવા તે કયા સમાચાર આપેલા, નાયક, કે જે અસર આટલી ચમત્કારિક થઈ?'

નાયકે રાજપુરોહિત સામે જોયું. સોરઠરાણીના પ્રશ્નનો ઉત્તર આપું કે આપું, એવી મથામણ એની દૃષ્ટિમાં હતી.

જૂનાગઢના ભાગ્યવિધાતા પાસે બધી જ હકીકતો દિલ ખોલીને રજૂ કર જોઈએ, નાયક! રાણીમાના પ્રશ્નનો ઉત્તર સહેજ પણ સંકોચ રાખ્યા વ આપી દો.'

'પણ....' નાયકે ગલ્લાંતલ્લાં કરવાનો પ્રયત્ન કર્યો.

'નાહક વખત ન બગાડો, નાયક!' સોરઠરાણીએ ચકની પાછળથી આદેશ આપ્યો

'તો સાંભળો, રાણીમા,' નાયકે હાથ જોડીને બયાન આપવા માંડ્યું: 'કાં છે કે કાલ મધરાતે રા'ના માથામાં એકાએક જીવ આવ્યો.'

'હેં!' સાંભળનારા બધા જ ચોંકી ઊઠ્યા.

ચકની પાછળ બેઠેલી સોરઠરાણીની આંખોમાં ચિતાના ભડકા જેવું તેજ ઝગઝગી ઊઠ્યું.

'પણ માથું એ વખતે હતું ક્યાં?' ચકની પાછળથી પ્રશ્ન આવ્યો.

'આપણી તરફ ધસતા સિંધુરાજના લશ્કરની સાથે ભાલે પરોવાયેલું!'

સાંભળનારાઓના મુખમાંથી રોષસૂચક કંઈ કંઈ ઉદ્ગારો નીકળી ગયા

ભમરો ખેંચાઈ, આંખો લાલ થઈ, હોઠો દાંત વડે ચવાવા લાગ્યા અને કમરે લટકતી તલવારોની મૂઠ પર પડેલ પંજાઓ તંગ બન્યા.

'હાં, પછી ?' એટલા જ સ્વસ્થ અવાજથી સોરઠરાણીએ સૌની જિજ્ઞાસાને વાચા આપી.

'પછી કહેવાય છે કે, માથું ભાલામાંથી નીકળીને એકમાંથી અનેક બન્યું.... અને....લશ્કરના એકેએક સૈનિકની છાતીમાં અફળાતું અફળાતું અદૃશ્ય થઈ ગયું !'

'તમે રા'નું માથું પાછું હાથ કરવામાં નિષ્ફળ નીવડ્યા, નાયક, તે તમારી નિષ્ફળતાને ઢાંકવા માટે તો આ વાત નથી ઉપજાવી કાઢી ને ?' એક પીઢ અધિકારીએ રોષ અને દુઃખથી ધ્રૂજતે અવાજે પૂછ્યું.

'ધણીના નામ સાથે આવાં અટકચાળાં કરતાં પહેલાં હું મારી જીભ જ કાપી નાખું, બાપુ !' નાયકે પ્રશ્ન પૂછનાર મહાજન સામે ઠપકાભરી નજરે જોઈને જવાબ આપ્યો. 'વળી મારી બનાવટથી કંઈ સિંધુરાજનાં લશ્કરો....અને સિંધુરાજ જાતે જ નાસી ન જાય, અડવાણે પગે અને ઉઘાડે માથે !'

'પણ આ બનાવ ક્યાં આગળ બન્યો, નાયક, એ વિષે કંઈ ચોક્કસ માહિતી મળી છે ?'

'એ ડુંગરાઓ વચ્ચેની કોઈક સાંકડી નેળની વાતો કરે છે સૌ, રાણીમા ! પણ–'

'પણ એ નેળ કઈ, તે વાતનો તમે નિશ્ચય કરી શકતા નથી, એટલું જ ને ! પુરોહિતજી !' સોરઠરાણીએ ઊભી થતાં આદેશ આપ્યો. મારી ઘોડી તૈયાર કરાવો. આ પળે જ હું આ આખીયે સમસ્યાનો તાગ લેવા માટે ઊપડી જવા માગું છું !'

'જેવી આજ્ઞા, રાણીમા !' સોરઠરાણીના અદમ્ય સંકલ્પબળથી સુપરિચિત એવા પુરોહિતે તરત જ જવાબ આપ્યો, 'પણ આપની સાથે થોડાક માણસો....'

'ચાર–છ માણસો છો આવે, તમારા સાંત્વનને માટે, વડીલ !' ઊપડવા માટે અધીર બનેલી સોરઠરાણીએ ઊભા થતાં થતાં વાત ટૂંકાવી.

'અને આમ જો,' એક બીજા સૈનિકને તેણે હુકમ આપ્યો, 'પેલી હમણાં જ આવી હતી ને, કેસર, તેને માટે પણ એક ઘોડી તૈયાર કરાવો....એ પણ મારી સાથે જ આવશે !'

'પણ રાણીમા...' દુશ્મન પક્ષની દેખાતી એક અનૂની યુવતીને વનવગડામાં સાથે લઈ જવામાં રહેલ જોખમ વિષે રાજપુરોહિત વાત કરવા માગતા હતા.

પણ સોરઠરાણી હવે પોતાના ખાનગી ખંડમાં ચાલી ગઈ હતી...મુસાફરીની તૈયારીઓ કરી લેવા માટે !

## ૧૯

મૃત્યુ એ જ માનવીના જીવનનો એકમાત્ર સાચો પૂર્ણવિરામ હશે ? એ સિવાય આરામ એના પ્રારબ્ધમાં હશે જ નહિ કે શું ? કૃતકૃત્યનો અનુભવ, સિદ્ધિની શાંતિ, શું માનવીના લલાટે વિધાતાએ લખી જ નથી ?

રાતને પાછલે પહોરે અનીરાયના કાયર લશ્કરને, જંતર અને ઝંઝાવાત સહાયતાથી છેરણવેરણ કરી રા'ના માથાને પોતાના ખડિયામાં નાખી, આડ જૂનાગઢને પંથે પડેલા બીજલના મનમાં ઉપરના વિચારો ઘોળાઈ રહ્યા હતા.

બચપણમાં માએ ત્યાગ કર્યો....અને કેસરની માએ તેની સગી માનું સ્થ લીધું. આ તો તેણે માત્ર સાંભળ્યું જ હતું....પણ સાંભળ્યું હતું, તે દિવસથી એ હૃદયમાં કેવડો મોટો અજંપો ઊભો થયો હતો! તે અજંપાએ એને જં આપ્યું અને જંતરે એને કેસર આપી!....અથવા ના! અજંપાએ એને કે આપી અને કેસરે એને જંતર આપ્યું! ગમે તેમ! પણ કેસરે અને જં બંનેએ મળીને તેના અજંપાને દૂર કર્યો હતો અને તેને એક નાનકડા પૂ વિરામનો અનુભવ કરાવ્યો હતો, એ વાત નિર્વિવાદ.

પણ એ પૂર્ણવિરામ કેટલો અલ્પજીવી નીવડ્યો!

જે જંતરે તેને શાંતિ આપી હતી, તે જ જંતરે તેને અશાંતિ આપી —અનીરાયના દરબારનો એક દરબારી બનાવીને!

ઝૂંપડીમાં સામ્રાજ્યનું સુખ માણતી કેસરને રાજમહેલના વાતાવરણે અશાં કરી મૂકી. ભૌતિક સુખોની પ્રાપ્તિ માટે પતિની કળાનો ઉપયોગ થઈ શકે એટલું એક વાર સમજતાં, તેના મનમાં લોભવૃત્તિ પ્રબળ બનવા લાગી. લો વિવેકને વણસાડ્યો અને હૃદયની ઊર્મિઓની કુમાશને કંઈ કરમાવવા માંડી!

'એવામાં અનીરાયને સોરઠરાણીના રૂપનો કેફ ચડ્યો. સિદ્ધરાજને રાણ દેવીના રૂપનો કેફ ચડ્યો હતો તેમ!'

પણ અનીરાયમાં સિદ્ધરાજની શૂરવીરતા નહોતી....એટલે....જૂનાગઢની રાણી કબજે કરવાનો તેણે જુદો જ માર્ગ લીધો. મારા જંતરને કુહાડાનો હાથો બનાવીને!

'પણ ખરો કુહાડાનો હાથો તો તારી કેસર હતી!' ખડિયામાં પડે રા'નું માથું તેને આશ્વાસન આપતું હોય એવી રીતે બોલી ઊઠ્યું.

'કેસરને દોષ દેવો નકામો છે. હું જ જો મક્કમ રહ્યો હોત તો....'

'સ્ત્રીના રૂપ પાસે કોઈ મક્કમ રહી શક્યું છે?' માથાએ તેની મીઠી મશ્કરી કરી, 'તારે ઠેકાણે હું હોત તોપણ....'

'પણ મારે ઠેકાણે તું હોય જ નહિ ને, કહી!'....બીજલે ખૂબ ભારપૂર્વક એકરાર કર્યો. 'તારી સોરઠરાણીમાં અને મારી કેસરમાં એટલો ફેર!'

પણ એટલા એક ફેરે....કેટલો ઘાણ વાળી નાખ્યો!....કેટલાં જીવન બરબાદ કરી નાખ્યાં.

આ વિચારે બીજલના હૃદયને ફરી ચગડોળે ચઢાવ્યું. ફરી તેને આખે શરીરે ધ્રુજારી શરૂ થઈ. અંધારાના સાગર વચ્ચે તો આમેય તે ચાલતો હતો.... પણ એ અંધારામાં પણ, તેની આંખે અંધારાં આવવા માંડ્યાં! ખભે ભેરવા-ચેલા જંતરના, પવનના સુસવાટાને કારણે થતા રણઝણાટમાં હવે બીજલને કોઈ

ભયાનક સંગીતના સૂરો સંભળાવા લાગ્યા.

અને એ સંગીતમાંથી ધી...મે ધી...મે શારડીની પેઠે હૃદયની આરપાર ઊતરી જતી એક કારમી ચીસ....તેને સંભળાઈ....અને પરસેવે રેબઝેબ થઈને તે....ત્યાં ને ત્યાં જ ઢળી ગયો !

૨૦

બીજલ જ્યારે ભાનમાં આવ્યો....ત્યારે તેણે કોઈનાં ડૂસકાં, સાંભળ્યાં.

ડૂસકાંની દિશામાં તેણે નજર નાખી તો એક વૃદ્ધ સ્ત્રી તેની પાસે બેઠી બેઠી રડી રહી હતી.

બીજલ આંખો મીંચી ગયો.

પેલી સ્ત્રીનું રુદન તો ચાલુ જ હતું. કોઈ મા, પોતાના એકના એક બાળકને માટે રુએ, એમ તે રોતી હતી. શાંત રહેવાના અનેક સભાન પ્રયત્ન કરવા છતાં રોવાઈ જતું હોય તેમ તે રોતી હતી.

છેલ્લા બે દિવસો દરમિયાન બીજલે ન જોવા જેવું ઘણુંય જોયું હતું અને ન સાંભળવા જેવું ઘણુંય સાંભળ્યું હતું; પણ આ રુદન સાંભળવાની એનામાં શક્તિ નહોતી.

આ વૃદ્ધ સ્ત્રીના આક્રંદ–સૂરો એના આત્માને સળગાવી રહ્યા હતા. શા માટે રોતી હશે આ ?

તેણે આંખો ઉઘાડીને ફરી જોયું. તો વૃદ્ધાના ખોળામાં રા'નું માથું હતું ! માથાના વાળની લટોમાં એ વૃદ્ધ સ્ત્રી રોતી રોતી, પોતાની આંગળીઓ ફેરવતી હતી–કેમ જાણે પોતાની કોઈ ખોવાયેલી પ્રિયતમ વસ્તુ એ વાળની લટોમાં જઈને સંતાઈ ન હોય !

આ દશ્ય, એ વૃદ્ધા સ્ત્રીના રુદનની કારમી કરુણતામાં ખૂબ જ વધારો કરતું હતું. બીજલનું હૃદય હવે ભાગું ભાગું થઈ રહ્યું હતું.

બીજલે સોરઠરાણીની ચીસ સાંભળી હતી.

આ ડોશીના શાંત સંયમિત રુદનમાં, એ ચીસની ભૈરવતા ભલે નહોતી, પણ એની હૃદયદ્રાવકતા તો પેલી ચીસ કરતાં પણ ચઢે એમ હતી.

સોરઠરાણીની ચીસ એ ગમે તેમ પણ રાજમહેલની ચીસ હતી; જ્યારે આ આક્રંદ તો કોઈ સ્મશાન રડી રહ્યું હોય એવું લાગતું હતું.

બીજલ મીંચેલ આંખે, થોડીક પળો સુધી, એમ ને એમ જ પડ્યો રહ્યો: પોતાના હૃદયને વૃદ્ધાની હૃદયવેદનાનો સાક્ષાત્કાર કરાવવાનો પ્રયત્ન કરતો !

કોણ હશે આ ?

રા'ની મા તો નહિ હોય !?

મા સિવાય આવું છાતીફાટ કલ્પાંત બીજું કોણ કરે ?

તેની પોતાની મા અત્યારે હોત તો ?

અને બીજલને એકાએક માની જરૂર વરતાવા લાગી!

આવે વખતે મા હોય, ના, કેસરની મા નહિ!–પોતાની મા હોય, તો તેના ખોળામાં માથું નાખીને એ ખૂબ રડી લેત–તેને થયું.

તેના હૈયામાં એટલો બધો ભાર ભેગો થયો હતો કે રડ્યા વગર એ લેશ પણ ઓછો નહિ થાય એમ તેને લાગવા માંડ્યું.

પણ આ સ્ત્રી, જો ખરેખર જ રા'ની મા હોય તો તેના ઉપર, બીજલ ઉપર, ગુસ્સે કેમ નથી થતી?

પોતાના દીકરાના ખૂનીને તેણે પોતાની આ ઝૂંપડીમાં આશ્રય શા માટે આપ્યો છે?

પોતે જ્યારે બેહોશ અવસ્થામાં હતો, ત્યારે આ સ્ત્રી એને સહેલાઈથી ગળા-ટૂંપો દઈ શકી હોત....જો એણે ધાર્યું હોત તો!

બીજલને ધીમે ધીમે બધું યાદ આવવા માંડ્યું.

અને વળી રા'ની મા આવી ઝૂંપડીમાં રહે પણ શા માટે?

કેસરના પડખામાંથી સરકીને તે અનીરાંયવાળા પેલા મકાનની બહાર નીકળી ગયો. તેણે જૂનાગઢની વાટ પકડી. માર્ગમાં મધરાતે તેણે પેલી નેળમાં એક ચમત્કાર કરી બતાવ્યો! તેણે રા'નું માથું કબજે કર્યું અને પછી તે આડવાટે પાછો જૂનાગઢને રસ્તે પડ્યો.

અને પછી? પછી સોરઠરાણીની પેલી ચીસ કોઈ ભયંકર હત્યાનું રૂપ ધારણ કરીને તેની પાછળ પાછળ આવતી હોય, એવો તેને આભાસ થયો.

અને તે, બેહોશ થઈને આ ઝૂંપડી પાસે, ફસડાઈ પડ્યો!–ખડિયામાં નાખેલ રા'ના માથા સોતો! અને ખભે ભેરવેલ પેલા જંતર સોતો!

એક ચોર–નજરથી તેણે ઝૂંપડીની ઝડતી લીધી: જંતર, ઓશિયાળી અને લોઠપણરી આંખોએ તેને ઠપકો આપતું હોય એમ, એક ખૂણામાં પડ્યું હતું!

આ વૃદ્ધાએ કેટલી કાળજીથી તેની એકેએક વસ્તુઓ ઊંચકી ઊંચકીને પોતાની ઝૂંપડીમાં આણી હશે!

તેની વસ્તુઓને....અને તેને પોતાને પણ!

બીજું બધું તો ઠીક, પણ પોતાની કાયાનો ભાર આ વૃદ્ધાની જઈફ અને જર્જરિત કાયાએ શી રીતે ઉપાડ્યો હશે!.... અને શા માટે?

કોણ હશે આ સ્ત્રી? તેને ફરી વિચાર આવ્યો!

અને તે ફરી આંખો મીંચી ગયો!

તેની ઇચ્છા તો જીવનને પણ મીંચી લેવાની હતી, પણ આ વૃદ્ધાના રુદને તેની સમગ્ર ચેતનાને જાણે કુંઠિત કરી નાખી હતી!

અને એમાં એકાએક, વિચાર, કોઈ અંધારી ખીણમાં વીજળી ઝબૂકે તેમ, એના મગજમાં ઝબકી ગયો.

આ બધું સ્વપ્ન તો નહિ હોય?

પણ આટલું આ સ્વપ્ન હોય તો પછી છેલ્લા બે દિવસની બધી ઘટનાઓ પણ સ્વપ્ન જ કાં ન હોય!–તેને થયું!

એમ જ હોય તો કેટલું સારું!

પણ....આમ ને આમ તો હું ગાંડો થઈ જઈશ, તેને લાગ્યું....

અને કેસરની સોડમાંથી પોતે સરકી આવ્યો છે તે ફક્ત, રા'નું માથું સોરઠ-રાણીને સોંપી તેની ક્ષમા માગી, પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા....નહિ કે ગાંડો બનવા!....એટલું યાદ આવતાં બીજા બધા વિચારોને મનમાંથી ખંખેરી....હજુયે એકધારી રીતે ચાલુ રહેલ પેલા રુદનની અગ્નિઝાળને ઝીલતો તે પડ્યો રહ્યો!

તમે કોણ છો, માજી!' બીજલથી આખરે પૂછ્યા વગર ન રહેવાયું.

જવાબમાં વૃદ્ધાનું રુદન હજુ પણ વધારે કારમું અને વધુ કરુણ બની ગયું.

'મહેરબાની કરીને મને જવાબ આપો, માજી!' બેઠો થઈને સહેજ તેની પાસે આવતાં બીજલ ફરી બોલ્યો.

વૃદ્ધ સ્ત્રી તેની સામે જોઈ રહી.

થાક, ઉજાગરા અને અનેક સંમિશ્ર આવેશોથી લાલ લાલ બની ગયેલી બીજલની આંખોમાં પોતાની ભીની આંખોને ઊંડી ઉતારી અંદર કંઈક શોધી રહી હોય એવી તે લાગતી હતી!

'મને જવાબ આપો, માજી!' જાણે એ જવાબ ઉપર જ પોતાના જીવન–મરણનો આધાર હોય એટલી મરણિયા કરુણતાથી બીજલે ત્રીજી વાર એ ને એ જ આજીજી કરી.

'જવાબ!' આખરે કોઈ ખંડેર હજારો વરસની શૂન્યતા પછી બોલતું હોય એવી રીતે વૃદ્ધા બોલી: 'પ્રશ્નો સૌ પૂછે છે, આ જગતમાં, બેટા! પણ જવાબ કોઈ નથી આપતું!....મારે પોતાને પણ એક જવાબ જોઈએ છે, બેટા!'

અને પળ બે–પળ શાંત રહ્યા પછી વૃદ્ધાએ ફરી પાછો ઠૂઠવો મૂકયો.

'તમે આને ઓળખતાં હતાં, માજી?'

પણ વૃદ્ધા હવે રુદનના નવા આવેશમાં ખોવાઈ ગઈ હતી.

'આ મને આપી દો. માજી!' રા'ના માથાને વૃદ્ધાના ધ્રુજતા હાથમાંથી લઈ લેવાની કોશિશ કરતાં બીજલે કહ્યું: 'અને મને હવે મારે રસ્તે જવા દો.'

વૃદ્ધા એકાએક શાંત થઈ ગઈ. રા'ના માથા ઉપરની તેની પકડ વધુ તેજ બની.

એની ભીંજાતી આંખો એના અંતરમાં ઊંડી ઊંડી ઊતરી ગઈ હોય તેમ સ્પષ્ટ લાગતું હતું; અને એનું અંતર...

એનું અંતર દિશા અને કાળના કેંકેં પોપડાઓને પાર કરીને કોઈ અદીઠ પ્રદેશમાં ખોવાઈ ગયું હોય એવો આભાસ થતો હતો.

'મેં કહ્યું માજી, મને હવે મારે રસ્તે જવા દ્યો.' વૃદ્ધાના કાનની સહેજ પાસે આવી અવાજને સહેજ ઊંચો કરીને બીજલ ફરી બોલ્યો.

'મેં તો તને તારા રસ્તે જ જવા દીધો હતો, બેટા, પણ....'

વૃદ્ધા એકાએક થંભી ગઈ. જે વાત નહોતી કહેવી એ જ વાત આખરે કહેવાઈ ગઈ–એવો કૈં ભાવ તેના મોં પર પથરાઈ ગયો.

'થંભી કેમ ગયા, માજી? તમે અબઘડી શું કહેતાં હતાં, મારા રસ્તા વિષે?'

'દરેક માણસ એમ ધારે છે, દીકરા,' વાત બદલી રહી હોય એવો દેખાવ કરીને વૃદ્ધાએ જવાબ આપ્યો, 'કે પોતે પોતાને રસ્તે જ જાય છે!'

'શું એ માન્યતા ખોટી છે, માજી?' પોતાના મનમાં ઘોળાઈ રહેલી વિચારણાને બીજલે વાચા આપી.

'ખોટી, નરાતાળ ખોટી! સૌને એક જ રસ્તે જવાનું છે અને એ રસ્તો કોઈ બીજાએ જ નક્કી કર્યો હોય છે, એને માટે!'

'એ તો મારો પણ અનુભવ છે, માજી! પણ હવે મારે જવું જોઈએ. તમે મારી સારવાર કરી....અને હવે મને ઠીક લાગે છે.'

'તને હવે ઠીક થઈ રહ્યું!' વૃદ્ધાએ સ્વગત ભાષણ કરતી હોય એવી રીતે જવાબ આપ્યો. અને એ જવાબ બીજલના હૃદય સોંસરો એક ચિરાડો પાડીને તેની પેલી પાર પહોંચી ગયો!

બીજલને હવે, વૃદ્ધાના આ અપરિચિત અવાજમાં કોઈ અગમ્ય અને નિગૂઢ પરિચિતતા વરતાવા લાગી!

'તમે છો કોણ?' એનો એ જ પ્રશ્ન બીજલે એક વાર ફરીથી પૂછયો.

'હું? હું કશું જ નથી!'

બીજલને હવે વહેમ પડવા માંડ્યો: ગાંડી તો નહીં હોય આ સ્ત્રી?

હશે! જે હોય તે! મારે મારી પોતાની ક્યાં ઓછી ઉપાધિ છે, કે આવી કોઈ નવી પંચાતમા હું ઊતરું!

'મને મારી ચીજ પાછી આપો!' ઊભો થઈને પોતાની ચીજો ભેળી કરતાં તેણે કહ્યું, 'અને....અને....મને મારે રસ્તે જવા દો!'

'તારો રસ્તો ક્યાં જાય છે, એ તો કહે?'

'જાય છે, જૂનાગઢ!'

'શું કરવા?'

'આ જેનું છે...તેને પાછું સુપરત કરવા....અને–'

'થંભી કેમ ગયો, બાપ!'

'પણ આ બધી વાતોની તમારે શી પંચાત, માજી?'

'પંચાત ?....' બીજલના શબ્દના ચાળા પાડતી હોય એમ વૃદ્ધા બોલી, 'પંચાત! આ જગતમાં મને બે જ વસ્તુઓ વહાલી હતી, બાપ....'

'તમે આનાં મા તો નથી ને, માજી ?' હૈયાનો પ્રશ્ન આખરે બીજલના હોઠ પર આવી ગયો અને વૃદ્ધના ખોળામાં પડેલ રા'ના માથા સામે ઇશારો કરીને તેણે તે પૂછી પણ નાખ્યો. 'એવું હોય તો હું તમારી માફી માગું છું, માજી! મેં તમારો ભયંકરમાં ભયંકર અપરાધ કર્યો છે....પણ એક વાતથી તો તમને હવે શાતા મળવી જ જોઈએ.'

'કઈ વાતથી ?'

'કે તમારા આ દીકરાનો ખૂની હવે ઝાઝી ઘડીઓ જીવવાનો નથી!'

'બીજલ!' વૃદ્ધાના મોંમાંથી ઝૂંપડીની આરપાર નીકળી સૃષ્ટિના હૃદયને ચીરતી હોય એવી એક અત્યંત કારમી ચીસ નીકળી પડી.

'તમે મને ઓળખો છો, માજી ?' બીજલ હવે ખરેખર આશ્ચર્યના સાગરમાં ડૂબી ગયો હતો.

છેલ્લા બે દિવસો દરમિયાન તેણે અનેક અભૂતપૂર્વ ચમત્કારો દીઠા હતા! અને આ ડોશીમા જો તેને ખરેખર ઓળખતાં જ હોય તો તો....

'મેં તને હમણાં જ ન કહ્યું બેટા, કે આ દુનિયામાં મને ફક્ત બે જ વસ્તુ વહાલી હતી....અને આ માથું....આ માથાનો ધણી....એ બેમાંનો એક હતો.'

બીજલનું ધ્રૂજતું શરીર હવે પરસેવે રેબઝેબ થઈ ગયું. તેનું હૈયું કૂદી કૂદીને જાણે તેની છાતી પર અફળાવા માંડ્યું: જાણે કેમ આત્માઉતારુને જીવન-સાગર પાર કરાવીને મૃત્યુને કાંઠે પહોંચાડવા માગતો યમરાજા શરીરરૂપી હોડીને ખૂબ જોરથી હલેસાં ન મારતો હોય!

વૃદ્ધાની વિશેષ વહાલી વસ્તુ....અને પોતાની જાતને સાંકળતી કોઈ ગુપ્ત કડી, આજે પ્રગટ થઈ જશે એવી આગાહી તેને વૃદ્ધાના આ છેલ્લા વચનમાં વાંચવા મળી હતી.

'પણ તમે મને ક્યાંથી ઓળખો ?'

'મારા જીવનની બીજી વહાલામાં વહાલી વસ્તુ તું છે, બીજલ!'

'હું ? મને કશુંયે સમજાતું નથી; માજી, તમે કોણ છો ?'

'તારી મા!'

'મા! મારી મા! ખરું કહો છો ?'

'તારી મા....અને....અને આની બહેન!'

'હેં!'

અને તે જ ક્ષણે ઉશ્કેરાટની પરાકાષ્ઠાએ પહોંચેલ, ભૂખ–તરસ–ઉજાગરા–આવેશથી થાકેલું બીજલનું શરીર....બેભાન થઈને ફસડાઈ પડ્યું!

## ૨૦

પ્રતિભાશાળી માણસોની એક ખાસિયત હોય છે. જ્યાં સામાન્ય આંખોને કશું જ ન દેખાય, ત્યાં તેમની આંખો ઘણું જોઈ લે છે; અને અસામાન્ય અવલોકનશક્તિથી ભરેલી એવી એમની આંખો પણ જ્યાં આગળ નિષ્ફળ બને છે ત્યાં આગળ તેમના હૈયાને હજાર આંખો ફૂટી નીકળે છે!

આ પ્રક્રિયાને બીજા શબ્દોમાં વર્ણવીએ તો જ્યારે તેમને કૈં જ નથી સૂઝતું હોતું, ત્યારે જ તેમને બધું સૂઝી જાય છે!

સોરઠરાણી અને કેસર બન્ને અસામાન્ય પ્રતિભાઓથી સંપન્ન હતાં. કેસર સોરઠરાણી પાસે શા માટે આવી હતી, તેનો ખુલાસો ખુદ કેસરને જ કોઈ પૂછે તો, તે સંતોષકારક રીતે આપી શકે એમ તો નહોતું જ. તે બીજલની તલાશમાં આવી હતી? અથવા તો બીજલનું હૃદય જેના ઉપર મુગ્ધ થયું છે, એમ તે માનતી હતી, તે સ્ત્રીને ફક્ત જોવા જ આવી હતી? કે પછી બીજલ આત્મહત્યા ન કરી બેસે તેની કાળજી રાખવા? કે બધુંય કરવા? અને વળી, ગમે તે કારણે આવી હોય, તોપણ સોરઠરાણી પાસે, તેણે જેવી વાતો કરી હતી, એવી વાતો કરવાની તેને શી જરૂર હતી? તે શું સોરઠરાણીનું પાણી માપવા માગતી હતી? કે પછી હાથે કરીને પકડાવાની, અને સોરઠરાણીની કેદમાં કેદી બનવાની જ, તેની ઇચ્છા હતી? કેદી તરીકે પણ રાજમહેલમાં અથવા રાજમહેલના સંપર્કમાં રહ્યાં હોઈએ તો બીજલની સોરઠરાણી–વિષયક બધી જ હિલચાલ ઉપર ધ્યાન રાખી શકાય, એવી કૈંક ગણતરી શું તેના મનમાં હતી?

ગમે તે હોય પણ એક લાભ તો એને થયો જ હતો–આ પગલાંને પરિણામે! રા'ના માથા માટેની પોતાની જાત–તલાશમાં આ સોરઠરાણીએ એને સાથે લીધી હતી!

અને રા'ના માથા માટેની તલાશ એ એક તો બીજલ માટેની જ તલાશ હતી ને?

બીજી તરફ સોરઠરાણીની સ્થિતિ કૈંક આવી હતી: કેસર કોણ છે, તે અલબત્ત, તે નહોતી જ જાણતી! પણ કેસર શું છે તે વાતની અટકળ તો એણે ક્યારનીયે કરી લીધી હતી. આવી રૂપવતી અને સાહસિક, બુદ્ધિમતી અને સમય–પારખુ સ્ત્રી, ધારે તો ગમે તેવું અશક્ય લાગતું કામ પણ કરી શકે, એવી તેને ખાતરી થઈ ગઈ હતી. તે દુશ્મન પક્ષની છે એ વાતનો તો તેણે જાતે જ જાણે જ એકરાર કર્યો હતો!

આવી સ્ત્રીને પોતાની ગેરહાજરીમાં, ભલે કેદી તરીકે પણ રાજમહેલમાં રહેવા દેવી એ એક ભયંકર જોખમ ઉઠાવવા જેવું હતું.

કેસરને પોતાની સાથે લેવાનો ત્વરિત નિર્ણય સોરઠરાણીએ કેવળ આ જ કારણે લીધો હતો.

અને છતાં એ નિર્ણય લીધા પછી એને માટે તેને રંજમાત્ર પણ વસવસો નહોતો કરવો પડ્યો.

પોતાનું સ્વમાન અને આત્મતેજ સંપૂર્ણ સલામત રાખીને, બીજી બધી રીતે કેસર સોરઠરાણીની પરિચારિકા જેવી જ બની ગઈ હતી! અને, ફક્ત થોડીક જ ઘડીઓના સહવાસ દરમિયાન, સ્વામિની અને સેવિકા વચ્ચેનો આ નવો સંબંધ એટલો ગાઢ અને સ્વાભાવિક બની ગયો હતો કે બહારથી જોનારને તો એમ જ લાગે કે આ બન્ને વરસોથી એકમેકની સાથે રહેતાં આવ્યાં છે!

ખેતરો ને કોતરો, ઝાડીઓ અને જંગલો, ખીણો અને ડુંગરાઓ, ફૂંદતાં ફૂંદતાં....બન્ને....જે નેળમાં આગલી રાતે ચમત્કાર થયો હતો તે નેળ સુધી પહોંચી ગયાં.

સોરઠરાણીએ આસપાસ, ઉપર, નીચે નજર નાખીને જોયું તો યોજનોના યોજનો જેટલા વિસ્તારમાં કોઈ કહેતાં કોઈ જ નહોતું...એક ફક્ત પેલા ચાર ઘોડેસવાર અંગરક્ષકો સિવાય, જેઓ આ યુગલની પાછળ પોતાની અને તેમની વચ્ચે બેક ખેતરવાનું અંતર રાખીને ચાલ્યા આવતા હતા!

'કેસર!' આસપાસ બીજી વાર એક ફરતી નજર નાખી, પોતાના ઘોડાને કેસરના ઘોડાની છેક જ પાસે લાવીને સોરઠરાણીએ કહ્યું.

'બોલો!'

'તારે જૂનાગઢનું સિંહાસન જોઈએ છે ને?'

'મારે!' કેસરના હૃદયે એક જબરો થડકાટ અનુભવ્યો. પોતાના હૃદયની છૂપામાં છૂપી વાસનાને આ બાઈએ શી રીતે પકડી પાડી હશે તે તેનાથી સમજાયું નહિ!

'એમાં આટલું બધું અચરજ પામવાની જરૂર શી છે? કેસર!' એ જ સ્વાભાવિક સ્વસ્થતાથી સોરઠરાણીએ આગળ ચલાવ્યું. 'તેં કદી અરીસામાં તારું મોં જોયું છે, કેસર? તું રાણી થવા માટે જ નિર્માયેલી છે!'

'અને હું રાણી જ છું. મારા પતિ, પ્રિયતમના હૃદયસિંહાસનની!' શબ્દો કેસરના હૈયામાંથી ઊડીને લગભગ હોઠ સુધી આવ્યા! પણ આવ્યા તેવા જ એમને પાછા ધકેલીને એટલી જ સ્વસ્થતાથી કેસરે જવાબ દીધો: જગતમાં કયા માણસને કયું સ્થાન આપવું એનો નિર્ણય કોઈ અરીસો નથી કરતો, રાણીમા!....અને....'

'અને શું, કેસર?'

'અને એવો નિર્ણય કોઈ અરીસો કરતો હોય તોપણ રાણીમા, જૂનાગઢના સિંહાસનને માટે આપ જ યોગ્ય છો!'

ભારે રાજનીતિકુશળ લાગે છે, આ છોકરી પણ! સોરઠરાણીને થયું.

'પણ હું તો હવે....જીવતે મૂએલી કેસર, મારા રા'ના જતાં!....તું મારી

પાસે કંઈક દરખાસ્ત મૂકવા આવી હતી ને, કેસર?'

કેસર મૂંગી રહી.

'તું કો'ક નવા રા'ની વાત કરતી હતી, ખરું ને, કેસર?'

કેસર હજુ પણ મૂંગી જ રહી.

'તો તારા એ નવા રા'ને તું જ પરણી લે ને કેસર!'

કેસર તો નેળમાં કોઈ અશ્વારૂઢ યુવતીનું પૂતળું કંડાર્યું હોય એવી રીતેજ ઘોડાની પીઠ પર બેસી રહી.

'આ કટારી લે!' એક સુવર્ણ કટારી પોતાની કમરમાંથી કાઢીને કેસરને બતાવતાં સોરઠરાણીએ કહ્યું: 'અને મને વિદાય કરી દે...પેલા અંગરક્ષકો આવી પહોંચશે તે પહેલાં તું આટલું આ કામ પતાવીને જૂનાગઢને રસ્તે પણ પળી ચૂકી હોઈશ...'

કેસર એ જ અવસ્થામાં હતી: જડ, પાષાણવંત, નિશ્ચેષ્ટ, સૂનમૂન!

'ગઈ કાલે એક જંતરિયો આવ્યો!....એને જૂનાગઢની ગાદીની ખેવના હોવી જોઈએ, કેસર! નહિ તો એ, કુબેરના ભંડાર જેવા જૂનાગઢમાંથી બીજું કશું નહિ અને રા'નું માથું જ શા માટે માગે!...આ લે.' કેસરના હાથમાં પરાણે કટારી મૂકીને સોરઠાણી આગળ બોલી: 'મને મારા રા' પાસે વિદાય કરીને તું એ જંતરિયાને શોધી કાઢ...અને પછી તું અને એ બે ભેગાં મળીને ભોગવો જૂનાગઢનું સિંહાસન!'

કેસર હજુ એમ જ, પાષાણ-પ્રતિમાની પેઠે જ, ઊભી હતી!

'જલદી કર, કેસર, વાર ન લગાડ!'

કેસરે કટારી ઊંચી કરી અને...

'મને ક્ષમા કરજે, રાણીમા!' એટલા શબ્દો બોલીને પોતાની છાતીમાં તે હુલાવવા જતી હતી...ત્યા તો સોરઠરાણી હરિણીની પેઠે ઊછળી...અને આત્મઘાત કરતી કેસરના હાથમાંથી પોતાની કટારી તેણે છીનવી લીધી.

'મને રોકો મા, રાણીમા, હું જીવવાને લાયક નથી!...'

૨૧

સોરઠરાણીએ પોતાની કમરની કનક કટારી કેસરને આપી...અને કેસરે એ કટારી ઉગામી એટલું દૃશ્ય જોતાંવેંત, દૂર ઊભેલા અંગરક્ષકો પોતપોતાના અશ્વોને એડીઓ વડે ઇશારો કરતાકને વીજળીવેગે આ બે રૂપસુંદરીઓની પાસે આવી ગયા!

'હું તો તને ખૂબ સ્વસ્થ અને વ્યવહારકુશળ સ્ત્રી માનતી હતી, કેસર!' નજીક આવી પહોંચેલા અંગરક્ષકોને દૂર ચાલ્યા જવાનો ઇશારો કરી, પોતી કટારને

કેસરના હાથમાંથી પરાણે આંચકી લઈને સોરઠરાણીએ ઠપકો આપ્યો. 'પણ તું તો વેવલી નીકળી પડી !'

'વેવલી ?' કેસરે ગળગળે અવાજે પડઘો પાડ્યો.

'મોં સુધી આવેલો કોળિયો પાછો ઠેલવો એ વેવલાઈ નહિ તો બીજું શું, કેસર ?'

કેસર જોઈ જ રહી, આ બોલનારીની સામે !

સોરઠરાણીના ચહેરા ઉપર અત્યારે કોઈ અપાર્થિવ સુંદરતાનું તેજ ઝળહળી રહ્યું હતું. ડુંગર–ધારોની પાછળ આથમતા સૂર્યનાં કિરણો એ સુંદરતામાં વળી કોઈ ઓર જ ઉમેરો કરી રહ્યાં હતાં.

અજબ છે આ નારી ! તેને થયું. પ્રિયતમ–પતિનું માથું ઉતારનારને ભરી સભામાંથી ઠેઠ રાજ્યની ભાગોળ સુધી સહીસલામત જવા દે છે ! અને પછી, સતી થવા નીકળે છે ! અને રાજ્ય ઉપર દુશ્મનો ચઢી આવ્યા છે એવા સમાચાર સાંભળતાંવેંત શસ્ત્રો સજીને રણે ચઢવા તૈયાર થાય છે ! દુશ્મનોના દૂત અને જાસૂસ જેવી એક ઝનૂની નારી સાથે એકલી જંગલમાં નીકળે છે....અને નીકળ્યા બાદ એનાથી સાવચેત રહેવાને બદલે એના હાથમાં કટારી મૂકી, એ કટારીથી પોતાને ખતમ કરી નાખવાની ભલામણ કરે છે !

સૌન્દર્ય એ માત્ર શરીરનો ગુણ નથી. મોટે ભાગે એ હૃદયની, આત્માની જ, એક વિશેષતા છે–એ વાત બુદ્ધિમતી કેસરને હવે સમજાવા માંડી !

બીજલ જેવો કલાકાર આવા સૌંદર્ય ઉપર કદીકને ન્યોછાવર પણ થયો હોય, તો તેમાં નવાઈ જેવું શું છે, તેને થયું !

અને છતાં પોતે, કેસરે, એને સોંપેલું કાર્ય તો બીજલે પૂરું કર્યું જ !. તેને ખાતર ! કેસરને ખાતર !

સોરઠરાણી જેવી સ્ત્રીનું હેવાતણ લૂંટતાં, એ કલાકારના ઊર્મિલ આત્મા ઉપર શું શું નહિ વીત્યું હોય !

'તું તો ખૂબ ઊંડી ઊતરી ગઈ હોય એમ લાગે છે, કેસર ?'

'આપે હમણાં જ ન કહ્યું, રાણીમા, કે હું વેવલી છું ! હું ખરેખર વેવલી છું, રાણીમા ! મને લેતાં નથી આવડતું અને આપતાંય નથી આવડતું ! મરતાં નથી આવડતું અને મારતાંય નથી આવડતું. મારે અમૃતેય પીવું છે અને વિષ પણ પીવું છે ! નરકમાં રહ્યા છતાં મારે સ્વર્ગના સુખનો આનંદ લેવો છે !'

'તું શું કહેવા માગે છે, કેસર ? હું જરાય સમજી શકતી નથી !'

'એમાં આપને સમજવા જેવું પણ કશું નથી, રાણીમા !' મોં બગાડીને કેસરે જવાબ આપ્યો.

એના ચહેરા ઉપર હવે મૃત્યુસહજ શીતળ ઊર્મિશૂન્યતાનું સામ્રાજ્ય પથરાઈ ચૂક્યું હતું.

'હું એકી સાથે બે વ્યક્તિઓનું જીવન જીવવા માગતી હતી, રાણીમા!' તેણે આગળ ચલાવ્યું: 'મારે કેસર રહેવું હતું....અને સોરઠરાણી થવું હતું! પણ અનુભવે મને મોડું મોડું સમજાવ્યું, રાણીમા, કે કેસર, કેસર રહીને તો સોરઠરાણી કદીયે નહિ બને શકે; સોરઠરાણી બનવા માટે તેણે કેસર તરીકે મરી જ જવું જોઈએ!'

આ વાર્તાલાપ દરમિયાન સોરઠરાણીની કેડે ઝૂલતી પેલી એ જ કટારીને કેસરે ક્યારે પોતાના હાથમાં લઈ લીધી તેની સોરઠરાણીને ખબર જ ન રહી!

ફક્ત અંગરક્ષકોએ દૂરથી આ દશ્ય જોયું અને તેમણે પોતપોતાના ઘોડાઓને આ દિશામાં મારી મૂક્યા.

'વળી પાછા કેમ આ લોકો વ્યગ્ર થયા લાગે છે, કેસર?' પોતા તરફ ધસતા ઘોડેસવારો સામે ઇશારો કરીને સોરઠરાણીએ કેસરને પૂછ્યું.

'ક્ષમા કરજો, રાણીમા.' કટારીને ખૂબ કૌશલ્યપૂર્વક સંતાડી, સોરઠરાણીએ પૂછેલા સવાલનો જ જવાબ આપતી હોય એવા ભાવથી કેસર બોલી: 'કંઇક અશત્યનો સંદેશો તેઓ પહોંચાડવા માગતા હશે આપને! પણ તે પહેલાં પહેલાં એક વાત હું કહી દઉં! આપના સૌભાગ્યની ખરી ઘાતક હું છું, મા! આપના સ્વામીનું મસ્તક મેં છેદાવ્યું છે!'

'તેં?'

'મારે હીરા–મોતીની છાબો જોઈતી હતી, ધનના ઢગલા જોઈતા હતા, જૂનાગઢનું સિંહાસન જોઈતું હતું, મા! પેલો જંતરિયો મારો પતિ હતો, મા! એ પોતે તો, ત્રણેય લોકના સામ્રાજ્યને ખાતર પણ, કોઈને હાથ અડકાડે એવો નહોતો, મા! પણ મારે ખાતર, મારા પ્રેમને ખાતર....એને ક્ષમા કરજો, મા!'

અને સોરઠરાણી કે દૂરથી વીજળીવેગે ધસતા આવતા અંગરક્ષકો તેને રોકી શકે તે પહેલાં તો પેલી હેમ–કટારી કેસરે પોતાની છાતીમાં હુલાવી દીધી!

## ૨૨

આવતી રાત્રિના પહેલા ઓળાઓની વચ્ચે કેસરના રુધિર–ખરડ્યા અને મૂર્છિત દેહને લઈને, સોરઠરાણી અને એના ચાર અંગરક્ષકો કોઈ વિરામ–સ્થાનની શોધ કરી રહ્યા હતા ત્યાં તેમણે દૂરદૂરથી આવતો કોઈક માનવીઓનો બોલાશ સાંભળ્યો.

'આપણા વૃદ્ધ પુરોહિતજી લાગે છે, રાણીમા!' અંગરક્ષકોના વડાએ અનેક અવાજો વચ્ચેથી એક સાદ પારખી લઈને કહ્યું: 'આખરે એ રહી ન શક્યા પાટનગરમાં!'

'એક રીતે એ સારું જ થયું છે, રાજપાલ. પુરોહિતજી આ ધરતીના એક એક કણથી પરિચિત છે. આ કેસરને પાટાપિંડી કરી શકાય એવું કોઈ

ઠેકાણું આટલામાં તેઓ જ બતાવી શકશે !'

એટલામાં તો પેલી આખીયે ટુકડી નજીક આવી પહોંચી હતી.

અને 'કોણ રાણીમા !' કહેતાકને પુરોહિતે સોરઠરાણીનો સત્કાર પણ કરી લીધો હતો.

'પણ આ શું ? કંઈ ધિંગાણું તો નથી થયું ને ?' કેસરના બેહોશ અને રુધિર નીંગળતા શરીર ઉપર દૃષ્ટિ પડતાં અત્યંત વ્યગ્ર બનીને વૃદ્ધ પુરોહિતે પૂછ્યું.

'એ બધું હું તમને પછી કહીશ, વડીલ! પહેલાં આ છોકરીની શુશ્રૂષા થાય એવું કોઈ ઠેકાણું જલદી દેખાડો !'

'એને રાજમહેલમાં જ પહોંચાડી દઈએ તો શું ખોટું ?' નજીકની કોઈ જગ્યા બતાવવાને બદલે પરબારી બલા કાઢતાં વૃદ્ધે ઉડાઉ જવાબ આપ્યો.

'એટલી વારમાં તો એ બિચારી ખલાસ જ થઈ જાય! મારે એને મરવા નથી દેવી, વડીલ! તમે આ ધરતીના ભોમિયા છો. અહીંનો એક એક તસુ તમે માપેલો છે, તમારી જિંદગીનાં આ એંશી વરસો દરમિયાન. આટલામાં કોઈ ઠેકાણું હોય, આને પાટાપિંડી કરી શકાય એવું, તો બતાવો, નહિતર....'

સોરઠરાણી આગળ બોલતી એકાએક થંભી ગઈ!

પણ એના મોં પર અત્યારે ભાવો અને આવેશોનું જે તુમુલ યુદ્ધ ચાલતું હતું તે જોતાંવેંત વૃદ્ધ પુરોહિત વિમાસણમાં પડી ગયો.

'આટલામાં એક ઝૂંપડી છે, મા.' પળ-બે-પળ વિચાર કરીને, આખરે ન છૂટકે કોઈ ભેદ ખોલતો હોય, એવી રીતે તે બોલ્યો. 'આજ વરસોથી એક બાઈ ત્યાં આગળ રહે છે...એકલી! ત્યાં તપાસ કરીએ. કૈંક નીકળી આવે તો!'

બન્ને ટુકડીઓ રાજપુરોહિતે બતાવેલી દિશામાં ઝડપબંધ આગળ વધવા માંડી.

સોરઠરાણી અને રાજપુરોહિત મોખરે હતા.

લગભગ નાભિ સુધી આવતી શ્વેત દાઢીવાળો એક જૈફ અને જગતની એક અજોડ સુંદરી....બંનેના ઘોડાઓ પડખોપડખ કદમ મિલાવી આગળ વધી રહ્યા હતા.

'વર્ષો થયાં આ બાઈ માનવસમુદાયથી દૂર રહે છે, મા! આટલા બધા માણસોને એકી સાથે જોઈને એ....'

'પણ આપને તો એ ઓળખતી જ હશે ને, વડીલ!'

'એક વાર તો....ઓળખતી હતી...બરાબર! પણ છેલ્લાં એકવીસેક વરસ દરમિયાન હું એને ત્રણચાર વખત ભાગ્યે જ મળ્યો હોઈશ!'

'તો, આ લોકોને અહીં થંભાવીને આપણે બે જ આગળ વધીએ, વડીલ, આ છોકરીને લઈને!'

'એ જ ઠીક છે. છોકરીને હું જ લઈ લઉં છું.'

કેસરના શરીરને વૃદ્ધે, કોઈ જુવાન માણસના ફૂલની છાબને હાથમાં લઈ લે, એટલી આસાનીથી પોતાના હાથમાં લઈ લીધું.

થોડીક જ વારમાં બન્ને પેલી ઝૂંપડીની લગોલગ થઈ ગયાં.

અંદર એક ઝાંખો દીવો ટમટમતો હતો. ચોતરફની કૃતઘ્નતાએ અંધકારમય બનાવેલા હૃદયમાં, કોઈ જૂની વફાદારીની ઝાંખી યાદ ટમટમતી હોય તેમ.

'આપ તો કહેતા હતા ને વડીલ, કે આ બાઈ અહીં એકલી જ રહે છે?'

'વરસોથી!'

'તો પછી....?'

સોરઠરાણીને આગળ બોલવાની જરૂર જ ન પડી. ઝૂંપડીની અંદરથી આવતા બોલાશના પડઘા વૃદ્ધ પુરોહિતને પણ આશ્ચર્યચકિત કરી રહ્યા.

'એ દિવસથી ચમત્કારો જ જોયા કરીએ છીએ, રાણીમા!' પછી પળ બે-પળ શાંત રહીને પુરોહિતે બહુ જ ધીમે અવાજે સોરઠરાણીને કહ્યું: 'આ એક વધુ ચમત્કાર! પણ આપણે હવે નીચે ઊતરી જઈએ.'

બન્ને ઘોડેસવારો નીચે ઊતરી ગયાં.

કેસરનો મૂર્છિત દેહ, વૃદ્ધની ખાંધ પર કોઈ ખખડધજ વડલાની ડાળ પર ધરતીમાંથી તાજી જ ઊખડી ગયેલી કોઈ વેલ જેવો લાગતો હતો.

બન્ને જેમ જેમ ઝૂંપડીની નજીક આવતાં ગયાં, તેમ તેમ, અંદરની વાતચીત વધુ ને વધુ સ્પષ્ટ થતી ગઈ. અસ્પષ્ટ ધ્વનિઓએ સ્પષ્ટ શબ્દાવલિઓનું સ્વરૂપ ધારણ કરવા માંડ્યું.

'પણ આ માદળિયું ન હોત તો, મા? તો તું મને ઓળખી શી રીતે શકત, મા?' અંદરથી કોઈ પુરુષનો ગળગળો અવાજ આવ્યો.

'આ તો કોક પરિચિત અવાજ લાગે છે, વડીલ!'

રાજપુરોહિતે નાકે આંગળી મૂકીને સોરઠરાણીને મૂંગા રહેવાની સૂચના આપી.

બન્નેનાં કદમો તો હજુ આગળ ને આગળ વધી જ રહ્યાં હતાં.

'મા દુનિયામાં બધું જ ભૂલી જાય, દીકરા! પણ પોતાના પેટના જણ્યાની સૂરત તો તે કદી જ ભૂલતી નથી!'

'આ જ એ વૃદ્ધ સ્ત્રી ને, વડીલ! જે અનેક વરસોથી આ ઝૂંપડીમાં એકલી રહે છે એમ આપ કહો છો?' સોરઠરાણીએ વૃદ્ધના કાન પાસે આવી પવન પણ ન સાંભળી શકે એટલા ધીમા અવાજે પૂછ્યું. વૃદ્ધે ડોક હલાવીને હા પાડી પણ સાથે સાથે નાક પર આંગળી મૂકીને સોરઠરાણીને ફરી શાંત રહેવાની સૂચના પણ આપી.

'પણ તું કહે છે તેમ, તું તો મને જન્મતાંવેંત જંગલમાં મૂકી આવેલી?'

'ભાઈને ખાતર! આ છોકરાને હાથે એના મામાનું મોત છે એવી ભવિષ્ય-

વાણી બ્રાહ્મણોએ ભાખી, તેટલા ખાતર જ, બેટા!' રા'ના માથા પર એક કુણી અને ભીની નજર ફેંકીને પેલી વૃદ્ધા સ્ત્રીએ જવાબ આપ્યો.

'તમે તમારા ભાઈને એટલો બધો ચાહતાં હતાં, મા, કે ભાઈને ખાતર દીકરાનો પણ ત્યાગ કરવા તૈયાર થયાં?'

'આ અવાજ તો પેલા જંતરિયાનો જ, વડીલ!' સોરઠરાણીએ રાજપુરોહિતના કાનમાં કહ્યું.

બંને થંભી ગયાં.

અંદર વાતચીતનો પ્રવાહ અતૂટ ચાલતો હતો.

'હું ભાઈનેય ચાહતી હતી, બેટા, અને દીકરાને પણ ચાહતી હતી. હું નહોતી ચાહતી, ફક્ત હત્યાને! મામા–ભાણેજ વચ્ચે ભવિષ્યમાં કદી પણ વેર જાગે એમ હું નહોતી ઇચ્છતી અને એનું એક બીજું પણ કારણ હતું!'

'શું?'

'એ જ કે મારો ભાઈ કોઈ મામૂલી માણસ નહોતો. એના જીવવા–મરવા ઉપર લાખો માનવીઓનાં સુખદુઃખનો આધાર હતો!'

'આ કોની વાત કરે છે, વડીલ?' સોરઠરાણીએ નવેસરથી ધડકી ઊઠેલા હૃદયને થંભાવવાની કોશિશ કરતાં, પોતાની જાતને પૂછતી હોય એટલે ધીમે અવાજે પૂછયું.

રાજપુરોહિતે ફરી નાક પર આંગળી મૂકી....

પણ સોરઠરાણીની જિજ્ઞાસા જંતરિયાના હૃદય સુધી પહોંચી ગઈ લાગતી હતી.

'તમે કોની વાત કરો છો? કોણ હતો તમારો એ ભાઈ?'

'કોણ હતો મારો ભાઈ?' વૃદ્ધાએ દીકરાના સવાલનો પડઘો પાડીને કહ્યું: 'કોણ હતો? એ હતો, મારો આ રા'....બેટા, આ રા', બેટા, જેનું માથું...'

'મને ક્ષમા કરો, મા!' કોઈ કરુણ ચીસના જેવા અવાજે બીજલ કરગર્યો.

'આપણે સૌ માલિકના હાથનાં રમકડાં, બેટા! એમાં કોણ કોને ક્ષમા કરે? પણ આવી બુદ્ધિ તને સૂઝી કેમ?'

'તેં જ કહ્યું ના, મા, કે આપણે બધાં એનાં જ રમકડાં છીએ! મારી ઘરવાળીને રાણી થવાનો લોભ લાગ્યો!'

'તારી ઘરવાળીને? કેસરને?'

'તું તો બધું જ જાણતી હો એમ લાગે છે, મા!'

'તને જંગલમાં મૂકી દીધા છતાં, મનથી તો મેં તને કદીયે વિસાર્યો નહોતો, બેટા! કેસરની મા તને ઉપાડી ગઈ ત્યારથી આજ સુધી મારો જીવ તો બારે માસ તારામાં જ પરોવાયેલો રહેતો! અને એ જીવની પાછળ કોઈ કોઈ વાર ખોળિયું પણ....'

'પણ તેં રાજમહેલનો શા માટે ત્યાગ કર્યો, મા ?'

'તને જંગલમાં મૂકીને હું કયે મોંએ રાજમહેલનું સુખ ભોગવું, બેટા ? એટલે તું મરી ગયો તેના શોકમાં સંસારનો ત્યાગ કરવાની જાહેરાત કરી, મેં અહીં જ મુકામ કર્યો.'

'પણ હવે મારે કરવું શું, મા ?'

'જે કરવા નિરધાર્યું'તું તે જ ! તું જૂનાગઢ શા માટે જતો હતો ?'

'આ માથું સોરઠરાણીને સોંપવા.'

'અને ?'

'અને સોરઠરાણીની ક્ષમા પ્રાર્થીને પછી પ્રાયશ્ચિત્ત કરવા.'

'કઈ રીતે ?'

'કઈ રીતે ? કહી દઉં, મા ! તું સહન તો કરી શકીશ ને !'

'સહન કરવાની બાબતમાં તો મારો જોટો જ તને નહિ જડે, બેટા, આ જગતમાં !'

'તો સાંભળ ! મારો વિચાર અગ્નિસ્નાન કરવાનો હતો !'

'ઠીક છે ! અને તારી ઘરવાળી ?'

'કેસર ?'

'હા, કેસર, જેને તું પ્રાણથીયે અદકી ચાહે છે !'

'એ મળે તો તમે એને કહેજો, મા, કે મારા મનમાં એને માટે લેશ પણ રોષ કે તિરસ્કાર નથી ! જીવનના અંતિમ શ્વાસ સુધી મેં એને ચાહી છે.'

'અને એ ચાહવાને લાયક પણ છે, બીજલ !' વૃદ્ધ પુરોહિતની સાથે અંદર દાખલ થતાંની સાથે જ સોરઠરાણી બોલી ઊઠી. 'આમ જો, પ્રાયશ્ચિત્ત કરવાની બાબતમાં તો એ તારા કરતાં ક્યાંય આગળ નીકળી ગઈ છે !'

'પણ આને થયું શું ?' બેબાકળે અવાજે બીજલે પૂછ્યું અને કોઈ જવાબ આપે તે પહેલાં તો 'કોણ રાણીમા !' 'પુરોહિતજી તમે ?' 'બીજલ ?' વગેરે ઉદ્ગારોથી આખી ઝૂંપડી પળ-અર્ધ-પળ ગુંજી ઊઠી !

'હવે કશા જ ખુલાસાની જરૂર નથી, મા ! આ ઓરડીમાં તમે મા-દીકરા વચ્ચે હમણાં જે વાતચીત થઈ રહી હતી, તે રાણીમાએ બધી જ સાંભળી છે. હવે આનો કંઈક ઉપાય કરીએ !'

'પણ થયુ શું, આને ?' કેસરના મૂર્છિત શરીરને પુરોહિતના હાથમાંથી પોતાના હાથમા લઈ તેને અત્યંત કુમાશભરી રીતે ઝૂંપડીમાં સુવડાવતાં બીજલે ફરી પૂછ્યું.

'એ બધું પછી, ભાણેજ, પહેલાં....'

પણ સોરઠરાણીનું વાક્ય પૂરું થાય તે પહેલાં તો રાજપુરોહિત અને રા'ની બહેન બન્ને કામે લાગી ગયાં હતાં.

આવેશથી થરથરતા હાથને કારણે, સદ્‌ભાગ્યે કેસરનો ઘા ઊંડો નહોતો. ઉપરાંત છાતીને લક્ષ્ય કરીને હુલાવાયેલી કટારી, સોરઠરાણી વીજળીની ઝડપે વચ્ચે આવી હતી તેને કારણે, પડખામાં લાગી હતી!

કેસરના વદન ઉપરથી મૃત્યુના ઓળા ધીરે ધીરે ઊતરતા જતા હતા તે તરફ તેનું માથું ખોળામાં લઈ ને બેઠેલી સોરઠરાણી સજળ નયને જોઈ રહી હતી!

૨૩

કેસર ભાનમાં આવી, ત્યારે તેણે પોતાની આસપાસ એક અકલ્પ્ય દૃશ્ય જોયું!

તેનું માથું સોરઠરાણીના ખોળામાં હતું. અને તેના પગ પાસે–તેના શરીર પર અત્યંત વહાલભર્યો હાથ ફેરવતી–એક વૃદ્ધ સ્ત્રી બેઠી હતી.

થોડેક દૂર....તેનો પતિ બીજલ ઝૂંપડીમાં શોકની કોઈ મૂર્તિ કંડારી હોય એમ ઊભો હતો અને એક ડોસો....કોણ હશે એ? પોતે એને ક્યાંક દીઠો તો જરૂર હતો! હા રાજપુરોહિત!...બીજલની પાછળ પોતાની પછેડી વતી રા'ના માથાને છુપાવવાનો વ્યર્થ પ્રયત્ન કરતો ઊભો હતો.

જાગૃતિની બીજી જ પળે કેસર બેઠી થઈ ગઈ.

'મને અધમને શા માટે જિવાડી, રાણીમા?' તે બોલી ઊઠી....અને તેની સાથોસાથ તેના મોંમાંથી એક ડૂસકું નીકળી ગયું.

'નકામી કચવા મા, કેસર! જે બની ગયું તે હવે કદી ન બન્યું તો થનાર જ નથી!....'

'પણ આવું કર્યા પછી હું કયે મોંએ જીવી શકું, રાણીમા!'

'અને હું પણ!' બીજલે પડઘો પાડ્યો!

'મારી તો બધીયે મહેનત પાણીમાં ગઈ!' પોતાની જાતને જ ફક્ત સંભળાવતી હોય એવા અવાજે રા'ની બહેને કહ્યું.

'જીવન અને મૃત્યુ તો એક ઈશ્વરના હાથની વાત છે, બા!' સૌને આશ્વાસન આપવાનો પ્રયત્ન કરતાં સોરઠરાણીએ કહ્યું: 'માનવી તો માત્ર પુરુષાર્થ જ કરી શકે અને તે તમે પૂરેપૂરો કર્યો છે, બહેન! આ જગતમાં જીવવાને લાયક જો કોઈ પણ હોય તો તે તમે જ છો, બહેન! તમે અને આ બીજલ!.... અને આ કેસર પણ! શા માટે, તે હું તમને રસ્તામાં કહીશ. અત્યારે તો આપણે–આપણે સૌ જૂનાગઢ પહોંચવાનો પ્રબંધ કરીએ, તાબડતોબ.'

જગતના ઇતિહાસમાં અપૂર્વ એવી એક ઘટના જૂનાગઢના ઇતિહાસમાં બની રહી હતી. ભારતીય સંસ્કૃતિના વિલક્ષણ વાતાવરણમાં જ, કવિઓની કલ્પનાના આર્યાવર્તમાં જ બની શકે, એવી એ ઘટના હતી. વિશ્વને પ્રેમામૃતનું પાન કરાવનારી બંસરીના બજવૈયા શ્રીકૃષ્ણ અને 'વેરથી વેર શમે ન કદી, પણ શમે

અવેરથી વેર!' એવી ઘોષણાના ગજવૈયા ભગવાન તથાગત બુદ્ધની પુનિત ભૂમિમાં જ સંભવી શકે એવી એ ઘટના હતી.

સોરઠરાણી બીજલને અને કેસરને સમજાવી રહી હતી. બીજલને એ ખોળે લેવા માગતી હતી. રા'નો ઉત્તરાધિકારી બનાવવા માગતી હતી. જૂનાગઢના સિંહાસન પર બેસાડવા માગતી હતી.

સોરઠરાણીની પડખે રાજપુરોહિત હતા અને રાજના સ્તંભરૂપ મનાતા બીજા અનેક સામંતો–મહાસામંતો હતા. સૌ બીજલને, પોતપોતાની રીતે, જૂનાગઢનું ખાલી પડેલું સિંહાસન સંભાળી લેવાનો અનુરોધ કરી રહ્યા હતા.

'રાજ–કુટુંબની વ્યક્તિઓનો ધર્મ સામાન્ય માનવીઓના ધર્મ કરતાં કંઈક જુદો હોય છે, બીજલ!' રાજપુરોહિત વિષાદ–ગંભીર મુખમુદ્રાથી કહી રહ્યા હતા. 'લાખોના પાલન–પોષણ–સંરક્ષણની જવાબદારી જેને માથે હોય, એને લાગણીઓના પૂરમાં તણાવું ન પાલવે!'

'બધાય ધર્મોમાં માનવ–ધર્મ ચડિયાતો છે, વડીલ!' આંસુભીની આંખોએ બીજલ કરગરતો હતો. 'મને–અમને અમારે રસ્તે જવા દો! અત્યાર સુધી તો માનવતાનો અમે દ્રોહ કર્યો, વડીલ, પણ હવે જે માર્ગ માનવતા ચીંધે છે, તે જ માર્ગે રવાના થવા દો.'

'અમે તો અહીંના નંદનમાં આગ આપવા માટે જ આવ્યાં હતાં, રાણીબા, અંગારા બનીને!' ડૂસકાં ઉપર થઈને કેસરનો અવાજ આવતો હતો.

'એ બધી વાતોને હવે ભૂલી જા, કેસર! વિધાતાએ લખેલ લેખને મિથ્યા કરવા માટે માનવીથી થઈ શકે એટલો પુરુષાર્થ આપણે કર્યો.' રા'ની બહેન સામે ઈશારો કરીને સોરઠરાણીએ આશ્વાસન આપ્યું. 'પણ પરિણામ શું આવ્યું?'

'તમે બાની વાત કરો છો ને, રાણીમા!' બીજલ વચ્ચે જ બોલી ઊઠ્યો. 'પણ બાએ જે પ્રયત્ન કર્યો, રાણીમા, તે પૂરો નહોતો, પૂરા હૃદયનો નહોતો! બાએ કંઈક કરવું જ હતું તો અનિષ્ટના મૂળને જ ઉચ્છેદી નાખવું જોઈતું હતું!'

'બીજલ!' સૌથી દૂર તરીને બેઠેલ રા'ની બહેન ચીસ પાડી ઊઠી. 'ગમે તેવી તોપણ હું મા હતી હોં...બીજલ!'

'પણ તમે બે જણ હવે કરવા શું માગો છો?' રાજપુરોહિતે કંટાળીને આખરે પૂછ્યું.

'એ તો અમે આપને અનેક વાર કહી ગયાં છીએ, પુરોહિતજી! અમે પ્રાયશ્ચિત્ત કરવા માગીએ છીએ! પાપનો આવડો મોટો બોજ ઉપાડીને....રાજ કરવું તો એક બાજુએ રહ્યું પુરોહિતજી, પણ અમારાથી જિવાય પણ શી રીતે?' બીજલે સોમી વાર ખુલાસો કર્યો.

'પણ કેવી રીતે?' સોરઠરાણીએ પૂછ્યું.

ઝૂંપડીમાં મા–દીકરા વચ્ચે થયેલી વાતચીત તેણે સાંભળી હતી. એ વાત દરમિયાન 'અગ્નિસ્નાન' શબ્દ, બીજલને મોંએથી તેણે સાંભળ્યો હતો ! બીજલ અને કેસર જીવતેજીવ સળગતી ચિતા પર ચઢે એની કલ્પનાથી જ તેને કમકમાં આવતાં હતાં. કોઈ પણ ઉપાયે તે આ આપત્તિને ટાળવા માગતી હતી.

૨૪

'મને સૌ ક્ષમા કરજો, રાણીમા.' જાણે પોતાની જાતને જ કહેતાં હોય, અને તે પણ ન-છૂટકે, એટલા ધીમા, ગળગળા અને લાચાર અવાજે રાજ્પુરોહિત બોલ્યો. 'પણ બીજલ અને કેસર પોતાના નિશ્ચયમાં અડગ રહેવા માગતાં હોય તો...અમારી સૌની વિનતિ એટલી જ છે, મા....ફક્ત એટલી જ છે મા....'

રાજપુરોહિત વાક્ય પૂરું ન કરી શક્યો. પોણી શતાબ્દી જેટલા લાંબા એના જીવને, રાજપ્રાસાદો અને રણક્ષેત્રોમાં સાંપડેલા વિધવિધ અનુભવોએ, જન્મસિદ્ધ દક્ષતાએ, શિક્ષણસિદ્ધ બુદ્ધિપ્રભાએ અને જ્ઞાનભંડારે અને અનુભવસિદ્ધ ઠરેલપણાએ એને ઘણું ઘણું શિખવાડ્યું હતું. પણ આજના પ્રસંગે ઉપાડેલું વાક્ય પૂરું શી રીતે કરવું એની સમજ તેને નહોતી પડતી !

જૂનાગઢના ખાલી સિંહાસનને સૌથી વધારે–અને સૌથી વધારે અનિવાર્ય–અગત્ય સોરઠરાણીના જીવનની જ છે એમ તે માનતો હતો; પણ સોરઠરાણીને સતી થવાનું માંડી વાળવાનું કહેવાની હિંમત તેનામાં નહોતી, અત્યારે તો નહોતી જ.

'આપ શું કહેવા માગો છો, વડીલ, તે હું પૂરેપૂરું સમજી ગઈ છું.' સોરઠરાણીએ એક એક શબ્દ તોળી તોળીને બોલતી હોય એવી રીતે જવાબ આપ્યો. 'પણ જગતની ચિંતા કરવાનો અધિકાર આપણો નથી–મારો તો નથી જ, વડીલ.'

સોરઠરાણી પળ બે–પળ થંભી.

વાતાવરણ જેવું શાંત હતું તેવું જ શાંત રહ્યું. સોરઠરાણીનું બાકીનું વક્તવ્ય શું છે તે સૌ સમજી ગયાં હતાં અને છતાં એના મોંમાંથી હવે કયા શબ્દો બહાર પડે છે તે સાંભળવા સૌ ઉત્સુક હતાં.

'હું તો માત્ર એટલું જ સમજું છું, વડીલ,' સોરઠરાણીએ આગળ ચલાવ્યું, 'કે પ્રત્યેક માણસ પોતાનો ધર્મ સમજે અને એ ધર્મનું હસતે મોંએ પાલન કરે, તો જગતનિયંતાની ચિંતા ઘણી જ ઓછી થઈ જાય.'

વાતાવરણમાં હવે ઘટાટોપ ઘેરાતો જતો હતો. ક્યાંક ક્યાંક તો વાદળીઓ વરસવા પણ માંડી હતી.

'જે પળે રા' આ ધરતી પરથી વિદાય થયા, વડીલ, તે જ પળે મારો આત્મા પણ અહીંથી વિદાય થયો છે એ આપ સૌ જાણો છો. બાકી તો આ ખોળિયું રહ્યું છે ફક્ત, અને એ ખોળિયું આવતી કાલે સવારે....'

એકાએક ધ્રૂસકાંમય બનેલ વાતાવરણમાં સોરઠરાણીના બાકીના શબ્દો તણાઈ ગયા.

'પણ જતાં જતાં, એક છેલ્લી વાત કહેતી જાઉં છું તમ સૌને!'

વાતાવરણ ફરી શાંત થયું: દરેક જણ, ધારે તો, પોતાના હૃદયના ધબકારા સુધ્ધાં સાંભળી શકે એટલી શાંતિ પ્રસરી રહી.

શાંતિના એ સાગર પર સોરઠરાણીના શબ્દો તરતા તરતા આગળ વધી રહ્યા હતા:

'તમે સૌ રા'ના સિંહાસનના હિતચિંતક છો એ હું જાણું છું. પણ હિત ચિંતવવું એ એક વાત છે અને હિત સધાય એમ વર્તવું એ બીજી વાત છે. સિંહાસનનો પ્રાણ, એના પર બેસનાર વ્યક્તિના તેજમાં છે. રા'માં એ તેજ હતું અને તેથી જ એનું સિંહાસન સુરક્ષિત રહ્યું છે. રા'એ માથું આપીને માથા કરતાં અનેકગણી વધારે કિંમતી ચીજ મેળવી છે, જ્યારે અનીરાયે માથું સાચવીને સર્વસ્વ ખોયું છે. આજે, આવતી કાલે અને ભવિષ્યમાં કોઈ પણ કાળે, સિંહાસન-ની આસપાસ ફરતાં સૌ માનવીઓને મારી એક જ ચેતવણી છે કે, રા'ની પેઠે રાજતેજનું સંરક્ષણ કરશો—માથાને સાટે—ત્યાં સુધી જ સિંહાસન સચવાશે....અને ....જ્યારે ગમે તે ભોગે સિંહાસનને સંરક્ષણ કરી લેવાની વૃત્તિ પ્રગટશે, ત્યારે સિંહાસન તરીકે નહિ પણ એક સુવર્ણ-પિંજર તરીકે જ! જય અંબે! જય ભવાની!'

સોરઠરાણીને હવે સત ચઢવા માંડયું હતું. એની આંખો, એની આખીયે મુખમુદ્રા, એનો અવાજ, એનું સમગ્ર વ્યક્તિત્વ, બધુંય ધીરે ધીરે કોઈ અપાર્થિવ તેજની ધારા વડે ધોવાઈ ધોવાઈને વધુ ઉજ્જવળ, વધુ દેદીપ્યમાન બનવા માંડયું હતું, જાણે!

'અમને આશીર્વાદ આપો, મા!' કહેતાંકને સૌ એમને પગે પડી ગયાં.

'આઈ અંબા તમારું સૌનું કલ્યાણ કરો!'

સોરઠરાણી પોતાના ખાનગી ખંડ ભણી વળી.

'જતાં જતાં અમને એક વાર ફરીથી ક્ષમા આપતાં જાઓ, મા!' કેસર અને બીજલ બન્ને કરગર્યાં.

'તમને ક્ષમા તો ક્યારનીય મળી ચૂકી છે!' સોરઠરાણીએ પ્રસન્ન વદને જવાબ દીધો. 'ભાવિ તમને તમારાં સ્ખલનોથી નહિ, પણ તમારા પ્રાયશ્ચિત્તથી જ યાદ કરશે....યાદ કરશે અને અભિવંદશે! જાઓ!'

'પણ અમને કંઈ આજ્ઞા?'

'આજ્ઞા?' ખાનગી ખંડના ઉંબરા પર ઊભાં રહીને કમાડ વાસવાની તૈયારી કરતાં સોરઠરાણીએ પડઘો પાડ્યો. 'આજ્ઞા આપું તો માનશો ખરાં?'

'અમને જીવવાનું ન કહેતાં, મા! એ સિવાય જે આજ્ઞા આપશો તે માથે ચઢાવીશું!'

'ઠીક છે, તો સાંભળો. કાલે બ્રાહ્મમુહૂર્તે જ હું મારા રા'ની સાથે અગ્નિસ્નાન કરવાની છું, બીજલ!'

બીજલનું હૃદય હવે ખૂબ જોરથી ધડકવા માંડયું હતું; કઈ જાતની આજ્ઞા આપશે આ સતી, એના અને અમારા બંનેના જીવનની આ અંતિમ ઘડીએ!

'રા'ને તારા જંતરનું ગાણું ખૂબ વહાલું થઈ પડયું હતું, બીજલ. યાદ છે ને?'

બીજલ શું જવાબ આપે?

પ્રલયનાં ચોઘડિયાં બજાવતું એનું હૃદય એની છાતીમાં હવે પાગલ બનીને ધમસાણ મચાવી દોડતું હતું.

'મારી છેલ્લી ઈચ્છા એ છે, બીજલ....અને તું પણ સાંભળ કેસર કે, અમે રા' અને હું....અગ્નિસ્નાન કરીએ તે વખતે તું અમારી સામે ઊભો રહીને તારું જંતર બજાવ!'

'મા!' બીજલની રાડ ફાટી ગઈ. 'એ મારાથી....!'

'અને તું પણ મારી છેલ્લી ઈચ્છા જાણવા માગતી હતી ને, કેસર?' બીજલની રાડની લેશ પણ નોંધ લીધા વગર સોરઠરાણીએ, એક ડગલું પાછળ હઠી, કમાડ બંધ કરતાં કરતાં આગળ ચલાવ્યું: 'તો સાંભળી લે. તને મારી એક જ આજ્ઞા છે...કે બીજલ જંતર બજાવે તે વખતે તારે એની પડખોપડખ ઊભાં રહેવું. અમારી સન્મુખ. આઈ અંબા તમારું બન્નેનું રખોપું કરો!'

ભિડાયેલા કમાડની પાછળ સોરઠરાણી અદશ્ય થઈ ગઈ.

ધીરજની પરાકાષ્ઠા એટલે ધરતી. અને ધરતીનું ઉત્તમોત્તમ અંગ એટલે ધરાધર!

પર્વત એટલે સાક્ષાત્ ધૈર્યસ્વરૂપિણી પૃથ્વીની પણ પરાકાષ્ઠા!

આવા પર્વતોને પણ કવિઓની કલ્પનાએ, કોઈકોઈ વાર, રોવડાવ્યા છે, ડોલાવ્યા છે!

પણ ગિરનાર આજે રોતો નહોતો, ડોલતોયે નહોતો.

એનું કારણ એ નહોતું કે એની તળેટીમાં આજે ઘડાઈ રહેલી ઘટના ગમે તેવા કાળમીંઢની છાતીને પણ પિગળાવે એવી નહોતી!

પણ આજે એના હૃદયમાં, રોવાની કે ડોલવાની વૃત્તિ જાગે એટલી પણ જગ્યા ખાલી ન હતી. આજે એનું હૃદય કેવળ એક જ ઊર્મિથી તરબોળ હતું અને તે ઊર્મિ હતી, આત્મવિસ્મૃતિની! આજે જે દશ્ય પોતાની તળેટીમાં સર્જાઈ રહ્યું હતું તે દશ્યની સાથે ગરવો ગિરનાર એકાકાર બની ગયો હતો!

તળેટીમાં ચિતા તો ભડભડતી હતી ફક્ત એક જ! પણ....તે તો સ્થૂલ

ંખોને નિસબત છે ત્યાં સુધી! બાકી હૃદયની આંખો વડે જોઈએ તો, ગિર-
રની આસપાસનું આખું જગત આજે ચિતામય હતું.

આ જગત આજે કાર્ય-કારણનો સંબંધ પણ સાવ વીસરી ગયું હતું.
તાની આસપાસ અને પોતામાં જે અણગણ ચિતાઓ ભડભડી રહી છે, તેમાં
ાંથી, વાસ્તવિક, ચિતા કઈ અને કાલ્પનિક ચિતાઓ કઈ, એ હવે તેને
દ જ નહોતું રહ્યું!

માટે જ તો, પ્રાચીમાં ઉષાનું હિંગળોકવરણું પહેલું કિરણ ફૂટયું અને
રતી પર ચિતાની પહેલી અગ્નિશિખા પ્રગટી; ત્યારે એ અગ્નિનું બીજ, રા'ના
ાથાને ખોળામાં લઈને બેઠેલી સોરઠરાણીની આંખોમાંથી તો નથી પ્રગટયું ને,
મેવી ભ્રાંતિ પણ અનેકના મનમાં ઊભી થયેલી!

ભ્રાંતિ? ના. એ ભ્રાંતિ નહોતી.

હકીકત જ હતી, અનેકને મન! એ આંખોની-યજ્ઞવેદીમાંથી પ્રેરણા લઈને,
એ પ્રેરણા પોતાના જંતરને પાતા બીજલને અને એ બીજલની પડખોપડખ
આંખોને અંતરમાં ઢાળી અંજલિ બાંધીને ઊભેલી કેસરને તો એ વાતની
ખાતરી જ હતી!

બીજલનું જંતર આજે હજાર સૂર-ધારાઓએ આક્રંદ કરી રહ્યું હતું! એ
આક્રંદ ગિરનારની તળેટીમાંથી ઊઠી, એની છેલ્લી ટૂંક પર થઈ, ગગનના ગુંબજોને
વીંધી, ઠેઠ અંબ્યક્તના ઉંબર સુધી પહોંચતું હતું!

આક્રંદના સૂરો અને ચિતાની આગ-ઝાળો! આજ સૂરો ઝાળ જેવા લાગતા
હતા....અને ઝાળો....સૂરની ધારાઓ જેવી લાગતી હતી!

બીજલે આવું જંતર જીવનમાં કદીયે વગાડયું નહોતું! સિવાય કે એક
પ્રસંગે! અને એ પ્રસંગ બન્યો હતો—સપનામાં! જ્યારે કેસરને એણે, ધીમે
ધીમે, એક ભયંકર સત્ત્વમાં પલટતી અને ખુદ પોતાના જંતરના જ નાશની
માગણી કરતી નિહાળી હતી!

આજે કેસર. ધીમે ધીમે, વધુ ને વધુ દિવ્યતા ધારણ કરતી જતી હતી!
આક્રંદધારા અને આગ ઝાળની એક એક આવૃત્તિ એના આત્માને વિશુદ્ધિના
એક એક શિખર ઉપર ચઢાવી રહી હતી!

સોરઠરાણી રા'ના માથાને ખોળામાં લઈને અગ્નિસ્નાન કરી રહી હતી!
ત્યારે કેસર પોતાના પ્રિયતમની પાસે ઊભી ઊભી જંતરમાંથી પ્રગટતી સૂર-
જ્વાળાઓ વચ્ચે અગ્નિસ્નાન કરી રહી હતી!....

અને ગિરનાર મંત્રમુગ્ધ બનીને આ દશ્ય નિહાળી રહ્યો હતો! દશ્ય
નિહાળી રહ્યો હતો....અને આક્રંદ સાભળી રહ્યો હતો.

પોતાના જીવનનું અંતિમ ગીત ગાતું હોય એમ જંતર આજે રમણે ચઢયું
હતું. ઘડીકમાં તે રા'ને બિરદાવતું હતું, તો ઘડીકમાં તે અશ્રુભરી લોચન-જ્યોતે

સોરઠરાણીની આરતી ઉતારતું હતું. ઘડીક તે, ત્યાં આગળ ઠલવાયેલ જૂન આખીય જનમેદનીને પોતાના આ મહાવિલાપમાં સૂર પુરાવવાનું આમંત્રણ હતું, તો ઘડીક પાછું એ જ મેદનીને એ આશ્વાસન પણ આપતું હતું. એ અવ્યક્ત સાથે એકાકાર બનવા માટે ઉતાવળો બનતાં સોરઠરાણીને, થો થંભી જવાની કાકલૂદી કરતું હતું, તો ઘડીક એ રા' અને સોરઠરાણીની પહોંચવામાં મોડા પડતા બીજલના ખોળિયાને ઠપકાના અગન–ચાબૂકો પણ હતું!....એટલામાં....

'અંબે માત કી જે!' સોરઠરાણીના સ્થૂલ–અવશેષ સંપૂર્ણ અગ્નિસાત્ વિરાટ જનમેદનીમાંથી જયનાદ ઊઠ્યા!

અને ક્યારનુંય થરથરી રહેલું જંતર બીજલના નિર્જીવ હાથોમાંથી વ મેઘાડમ્બરમાંથી વીજળીનો કડાકો પડે, એમ પૃથ્વી પર પડ્યું!

અને 'હાં! હાં!' કહેતો રાજપુરોહિત એમને ઝીલવા જાય તે પહેલાં બીજલના નિર્જીવ શરીર સાથે લપેટાઈને કેસરનું અચેતન ખોળિયું પણ ધ પર ઢળી પડ્યું!

*

તે પછી, બીજે દિવસે બરાબર આ જ વખતે, ધરતીના કબજા માટે રજ અને ઉષા વચ્ચે મહાતુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. તે વખતે, મૃત્યુની જ જીવ જાગતી પ્રતિમા હોય એવી એક જર્જરકાય ડોશી ગઈ કાલે આ સ્થળે ધી ગયેલી બબ્બે ચિતાઓની રાખ વચ્ચે બેસીને છાતીફાટ રુદન કરી રહી હતી!

★